स्वास्थ्य तथा मानव जीवन संबन्धी विषयों पर लगभग
१००० पुस्तकों का निचोड।

# जीवन-रक्षा विवेक

## [ A Discourse on life's battle ]




लेखकः—चौ० भीमसेन धनुर्विद्यारत्न

सहायक लेखक :—चौ० भद्रसेन 'शास्त्री'

प्रथम वार १००० ] १९३८ [ मूल्य २॥)

આરોગ્ય સિન્ધુ ગ્રન્થમાળા પુષ્પ ૮ મું.
આરોગ્ય સિન્ધુના ગ્રાહકોને સને ૧૯૨૮ અને ૧૯૨૯ની ભેટ

# વૈદ્યક ચિકિત્સા પદ્ધતિ.

# VAIDYAK CHIKITSA PADDHATI.




લખનાર
વૈદ્ય ગોપાળજી કુંવરજી ઠક્કર આયુર્વેદાચાર્ય,
સંપાદક- "આરોગ્ય સિન્ધુ"
આરોગ્યાશ્રમ-કરાચી.

આરોગ્ય સિન્ધુના ગ્રાહકોને સને ૧૯૨૮ અને ૧૯૨૯ની ભેટ.

ओ३म् ।

શ્રી ધન્વન્તરયે નમઃ

# વૈદ્યક ચિકિત્સાપદ્ધતિ.

( વૈદ્યક ચિકિત્સાસાર ઉતરાર્ધ ભાગ ૧ લો. )

જેમા શરીર, ધાતુ, દોષ, દવાની માત્રા, તોલ, માપ, રોગ પરિક્ષા, સરલ નિઘંટુ અકારાદિક્રમ પ્રમાણે રોગોનુ વર્ણન, ઉપાય, પથ્ય, ઉપયોગી નુસખાઓ અને વિષચિકિત્સા વગેરે બાબતો ઘણીજ સરળ રીતે દાખલ કરવામા આવી છે




રચનાર

વૈદ્ય ગોપાલજી કુંવરજી ઠક્કુર, આયુર્વેદાચાર્ય

સંપાદક આરોગ્ય સિન્ધુ અને લોહાણા જીવન,

આરોગ્યાશ્રમ—કરાચી.





પ્રત ૧૦૦૦ ] સને ૧૯૨૯ [ આવૃત્તિ ૧ લી

કિંમત રૂપીયા બે.

આરોગ્ય સિન્ધુ પ્રીન્ટીગ પ્રેસ, કરાચી

# અર્પણ પત્ર.



શ્રીયુત માનનિય વૈદ્યરાજ

પં. સુખરામદાસ ટી. ઓઝા,

કરાચી.

આયુર્વેદ માટે તદ્દન સુકા ગણાતા સિંધ પ્રદેશમાં આપનું સેવા કાર્ય આયુર્વેદની શોભા અને ગૌરવ વધારનારૂં છે.

આપ સિંધના એક નામાંકિત અને અનુભવી વૈદ્ય છો, આયુર્વેદના સાચા સેવક છો, આપના હાથે આયુર્વેદની સારી સેવા થઇ રહી છે; તેમજ મારા પ્રત્યે કે મારી પ્રવૃત્તિઓ પ્રત્યે આપને ખાસ પ્રેમ છે તે પ્રેમના સ્મરણરૂપે આ મારો લઘુ ગ્રન્થ "વૈદ્યક ચિકિત્સાપદ્ધતિ" આપને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

આપનો વિશ્વાસુ,

વૈદ્ય ગોપાલજી ઠક્કુર.

# પ્રસ્તાવના.



પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આજે આરોગ્ય સિન્ધુ સાત વર્ષ પુરા કરી આઠમા વર્ષમા પ્રવેશ કરે છે, અને આરોગ્ય સિન્ધુ ત્રિમાસિક માથી માસિક થયે આજે પાચ વર્ષ પુરા થઇ છઠ્ઠુ વર્ષ બેસે છે છેલ્લા ચાર વર્ષથી ગ્રાહકોને દર વરસે એક ભેટનુ પુસ્તક આપવાનુ શરૂ કર્યું અને તે મુજબ આજ સુધીમા વૈદ્યક ચિકિત્સાસારના ચાર ભાગ અપાઇ ચુકયા, આ ચારે ભાગ લોકોમા સારો આદર પામ્યા એ જાણી મને આ પ્રવૃતિમા ઉત્સાહ વધ્યો, અને જે ભેટનુ પુસ્તક હવેથી બધ કરવુ એવો વિચાર એક વખત આવતો હતો, તે વિચાર મુલતવી ગણી આ ક્રમ ચાલુ ગણ્યો અને તે પ્રમાણે સને ૧૯૨૮ના ગ્રાહકો માટે ભેટ આપવાને આ પુસ્તક તૈયાર કરી પુરૂ કર્યું, પ્રથમના ભેટના પુસ્તકો લોકોમા સારો આદર મેળવી ચુકયા એવુ, આ થશે કે કેમ તેનો નિર્ણય વાચક વર્ગના મળેલ અભિપ્રાય બાદજ નક્કી કરી શકાય તેમ છે પણ એટલુ તો કહેવુજ જોઇએ કે બીજા ભાગોમા જે મહેનત લઇ શુદ્ધ ભાવથી વસ્તુ તૈયાર કરવામા આવતી હતી તેજ ખતથી આ કાર્ય કરવામા આવ્યુ છે, એટલુજ નહિં પણ ઘણાએક ગ્રાહકો આવા પુસ્તકની ભેટ તરીકે માગણી કરી ગયા હતા, અને અમને પણ એ વિષય પર અમારા વિચાર દર્શાવવા જરૂર જણાતી હતી તે દ્રષ્ટિથી આ તૈયાર કર્યું છે

આવા પુસ્તકો હાલમા કેટલીક ફાર્મસીઓ તરફથી પણ પ્રગટ થવા લાગ્યા છે, અને તે પુસ્તકોના આધારથી લોકો દવાઓ ખરીદી સહેલાઇથી ચિકિત્સા પદ્ધતિ સમજી કામ ચલાવી લ્યે છે પણ એમાં દરેક ફાર્મસીવાળા પોતાની દવા લોકોમા કેમ વધુ વપરાય એ લક્ષ્ય

ધ્યાનમા રાખી પોતાના એવા પુસ્તકો તૈયાર કરી ચુકયા છે અહિં તેવો હેતુ નથી અને પ્રયત્ન પણ એ ઢબે કરવામાં આવ્યો નથી, આ વાતનો નિર્ણય વાચક વર્ગ કરી શકે તેમ છે.

આરોગ્યસિન્ધુ દર વર્ષે હજી સારી રકમ ખોટ ખાતે લખી પોતાનુ લીધેલુ સેવાવ્રત ચલાવ્યે જાય છે અને તેમાં પણ વળી આવુ ભેટનું પુસ્તક આપવુ એ તો ભારેજ પડે એ દેખીતુ છે, છતાં પણ ગ્રાહકોને આની કદર છે અને તેઓ કંઈક આરોગ્યસિંધુ માટે મહેનત લઈ ગ્રાહકો વધારવા સહાયતા કરશેજ આ આશાથી આવા દરેક ખર્ચો તે ઉપાડી આપની સેવા કરે છે અને પોતાની ફરજ બજાવે છે અને ગ્રાહકવર્ગ પોતાની ફરજ બજાવી પાયસોહ ગ્રાહક હજી વધારી આપવા ધ્યાનમા લે તો ભેટ અને માસિક હજી પણ એટલાજ લવાજમમાં બમણા કદના આપવા વિચાર રહે છે.

ભેટનુ પુસ્તક એકજ વર્ષ માટે તૈયાર કરેલુ હતુ, પણ ધાર્યા કરતાં મેટર બમણાથી પણ વધારે થયુ, છાપવાની શરૂવાત કરી અને બે ભાગ જુદા કરી લેવાનો વિચાર થયો, પણ તેમ કરતા ગ્રન્થની મઝા બરાબર રહેતી ન હોવાથી સાથેજ છાપવાનું ચાલુ રાખી બસો પાનામા પુરો કર્યો છે. હવે દર વર્ષના નિયમ કરતા કદ આશરે ૧૨૦ પૃષ્ટ વધારે થએલ છે પણ તે સને ૧૯૨૮ અને ૧૯૨૯ ના ગ્રાહકોને ભેટ આપવાનુ ઠીક થશે એમ સમજી સાથેજ બાઇન્ડીગ કરી ગ્રન્થને બને તેટલો સુંદર બનાવેલ છે.

કાગળ, છપાઇ અને મહેનત જોતા આ પુસ્તકની કીમત રૂા. બે જરાપણ વધારે નહિજ ગણાય એ દેખીતી વસ્તુ છે, એટલે આવી ભેટ બે રૂપીયા લવાજમમાં એક રૂપીયો વાળી આપે અને બાકીનો રૂા. એક બાર માસ માસિક મેળવવા માટે થયો એમ ગણી શકાય, ગ્રાહકો જોઇ શકશે કે આરોગ્યસિન્ધુ તેમને કેટલુ સસ્તુ આપવામા આવે છે.

કામનુ વધારે દબાણ હોવાથી ગયા વર્ષની ભેટ આ વર્ષમા આપવામા આવે એ ઠીક નથી પણ લાચારીએ આવી ઢીલ થઇ ગઇ છે. હવેથી એવી ઢીલ ન થાય તેવીજ વ્યવસ્થા કરવામા આવી છે.

આ પુસ્તકનુ બધુ મેટર તૈયાર હતુ પણ તેને યોગ્ય રૂપમા પ્રેસ-કોપી બનાવવા સમય ન મળતો હોવાથી તે કામ અમારા મિત્ર રા. રેવાશંકર ન. શુકલની સહાયતા મળતા તેને સત્વર પ્રેસમા આપી શકાયુ છે એથી એમનો પણ હુ આભાર માનુ છુ. એ શિવાય આ વસ્તુ તૈયાર કરતા આગળના કેટલાક લેખકોના વિચારની સહાયતા લેવા માટે તેમના કોઇપણ પુસ્તકની સહાયતા લેવાઈ હોય તે માટે તેમનો પણ આ તકે આભાર માની લઉં છુ.

છેવટમા પરમકૃપાળુપરમાત્માની ઇચ્છાને આધિન થઇ તેમની મહદ્ કૃપા વડે આરોગ્ય સિંધુ દિવસાદિવસે વધારે લોકપ્રિય થતુ જાય છે એ જાણી વધુ ઉત્સાહથી પત્રને વધારે સુદર બનાવવા યથાશકિત પ્રયત્ન કરી અને તેનુ ફળ પ્રભુ ચરણે અર્પણ કરી આનદ માનુ છુ

મહાશિવરાત્રિ<br>સંવત ૧૯૮૫.

ભવદીય

ગોપાલજી કુંવરજી ઠક્કુર.



# વૈદ્યક ચિકિત્સાપદ્ધતિ

## માં આવેલા મુખ્ય વિષયોનું વિષયવાર અનુક્રમ.



**સુચના**—રોગવાર નામ જોવા માટે વાચો આ નીચેની રોગાનુક્રમણિકા જેમા અકારાદિક્રમ પ્રમાણે રોગોના વર્ણનનુ લીસ્ટ આપેલ છે

## દરદો અને વિષચિકિત્સા માટેની અકારાદિ અનુક્રમણિકા



आर्य हिंदना सेवक, वैद्य गोपालजी कुंवरजी ठक्कुर

ओ३म् ।

શ્રી ધન્વન્તરયે નમઃ

# વૈદ્યક ચિકિત્સા પધ્ધતિ.



## મંગળા ચરણ.

ઈષ્ટદેવથી પરમ કૃપાળુ, પરમાત્માનુ સ્મરણ કરી;
આયુર્વેદ પ્રવર્તક એવા, ધનવંતરિનુ ધ્યાન ધરી;
ઋષિ પ્રણિત પ્રાચિન અર્વાચિન, ગુરૂ થકી અનુભવથી;
તેમજ ભિષકાચાર્ય થકીને, ઇષ્ટ તણા અનુગ્રહથી,
જ્ઞાન તણી પ્રાપ્તિ થઇ તેનો, લઘુ ગ્રંથ આલેખુ;
થાય સતેજ મતિ તુજ સ્હાયે, શાન્તિ સુમંગલ દેખુ

ઓમ્ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# આ શ ય .



ગહન જ્ઞાન વિશાળતા,
પ્રાચિન શાસ્ત્ર વિષે દિસે;
મનુજ જીવન અલ્પ કયાં,
તેમાં પ્રવેશ કરી શકે.

એજ હેતુથી રચ્યું છું,
સુક્ષ્મતાથી ગ્રંથ આ,
સરળને સમજાય તેવી,
ઔષધિની યોજના.

પ્રાચિન નવિન સિદ્ધાન્તનો છું
માનનારો હૃદયથી.
તે પામિયો છું જ્ઞાન પૂજ્યા-
ચાર્ય યાદવજી થકી

સંકોચ વિણ ફળ તે તણું,
અર્પણ કરૂં શુભ આશથી
માનવ તણા હિત કાજ જે,
આલેખવા વૃત્તિ કરી.

યાચું ક્ષમા હું દોષની,
વિનતી કરી સજ્જન તણી.
મંગળ હજો જન સર્વનું.
એ ઇશ પ્રત્યે માગણી

---

# શરીર અને ધાતુનો સંબંધ.

જેવી રીતે, કાષ્ટ, પત્થર અને લોહાદિકના સયોગથી એક યત્ર તૈયાર થાય છે અને તે વાયુ, અગ્નિ, જળ, વિજળી વિગેરે વડે પોતાનુ કામ કરવા મડી જાય છે, તેવી રીતે કુદરતી યોજનાથી આપણુ શરીર, વાયુ, પિત્ત અને કફ એ ત્રણ ધાતુઓની મદદથી રસ, રક્ત, માસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્રના સયોગ વડે બની, ગતિમાં આવે છે અને તે વડે શારીરિક સઘળી ક્રિયાઓ થઇ રહેલ છે

આ ત્રણે ધાતુ, વાત, પિત્ત અને કફ પોતાની સ્વભાવિક અવસ્થામા રહે, તો શરીરને નિરોગી રાખી તેના દરેક કર્તવ્યમા સહાયભૂત થાય છે, પરતુ જો કદાચ તે બગડે તો શરીને રોગમય બનાવી તેનો નાશ કરે છે.

રસાદિ સાત ધાતુઓ તથા વાતાદિ ત્રણ ધાતુઓ શરીરને ધારણ કરે છે, તેથી તેને ધાતુઓ કહેવામા આવે છે અને તે જ્યારે બગડી, દુષિત થઇ, શરીરનો વિનાશ કરવા તૈયાર થાય છે ત્યારે તેને દોષ અથવા મળના સ્વરૂપમા ગણવામા આવે છે.

વાયુ, પિત્ત અને કફમા વિકૃતિ થવી એનુજ નામ રોગ છે આ વિકૃતિ થવાના બે કારણો છે (૧) આહાર, નિદ્રા, સ્નાન, પાન, મૈથુન વિગેરે સબધી અનિયમિતતા. (૨) શીત અને ગ્રિષ્માદિ ઋતુઓમા ફેરફાર યાને હીન, મિથ્યા કે અતિયોગ થવો તે પહેલુ કારણ માણસ પોતે દુર કરી શકે તેમ છે જ્યારે બીજુ કારણ કુદરતી છે અને તે સ્વેચ્છાએ દુર થઇ શકતુ નથી પણ યથોચિત વર્તન વડે તેની અસરથી બચી શકાય તેમ છે દાખલા તરીકે ઉનાળામા ગરમી ઓછી હોયતો વધારે ઠડા ઉપાયો કરવા નહિ અથવા શિયાળાની ટાઢમા વરસાદ પડે તો બમણી ગરમીનો ઉપયોગ કરતા રહેવુ કે જેથી વિકૃત્તિ થવા પામે નહિ.

રોગના કારણને દુર કરવુ એ આયુર્વેદિક ચિકિત્સા પદ્ધતિનો મૂળ મત્ર છે કેવળ વાયુ, પિત્ત અને કફ બધી વ્યાધિઓનુ કારણ

છે. એટલા માટે એ ધાતુઓને કોપાવનાર જે મુખ્ય વસ્તુ–કારણ હોય તેને જાણી લેવુ, એ રોગ જાણવાની વિદ્યાનુ મૂળ હોવાથી તેનો સારાશ અહિં ટુંકામા આપવામા આવે છે.

## દોષાદિકની વૃદ્ધિ અને ક્ષયનું કારણ તથા લક્ષણો.

**વાયુને કોપવાનાં કારણો.**—કસરત, ઉપવાસ, બ્રહ્મચર્ય, ઉંચેથી પડવુ, જોર લાગવાથી શરીરનો કોઇ ભાગ તુટવો. ધાતુઓનો ક્ષય, રાત્રે જાગરણ, મળ અને મૂત્રના વેગને રોકવો, અતિશોક, અતિકડા પદાર્થોનુ ભક્ષણ, ટાઢ, ભય, રૂક્ષ પદાર્થોનુ સેવન, કષાય, તિક્ત અને કટુ પદાર્થોનુ સેવન અને ઉદ્વેગ એ બધા કારણોથી તથા વર્ષા ઋતુમા વાયુનો ખાસ કરીને પોતાની મેળે પ્રકોપ થાય છે

**પિત્તને કોપવાનાં કારણો**—કટુ, અમ્લ, ઉષ્ણ, વિદાહી. પચવામા તિક્ષ્ણ હોય તેવા અને ઘણા ક્ષારવાળા ખાનપાન, તલ, અળસીની ચટણી, દહી, દારૂ, મુરકો, ખીર, કાંજી અને રાયતાનુ સેવન, ઉપવાસ, ક્રોધ. અને મૈથુન વિગેરેથી. ભોજન પચી ગયા પછી, શરદ ઋતુમા ગ્રિષ્મ ઋતુમા, બપોરે અને મધ્યરાતે પિત્તનો પ્રકોપ થાય છે.

**કફને કોપવાનાં કારણો**—ઘણાજ પ્રવાહી મીઠા, ખારે અને ઘણાજ ચીકાશવાળા પદાર્થો, કાચુ અને ઠંડુ દૂધ, માલપુવા, તથા મીઠાઇવાળા કે ઘીના પદાર્થોનુ સેવન, દિવસની નિદ્રા વિગેરે કારણોથી તથા ઝાકળ પડવાના સમયે. દિવસના પ્રથમ ભાગમા, ભોજન કર્યા પછી અને વસંત ઋતુમા કફ પોતાની મેળે પ્રકોપને પામે છે.

જે આહાર વિહાર વાતાદિ દોષોની વૃદ્ધિ કરે છે તેજ ધાતુ અને મળોની પણ વૃદ્ધિ કરે છે

## દોષ વધવાના લક્ષણો.

**વાયુ**—શરીરે કૃશતા, નબળાઇ ગરમ ચીજો ખાવાની ઇચ્છા, ઝાડા કઠણ થવો, અનિદ્રા અને પેટના વિકાર વિગેરે લક્ષણો વાયુ વધવાથી થાય છે.

**પિત્ત**—મળ, મૂત્ર, આંખ શરીર વગેરેમા પીળાશ વધારે હોય, ઠંડા પદાર્થોની ઇચ્છા થાય, સંતાપ થાય અને પેશાબ થોડો થાય વિગેરે લક્ષણો પિત્ત વધવાથી થાય છે

**કફ**—દરૂન મંદ થવો, શરીરે શીતળતા, ભારેપણું અને શીથીલતા આવવી, ગાત્રો ઢીલા થવા, ઉંઘ વિશેષ આવવી અને કલેદ થવું વિગેરે લક્ષણો કફ વધવાથી થાય છે.

એ પ્રમાણે દોષોના વધવાથી શરીરમા ઘણે ભાગે, જુદા જુદા દોષ મુજબ જુદા જુદા લક્ષણો જોવામા આવે છે

## ધાતુઓ વધવાના લક્ષણો.

**રસ**—અનાજ પર અરૂચી, ભારેપણું, પેશાબનો વધારો, ઉલટી કફ ઘણો થવો અને નિંદ્રાળતા તથા ભ્રમ થવો વિગેરે લક્ષણો રસ ધાતુ વધવાથી થાય છે

**રક્ત**—શરીર નેત્ર અને પેશાબનો વર્ણ લાલ થવો, લોહીનું જોરથી ફરવું, રતવા, કમળો, બરલ, વાતરક્ત, નિદ્રા, તાપ દાહ, મોહ, ગુદા અથવા મૂત્ર માર્ગમા ગરમી કે પાક થવો, મુખપાક, હરસ, ફોડકી, રક્તસ્રાવ, હાથપગમા દાહ ઇત્યાદિ ઉપદ્રવો રક્તની વૃદ્ધિ થવાથી થાય છે આમા રક્ત મોક્ષણ તથા વિરેચન કરવુ જોઇએ

**માંસ**—છાતી, પેટ, પેડુ, થાપા, હોઠ, સાથળ, સ્તન વિગેરેમા માસ વધવુ અને શરીર ભારે થવુ વિગેરે લક્ષણો શરીરમા માસ વધી પડવાથી થાય છે

**મેદ**—ઉદર અને બન્ને પડખામા વધારો, ભારેપણું, ખાસી, શ્વાસ મોઢામાથી વાસ નીકળવી, સુવાળાપણુ વિગેરે લક્ષણો મેદની વૃદ્ધિ થવાથી થાય છે મેદ વૃદ્ધિ થએલાને થોડી મહેનતે પણ થાક, તરસ અને પસીનો થાય છે તથા કંઠમાળ, હોઠના રોગ, પ્રમેહ અને શ્વાસ વગેરે તેના ઉપદ્રવો છે

**અસ્થિ**—નવા હાડકાનુ પેદા થવુ કે દાત મોટા અને વાકા થવા તે અસ્થિની વૃદ્ધિ થવાના લક્ષણો છે

**મજ્જા**—આંખોમાં અને શરીરમા ભારેપણુ જણાય તે મજ્જા વૃદ્ધિના લક્ષણો છે

**શુક્ર**—સ્ત્રી સેવનની ઇચ્છા, વીર્યસ્રાવ થઈ જવો, શુક્રની પથરી વગેરે જણાય તે શુક્ર વૃધ્ધિના લક્ષણ જાણવા.

## મળ વધવાના લક્ષણો.

**મળ**—આનાહ, (કબજીયાત) ઉદરશળ, અને પેટમા વાયુ થવો વિગેરે મળ વધવાના લક્ષણો છે

**મૂત્ર**—વારવાર પેશાબ કરવાની ઇચ્છા થવી, આફરો, પેડુમા શળ વિગેરે મૂત્ર વધવાના લક્ષણો છે

**સ્વેદ**—ચામડીમાથી ગંધ નિકળવી, અને ખુજલી આવવી તે સ્વેદ વૃધ્ધિના લક્ષણો છે

**આર્તવ**—ઘણોજ ઋતુ સ્રાવ થવો, અગમા દર્દ અને ખરાબ વાસ તે આર્તવ વૃધ્ધિના લક્ષણો છે

**ગર્ભ**—પેટ મોટુ થવુ, ગર્ભિણીને પરસીનો આવવો, પ્રસવ થવાની પહેલા થતા લક્ષણો થવા વિગેરે ગર્ભ વૃધ્ધિના ચિન્હ છે

## વૃદ્ધિ પામેલા દોષ, ધાતુ અને મળો ઘટાડવાનો ઉપાય.

જે જે કારણોથી દોષ તથા ધાતુ અને મળની વૃધ્ધિ થાય છે, તે તે કારણોનો હીનયોગ કરવાથી વૃધ્ધિ અટકે છે તેથી તેવાજ આહાર અને વિહારનુ સેવન કરવુ આગળના ધાતુને વધારવાથી પાછળના ધાતુઓ પોતાની મેળે વધે છે માટે આગળના ધાતુઓ વધતા અટકાવવાથી, બધા ધાતુઓની વૃધ્ધિ અટકે છે. દાખલા તરીકે રસ વધવાથી રક્ત વધે છે એટલે રસની વૃધ્ધિ અટકાવવાથી તે રક્તને વધતુ અટકાવશે

## દોષ, ધાતુ તથા મળ ઘટવાનાં કારણો.

શરીરને માફક આવે નહિ તેવા ખાનપાનનુ સેવન, ક્રોધ, શોક, ઉપવાસ, ચિન્તા ભય, અતિ મૈથુન, ઉલટી, વધારે જુલાબ, મળમૂત્રના

વેગનો અટકાવ, આઘાત થવો, વિગેરે કારણોથી દોષ, ધાતુ અને મળનો ક્ષય થવા માંડે છે,

## દોષ ઘટવાનાં લક્ષણો.

વાયુ ઘટવાથી મુર્ચ્છા, થોડુ બોલવુ અને મગજનો નાશ, પિત ઘટવાથી કફનો વધારો, અગ્નિની મદતા અને નિસ્તેજ પણું તથા કફ ઘટવાથી મુર્છા, રૂક્ષતા, દાહ અને સાધામા ઢીલાપણુ વિગેરે લક્ષણો થાય છે.

## ધાતુઓ ક્ષીણ થયાના લક્ષણ.

**રસ**—હૃદયમા વેદના, કંઠમા શોષ, રૂક્ષતા, તરશ લાગવી, અને સુન્યતા થવી,

**રક્ત**—શિરાઓમા લોહીનુ મદ મદ ફરવુ, શીથીલતા, ખાટા અને ઠંડા પદાર્થો ખાવાની ઇચ્છા તથા ચામડીના દરદો થવા

**માંસ**—ગળુ, હોઠ, કંઠપ્રદેશ, ખભા, ઉદર, ઉપસ્થનો ભાગ, સાધા અને પીંડીઓમા દરદ

**મેદ**—બરલ વધવી, સાધાઓમા સુન્યતા, રૂક્ષતા અને ચીકાસવાળુ ખાવાની ઇચ્છા

**અસ્થી**—હાડકામા દરદ, શરીર રૂક્ષ, તથા દાત અને નખની વૃદ્ધિનો અટકાવ

**મજ્જા**—વીર્યની ખામી, કમરનુ દરદ તથા લોહી અને હાડકામા સુન્યતા.

**શુક્ર**—રતિશક્તિનો અભાવ, સમાગમ સમયે મોડો સ્રાવ થવો, વિર્ય થોડુ કે લોહી મિશ્રીત આવવુ તથા વૃષણ અને લીંગમા દરદથવુ

## મળ ક્ષીણ થયાના લક્ષણો.

**મળ**—બન્ને પડખામા દરદ, હૃદયમા શૂળ, વાયુનું ઉપર આવવુ તથા ઉદરનો સંકોચ થવો.

**મુત્ર**—પેશાબ થોડો આવવો અને બસ્તી (મુત્રાશય)મા ઝીણુ ઝીણુ દરદ કે તેવો ભાસ થવો.

સ્વેદ—ગરમિ ઘટી જવી, આખમા રૂક્ષતા, વાળના મુળમાં આવેલા છીદ્રોનો રોધ થવો.

આર્તવ—ઋતુનો અભાવ કે ઓછુ આવવુ તથા યોનીમા દરદ થવુ.

સ્તન—સ્તનમા દુધનો અભાવ કે અલ્પતા

ગર્ભ—ઉદર વૃધ્ધિ, ગર્ભ વૃધ્ધિ તથા યોનિનુ સ્ફુરણ બધ થવુ

## ક્ષીણ થયેલા દોષ; ધાતુ અને મળ વૃધ્ધિનો ઉપાય

તૃપ્તિ કારક અન્ન પાન, એટલે કે સુદર, સ્નીગ્ધ, મધુર રસવાળા, ભારે, પ્રવાહી તથા ખાસ કરીને દુધ, ઘી, માખણ માસ વિગેરે આપવાથી રસાદિ ધાતુઓ તથા મળોની ક્ષીણતા અટકાવી શકાય છે

## નિરોગીનું લક્ષણ.

**समदोषः समाग्निश्च समधातु समक्रियः ।**
**प्रसन्नात्मेन्द्रियमना स्वस्थइत्यभिधीयते ॥**

જેના શરીરમા ધાતુ અને દોષ સમાન છે. અગ્નિનું બળ બરાબર છે, દરેક ક્રિયા બરાબરજ થાય છે, તેમજ જેની ઇન્દ્રિયો, મન અને આત્મા પ્રસન્ન રહે છે તેને સ્વસ્થ (તદુરસ્ત) મનુષ્ય કહી શકાય

## દરદીને જોવાની રીત.

ઘણા માણસો આ કાર્યમા એટલા બધા કુશળ છે કે તેમના સ્વભાવની કે કામની આપણને નકલ કરવાની ઇચ્છા થાય છે વૈદ્ય કે ડૉકટર એ શબ્દ રોગીના કાને પડતાજ તેનો પ્રાણ જતો પણ ઘડી ભર અટકી પડે છે ! કેમકે તેમા દરદીને પુર્ણ વિશ્વાસ છે કે મ્હારી વ્યાધિ ! આ મ્હારા મૃત્યુનુ આમત્રણ ? એમની સહાયથી કે દવાથી અટકશે ! આવી આશાએ તે વૈદ્યના મીઠા શબ્દો સાભળવા તથા દિલાસો ઝીલવા તૈયાર હોય છે તેવે સમયે ચિકિત્સકે બહુજ નરમાશથી, પવિત્ર અને શુધ્ધ ભાવથી, દરદીને જોઇ સાત્વન આપવુ અને હિમત રાખવા બરાબર ઉપદેશ કરવો તથા તેના પ્રાણ બચાવવા પોતાની બુદ્ધિ અને

સાધનનો નિસ્વાર્થ પણ બરાબર ઉપયોગ કરવા ઘણા માણસો આ સમયે પૈસા કઢાવવા લોકોને ત્રાસ આપે છે પણ તેઓએ યાદ રાખવુ જોઈએ કે એવા “ અનકાળીયા ” વૈદ્યનુ કદિપણ ભલુ થવાનું નથી.

દરદીને જોતી વખતે તે સ્ત્રી, પુરૂષ, બાળક, ગમે તે હોય તો પણ તેની નાડી, જીભ આંખ વિગેરે તપાસવું, મધુર વાણીથી દરદીને કે તેના પરિચારકોને બધી બાબતો પુછી હકીકતથી વાકેફ થઇ, શુ વ્યાધિ છે તેનો વિચાર કરી, શાન્ત ચિત્તે તેને શુ શુ દવા આપવી તેનો ખ્યાલ કરી, દરદી પત્રકમા બધી બાબતો નોંધી લેવી

પ્રસંગાનુસાર દરદીને તેના ઘેર જોવા જવાનાસમયે તેના ઘરની પરિસ્થિતી પોતાની સ્થિતિને પ્રતિકુળ જણાય તો પણ અનુકુળતા કરી લઇ, સ્થિર ચિત્તથી બેસી, ઉપર પ્રમાણેની દરેક રીતે તેની તપાસ કરવી જુના દરદીને તપાસવા માટે કદિ પણ ઉતાવળ કરવી નહિ એક દરદીને તપાસતા ઓછામા ઓછી દસથી ત્રીસ મિનીટ આપવી કે જેથી દરદીને પણ પૂર્ણ વિશ્વાસ બેસે. વળી તેના દરદનો ઇતિહાસ તેમજ ખાન પાન અને કુટુમ્બની અવસ્થા જાણી તે પ્રમાણે દવાની યોજના કરવી જોઇએ. શહેરના માણસો અને ગ્રામ્યનિવાસીઓની શરીર પ્રકૃતિમા મોટો ફેરફાર હોય છે, તે વાત ભુલવી જોઇએ નહિ

દરદી પત્રકમા ઔષધીના સ્થાનમા લખવાની ઔષધી શાન્ત ચિત્તથી તેની અસર અને દરદનો ખ્યાલ કરી લખવી તે તે દરદીને આપતી વખતે તેનુ પ્રમાણ, વાપરવાની રીત તથા અનુપાન વિગેરે રોગીને કે તેના આપ્ત જનને બરાબર સમજાવવુ અને ઝેરવાળી દવા માટે ખાસ ચેતવણી આપવી

દરદમા થતા દરરોજના ફેરફાર વિગેરે દરદી પત્રકમા બરાબર લખવા તથા તે દરદી પત્રક ભવિષ્યમા પોતાને કે અન્યને કેટલાક પ્રસંગે ઉપયોગી સલાહ કારકની ગરજ સારે તેવુ પૂર્ણ સ્થિતિમા વ્યવસ્થિત રાખવુ, કે તેનુ ક્રમવાર રજીસ્ટર બનાવી રાખવુ તે ખાસ અગત્યનુ છે

દરદી પત્રકમા નિચે પ્રમાણેની ગોઠવણ અનુકુળતાવાળી થાય છે

એટલે આ બતાવેલા નમુના પ્રમાણે હમેશા છપાવી તૈયાર રાખવા.

નંબર···· · · ના ·· ·· ······

વૈદ્યનું નામ · · ઔષધાલયનું નામ··· ··· ···

ઠેકાણું ··· · સ્થાન · · ·

દરદીનું નામ · · · ઉમ્મર · · ··

જાત ·· · ધંધો ઠેકાણું ··· · · ·

દરદનું નામ · દરદની મુદત · ·

| દરદની વધુ હકીકત | તારીખ | દવાનું નામ-વિગત | દવાનું પ્રમાણ | | |
|---|---|---|---|---|---|
| | | | તોલા. | માસા | રતી |
| | | | | | |

આ પ્રમાણેના પત્રકો રાખવાથી કામ કરવામાં ઘણીજ સરળતા રહે છે ઘણી વાર કામકાજ વધારે હોવાથી વૈદ્ય પોતે દરેક કામમાં પહોંચી શકતો નથી ત્યારે એકાદ મદદગારની જરૂર પડે છે, આવા સમયમાં "કમ્પાઉન્ડર" યાને ઉપવૈદ્ય હોયતો કાર્યની સરળતા થાય એમ આપણે ઇચ્છીએ છીએ પણ વૈદ્યોમાં "કમ્પાઉન્ડર" રાખવાની કે તૈયાર કરવાની પ્રથા નથી અને તેને લીધે તેમને વધારે બોજો ઉપાડવો પડે છે એટલે જો કમ્પાઉન્ડરની જરૂર હોય તો તેને પોતાની જાતે "લઘુત્રયિ" નો અભ્યાસ કરાવવો અને રોગના નામ, લક્ષણ, તેમાં વપરાતી દવાઓના નામ પથ્ય, દવાઓની બનાવટ માત્રા અને દવા મેળવવાની કે બનાવવાની રીત વિગેરે બાબતો ખાસ શીખવી તેને તૈયાર કરવામાં આવે તો તે બહુજ ઉપયોગી થઇ પડે છે. આ

કાર્ય માટે છ થી બાર માસ શ્રમ લેતા ૧૬ થી ૨૦ વર્ષનો પ્રાન્તિક ભાષા જાણનારો એકાદ યુવક તૈયાર કરી શકાય છે મ્હારી દરેક વૈદ્ય ભાઈઓને વિનતી છે કે તેમણે પોતાના ધંધાની ખીલવણી અર્થે આ સબંધી ખાસ પ્રવૃતિ કરી ઉપવૈદ્યો તૈયાર કરવા જોઈએ. +

## —રોગની પરિક્ષાના પ્રકાર—

### નાડી પરિક્ષા

હૃદયમાંથી લોહીનો પ્રવાહ વાયુ વડે ધમનીઓ દ્વારા આખા શરીરમા ફર્યા કરે છે ધમનીઓમા જે કઈ વેગ તથા આઘાત ( ધબ-કારા ) જણાય છે તેજ નાડીની ગતિ છે જ્યારે હૃદયની ગતિ રોકાઈ જાય છે ત્યારે નાડી પણ બધ પડી જાય છે શરીરના જે જે સ્થાનોમા ધમનીઓ માસની અદર ગભીર રૂપમા નથી, તે સ્થાને રોગી કે નિરોગીની નાડી જોવાથી શરીરની અવસ્થા જાણી શકાય છે, એટલા માટે પાદગ્રથી, મસ્તક, તથા હાથના અગુઠા પાસે નાડી જોવી એ સૌથી શ્રેષ્ટ પ્રમાણભૂત ગણાય છે નાડી પરિક્ષાનો વિષય જાતિ અનુભવથી સમજી શકાય તેવો હોઇ તે લખી કે સમજાવી શકાય તેમ નથી પણ ઘણા વખત સુધી અનેક માણસોની નાડી જોવાથી સારી રીતે તેનુ જ્ઞાન થઇ શકે છે કહ્યુ છે કે—

**न शास्त्र पठनाद् वापि शश्वदभ्याय नादपि ।**
**स्पर्शनादि सिरभ्यासा देव नाडी विवेक भाक् ॥**
**नाडि परिचयो लोके प्राय पुण्यं न जायते ।**

આ પ્રમાણે હોવા છતા તેનો પરિચય ટુકાણમા સજ્ઞા રૂપે સમજી શકાય તેવી યોજના આ સ્થળે કરી છે

---

+ આ બદલ મ્હારો એવો અભિપ્રાય છે કે તેમને શીખવાની બાબતોનુ પ્રથમ એક પુસ્તક તૈયાર કરી, તેનો અભ્યાસ કરાવી પરિક્ષા લઇ પ્રમાણપત્ર આપવાનુ ધોરણ રાખવુ ‘ લેખક ’

વૈદ્યે પોતાના મનમાંથી અન્ય સઘળા વિચારો દૂર કરી, એકાગ્ર-તાથી દરદીનો જમણો હાથ લઇ, અંગુઠાના મુળ પાસે ત્રણ આંગળી મુકી દરદીનો હાથ જરા ઢીલો રખાવી નાડી તપાસવી, અનુક્રમે આંગ-ળીઓ ઉપાડવી, મુકવી અને નિરક્ષણ કરવું, આ પ્રમાણે ત્રણ વખત કરી યોગ્ય નિર્ણય કરી લેવો, પુરૂષ માટે જમણા અને સ્ત્રી માટે ડાબા હાથની નાડી જોઇ પરિક્ષા કરવાનું શાસ્ત્રકારોએ બતાવ્યું છે, પણ દરેક દરદીની બન્ને હાથની નાડી જોવી તે ઘણું અગત્યનું હોઇ તેમાં કંઇપણ શંકા રહેવા સંભવ નથી ઘણી વાર રૂષ્ટ પુષ્ટ શરીરવાળા માણસની નાડી મંદ જોવામાં આવે છે, પરંતુ તે તેનું સ્વભાવિક લક્ષણ હોઇ, બન્ને હાથની નાડી જોઇને પરિક્ષા કરવાથી શંકાનો નિકાલ થઈ જાયછે

પ્રાતઃકાળ એ નાડી પરિક્ષા માટેનો સર્વોત્તમ સમય ગણાય છે એ સમયમાં નાડી શાન્ત અને સ્નિગ્ધ હોય છે, જ્યારે બપોરના સમયે તે ઉષ્ણ હોઈ તાવની શંકા ઉત્પન્ન કરે છે અને સાંજના સમયે તે વેગવાન હોઇ અન્ય શંકા ઉત્પન્ન કરનાર થાય છે જેથી તેની સ્વાભા-વિક ગતિ પારખી શકાતી નથી એવીજ રિતે તરતમાં સ્નાન, કસરત અને મૈથુન કરી આવેલાની, ભય પામેલાની તથા તરસ્યાની અને ભુખ્યાની નાડી સારી રિતે જોઈ શકાતી નથી કેમકે તેથી તેની સ્વાભાવિક ગતિમાં ઘણોજ ફેરફાર થઇ જાય છે.

બાળકની નાડી યુવાન કરતાં વધારે, અને યુવાન કરતાં વૃદ્ધની નાડી કંઇક વધારે ઉતાવળી હોય છે એ નિયમ સ્વાભાવિક છે જ્યાર તાવ વાળી અવસ્થામાં બાળકની નાડી વિષેશ જોરથી ચાલે છે

અર્વાચિન પદ્ધતિ પ્રમાણે બાળકની નાડીના થડકા એક મિનિ-ટમાં ૧૨૦ થી ૧૫૦ યુવાનના ૭૦ થી ૮૦ અને વૃધ્ધના ૯૦ થી ૧૧૦ સુધી હોય છે

## દોષ પ્રમાણે નાડીની ગતી

**पित्ते व्यक्ता मध्यमायां तृतियांगुलिगा कफे ।**
**वातेऽधिके भवेन्नाडि प्रव्यक्ता तर्जनीत ले ॥**

નાડી જોનારે જમણા હાથ વડે જમણા હાથની અને ડાબા હાથ વડે ડાબા હાથની નાડી જોના, અંગુઠાની બાજુએથી ગણતા, પ્રથમ આંગળી નીચે વાયુની, વચલી આંગળી નીચે પિત્તની તથા છેલ્લી આંગળી નિચે કફની નાડી જણાય છે એમ જાણવુ

**વાતાધિક નાડી**—તીવ્રગતિની, જળોકે સર્પની માફક વાંકી ચાલતી, તરંગ સમાન ગતિવાળી, ડોલતી ચપળ તથા પોતાની સ્વાભાવિક ચાલ કરતા કંઈક તિવ્ર ગતિની હોય છે

**પિત્તાધિક નાડી**—કાગડાની ચાલ જેવી, ઠેકડા મારતી, દેડકાની માફક કુદતી તથા એકદમ સરળી અને ચપળ ગતિની હોય છે

**કફાધિક નાડી**—હંસ, મોર અને કબુતરની ચાલ જેવી ધીમેથી સરખી રિતે ઓજ્જે ખેચતિ હોય તેવી અને સ્નિગ્ધ રૂપે જણાય છે.

**વાત પિત્તાધીક નાડી**—ઘડીકમા સર્પ જેવી ગતિવાળી વાંકી ચાલવાળી તથા ઘડીકમા દેડકાની માફક કુદકા મારતી હોય તેવી, અંગુઠા પાસેની તથા વચલી આંગળી નિચે સમજાય છે

**વાત કફાધિક નાડી**—ઘડીમા કાળા સર્પની માફક વાંકી ચાલતી તો ઘડીમા હંસની માફક ધીમેથી ચાલતી, વચલી પાસેની અને અંગુઠા પાસેની આંગળી નીચે સમજાય છે

**પિત્ત કફાધીક નાડી**—ઘડીમા દેડકાની માફક કુદકા મારતી તો ઘડીમા તદ્દન શાન્ત રિતે હંસ જેવી ચાલે ચાલતી, વચલી અને ટચલી પાસેની આંગળી નિચે સમજાય છે

**સન્નિપાતની નાડી** (ત્રણેદોષ)—ઠકૂ, ઠકૂ, અવાજ કરતી ઉતાવળી ચાલતી અથવા એકદમ મંદ થઈ પાછી એકદમ તેજ થાય એવા પ્રકારની નાડી ત્રિદોષની અવસ્થામા જણાય છે.

**સાધ્યાસાધ્ય** પણુ—જે દોષ શરીરમા કોપેલા હોય તેનીજ નાડી ચાલતી જોવામા આવે તો તે વ્યાધિ સાધ્ય છે, તેથી ઉલટી ગતિવાળી કષ્ટ સાધ્ય હોઇ પછીથી અસાધ્ય થઇ જાય છે નાડી પોતાના

સ્થાનમાં દોષનો ભાવ દર્શાવતી ત્રીસ ધડકા સુધી સરખી ચાલતી જણાય તો તે રોગી અવશ્ય સુધરી શકશે.

વાયુ, પિત્ત, કફ, દ્વંદ્વજ અને સન્નિપાત તેમજ વ્યાધિનું સાધ્ય કે અસાધ્ય પણુ નાડી દ્વારા જાણી શકાય છે

## રોગ પ્રમાણે નાડીની ગતિનું સ્વરૂપ

જ્વર (તાવ)—પોતાની સ્વાભાવિક ગતિ કરતા વેગ વાળી અને ઉષ્ણ તથા ઠેકડા મારતી જણાય છે.

**વાતજ્વર**—સૌમ્ય ઝીણી, ચપળ, ડોલતી, સ્થુલ અને મંદ જણાય છે.

**પિત્તજ્વર**—ગરમ, એક સરખી ચાલતી, સુક્ષ્મ, લાંબી અને સરલ હોય છે.

**કફજ્વર**—ધીર, મંદ ગતિવાળી, સ્થિર અને ઠંડી હોય છે

**વાતપિત્તજ્વર**—ચંચળ ભરેલી, કઠણ અને દબાવવાથી જોર કરતી હોય તેવી જણાય છે

**વાતકફજ્વર**—રૂક્ષ, ધીમી ચાલતી, ભારે અને થોડી ગરમિ વાળી હોય છે

**પિત્તકફજ્વર**—શીતળ, સુક્ષ્મ, ચંચળ, ઉષ્ણ અને વેગવાળી હોય છે

**રક્તવિકાર**—વચલી આંગળી નિચે જોરથી ચાલતી નાડી દેખાય તો લોહી વિકાર જાણવો.

**વિશુચિકા**—પ્રથમ વાત જેવી, પછી પિત્તકફ જેવી છેવટે વાત-પિત્તની ગતિ કરતી હોય તેવી, ક્યારેક નરમ, ક્યારેક તેજ અને ક્યા-રેક એકદમ ઝીણી રોગ જેવી થઈ જાય અથવાતો સમજાય નહિ તેવી જણાય છે.

**અજીર્ણ**—કઠણ મંદ, સરખી ચાલતી અને ભારે હોય છે

**સંગ્રહણી**—પગમાં ગએલી નાડી બહુજ ધીમી, તેમજ હાથની નાડી દેડકા માફની દેખાય છે

**બદ્ધકુષ્ટ**—કફની નાડીના જેવી ગતિવાળી ભાગે અને પુષ્ટ હોય છે

**મૂત્રકૃચ્છ્ર**—વાયુ અને કફની નાડીના જેવી ગતિવાળી હોય છે.

**પ્રમેહ**—સરલ, તથા વાયુ, પિત્ત, અને કફના વધારે ઓછા અંશોથી મિશ્રણ ગતિવાળી હોય છે

**શુળ**—વાયુના શુળમા વાંકી, પિત્તના શુળમા આકરી સાથે તિક્ષણ અને ગરમ તથા કફના શુળમા પુષ્ટ અને ભારે હોય છે

**પાંડુરોગ**—સુક્ષ્મ, દ્રુત અને પિત્તની નાડી જેવા લક્ષણો વાળી હોય છે.

**અર્શરોગ**—ઝીણા દોરા જેવી સુક્ષ્મ તથા વાંકી દેખાય છે

**મુર્છા**—વાયુની સુક્ષ્મતાના કારણે જુદા જુદા રૂપમા જુદી જુદી ગતિ જણાય છે

**શોષ**—ક્ષિણ અથવા ચચળ હોય છે

**હેડકી, શ્વાસ**—થડકા માફની, કમ્પતી અને દ્રુત-ગતિ વાળી હોય છે,

**રક્તપિત્ત**—કઠણ તેમજ ઝીણી હોય છે

**કૃમિરોગ**—ક્ષિણ અને જડ હોય છે

**ક્ષયરોગ**—દોરા જેવી ઝીણી, ચચળ, નરમ, દાબવાથી સહેલાઇથી દબાઇ જાય તેવી અને એક સરખી ઝીણી ચાલની દેખાય છે

**સન્નિપાત જ્વરની ખાસ અવસ્થા**—કોઇ વખત ભારે તો કોઇ વખત ક્ષીણ, કોઈ વખત ધીમી તો કોઇ વખત મંદ અને ચચળ કોઇ વખતે ગરમ, તો કોઇ વખતે ઠંડી તથા કોઇવાર બહુજ ઉતાવળી તો કોઇવાર બહુજ ક્ષીણ, એવી જાતની નાડી ત્રણે આંગળાની નિચે

વારા કરતી દેખાય છે અને બંધ પડી જાય છે વળી કોઇવાર તો તે તદ્દન દેખાતી બંધ પણ થાય છે. અને ફરી પાછી જોરથી દેખાવા લાગે છે, આ પ્રમાણે ત્રિદોષની ખરાબ અવસ્થામા નાડી અનેક સ્વરૂપમા જોવામા આવે છે

**અસાધ્ય નાડી**—જેનુ શરીર ઠંડુ અને નાડી ગરમ અથવા ચામડી ગરમ અને નાડી ઠંડી જણાય અથવા નાડી અત્યંત ઝીણી અને ક્યારેક દેખાય અને ક્યારેક બંધ થાય

દોષો પોતપોતાને સ્થાને નહિ સમજાતા ઉલટાં સ્થાનમા જણાય તેમજ છાતીમા કફનો ભરાવ, ગળામા કફ ભરાઇ રહ્યાનો અવાજ, હૃદયમા શળ અને શરીરે શીત સાથે નાડી પોતાનું સ્થાન છોડતી જણાય

ઉપરના સઘળા લક્ષણો અસાધ્ય છે, પરંતુ તે પૈકી એકાદ લક્ષણ જણાય તો મૃત્યુમા વિલંબ, તેથી કંઇ વિશેષ લક્ષણો જણાય તો તુરત મૃત્યુ થશે એમ સમજી લેવુ

નાડી પરિક્ષાનો વિષય ઘણોજ ગહન તેમજ વિશાળ હોઇ ટુકાણમા ફક્ત તેનુ રહસ્ય કંઇક અંશે સમજવા માટે તેનો અહિ ઉલ્લેખ કર્યો છે બાકી તો યોગ્ય ગુરૂ પાસેથી જાણી, પોતાની જાતે અનુભવ કરવાથીજ તેનુ ખરૂ રહસ્ય જાણી શકાય છે સાધારણ માણસો પણ જાણે છે કે —

ગર્ગ પાઘને પારખુ, નાડી તેમજ ન્યાય,
સમજાવ્યા સમજાયના, ઉકલે હૈયા સાગ,

તેમ છતા પણ વાત, પિત્ત અને કફની સામાન્ય કે વિકૃત અવસ્થાનુ જ્ઞાન, દરેક વૈદ્યને નહિ પણ દરેક મનુષ્યને હોવુ ખાસ જરૂરી છે અને તે ધીમેધીમે ટેવ પાડવાથી જાણી શકાય છે લોકોમા, નાડી પરિક્ષા વિષે કેટલુક જુઠાણુ ચાલે છે પણ તેવુ તદ્દન હોય કે નહોય પરંતુ શરીરમા કયો દોષ બગડયો છે અને તે કયા સ્થાનમા જઇ શુ શુ વિકાર કરી રહયો છે તેનુ જ્ઞાન નાડી, પ્રશ્ન સ્વરૂપ તથા શરીર જોઇ બરાબર થઇ શકે છે

તદુરસ્ત માણસની નાડીમા પણ જુદાજુદા ફેરફાર ઘણી વખતે જોવામાં આવે છે જેમકે પુરૂષ કરતા સ્ત્રીની નાડી તેજ હોય છે વળી ખાતા હોઇએ, ઉભા હોઇએ, ચાલતા હોઇએ, દોડતા હોઇએ અને બેઠા હોઇએ તથા સવારમા અને માનસિક ક્રિયા થતી હોય ત્યારે નાડીની ગતિમા ખાસ ફેરફાર જણાય છે તેવી બાબતો ઉપર ખાસ લક્ષ આપી નાડીની પરિક્ષા કરવી જોઇએ

આયુષ્યના પ્રમાણમા, તદુરસ્ત અવસ્થામા નાડીના થડકા નીચે પ્રમાણે હોય છે

| ઉમર | એક મિનીટમા નાડીના થડકા |
|---|---|
| તરત જન્મેલા બાળકના | ૧૪૦ થી ૧૩૦ |
| ૧ વર્ષની અંદરના ,, | ૧૩૦ થી ૧૧૫ |
| ૨ ,, ,, ,, | ૧૧૫ થી ૧૦૫ |
| ૩ ,, ,, ,, | ૧૦૫ થી ૯૦ |
| ૩ થી ૭ વર્ષની ઉમ્મર સુધી | ૧૦૦ થી ૯૦ |
| ૭ થી ૧૪ ,, ,, | ૯૭ થી ૭૫ |
| ૧૪ થી ૨૧ ,, ,, | ૮૫ થી ૭૫ |
| ૨૧ થી ૬૫ ,, ,, | ૭૫ થી ૬૫ |
| વૃદ્ધાવસ્થામાં | ૮૫ થી ૭૫ |

ઉપર પ્રમાણે એક સામાન્ય નિયમ છે, જો કે પરિસ્થિતી પ્રમાણે તેમા ફેરફાર પણ હોય છે પણ વ્યાધિની અવસ્થામા તેમા કંઇક ખાસ ફેરફાર જણાય છે

નાડીની માફક શ્વાસોશ્વાસની ક્રિયા પણ શરીરની હાલત બતાવવામા ખાસ ઉપયોગી હોઇ, તદુરસ્ત અવસ્થામા તેનું સામાન્ય પ્રમાણ નિચે પ્રમાણે હોય છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૨ માસથી ૨, વર્ષ સુધીની | ઉમ્મરમા, | એક | મિનીટમા | ૩૫ |
| ૨ વર્ષથી ૫ વર્ષ ,, | ,, | ,, | ,, | ૨૩ |
| ૬ ,, ૧૨ ,, ,, | ,, | ,, | ,, | ૨૦ |
| ૧૨ ,, ૧૫ ,, ,, | ,, | ,, | ,, | ૧૮ |

જાડા બાંધા વાળા માણસો તેમજ ગર્ભવાળી સ્ત્રીના શ્વાસો શ્વાસનુ પ્રમાણ કંઇક વધારે હોય છે.

શ્વાસો શ્વાસના પ્રમાણ માટે મહાત્મા કબિરની પણ ઉક્તિ છે કે—

બેઠત બારા, ચલત અઢાર, સોને વીસ વીસા,
મૈથુન કરતા તેસઠ તૂટે કહને દાસ કબીર

આ પ્રમાણે બેસવાથી, ચાલવાથી, સુતી વખતે મૈથુન સમયે, અને શાન્ત ચિત્તથી ઇશ્વર સ્મરણ કરવાના સમયે શ્વાસોશ્વાસમા પણ ઘણો ફેર પડે છે, શ્વાસો શ્વાસની ક્રિયા સાથે જીવનનો ઘણો નિકટ સબધ છે તેથી પ્રાણાયામ અને દિર્ઘશ્વાસ લેવાની ક્રિયાઓ નીરોગી રાખી આયુષ્યમા પણ વધારો કરી આપે છે

## ગરમી માપક યંત્રથી ( થરમામિટર ) શરીરની પરિક્ષા

શરીરની પરિસ્થિતી જાણવામા શરીરની ગરમિનુ માપ તે પણ એક અગત્યનુ સાધન હોઇ આ સ્થળે તેનુ પણ સામાન્ય વિવેચન કરીશુ

સાધારણ રીતે શરીરની ગરમિનુ પ્રમાણ શરીરના બાંધાપર વિશેષ આધાર રાખે છે, તેમજ ઋતુ અને દેશકાળથી તેમા ફેરફાર થતો જોવામા આવે છે, ૯૮ થી ૯૮॥ ડીગ્રી ગરમિ એ “ નોરમલ ” એટલે પુરતી ગણાય છે, તેમા વધારો થવો તે વ્યાધિ સ્વરૂપે તાવ ગણવામા આવે છે ગરમી ઘટવી એ પણ એક ભયકર ચિન્હ છે કોલેરા જેવા વ્યાધિમા ગરમીનુ પ્રમાણ ઘટી જાય છે, એવીજ રીતે શીતાંગજ્વરમા તેનુ પ્રમાણ ઘટી જાય છે અને તેથી તે અવસ્થા બહુજ ભયકારક ગણાય છે, આવી અવસ્થામા ગરમિ વધારનાર કસ્તુરી, બ્રાન્ડી હિરણ્ય-ગર્ભની માત્રા, વિગેરે આપી ગરમિ વધારવી પડે છે

તાવમા સાધારણ રીતે ગરમિ ૯૯ થી ૧૦૪ ડીગ્રી થઈ જાય છે પણ તે ભયકારક નથી, સાધારણ ઉપચારો કરતા તે પોતાની મેળે ઘટી જાય છે પરતુ ૧૦૫ થી વધી ઘણી વખતે તે ૧૧૦ સુધી પહોચે છે

આ અવસ્થા ભયંકર—ભયસૂચક છે એવે વખતે બરફ વિગેરેના ઠંડા ઉપચારો કરવા જરૂરી છે આવો સમય પ્લેગમાં કે ત્રિદોષ જ્વરમાં ઘણી વખતે આવે છે પણ તેમાં સાવધાની રાખવાથી જલદી મટાડી શકાય છે ગરમિ શાન્ત કરવામાં દશાંગલેપ, કહોળાનો ગર્ભ, અને ગુલાબજળ વિગેરે ઉપચારો પણ ઠીક કામ કરે છે પણ બરફ તો સૌથી તાત્કાલીક ફાયદો આપે છે ગરમિનું માપ થરમામિટર નામનું યંત્ર બગલમાં કે જીભ નીચે એક મિનીટ સુધી રાખી કરવામાં આવે છે બગલ કરતાં જીભની ગરમિ એક ડીગ્રી વધારે હોય છે, નબળા માણસોમાં ૯૮ ને બદલે ૯૭ કે તેથી પણ કમતી ગરમિ હોય છે તેમજ પેટના વિકારવાળા દરદીને ૯૮ ને બદલે ૯૯ કે ૯૯॥ સુધી પણ ઘણી વખતે ગરમિ જોવામાં આવે છે આ અવસ્થામાં ઘણાઓને તાવની શંકા થાય છે પણ તે અયોગ્ય છે તે તો માત્ર હોજરીના વિકારથી જણાય છે પરંતુ તેમાંથી તાવ કે રક્તવિકાર વિગેરે વ્યાધિ થવા સંભવ તો છેજ

## મૂત્રપરિક્ષા

નિરોગી મનુષ્યનું મૂત્ર, કુવાના પાણી સરખું, ઘાસના વર્ણ જેવું, સહજ પિળું અને સ્વાભાવિક ગંધ યુક્ત હોય છે આ અવસ્થામાં પેશાબનું પ્રમાણ ચાર અંજલી અર્થાત ૮૦ તોલા સુધી હોય છે અને મૂત્રનું વજન પાણી અને તેલ કરતાં સહેજ વધારે હોય છે તેનું સામાન્ય વિશિષ્ટ ગુરૂત્વ ૧૦૦૩ થી ૧૦૩૦ સુધી હોય છે (પાણી ૧૦૦૦ હોય છે) પ્રવાહી પદાર્થો વધારે પીવાથી પેશાબ ફીક્કા રંગનો અને વધારે આવે છે, તેનું વજન ૧૦૦૩ થી ૧૦૦૬ સુધી થાય છે જમ્યા પછી જે પેસાબ આવે તેનું વજન ( વિશિષ્ટ ગુરૂત્વ ) ૧૦૦૩ થી ૧૦૩૦ સુધી હોય છે સારી પેઠે નિદ્રા લીધા બાદ મૂત્રનું ગુરૂત્વ ૧૦૧૫ થી ૧૦૨૫ સુધી થાય છે. આ પ્રમાણે જેના શરીરમાં ધાતુ અને દોષ સમ હોય તેમાં ખાસ કરીને આ સ્થિતિ જોવામાં આવે છે

નિરોગી હાલતમાં તપાસ કરતાં પેશાબમાંથી ખાસ કરીને નીચેની ચીજો મળી આવે છે (૧) યુરીઆ, (૨) હિપ્પુરિક એસીડ (૩) ક્રેટી-

નાઇન, (૪) ઓરગેનિક સોલ્ટ, (૫) સોડીયમ, (૬) પોટાસીયમ, (૭) લાઇમ, (૮) મેગનીશ્યમ, (૯) કાર્બોનીક, (૧૦) હાઇડ્રોક્લોરિક એસીડ, (૧૧) સલ્ફયુરિક એસીડ, (૧૨) ફોસ્ફોરિક એસિડ, [૧૩] સીલીકા, [૧૪] આઇઅનક્લોરિન વિગેરે

ઉપરની ચીજો યોગ્ય પ્રમાણમા, જેના મુત્રમાથી મળી આવે તે નિરોગી હાલતમા છે અને તેમા ફેરફાર કે વધઘટ થાય તો તે રોગવાળી અવસ્થા છે એમ જાણવુ. જેમ દોષ અને ધાતુઓમા ફેરફાર થાય છે તેમ આ પદાર્થોમા પણ ફેરફાર થાય છે અને તેથી શરીરમા જુદા જુદા રોગ જોવામા આવે છે,

ઉપરના તત્વો એક વખતના મુત્રના ૧૦૦૦ ભાગમા નિચે પ્રમાણે હોય છે

| પાણી | યુરીયા. | હિપ્યુરિક એસીડ, | ક્રેટીનાઇન |
|---|---|---|---|
| ૯૫૦ | ૨૪ | ૩. | ૧ ૨૫ |

| ક્રિયેટીન. | ઇન ઓરગેનીકસોલ્ટ | ફોસ્ફરસ |
|---|---|---|
| ૧ ૨. | ૨૫ | ૯ .. |

## પ્રકૃતિ અનુસાર મુત્રનું સ્વરૂપ

**વાત**—વાત પ્રકૃત્તિ વાળાનુ મુત્ર પાણી જેવુ, પ્રમાણમા વધારે અને ઠંડા ગુણ વાળુ હોય છે આ પેશાબમા કફ અને આમવાતના પદાર્થો વદાર્થો વધારે આવે છે.

**પિત**—પિત પ્રકૃતિ વાળાનુ મુત્ર સરશીયા તેલ જેવુ, પીળુ અને ગરમ હોય છે કેમકે પિતનુ સ્વરૂપ આગ્નેય છે આ પ્રકૃતિ વાળાનુ મુત્ર કદાચ લાલ પણ દેખાય છે

**કફ**—કફ પ્રકૃતિ વાળાનુ મુત્ર ડહોળુ, પ્રમાણમા વધારે, ઠંડુ અને તેમા કફયુકત પદાર્થોનું પ્રમાણ વધારે હોય છે તથા જો તે મુત્ર ને ભરી રાખવામા આવે તો તેની નિચે કચરો જામેલુ માલમ પડે છે.

**મુત્રનુ પ્રમાણ**—સાધારણ રીતે તન્દુરસ્ત માણસને એક શેર પેશાબ આખા દિવસમા આવે છે પરંતુ ખાનપાન અને ઋતુના ફેરફારથી તેમા વધઘટ પણ થાય છે પ્રવાહી પદાર્થો વધારે લેવામાં આવે તો પેશાબનુ પ્રમાણ વધી જાય છે તથા પગીનો ઓછો આવવાથી શિયાળામા પેશાબ વધારે થાય છે

મીઠી પેશાબના દરદમા આતરડાની ક્રિયા મંદ થતા પેશાબ સહેજ વધારે આવે છે કોલેરામા પ્રવાહી પદાર્થો દસ્ત વાટે નીકળી જવાથી પેશાબ બહુજ કમી થઇ જાય છે. જલોદર મા ગુરદા બરાબર કામ ન કરતા હોવાથી પેશાબ ઓછો આવે છે

નિરોગી અવસ્થામા પેશાબ સહેલાઇથી થઈ શકે છે મુત્રકૃચ્છ્ર રોગમા પેશાબની નળીમા સોથ હોવાથી પેશાબ ટીપે ટીપે મુશ્કેલીથી આવે છે અને મુત્રાઘાત રોગમા મુત્ર મુદલ આવતુ નથી મુત્રાઘાત બે પ્રકારે થાય છે, એક તો પેશાબની ઉત્પત્તિ બંધ હોય છે ત્યારે અથવા મુત્ર માર્ગમા કંઇક અવરોધ થવાથી સોજો થઇ પેશાબ અટકી પડે છે ત્યારે.

પ્રથમ કહેવામા આવ્યુ છે કે પેશાબનુ વિશિષ્ટ ગુરૂત્વ ૧૦૦૩ થી ૧૦૩૦ સુધી હોય છે પણ તેમા ૠતુ, વય, શરીરની અવસ્થા અને ખાનપાનથી તેના વજનમા ફેરફાર થઇ જાય છે

પુરૂષોનુ મુત્ર સ્ત્રીઓ કરતા, બાળકોનુ યુવાનો કરતા અને વૃધ્ધાવસ્થામા યુવાનો કરતા મુત્રનુ વિશિષ્ટ ગુરૂત્વ વધારે હોય છે.

મુત્રનુ વિશિષ્ટ ગુરૂત્વ ૧૦૦૫ થી ઓછુ અને ૧૦૩૦થી વધારે જોવામા આવે તો રોગી અવસ્થા સમજવી, જો તેનુ પ્રમાણ હલકુ હોય તો તેમા ઓજના તત્વો છે અને જો તેનુ પ્રમાણ ભારે હોય તો તેમા મુખ્ય સાકર અને યુરિયાનો ભાગ વધુ પ્રમાણમા જાય છે એમ સમજવુ

**મુત્ર પરિક્ષાની રીત**—એક વાસણમા મુત્ર ભરી તેમા સરસીયું તેલ સળી વડે એકાદ ટીપુ નાખવાથી તેલ તેમા ફેલાઇ જાય તો સાધ્ય, બુદ રૂપે સ્થીર થઇ રહે તો અસાધ્ય અને બુદ ડુબી જાય હલાવવા

છતા દેખાય નહિ તો મધુમેહયુક્ત રોગી અસાધ્ય ગણી શકાય છે. આનુ કારણ એ છે કે પેશાબનુ વજન આરંભાવસ્થામા [illegible] વધારે હોય છે એટલે એ અવસ્થામા પેશાબ ઉપર તેલનુ ટીપુ જલદી ફેલાઇ જાય છે, આવી અવસ્થામા શરીરના ઉપયોગી પદાર્થો પેશાબમા જતા નથી એટલે રોગ સાધ્ય મનાય છે

જો શરીરમા લોહી પાણી થઇ ગયુ હોય, ધાતુ ક્ષીણ થયુ હોય તો પેશાબનુ વજન કંઇક ઓછુ થઇ જાય છે અને તે તેલના સમાન વજનને થવાથી તેલનુ ટીપુ સ્થિર રહી જાય છે એથી સાબીત થાય છે કે તીસરી હાલત કરતા એવી હાલતમા પેશાબનુ વજન ઘટી જાય છે નિયમ એવો છે કે જો ધાતુઓ ક્ષીણ થતા જાય તો શરીરના પાણીનુ પ્રમાણ વધતુ જાય છે અને મુત્રનુ વજન ઘણુજ કમતી થઇ જાય છે એટલે કે તેની અવસ્થામા મુત્ર તેલ કરતા પણ હલકુ થઇ જાય છે માટે તેલનુ ટીપુ ઉપર ન તરતા તળીએ બેસે છે અને પેશાબ હલકો હોઇ ઉપર આવે છે આવી હાલતમા રોગીની જરાપણ આશા રહેતી નથી કારણ કે શરીર અગ્નિહીન થઇ ધાતુઓ ક્ષીણ થઇ જાય છે

**પરિક્ષાની બીજી રીત**—એક સ્ટોપર બાટલી લઇ તેનુ વજન કરી પછી તેમા પાણી ભરી વજન કરવુ, પાણીના વજનની નોંધ કરવી પછી તે પાણી કાઢી બાટલી તદ્દન સાફ કરી લેવી અને તેમા પેશાબ ભરી તેનુ વજન કરવું, જો પાણી ૧૦૦૦ રતી થાય અને તેટલીજ બાટલીમા પેશાબનુ વજન ૧૦૧૫ રતી થાય તો જાણવુ કે પેશાબનુ વિશિષ્ટ ગુરૂત્વ ૧૦૧૫ છે આ પરિક્ષામા પ્રમાણ, વધુ ઓછુ હોય તો તે પ્રમાણે હીસાબ કરી લેવો અને પેશાબનુ વજન વધુ છે કે ઓછુ તે જાણી લેવુ સાધારણ રીતે પાણીનુ ગુરૂત્વ ૧૦૦૦ ગણાય છે

**પરિક્ષાની ત્રીજી રીત**—પેશાબ તપાસવા માટે બજારમા કે ડોકટરોને ત્યા "યુરીનામિટર" તૈયાર મળે છે તે લઇ પછી તે દ્વારા મુત્રનુ વિશિષ્ટ ગુરૂત્વ જાણવા માટે એક કાચના ગ્લાસમા (ગ્લાસ ખાસ તપાસવાના તૈયાર ટયુબ જેવા આવે છે તે) મૂત્ર ભરી તેમા તે યંત્ર

તરતુ રહે તેવી રીતે ગણી તેમાનો આકડો જોઈ તપાસવુ કે યત્રની નળી કયા અક સુધી ડુબેલી છે, તરતજ તે અક વાચી તેમા ૧૦૦૦ મેળવી સરવાળો કરતા જે અક આવે તે વજન નક્કી સમજવુ દાખલા તરીકે એ યંત્રનો આક ૧૫ ઉપર છે અને તેમા હજાર ઉમેરતા તે ૧૦૧૫ થાય એ એનુ વજન ગણાય

મૂત્રમા કેટલો પદાર્થ વધારાનો જાય છે તે જાણવુ હોય તો ઉપરની રીતે તપાસ કર્યા બાદ એક દિવસનુ મૂત્ર એકઠુ કરવુ, પ્રથમ તેનુ વજન જાણવા માટે મીટરથી વિ-ગુ જાણી લેવુ જો એનુ આશરે ૧૦૨૦ વિ-ગુ હોય અને પેશાબનુ કુલ્લે પ્રમાણ આખા દિવસનુ ૧૨૫ તોલા હોય તો તે આકડાનો એટલે કે હજાર ઉપર આવેલા ૨૦ અકને એકમો પચીસે ગુણવાથી ૨૫૦૦ આવે એટલા અશ એ મુત્રમાં વધારાના છે, ૧૨૫ તોલા મુત્રમા ૫૦૦ રતી વધારાનો ભાગ થયો જાણી લેવો આ પ્રમાણે પેશાબનુ વજન, પ્રમાણ, વિગેરે જોઈ વધઘટ આકડો નક્કી કરવો

પેશાબનો સ્વાદ નિરોગી હાલતમા લવણ જેવો હોય છે પણ બિમારીની હાલતમા તે શરીરના પરિવર્તનથી મીઠાશ યુક્ત અથવા ખટાશ યુક્ત થઈ જાયછે જેમકે મીઠી પેશાબમા મધુર અમ્લપિત્તમા ખાટુ ઈત્યાદિ

**સુત્રની ગધ**—પ્રથમ કહેવામા આવ્યુ છેકે પેશાબમા ખાસકરીને એક પ્રકારનીવાસ હોયછે પણ જો તેમા ખટાશ હોય તોતે વાસ પેશાબ કરતી વખતે જણાશે અને થોડીવારબાદ તેજતી રહેશે પેશાબ વધુ વખત રાખ-વાથી ખાટો થઈ જાય છે અને પછી તેમા ખાસ કરીને એક પ્રકારની દુર્ગંધ પેદા થવા લાગે છે કદાચ બસ્તિમા કઇ વિકાર હોય તો પેશાબમા સડેલી વાસ જોવામા આવે છે ગુરદાના દરદ વાળાના મૂત્રમા માછલા જેવી વાસ આવે છે મધુમેહના રોગીનુ મુત્ર મીઠી વાસવાળુ લાગે છે કેટલાક પદાર્થો ખાવામા એવા છે કે તેની વાસ પેશાબમા પણ જોવામા આવે છે, જેમકે લસણ, હીગ વગેરે

**સુત્રનો રગ**—શરીરમા રહેલા ત્રણે દોષ વાત પિત્ત અને કફમા વાયુ આકાશ, પિત્ત અગ્નિ, અને કફ જળ તથ પૃથ્વિ સ્વરૂપે છે કેમકે વાયુ અને આકાશનુ કોઇપણ સ્વરૂપ નથી તેમજ તે સુક્ષ્મ છે, અગ્નિનુ સ્વરૂપ લાલ અને પીળુ છે અને પિતનુ પણ તેવુજ હોઈ તે અગ્નિ સ્વરૂપે

કહેવાય છે, જ્યારે કફ શ્વેત છે અને પાણી પણ શ્વેત છે આ ત્રણે દોષ પ્રકૃત્તિને સરખા હોય તો પેશાબનુ વર્ણ પાણી જેવુ હોય છે કારણ કે મુત્રમા આ ત્રણે દોષ પ્રકૃતિના નિયમ પ્રમાણેજ નીકળે છે

જ્યારે શરીરમા કોઇ રોગ થાય ત્યારે દોષમાં ફેરફાર થઇ જાય છે અને એ ફેરફાર થવાથી પેશાબના તત્વોમા પણ પરિવર્તન થાય છે અને તેના રગમા પણ ફેરફાર થઇ જાય છે

જ્યારે પેશાબ વધારે આવે છે ત્યારે તે રંગ વગરનો કે શ્વેત હોય છે, ઉદકમેહ, વાતરોગ, ગુરદાનુ દરદ વિગેરેમા પણ પેશાબ શ્વેત હોય છે. પરંતુ ઘણો વખત પાણી ન પીવાથી, પસીનો ઘણો થવાથી, અતિસારનો રોગ હોય ત્યારે તથા શરીરમા પ્રવાહી ઓછુ થઈ જતા, પેશાબ લાલ રગનો અને થોડો થઇ જાય છે આવાજ કારણથી કૉલેરા-મા પેશાબ આવતો અટકી પડે છે મુત્રમા કફનો ભાગ હોતા તે દુધ જેવુ દેખાય છે, જ્યારે પિત યુકત રોગ કે આમવાયુ હોતા પેશાબનો નારગી રગ થઇ જાય છે.

## દોષ અને રોગ પ્રમાણે મુત્રનું સ્વરૂપ

**વાયુ**—શરીરમા વાયુ વધારે હોય તો પેશાબ વધારે રૂક્ષતાવાળો અને પાણી સમાન હોય છે, આ મૂત્રમા યુરિયા અને હિપ્યુરીકઍસીડ ખાસ હોય છે

**પિત**—શરીરમા પિતનો વધારો હોય ત્યારે મુત્ર ઓછુ, પીળા રગનુ, ગરમ કે લાલ હોય છે, એમા ફોસફરીકઍસીડ ઓરગેનીકસોલ્ટ, તથા સલફયુરિકઍસીડ ખાસ હોય છે

**કફ**—શરીરમા કફનો વધારો હોય ત્યારે મુત્ર શ્વેત, સ્નીગ્ધ અને મધુરતાવાળુ તથા કંઇક જાડુ હોય છે, એમા ઓજ, ક્ષાર, ચરબી, મેદ વિગેરે જોવામા આવે છે.

**વાતપિત**—વાતપિત યુકત મુત્ર સરસીયા તેલ જેવુ હોય છે, એમા ફોસફેટ, યુરિકઍસીડ વિગેરે જોવામા આવે છે

**કફવાત**—કફવાત યુક્ત મુત્ર કાજી જેવા વર્ણવાળુ હોય છે, તેમા યુરીકએસીડ, હિપ્યુરિકએસીડ, કફ અને ઓજ હોય છે

**કફપિત**—કફપિત યુક્ત મુત્ર પીળુ અને શ્વેત હોય છે, એમા ફોસફરિકએસીડ, કારબોનીકએસીડ વિગેરે હોય છે અને કફ કે પિતદોષના પ્રમાણે વર્ણમા ફેરફાર જણાય છે.

**ત્રિદોષ**–ત્રિદોષમા મુત્ર કાળુ, કાજીજેવુ તથાબીજોરા જેવુ કાન્તિ-યુક્ત હોય છે, આ મુત્રમા ઘન ભાગ વિશેષ હોય છે અને રસાદિ ધાતુઓ તથા દોષ ઝરી ઝરીને આવના હોવાથી તેનો રગ કાળાશ પડતો જોવામા આવે છે.

**મંદાગ્નિ**—મદાગ્નિમા ખોરાક બરાબર પાચન થતો નથી જેથી પેશાબ ઘણો તથા શ્વેત વર્ણનો હોય છે. આ મૂત્રમા પિતનો ભાગ ઓછો હોય છે.

**વાતરક્ત**—વાતરક્તમા મૂત્ર લાલ રગનુ હોય છે અને તેમા યુરિયાનો ભાગ હોય છે

**રક્તપિત્ત**—રક્તપિત્તમાં મૂત્ર કસુબાના રગ જેવુ હોય છે, એમા રજકપિત્ત વધુ જાય છે.

**અતિસાર**—અતિસારમાં મૂત્રને એક વાસણમાં રાખી જોવાથી નીચે લાલરગ વધુ જોવામા આવે છે, આ રોગમા મૂત્રનુ પ્રમાણ કમી થઇ જાય છે, વિશિષ્ટ ગુરૂત્વ વધારે હોય છે અને તેમા ઘનપદાર્થ વધારે જાય છે, તે નીચે બેસતાં પેશાબ નીચે લાલરગનો દેખાય છે, આમા રજકપિત વધારે જાય છે

**આમવાત**—આમવાતમા મૂત્ર છાશ જેવુ નીકળે છે કારણ કે આ રોગમાં આમવાત [યુરિયા] વધારે જમા થઇ પેશાબમા બહુ જાય છે તેથીજ તેને આમવાત કહે છે.

**જલોદર**—જલોદરમા પેશાબ સાથે ઘી જેવા કણ ( દાણા ) જોવામા આવે છે, આ રોગીના મૂત્રમા ઓજનો ભાગ વધારે જાય છે

અજીર્ણ—અજીર્ણમા મૂત્ર બકરાના પેશાબ જેવુ, સફેદ કે લાલ હોય છે, આ પેશાબમા મધુરના કે ઓજનો ભાગ હોય છે.

ક્ષય—ક્ષયરોગમા મૂત્ર જરા કાળાશ રગનુ હોય છે, જો તમા પિત્તની અધિકતા હોય તો તે પીળા રગનુ જણાય છે, આ રોગમા મૂત્ર શ્વેત હોય તો રોગ અસાધ્ય જાણવો, આ રોગમા ઓજ, વીર્ય વિગેરે જાય છે અગ્નિમદ હોવાથી કફનો ભાગ વધુ થતા પેશાબ સફેદ થઇ રોગી અસાધ્ય થતો જાય છે.

લોહીવિકાર—લોહી વિકારમા પેશાબ ઉપરથી લીલાશવાળો અને નીચે લાલ રગનો હોય છે, એમા રજક પિત તથા પિત વિશેષ જાય છે

રસવૃદ્ધિ—રસવૃદ્ધિમા પેશાબ સાથે રસની અધિકતા હોવાથી પેશાબ શેરડીના રસ જેવો હોય છે, દર્દીની આખ વાદળના વર્ણ જેવી દેખાય છે, આ મુત્રમા ઓજ અને કફ વધુ હોય છે

મેદવૃદ્ધિ—મેદવૃદ્ધિમા મુત્ર તેલ જેવી સ્નિગ્ધતા વાળુ જણાય છે અને તપાસ કરતા તેમા કારબોનેટઓફલાઇમ જણાય છે

તાવ—તાવમા જો મુત્ર લાલરગનુ હોય અથવા ધુમ્ર રગનુ હોય તો દરદનુ જોર સમજવુ અને જો કાળુ હોય તો ત્રિદોષજ્વર જાણી લેવો, સાધારણ જ્વરમા મુત્રનો વર્ણ દોષ પ્રમાણે હોય છે

કબજીયત—કબજીયતમા મળ સુકો આવવાથી મુત્ર વધારે આવે છે અને તેમા પિત્તનો અશ વધારે હોઇ તેનો રગ પીળો હોય છે.

સુવારોગ—સુવારોગમા મુત્ર ઉપરથી પીળુ, નીચેના ભાગમાં કાળાશવાળુ તથા બુદબુદાકાર હોયછે, આમા વાયુ અને કફનો દોષ મુખ્ય હોય છે, આ મુત્રમા કઠણ પદાર્થો જવાથી વિશિષ્ટગુરૂત્વ વધારે આવે છે.

જીર્ણજ્વર—જીર્ણજ્વરમા ઓજક્ષય થવાથી પેશાબ શ્વેત રગનો અને વધારે આવે છે, જો પિત વધુ હોય તો પીળુ, રક્તદોષ હોય તો લાલ અને જો તે કાળુ આવે તો રોગ અસાધ્ય ગણાય છે. આ રોગમા ઓજ જાય છે અને ગુર્દા શીથીલ થઈ જાય છે.

**નિગમજ્વર**—નિગમજ્વરમાં મુત્ર પિતથી જરા પીળું, કફથી શેરડીના રસ જેવુ અને વાયુથી સ્વચ્છ તથા વર્ણ રહિત હોય છે.

**ઉદકમેહ**—ઉદકમેહમાં પાણી જેવુ, જાડુ અને પિચ્છીલ મૂત્ર આવે છે.

## અર્વાચિન મુત્ર પરિક્ષા

આજ કાલ મુત્ર પરિક્ષા માટેના અર્વાચિન સાધનોથી પેશાબમાં જતાં તત્વોનુ પ્રમાણ જાત વિગેરે સહેલાઈથી નક્કી કરી શકાય તેમ છે. તે અન્ય વિલાયતી સાધનો કે જે તૈયાર મળી શકે છે તેમા ખાસ કરીને મૂત્રનુ વિશિષ્ટ ગુરૂત્વ દર્શક યત્ર, (યુરીયાના મીટર) કાચના ટયુબ અને સ્પીરીટ લેમ્પ મુખ્ય હોય છે તથા લીટમસ પેપર, (આસમાની તથા લાલ એ રગના આવે છે) સાઇટ્રીકએસીડ નાઇટ્રીકએસીડ, સલ્ફયુરિકએસીડ તથા બીજી પણ કેટલીક દવાઓ આવે છે.

પેશાબ અમ્લ છે કે અમ્લ વિરૂધ્ધ એ નક્કી કરવા માટે લીટમસ પેપરથી તેની પરિક્ષા કરી શકાય છે. સાધારણ પેશાબ ઘણે ભાગે અમ્લ હોય છે અને તેમા આસમાની લીટમસ પેપર બોળવાથી લાલ થઇ જાય છે પણ જો રાતો પેપર બોળવાથી આસમાની થઇ જાય તો અમ્લ વિરૂધ્ધ છે એમ જાણવુ

જન્મ્યા પછી તરતજ કે થોડો વખત મૂત્ર રાખ્યા પછી તે અમ્લ વિરુધ્ધ થઇ જાય છે તેનું કારણ એ છે કે તેમાથી એમોનિયા છુટો થઈ જાય છે

**એલ્બ્યુમેનનીપરિક્ષા**—મુત્રમા એલ્બ્યુમેન જાય છે તે જોવા માટે પ્રથમ પેશાબને ફીલ્ટર પેપરથી ગાળી લેવુ પછી ગાળેલા પેશાબને અરધી ટયુબમા ભરી પરિક્ષા કરવી, જો પેશાબ અમ્લ જણાય તો ઠીક નહિ હોય તો તેમા એક ટીપુ સાઇટ્રીક એસીડ નાખવુ અને પછી દીવાપર ગરમ કરવુ ગરમ એવી રીતે કરવુ કે ઉપલોજ ભાગ ગરમ થાય, (ટયુબ આડી રાખી તપાવવી) જો પેશાબ ઉકળ્યા પછી અમ્લ અને સ્વચ્છ રહે તો તેમા એલ્બ્યુમેન નથી એમ જાણવુ પણ

જો પેશાબ ડહોળો કે અસ્વચ્છ જણાય તો અંદર એલ્બ્યુમેન કે ફોસ્ફેટ છે તેમ સમજવું, પછી તે પેશાબમાં ગ્લેસીઅલ એસીટીકની ટીકડી નાખવાથી જો સ્વચ્છ થઈ જાય તો ફોસ્ફેટ છે એમ જાણવું અને જો ડહોળાયલો રહે તો એલ્બ્યુમેન છે એમ સમજવું

**સાકરની પરીક્ષા**—પેશાબમાં સાકર જતી હોય તે જાણવા માટે મુત્રને કાચની ટયુબમાં ભરી ગરમ કરવું અને તેમાં થોડું સલ્ફ્યુરિક એસીડ નાખવું જો તેથી રંગમાં ફેરફાર થઈ તળીઆમાં કાળો પદાર્થ બાઝેલો જણાય તો તે સાકર છે એમ જાણવું.

**સાકર માટે બીજી પરિક્ષા**—એક વાસણમાં મુત્ર ભરી તેમાં મોરથુથાનું પાણી (બનાવટ- મોરથુથુ ૮ રતી પાણી ૨॥ તોલા) થોડું થોડું નાખતા જવું મુત્રનો રંગ લીલો થાય એટલે તે બંધ કરી તેમાં લાઇકર પોટાશનું થોડું થોડું મિશ્રણ વધારે મુત્રમાં મેળવી પછી તેને ગરમ કરવું, જો પેશાબમાં સાકર હશે તો થોડી વાર પછી તળીઆમાં નારંગી રંગની એક વસ્તુ જામી જશે તે સાકર છે એમ જાણવું.

**પરૂની પરિક્ષા**—મૂત્રને ગરમ કરી તેમાં નાઇટ્રીક એસીડ નાખવાથી મૂત્રમાં રહેલ ઓજ તળીએ બેસી જાય છે અને સરકો મેળવી જોવાથી કદાપણ નીચે બેસતું નથી. પરૂવાળા મૂત્રમાં સોડાબાઇકાર્બનું લોશન મેળવી જોવાથી મૂત્ર ચીકણું લુઆબ જેવું બની જાય છે, તેમાં નાતણા બધાઇ જતા દેખાય છે, એને સુક્ષ્મદર્શક યંત્રથી જોતા તેના રજકણો પણ સાથે હોય તેવું દેખાય છે, એમાં સરકો મેળવી જોવાથી પિત્તના કણો જોવામાં આવે છે.

**રક્તની પરિક્ષા**—પેશાબમાં લોહીના કણો જતા હોય તો સુક્ષ્મદર્શકયંત્રથી જોઇ શકાય છે, આવા પેશાબનો રંગ ધૂમાડા જેવો હોવાથી તે દેખાઇ આવે છે, પરિક્ષા માટે એક નળીમાં મૂત્ર ભરી તેમાં ટીંક્ચર ગ્વાયાકમ ત્રણ ટીપાં નાખી પછી તેમાં ટરપેન્ટાઇનનેલ થોડા ટીપા નાખી હલાવી જોવાથી તે લીલારંગનું થઇ જાય છે એટલે સમજવું કે તેમાં લોહીનાં કણો છે, રક્તકણ વાળા મૂત્રને થોડો વખત રાખવાથી તળીઆમાં લાલ-ભુરારંગની વસ્તુ બેસેલી મળી આવે છે.

**પિત્તપરિક્ષા**—એક કાચની નળીમા એક ગ્રામ નાઈટ્રીકએસીડ ભરી ઉપર મ ભાળથી તેટલોજ પેશાબ તેમા નાખવો જો તેમા પિત હશે તો તેનો રગ (એ પદાર્થોની વચ્ચેના ભાગમા) લીલો, વાયોલેટ, રાતો કે આસમાની દેખાશે

આ પ્રમાણે મૂત્ર પરિક્ષાની આધુનીક રીત ટુકામા બતાવી છે તે પ્રમાણે કરી જોવાથી સાધારણ રીતે પેશાબમા શુ શુ મુખ્ય વસ્તુ જાય છે તેનો ખુલાસો જાણી શકાશે અને સ ભળનાથી નિદાન થઇ શકશે વધુ પરિક્ષા જાણવા માટે કોઇ ડોકટરને ત્યાં થોડો વખત પ્રત્યક્ષ અનુભવ લેવાની જરૂર છે અથવા કોલેજમા રહી શીખી શકાય છે *

## ચિકિત્સકની ફરજ

વૈદ્યકનો ધધો ઘણોજ પવિત્ર અને પુણ્યકારક ગણાય છે, આયુર્વેદના દરેક અગોમાં ચિકિત્સા અને ચિકિત્સક તેનુ મહાન અગ ગણાય છે તે વાત આધુનીક સમયમા ભુલાઇ જવા આવી છે, જ્યારથી પાશ્ચિમાત્ય પદ્ધતિ આપણા દેશમાં દાખલ થઇ ત્યારથી આપણી પ્રાચિન સસ્કૃતિનો નાશ થવા માડયો છે. વૈદ્યભાઇઓ ભલે આધુનીક રીતભાત પ્રમાણે કામ કરે પણ જેમ બને તેમ નરમાશથી દયાળુ સ્વભાવ રાખી સેવાધર્મ અને મનુષ્યતાનો ખ્યાલ રાખી મનુષ્યોના દખો (દરદો) ઓછા કરી પીડિત મનુષ્યોનો આશિર્વાદ મેળવી શુભકર્મનો સચય કરવો જોઇએ આ વાત તદ્દન ભુલાઇ ગઈ છે, હાલમા તો પૈસા લાવો અને દવા લ્યો, સલાહ લેવામા, વાતચીત કરવામા કે તપાસવા જવામા પણ ફી ફી ને ફીજ જોવામા આવે છે આવી સ્થિતિ ગામડાઓ કરતા શહેરમાં વિશેશ જોવામાં આવે છે

દવા આપી મનમાનના પૈસા કઢાવી પોતે મોજશોખમા કરે લાખો રૂપીયા જમા કરે અને દરદીને દરદ ઓછુ કરવાને બદલે ખર્ચના

---

*મૂત્રપરિક્ષા વિસ્તારથી જાણવા માટે અમારા તરફથી એક પુસ્તક ટુક સમયમા પ્રકટ થશે

(કરજના) બોજામાં દબાઈ જવુ પડે એવી પદ્ધતિ જરાપણ ઇચ્છવા યોગ્ય નથી વળી કેટલીક જગ્યાએ એવો પણ પ્રકાર જોવામા આવે છે કે ધન પ્રાપ્તિને માટે દરદીને મનાવવામા આવે છે આવી સ્વાર્થવૃત્તિ તદન તિરસ્કારનેજ પાત્ર છે. દરદીઓ પ્રત્યે નિર્દય થવામા એટલે કે માત્ર પૈસા લઇ સતોષ માનનારાઓ માટે આ ધંધો છેજ નહિ આયુર્વેદનો આશય પૈસા કમાવવા માટે નહિ પણ જગત ઉપરથી વ્યાધિનો બોજો દુર કરવા માટે છે એ ભુલી ન જવુ જોઇએ

કેટલીક સારી બાબતમા અન્યની નકલ કરવી તે ઘણુજ હિતકારક છે પરતુ કોઇ અયોગ્ય વાતાવરણમા આપણી પ્રાચિન ઉદારતા અને સેવા ધર્મની મહત્તા ઘસડાઈ જાય નહિ તેનો ખ્યાલ બરાબર રાખવો જોઇએ

નિસ્વાર્થતાથી કરેલુ કોઈપણ કાર્ય નિષ્ફળ જતુ નથી એટલે કે તે કોઈપણ રિતે ફળદાયક નો થાય છેજ એ માટે કહ્યુ છે કે--

**क्वचिद्धर्मः क्वचिन्मैत्रि क्वचिदर्थै, क्वचिद्यश ।**
**कर्माभ्यासः क्वचिच्चेति चिकित्सा नास्ति निष्फ.ला ॥**

એ શાસ્ત્ર વચનાનુસાર કર્તવ્ય પરાયણ થઇ કાર્ય કરવાનુ છે

આયુર્વેદ અને તેમા મુખ્ય અંગો ચિકિત્સા અને ચિકિત્સકની શ્રેષ્ટતા માટે આયુર્વેદમા ઘણુ વિસ્તારથી લખેલું છે, ટુકામાઃ-

**सनातनत्वाद् वेदाना मक्षरत्वा-त थंवच,**
**तथादृष्ट फलत्वाच्च हितत्त्वादपि देहिनाम् ।**
**घाक्समूहार्थ विस्तारात् पूजितत्वाच्च देहिमिः**
**चिकित्सात् पुण्यतमं नकिञ्चिदपि सुश्रुमः ॥**

"ધન્વન્તરિ"

ઉપર પ્રમાણેની આયુર્વેદની મહત્તા નિષ્કલક રહે અને દિવસે દિવસે તેની મર્યાદા વિશાળ થાય તેવું વર્તન અમારા દરેક વૈદ્ય બધુએ રાખવુ એવી મ્હારી નમ્ર પ્રાર્થના છે.

# તોલ માપ અને માત્રાની સમજણ.

**તોલ માપની સમજણ**—આર્યવૈદ્યકમા દવાઓ બનાવવા તથા વાપરવા માટે પ્રાચિન રીતના તોલ માપ વાપરવામા આવ્યા છે, આ તોલ અને માપનો હાલમા ચિકિત્સકો ખાસ ઉપયોગ કરતા નથી તેમજ પ્રચલીત તોલ માપ ઠીક જણાવાથી દિનપ્રતિદિન તેનો પ્રચાર થતો જાય છે અને એજ તોલ કે માપથી દવાની માત્રાનો નિર્ણય સરળ થાય ને હેતુથી પ્રાચિન અર્વાચિન તોલ તથા માપ આ નિચે આપવામાં આવ્યાં છે

| | | | |
|---|---|---|---|
| ૬૦ ટીપાં, | ૧ | ડ્રામ, | (ચાનો એક નાનો ચમચો) |
| ૮ ડ્રામ | ૧ | ઔંસ, | (આસરે અઢી તોલા) |
| ૧૬ ઔંસ | ૧ | પૌંડ | (આશરે ૩૯ તોલાભાર) |
| ૨૦ ઔંસ | ૧ | પાઇન્ટ. | (આશરે ૪૯ તોલા ભાર) |
| ૮ પાઇન્ટ, | ૧ | ગ્યાલન | (આશરે પાચ શેર બગાળી) |

---

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ રતિ આશરે ૨ ગ્રેન | | | (એ ઘઉંભાર) | | | |
| ૩ રતિ | ૧ | વાલ. | (આશરે ૭ ગ્રેન,) | | | |
| ૬ રતિ | ૧ | માસો | (આશરે ૧૧ા ગ્રેન,) | | | |
| ૪ માસા | ૧ | શાણ. | આશરે ૪૫ ગ્રેન | | ૦ા | તોલો |
| ૨ શાણ | ૧ | કોલ | ૯૦ ગ્રેન | આશરે | ૦ાા | ,, |
| ૨ કોલ | ૧ | કર્ષ | ૧૮૦ ,, | ,, | ૧ | ,, |
| ૨ કર્ષ | ૧ | શુકિત | ૩૬૦ ,, | ,, | ૨ | ,, |
| ૨ શુકિત | ૧ | પલ | | ,, | ૪ | ,, |
| ૨ પલ | ૧ | પ્રસૃત | | ,, | ૮ | ,, |
| ૨ પ્રસૃત | ૧ | કુડવ | | ,, | ૧૬ | ,, |
| ૨ કુડવ | ૧ | સરાવ | | ,, | ૩૨ | ,, |
| ૨ સરાવ | ૧ | પ્રસ્થ | | ,, | ૬૪ | ,, |
| ૧૦૦ પલ | ૧ | તુલા | | ,, | ૪૦૦ | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ પ્રસ્થ. | ૧ | આઢક | | ,, | ૨૫૬ | ,, |
| ૪ આઢક | ૧ | દ્રોણ | | ,, | ૧૦૨૪ | ,, |
| ૨ દ્રોણ | ૧ | શુપ | | ,, | ૨૦૪૮ | ,, |
| ૨૦૦૦ પલ | ૧ | ભાર. | આશરે | ,, | ૮૦૦ | ,, |

—— ० ——

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૫૦ ગ્રેન એટલે | ૧ | ઔંસ | આશરે | અઢી તોલા | | |
| ૭૦૦૦ ગ્રેન ,, | ૧૬ | ,, | ,, | ૩૯ | ,, | (૧ રતલ) |
| ૧૮૦ ,, ,, | ૧ | તોલો (ચલણી રૂપીયાભાર) | | | | |
| ૮૦ તોલા | ૧ | શેર (બગાળી) | | | | |
| ૪૦ શેર | ૧ | મણ ,, | | | | |

હાલમાં આ પ્રમાણે ચાલુ વજનની જરૂર પડતી હોવાથી પ્રાચિન અર્વાચિન સાથે આપવામા આવ્યાં છે

**માત્રાની સમજણ**—દવાઓની માત્રા આપતી વખતે ચિકિત્સકે ખાસ કરી નીચેની બાબતો તરફ ધ્યાન આપી પછી દવા આપવી જોઇએ.

૧. યુવાન માણસ માટે નક્કી કરેલી માત્રનું પ્રમાણ બાળક અને વૃદ્ધથી સહન થતુ નથી એટલે તેમને માટે રોગના ખાસ કારણ શિવાય માત્રા પ્રમાણસર ઓછીજ હોવી જોઇએ

૨ અફીણવાળી દવા બનતા લગી બાળકોને નજ આપવી અને આપવી પડે તો બહુજ સાવધાની રાખીને આપવી.

૩ પારદવાળી દવાઓ બાળકોને વધારે અનુકુળ થાય છે અને એજ દવાઓ મોટાને તથા ગર્ભિણી સ્ત્રીને વધારે બધ બેસતી નથી.

૪ પાન્ડુરોગવાળાને પારાવાળી દવા, ગર્ભિણીને ગોળીઓ અને કવીનાઇન, ક્ષયમા સોમલ અને બાળક માટે અફીણ એ દવાઓ વાપરવી જોખમકારક છે માટે બહુજ સભાળ પૂર્વક વાપરવી તથા એ દવાઓ વાપરતાં શરીર પર શું શું અસર થાય છે તેની દરરોજ તપાસ રાખવી.

૫ સ્ત્રીઓનો સ્વભાવ પુરુષો કરતા નાજુક હોય છે જેથી તેમને માટેવપરાતી દવાઓ તથા તેનુ પ્રમાણ વધારે નરમ હોવુ જોઇએ.

૬ ઝેરી અને રોગવાળી દવાઓ હમેશા બહુજ ચોકકસ રીતે પ્રમાણનો નિર્ણય કરી વાપરવાથી સારો ફાયદો આપે છે અને તેની નુકશાની માટે કશી પણ ચિંતા રહેતી નથી

૭ શહેર કરતા ગામડામા રહેનાર માણસને દવાનુ પ્રમાણ વધારે આપવાની જરુર રહે છે, અને ગામડાના માણસોને અપાતી દવાના પ્રમાણ તેના હિસાબે શહેરના બાળકોને આપવામા વધારે જોખમ છે કેમકે શહેરી જીવનમા બન્ધારણ ઘણાંજ નબળા હોય છે.

૮ મૂત્રલ ઔષધી દિવસમા આપવી ઠીક જણાય છે, મૃદુવિરેચન રાત્રે સૂતી વખતે લેવુ જોઇએ, વિરેચન (જુલાબની દવા) સવારે ખાલી પેટે લેવુ જોઇએ, ઉલટીની દવા સવારે કાંજી વિગેરે પીને પછી લેવી જોઇએ અથવા ઝેર વિગેરેના કેસમા સમયાનુસાર સમજીને વાપરવી જોઇએ અને ફળો ખાવા હોય તો જમ્યા પછી આપવા સારાં છે.

૯ માદક અને સ્વેદલ ઔષધી રાત્રે સુતા પહેલા બે કલાક અગાઉ આપવી ઠીક છે.

૧૦ ખુલ્લી હવા પ્રકાશ અને કપરત દવાના પ્રભાવને મદદ કરે છે જયારે અંધકાર અને ખુલ્લી હવાની ખામી હોય તો દવાની અસર મંદ જણાય છે.

૧૧ ઋતુ, દેશકાળ અને સમય એ પણ દવાની અસરમાં ફેરફાર કરી મૂકે છે માટે તે તરફ ખાસ ધ્યાન રાખવુ જોઇએ ક્ષયરોગ ગરમીમા ઘટી જાય છે, શરદીમાં સાધારણ રહે છે અને વસંતઋતુમા તેમા વધારો થાય છે.. આ પ્રમાણે દરેક રોગમા ઋતુની ખાસ અસર ફેરફાર કરી મૂકે છે.

માત્રાના પ્રમાણનો કોઇ નિયમ નથી કહયુ છે કેઃ—

**मात्राया नास्त्ये वस्थान दोष मग्नि बलचयः ।**
**व्याधि द्रव्य च कोष्ट च वीक्ष्य मात्रां प्रयोजयेत् ॥**

એટલે કે દોષ, અગ્નિ, બળ, વ્યાધિ, દ્રવ્ય અને કોઠો વિગેરેનો વિચાર કરી દવાનુ પ્રમાણ યોજવુ જોઇએ.

દોષ—વાયુ, પિત, કફ વિગેરેનો નિર્ણય કરી દવા આપવી, જેમકે વાયુ પ્રકૃતિના માણસને કફનો વ્યાધિ હોય તો માત્રા થોડી ઓછી આપવી એવીજ રીતે તેને વાત વ્યાધિ થયો હોય તો દવાની માત્રા વધારે આપવી જોઇએ

**અગ્નિ**—મદાગ્નિવાળા માણસને ઘૃત વિગેરે વાળી ઔષધી થોડી આપવી જોઇએ પરતુ તેવીજ દવા તિવ્ર જઠરાગ્નિવાળાને પુરતા પ્રમાણમા આપવી જોઇએ.

**બળ**—કોમળ બદન વાળી સ્ત્રીઓને દવાની માત્રા કહેલી હોય તે કરતા ઓછી આપવી. ગામડાની સ્ત્રીને જે દવાનુ પ્રમાણ કામ કરે તેના કરતા શહેરની સ્ત્રીને દવાનુ પ્રમાણ થોડુ આપવા છતા સારૂ કામ આપે છે.

**વય**—યુવાન કરતા બાળકને માત્રા ઓછી અપાય છે, કમજોર બાળક કરતા રૂષ્ટપુષ્ટ બાળકને દવા વધારે આપવી જોઈએ અને વૃધ્ધને યુવાન કરતાં ઓછી માત્રા આપવી

**વ્યાધિ**—સ્વપ્નદોષ, હીસ્ટિરીયા, ઉલટી, જ્વરાતિસાર અને ગર્ભિણીના વ્યાધિ વિગેરેમા દવાનુ પ્રમાણ થોડુ હોવુ જોઇએ

**ઓષધી**—સોમલ, રસકપુર, તામ્ર, સર્પવિષ, નેપાળો અને કણેર ઇત્યાદિમાથી બનતી દવાઓ થોડાજ પ્રમાણમાં આપવી જોઇએ

**કોઠાનુ બળ**—જે માણસને કોઇ દવા ખાવાનો મહાવરો ન હોય, જેને થોડીજ દવાથી વધારે જુલાબ લાગતા હોય, એવા દરદીને લઘુમાત્રા આપવી જોઈએ પરતુ જે માણસને દવાની આદત છે તેવા માણસને કે સખ્ત કોઠાવાળાને સખ્ત માત્રા દેવાની જરૂર છે, તેવાને થોડી માત્રા આપવાથી ફાયદો થતો નથી

ઉપર પ્રમાણે પૂર્ણ વિચાર કરી દવાની માત્રાનો નિર્ણય કરવાથી આપેલી દવા યોગ્ય ફાયદો સત્વર આપી શકે છે.

##  ઉમ્મર પ્રમાણે માત્રાનો હિસાબ બતાવનાર કોઠો 

| ૧૭થી ૬૦ વર્ષ સુધી | ૧૦થી ૧૬ વર્ષ સુધી | ૫ થી ૯ વર્ષ સુધી | ૩ થી ૪ વર્ષ સુધી | ૧ માસથી ૨ વર્ષ |
|---|---|---|---|---|
| ૩ રતીભાર | ૧॥ રતીભાર | ૦॥ રતીભાર | ૧ ગ્રેન | ૦॥ ગ્રેન |
| ૬ રતીભાર (બેવાલ) | ૩ રતીભાર (૧વાલ) | ૧॥ રતીભાર | ૧ રતીભાર | ૧ ગ્રેન |
| ૦। તોલો | બે આનીભાર | બે વાલ | ૪ રતીભાર | ૩ ગ્રેન |
| એક તોલો | ૦॥ તોલો | ૦। તોલો | બે આનીભાર | ૨ વાલ |
| અઢી તોલા | ૧। તોલો | ૦॥ તોલો | ૦। તોલો | ૪ વાલ |

ઉપર મુજબ ખાસ અનુકુળ પ્રમાણ, સાધારણ દવાઓ માટે ગોઠવેલુ છે પરંતુ ધ્યાનમા રાખવુ કે ઝેરી દવાઓ હોય ત્યારે પુખ્તો વિચાર કરી દરદીનુ બળ, રોગનુ પરિબળ, સમય, પ્રકૃતિ, દેશકાળ વિગેરેનો યોગ્ય વિચાર કરી અવસ્થાનુસાર દવા આપવી જોઇએ.

# ઔષધનાં સ્વરૂપની સમજણ

આયુર્વેદમા અનેક પ્રકારની દવાઓની બનાવટ વપરાય છે તેમાની જે મૂખ્ય છે તે આ નીચે ટુક ખુલાસાથી બતાવવામા આવે છે એથી કઇ દવા કેવી રીતે બને છે તેનુ સાધારણ જ્ઞાન વાંચક વર્ગને સહેલાઇથી થઇ શકશે.

**સ્વરસ**—લીલી, તાજી વનસ્પતિ લાવી તેને પથ્થર ઉપર વાટી કે કુટી લઇ કપડે છાણી રસ કાઢવા અથવા સુકી ઓષધીને ખાંડી તેમા પાણી નાખી ચટણી જેવું નરમ બનાવી કપડાથી છાણી લઈ રસ કાઢવો તેનુ નામ સ્વરસ કહેવાય છે આ કાર્યમા સુકી ઔષધી પુરા વજનથી લેવી પરતુ જો લીલી લેવાની હોય તો બમણા વજને લેવી પરતુ ખાસ કરી અરડુસીનાપાન, લીમડો, ગળો, પટોલપત્ર, કુશ્માન્ડ, (કોળુ) શતાવરી, સાટોડી, કડાછાલ, આદુ, આમુક વિગેરે બમણુ લેવુ નહિ

**ક્વાથ**—લીલી કે સુકી ઓષધી લાવી તેને અધકચરી કરી તેમા સોળગણુ કે આઠગણુ પાણી નાખી (દવા જાડી કે સખત હોય તો સોળગણુ અને લીલી કે નરમ હોય તો આઠ ગણુ પાણી લેવુ ઠીક છે.) માટીના કે ધાતુના કલાઇ કરેલા વાસણમા નાખી ચુલે ચડાવી ખુલ્લુ રાખી ઉકાળવુ, જ્યારે ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી ગાળી કામમા લેવુ એમા લીલી સુકી ઓષધી લેવાનો પ્રસગ આવે ત્યારે ઉપર સ્વરસમા બતાવેલી સમજણ પ્રમાણેના વજનથી લેવુ જોઇએ.

**હિમ-ફાંટ**—દવાના ચુર્ણને ચારથી આઠગણા પાણીમા નાખી માટીના વાસણમા ૬ થી ૧૨ કલાક પલાળી રાખી પછી ગાળી લેવુ તેનુ નામ હિમ એવીજ રીતે ચુલે ચડાવી તેને ઉકાળી અરધુ બળી જતા બાકી રહેલુ ઉતારી છાણી ઉપયોગમા લેવુ તેનુ નામ ફાંટ કહે છે. આ ઔષધીઓ હલકા પાકની ગણાય છે તે સત્વર બને છે અને તરત ફાયદો પણ કરે છે.

**કલ્ક**—દવાને વાટી ચટણી કરવી તેનુ નામ કલ્ક કહેવાય છે

**ચુર્ણ**—સુકી દવાને લાવી, કુટી, કપડછાણ કરી લેવુ તેને ચુર્ણ કે ફાકી કહે છે.

**ગોળી**—ચુર્ણમા દૂધ, મધ, ગૌમુત્ર, સ્વરસ કે પાણી નાખી ઘુટી ગોળી કરી લેવી. તેને વટી, ગોળી, ગુટીકા વિગેરે કહે છે

**આસવ-અરિષ્ટ**—ઉકાળેલા કવાથમાં મધ, સાકર કે ગોળ નાખી ખમીર આવ્યા પછી તેમા પ્રક્ષેપ ઔષધી મેળવી બે માસ ભરી રાખી ગાળીને વાપરવુ તેનુ નામ અરિષ્ટ છે અને વગર ઉકાળેલા સ્વરસ કે પાણીમા ઔષધી વિગેરે ઉપરની રીત મુજબ નાખી તૈયાર કરવામા આવે તેને આસવ કહે છે.

**સરબત**—કવાથ કે અર્ક અથવા સ્વરસમા સાકર નાખી જાડી ચાસણી કરી લેવી તેનુનામ સરબત છે

**અવલેહ**—મધ સાથે ચુર્ણ મેળવી શીરા જેવુ કરી લેવુ તેનુ નામ લેહ અથવા માજુન છે પણ કવાથ તૈયાર કરી તેનો કરી કવાથ કરી તેમા સાકર, ગોળ કે મધ નાખી જાડી ચાસણી જેવુ કરી તેમા ઉપરથી ઔષધીનુ ચુર્ણ મેળવી ચાટણ જેવુ બનાવી લેવાય તેને અવલેહ કહેવામા આવે છે.

**રસ**—જે દવામા પારદ અને ગધકનો યોગ આવે તેને રસ કહેવામાં આવે છે.

**ભસ્મ**—ધાતુઓને શુધ્ધ કરી તેને વનસ્પતિના સ્વરસમા ઘુટી ભાવના આપી ગજપુટ અગ્નિ આપી તૈયાર કરવામા આવે તેને ભસ્મ કહેવામા આવે છે. આવી ભસ્મો એક, સો કે હજાર પુટની પણ બનાવી શકાય છે.

**કુપીપકવ રસાયન**—પારદ, ગધક વિગેરે રસાયન દ્રવ્યોને કાચની શીશીમા નાખી વાલુકા યત્રમા મુકી જે દવા પકવવામા આવે છે તેને કુપીપકવ રસાયન કહે છે, જેમકે ચદ્રોદય, સમીરપન્નગ, રસસિદુર વિગેરે ભસ્મો, રસો, કુપીપકવ રસો, આસવ, અરિષ્ટ અને ધાતુમાથી બનતી દવાઓ જેમ જુની તેમ વધારે સારી અને વધુ ગુણકારી ગણાય છે

**ભાવના**—સુકા ઔષધના ચુર્ણને પ્રવાહી કવાથ, સ્વરસ અથવા દુધ કે ગૌમુત્ર વિગેરે બનાવેલા પદાર્થમા પલાળવુ, રબ જેવું થાય

ત્યારે સુકવવા મુકી દેવુ આ ક્રિયાને એક ભાવના-પટ- કહે છે. કેટલાક દ્રવ્યોને આવી દસ, વીસ કે પચીસ ભાવના અપાય છે.

**તેલ-ઘૃત**—તેલ કે ઘીને પ્રથમ ધીમા તાપ ઉપર કડાઇમાં રાખી ગરમ કરી ઠારી લેવુ ત્યાર બાદ તેમા પ્રવાહી પદાર્થ, સ્વરસ, કવાથ, દૂધ, માસરસ, છાશ કે ગૌમૂત્ર વિગેરે નાખી ચુલાપર ચઢાવવુ અને ઉપરથી પ્રક્ષેપ તરીકે તૈયાર કરેલ બધી ઔષધીનું કલ્ક નાખી બહુજ ધીમે તાપે પાક કરવો, આ પાક કરતા જો બે ત્રણ દિવસ લાગે તો દવા સારી બને છે માટે ઉતાવળ કરવી નહિ. આ દવા બનાવતાં દવાનું પ્રમાણ કેવી રિતે લેવુ તેનો ખુલાસો બીજા ગ્રંથોમાં વિચારથી આપ્યો છે ત્યા જોઇ લેવુ. ઘૃત કે તેલ હમેશા મધ્યમ પાકના શ્રેષ્ટ થાય છે કાચા કે ખરપાક બગડી જવા સભવ રહે છે.

કવાથ, સ્વરસ, કલ્ક અને ફાંટ એ દવાઓ હમેશાં દરરોજની તાજીજ વાપરવી ફાયદા કારક ગણાય છે

તેલ, ઘૃત, અવલેહ, ગોળી વિગેરે એકાદ વર્ષ સુધી ગુણ વાળી રહે છે પછી તેમાથી કસ ઓછો થઇ જાય છે.

ચુર્ણ ત્રણ માસ પછી ગુણ હિન થાય છે, અને સાકર, નીમક તથા હીંગવાળા ચુર્ણો છ માસ કે તેથી થોડો વખત બગડતા નથી બનતા લગી હવા લાગવાથી ચુર્ણ જલદી બગડે છે.

# દ્રવ્યગુણસાર ખંડ ૧લો.

**સુવર્ણ**—શીતળ, બલ્ય, ચક્ષુષ્ય, રસાયન, કાંતીકર, સ્મૃતિપ્રદ, વયસ્થાપક, આયુષ્ય અને મેધા વર્ધક, શોષ, ક્ષય, ઉન્માદ અને ત્રિદોષ નાશક છે.

**રૌપ્ય**—શીતળ, સ્નિગ્ધ, વયસ્થાપક, આયુષ્ય વર્ધક અને પિત, પ્રમેહ, અજીર્ણ તથા વાત નાશક છે.

**તામ્ર**—સારક, પિત અને કફ નાશક, વ્રણ રૂઝવનાર, લેખન, તથા પાંડુ જ્વર, અર્શ, કુષ્ટ, શુલ, શ્વાસ, કાસ, ક્ષય, પીનસ, અમ્લપિત,

શોજા, કૃમિ, વિષ, યકૃતરોગ, ખરલ, આમવાત અને સંગ્રહણી નાશકછે.

**બંગ**—વીસ પ્રકારના પ્રમેહને મટાડનાર, શરીરને પુષ્ટ કરનાર ઇંદ્રિય બલ વર્ધક, મેદ કૃમિ અને કફ નાશક છે

**જસત**—આંખની રોશની વધારનાર, કફ, પિત, મેદ, પાંડુ અને શ્વાસ હર છે.

**સીસું**—અત્યંત બલકર, વીર્ય, આયુષ્ય, કાન્તિ અને અગ્નિને વધારનાર તથા શ્વાસને મટાડનાર છે.

**લોહ**—બલ અને પુષ્ટી વધારનાર ગુલ્મ, ઉદરરોગ, શુલ, આમ, આમવાત, ભગંદર, સોજા, કમળો, કુષ્ટ, ક્ષય, યકૃતરોગ, સર્વ વાતરોગ, પરિણામ શુલ, ઉલટી, પીનસ, પિત, શ્વાસ, અમ્લપિત શીરો રોગ નેત્ર રોગ આદિ મટાડે છે

**મંડુર**—લોહને મળતા ગુણો છે, પણ વધારામાં તે સારક છે અને શુળ નાશક છે નાના બચ્ચાઓને વધારે ઉપયોગી છે

**સુવર્ણ માક્ષિક**—રસાયન, નેત્ર હિતકારક, ત્રિદોષઘ્ન, બસ્તી-રોગ મટાડનાર, કુષ્ટ, પાંડુ પ્રમેહ, વિષ, ઉદરરોગ, અર્શ, સોજા અને કફ મટાડે છે

**રૌપ્યમાક્ષિક**—રસાયન, ત્રિદોષઘ્ન, બસ્તી રોગ નાશક, કુષ્ટ, પાંડુ, પ્રમેહ ઉદરરોગ, અર્શ, સોજા, ક્ષય અને કફ મટાડે છે.

**મોરથુથો**—ઉલટી કરાવનાર, કફપિત મટાડનાર, વિષનાશક પથરી, કુષ્ટરોગ, કૃમી, ખુજલી વિગેરે મટાડે છે.

**સિંદુર**—ઉષ્ણ, ભાગેલાને સાંધનાર, વ્રણને મટાડનાર, રોપણ, રતવા, કુષ્ટ, ખુજલી અને વિષ નાશક છે.

**ખાપરીયું**—શીતળ, મધુર અને લેખન છે તથા દાહ, રક્તદોષ, વિષ, સોજા, મટાડે છે તથા ખાવામાં ક્ષયનાશક, અમ્લનાશક, ધારક અને નેત્ર માટે હિતકારક છે

**બોદાર**—મુત્રલ, શીતલ, વિરેચન કરનાર, ચર્મદોષ નાશક અને શોધક છે ઉપદંશ મટાડે છે.

**લોહચુંબક**—લેખન, અને શીતલ, તથા મેદ અને વિષદોષ નાશક છે

**હીરાકસી**—કેશ લાવનાર તથા વાત, કફ, ખુજલી, વિષ, મૂત્રકૃચ્છ્ર, પથરી, પાંડુ, બરલ, અને કુષ્ટ મટાડે છે.

**પીતળ**—રૂક્ષ, તિકત, પિતકરનાર, લવણરસયુકત, શોધનકરનાર, અલેખન, પાડુ અને કૃમિ નાશક છે.

**કાંસુ**—લેખન, દ્રષ્ટિવર્ધક, રૂક્ષ, કફપિત નાશક છે.

**સુરમો**—આંખ માટે હિતકારક લેખન કરનાર, સ્નિગ્ધ, ધારક શીતલ અને કફ, ઉલટી, વિષ, કુષ્ટ ક્ષય, રકતદોષને મટાડે છે.

**શીલાજીત**—રસાયન છે, કફ, પ્રમેહ, પથરી, શર્કરા, મૂત્રકૃચ્છ્ર, ક્ષય, શ્વાસ, વાતરોગ, અર્શ પાડુ, અપસ્માર, ઉન્માદ, શોજા, કુષ્ટરોગ, ઉદરરોગ, કૃમિ અને મધુમેહ નાશક છે

**ગેરૂ**—શીતલ, નેત્રને હિતકારક, દાહ નાશક, રકતપિત, ગતવા, હિક્કા અને ત્રિદોષ નાશક છે.

**પારદ**—છગુણ સયુકત, ત્રણે દોષ મટાડનાર, રસાયન, અમૃત તુલ્ય ગુણકારી, તેજ, બળ, બુદ્ધિ, સ્મૃતિ, પ્રભા, કાતિ વધારે અને દ્રષ્ટિનુ તેજ વધારે અને સર્વ રોગની શાતી કરનાર પરમ રસાયન છે.

**ગધક**—અત્યત રસાયન, ખુજલી, વિસર્પ, કૃમિ, કુષ્ટ, ક્ષય, બરલ, કફ, વાયુનાશક, પાચન કરનાર, આમ શોધક, વિષઘ્ન, પારદના ગુણને વધારનાર, ઋતુ લાવનાર, કોઢિક રોગમા સુવર્ણ કરતા વધારે ગુણ કરનાર ગણાય છે પારદ સાથે આ ગધકનો અત્યત નિકટ સબધ છે.

**અભ્રક**—રસાયન, કાન્તિ વધારનાર, વીર્ય વધારનાર, શરીરને મજબુત કરનાર, જરા મત્યુ નાશક, આયુષ્ય વધારનાર, ધાતુવર્ધક, ત્રણે દોષ હણનાર, પ્રમેહ, કુષ્ટ, બરલ, ઉદરરોગ, વ્રણ, વિષ, સોજા, કૃમિ વિગેરે મટાડે છે પારદ સાથે મળતાં, ગુણમા અત્યત સુદર બને છે.

**હરતાલ**—(પત્રીહરતાલ) ગરમ, કાન્તિ, વીર્ય, તેજ વધારનાર, ખુજલી, કુષ્ટ, વિસર્પ, વિષ, મુખરોગ, રક્તદોષ, કફ, પિત, જ્વર, કમરનુ વ્રણ મટાડે છે અને સર્વ રોગ નાશક છે રજને બધ કરે છે.

**મનશીલ**—સારક, કુષ્ટ, ત્વકદોષ, કાસ, શ્વાસ, કફને મટાડે છે લેખન છે, વિષ, મુર્છા, કફ અને રકતદોષ મટાડે છે. શરીરનો વર્ણ સુધારે છે (લગાડવાથી.)

**સોમલ**—શોધક, જ્વરઘ્ન, પૌષ્ટીક, વાતરકત, કુષ્ટ, પાડુ, ક્ષય, શ્વાસ, વાતરોગ, રકતદોષ મટાડે છે અત્યત ઉગ્રવિષ છે.

**ફટકડી**—યોની સકોચ કરનાર, ત્રિદોષઘ્ન, ધારક, વ્રણનાશક, રતવા, આખ આવવી વગેરેમા ઉપયોગી છે રકત સ્થભક છે

**ચાક**—શીતળ, નિકત, મધુર, મોઝાંને મટાડનાર, પિતને મટાડનાર, વ્રણ રોપણ કરનાર, કફ, દાહ અને ત્રણે દોષને શાન્ત કરે છે, અતિસાર માટે ઉતમ છે

**ચુનો**—અમ્લપિત, અજીર્ણ, ઉલટી, દાહને માટે ચુનાનુ જળ ઉપયોગી છે

**ગોદતીહરતાલ**—જીર્ણજ્વર, વિષમજ્વર, પ્રદર, શીરશૂળ, શ્વાસ, ખાસી મટાડે છે, સ્થભક છે, બલ્ય છે, શીતળ છે

**હીરા**—આયુષ્યવર્ધક, પુષ્ટી આપનાર બળ અને વીર્ય વધારનાર, ક્ષયાદિ રોગ નાશક અને સુખ આપનાર છે

**મોતી**—શીતળ, વૃષ્ય, નેત્રને હિતકારક, પુષ્ટિકારક, ક્ષયને મટાડનાર,, રકતશોધક તથા મગજને પુષ્ટકર્તા છે.

**માણેક**—રસાયન, દિપન, બુદ્ધિવર્ધક, વૃષ્ય, વાતપિત નાશક, કફ શામક, ક્ષય, ધ્વજભગ અને નબળાઇ મટાડે છે.

**પુખરાજ**—શીતળ, દિપન પાચન, કફવાત શામક, કુષ્ટ, ઉલટી, દાહ, અર્શરોગ મટાડી બુદ્ધિ અને બળ વધારે છે.

**નીલમ**—દીપન, બળ વર્દ્ધક, વૃષ્ય, ત્રિદોષ શામક છે અને શ્વાસ, કાસ, વિષમજ્વરને મટાડે છે

**પન્ના**—દીપન, બલ્ય, વૃષ્ય, વિષ નાશક, પાંડુરોગ, સોજા, શ્વાસ, અર્શ, ઉલટી, ત્રિદોષ જ્વર વિગેરે મટાડે છે.

**લસણીઓ**—મધુર, શીતળ, દીપન, બુધ્ધિ વર્ધક, કબજીઅત મટાડનાર નેત્રને હિતકારક, પિત અને રકતવિકારને મટાડનાર તથા બૃહંણુ છે

**ગોમેદ**—દીપન, પાચન, રૂચીવર્ધક, ઉષ્ણ, કુષ્ટરોગ, પાંડુ અને ક્ષય મટાડી બુદ્ધિ વધારે છે

**પ્રવાલ**—મધુર, શીતળ, હલકુ, દીપન, પાચન, ત્રિદોષ શામક, ક્ષય, ખાસી, રકતપિત, રાતે વળતો પસીનો અને વિષવિકાર મટાડે છે વીર્ય વધારી ક્ષાર વધારે છે

**વૈક્રાંત**—દીપન, રસાયન, ત્રિદોષ નાશક, ક્ષય મટાડનાર, જ્વર, કુષ્ટ, પાકુ, ઉદરરોગ, શ્વાસ, ખાસી પ્રમેહ, સોજાને મટાડે છે.

**સૂર્યકાંત**—ઉષ્ણ, કફ વાત શામક, રસાયન અને મેધાવર્ધક છે.

**ચદ્રકાંત**—શીતળ, સ્નિગ્ધ, પિત નાશક, રકતપિત અને દાહ શાન્ત કરનાર છે.

**રાજાવર્ત**—કટુ, તિકત, દીપન, પાચન, શીતળ, પિત શામક, પાડુરોગ, પ્રમેહ, ક્ષય, અને મદાત્યય તથા હેડકી અને ઉલટી મટાડે છે.

**પીરોજ**—કષાય, મધુર, દીપન, શુળ મટાડનાર દુષિ અને બીજા વિષ વિકારને મટાડનાર છે.

**સ્ફટિક**—મધુર, અત્યત શીતળ, બળ વર્ધક, રકતપિત, જ્વર અને દાહ મટાડનાર છે

**કાચ**—વાત નાશક, ઉષ્ણ, લકવો, નબળાઇ મટાડે છે

**શંખ**—ક્ષારયુકત, ગ્રાહી, અમ્લપિત, મદાગ્નિ, શુળ, પરિણામ શુળ, વિષદોષનાશક છે.

**કોડી**—દીપન. ઉષ્ણ, અગ્નિમંદતા, પરિણામશૂળ, સંગ્રહણી, ક્ષય, ત્વક્રોગ વગેરે મટાડનાર છે.

**છીપ**—દીપન, રૂચીકર, શુક્ર, હૃદયરોગ, શ્વાસ, બરલ, ઉદરરોગ મટાડનાર અને પૌષ્ટિક છે

**સાબરશૃંગ**—હૃદયશૂળ, પાર્શ્વશૂળ, ખાસી, કફ, શ્વાસ અને શરદી મટાડે છે.

**સમુદ્રફેણ**—શીતળ, લેખન, પાચન, સર, નેત્રહિતકારક, દિપન, કફનાશક વિષ અને કુષ્ટ તથા કર્ણશ્રાવ મટાડે છે.

**અંબર**—ઉષ્ણ, બલ્ય અને શરદી મટાડનાર છે હૃદયરોગ, મગજની નબળાઇ, કોલેરા, અપસ્માર, ત્રિદોષ, વાયુ વગેરે મટાડી તાકાત વધારે છે.

**કસ્તુરી**—વાજીકર, ઉષ્ણ, વાતહર અને ઉત્તેજક છે, શરદી, શીતાંગ, ત્રિદોષ, કોલેરા ન્યુમોનીઆ, ખાસી, અપસ્માર, ધાતુક્ષીણતા, હીસ્ટીરીઆ, શ્વાસ, હેડકી વગેરે મટાડે છે

**મધ**—રોપણ, કફ શામક, યોગવાહી, મેદરોગ નાશક, પૌષ્ટિક, તેમજ સુખાપક, ખાસી, ગળાનો વરમ વગેરે મટાડે છે.

**વછનાગ**—કટુ. તિક્ત, ઉષ્ણ, કષાય, યોગવાહી, રસાયન, ત્રિદોષનાશક, દિપન, ગ્રહણ, બળવર્ધક, ઉદરરોગ, શ્વાસ, કાસ, ગ્રહણી, વિષવિકાર, આમવાત, શુળ, અર્શ, ગુલ્મ, કુષ્ટ, જ્વર મટાડે છે

**ઝેરકોચલાં**—કટુ, દિપન, ઉષ્ણવીર્ય, કામોત્તેજક, મુત્રલ, પાચક, બલ્ય, વાતનાશક, અમ્લપિત, ગ્રહણી, ઉન્માદ, આકરો, શુળ, લકવો, શ્વાનવિષ મટાડે છે શક્તિ વધારે છે.

**અફીણ**—સંકોચન કરનાર, કર્કન, વાતપિતવર્ધક, તાણ મટાડનાર,, નિદ્રા લાવનાર, માદક, સ્વેદલ, પીડાશામક તથા ખાસી, ઉલટી, રક્તશ્રાવ, શ્વાસ, અતિમૂત્રતા વિગેરે મટાડે છે.

**નેપાળો**—નવો તાવ, ક્રમિ, જલોદર, કુષ્ટ, ઉપદશ, વિછીનું ઝેર વિગેરે મટાડનાર, વિરેચન કરનાર, ઉલટી કરનાર, અને પિત્ત વધારનાર છે.

**ધતુરો**—કટુ, ઉષ્ણ અને શોથનાશક તથા કૃમિ, કુષ્ટ, જ્વર, ઉન્માદ, આમવાત, પ્રલાપ, ખુજલી, શ્વાસ, આક્ષેપ, કર્ણશળ અને ગ્રથી મટાડનાર અને કફ ઘટાડનાર છે.

**ભાંગ**—સ્વપ્નદોષ, અનિદ્રા, પ્રલાપ, અતિસાર, સ્થભનની ખામી વિગેરે મટાડનાર, બળ વધારનાર, ઝેરી, દિપન, પાચન, ગ્રાહી અને માદક છે.

**ચણોઠી**—ઝેરી, કામોદિપક, બળવધારનાર, તથા ઉરસ્થભ મટાડનાર છે.

**ભીલામ**—કટુ, તિક્ત, અતિરસાયન, કૃમિનાશક, વાતહર, શક્તિવર્ધક તથા ગુલ્મ, અર્શ, ગ્રહણી, કુષ્ટ, પછડાટ, શળ, કોલેગ અને આફરો મટાડનાર છે

**અર્કદુધ**—તિક્ષ્ણ, ઉષ્ણ, રેચક, વામક તથા કુષ્ટ, ગુલ્મ, ઉદરરોગ, અર્શ દંતક્રમિ, શ્વાનવિષ, ચામડીના રોગ વિગેરે માટે ઠીક છે. ( અર્કદુધનો ઉપયોગ ઘણે ભાગે શોધન મારણમાં કરવામા આવે છે )

**થોરદૂધ**—વાતહર, રેચક તથા ગુલ્મ, ઉદરરોગ, વિષ, આધ્માન, ખુજલી, અર્શ, ભગદર, વિગેરે મટાડે છે.

**કણેર**—મોહ, દાહ અને ભ્રમ પેદા કરનાર તથા ઉપદશનુ વ્રણ, આખ આવવી ત્વચારોગ અને આસુ પડતા હોય તે મટાડનાર છે.

**લાંગુલી**—કટુ ઉષ્ણ, કફવાત નાશક, ઓરને કાઢનાર, ગર્ભપાત કરનાર, જલદી પ્રસવ કરનાર, શોધઘ્ન તથા ક્રમિનાશક છે

**ટંકણખાર**—કટુ, ઉષ્ણ, તિક્ષ્ણ, રૂક્ષ, મારક, કફને છુટો પાડનાર તથા ખાસી, શ્વાસ, વાયુ, આચકી, મુખપાક, આફરો, ઋતુની અટકાયત વિગેરે મટાડે છે

**નવસાર**—ત્રણેદોષને મટાડનાર, સૂક્ષ્મ, લઘુ, પાચક, ઉષ્ણ, સારક, તથા યકૃત, પ્લીહા, ગુલ્મ, આધ્માન, જ્વર, કફ અને માંસના અજીર્ણને મટાડનાર છે.

**અપામાર્ગક્ષાર**—ગુલ્મ, શૂળ, જલોદર, શ્વાસ, ખાસી, અર્શ મંદાગ્નિ અને બહેરાપણું મટાડનાર તથા તિક્ષણ છે

**સુરોખાર**—અજીર્ણ, પથરી, પ્રમેહ, પાડુ વિગેરે મટાડી બસ્તીનું શોધન કરનાર, કટુ, તિક્ષણ, મૂત્રલ અને સ્વેદલ છે

**તીલક્ષાર**—પથરી, બરલ, મૂત્રદોષ વિગેરે મટાડનાર અગ્નિદીપક અને તિક્ષણ છે

**અર્કક્ષાર**—ખાંસી, બરલ અને દમ મટાડનાર, કફ છૂટો પાડનાર, તિક્ષણ, પાચન અને દીપન કારક છે

**પલાશક્ષાર**—ગુલ્મ, પ્લીહા, યકૃતરોગ, પથરી, મૂત્રકૃચ્છ્ર મટાડ, નાર દીપન અને પાચન છે.

**સ્નુહીક્ષાર**—ઉદરરોગ, ગુલ્મ, સોજા, કોલેરા, અજીર્ણ, યકૃતરોગ અને શ્વાસરોગ નાશક અને તિક્ષણ છે.

**ચિંચાક્ષાર**—પેટનુ શૂળ, ગુલ્મ, પથરી અને મૂત્રકૃચ્છ્ર નાશક અને અગ્નિપ્રદિપ્ત કરનાર છે.

**યવક્ષાર**—દીપન, પાચન, કૃમિઘ્ન, મૂત્રલ, વાતનાશક તથા શ્વેદ, ગુલ્મ, શુળ, પ્લીહા, ખાસી, આનાહ, ઉદરરોગ, કંઠરોગ અને અમ્લપિત નાશક છે.

**સાજીખાર**—ઉષ્ણ, વાતહર, પાચક તથા ખાંસી, દમ અને કફ મટાડનાર, દીપન, પાચન કરનાર, તથા આધ્માન, કૃમિ અને ઉદરરોગ માટે ઠીક છે.

**બિડલુણ**—તિક્ષણ ઉષ્ણ, દીપન, રૂચીકર, ક્ષારયુકત, કફવાતનુ અનુલોમ કરનાર તથા અજીર્ણ, આફરો, શૂળ, મળબંધ અને હૃદય ગૌરવ મટાડે છે.

**સચરલુણ**—પાચન, દીપન, વાતનાશક, રોચક તથા ગુલ્મ, શળ, આફરો, ઉર્ધ્વવાયુ વિગેરે મટાડે છે.

**સાંભરલુણ**—ભેદન, દીપન, ઉષ્ણ, તિક્ષ્ણ, કટુપાકી, પિત્તવર્ધક તથા અર્શ, કોઠાનુ બંધન વિગેરે મટાડે છે.

**મસુદ્રલુણ**—ગરમ તેમજ ટંડાઇમા મધ્યમ, ક્ષારયુક્ત દીપન, રૂચી વધારનાર તથા મળબંધ મટાડનાર છે

**સિંધાલુણ**—દીપન, પાચન, શીતળ, લઘુ, નેત્રહિતકારક, પિત-નાશક, ત્રિદોષનાશક, રૂચીકર, સદૈવ પથ્ય વ્રણદોષનાશક અને કબજીયત મટાડનાર છે

---

# દ્રવ્યગુણસાર ખંડ રજો.

**અગર**—કફ અને વાયુ નાશક, નેત્રરોગ, ચામડીના દરદો અને કાનનાં દરદો દુર કરનાર, પિત્ત વર્ધક અને લઘુ છે તથા શ્વાસ રોગની ખાસ દવા છે.

**અતિવિષ**—દીપન, પાચન તથા કફ, પિત્ત, ગ્રહણીદોષ, અતિ-સાર, આમ, જવર, કાસ, વમન અને કૃમિ નાશક છે

**અનતમુળ**—રક્ત શોધક, જ્વર, અતિસાર, ઉપદશ, મુત્રપ્રમેહ, મુત્રદોષ નાશક વીર્ય રજ અને રક્ત શોધક વૃષ્ય, રસાયન, બલકર અને શુક્ર પેદા કરનાર છે

**અઘેડા**—સારક, તિક્ષ્ણ, પાચક, મુત્રલ, અગ્નિ દિપક કફઘ્ન, ચર્મરોગ નાશક અને વૃષ્ય છે

**અકકલકરો**—ઉષ્ણ, ક્ષોભક, થુક લાવનાર અને તીખો છે સળેખમ, સોજા, વાયુ તથા કફનો નાશ કરનાર છે.

**અરણી**—ગરમ, તીખી, કડવી, તુરી, મધુર, અગ્નિ કરનાર, સોજા, કફ, વાયુ અને પાન્ડુ મટાડનાર છે.

**અર્જુન**—હૃદ્રોગ, ક્ષત અને મેદરોગ નાશક તથા શીતવીર્ય છે.

**અશોક**—અપચી, તરષ, દાહ, કૃમિ, શોષ, વિષ, રકતદોષ અને ગર્ભાશયના દોષ મટાડનાર તથા ધારક છે

**અજમો**—તીખો, કડવો, રૂચિકર, ઉષ્ણ, અગ્નિદીપક, પાચક, સારક તથા વૃષ્ય છે. શુળ, આધ્માન, વાતી, કૃમિ અને ગુલ્મ મટાડેછે.

**અજમોદ**—રૂચીકર, દિપક, તીક્ષ્ણ, રૂક્ષ, ગરમ, વૃષ્ય, બળકર, લઘુ, મલસ્થભક, ગ્રાહક તથા પાચક છે આધ્માન, શુળ અને વાયુને મટાડે છે.

**અશ્વગંધા**—વાયુ અને કફ નાશક, બળ વધારનાર, પુષ્ટિ કરનાર, રસાયન, અતિશય વિર્યવર્ધક તથા કૃશતા, ક્ષય અને સોજો મટાડનાર છે.

**અરડુસી**—(વાસા) કફ, ખાંસી, શ્વાસ, સ્વરભંગ, ક્ષય, જ્વર રકતપિત્ત ઉલટી, મેદ, અને કુષ્ટ નાશક છે.

**અળસી**—ઉષ્ણ, કફપિત્ત વર્ધક, વ્રણ પકવનાર, ગ્રથી અને સોજા મટાડનાર તથા દાહયુકત પ્રમેહ અને ઉનવા માટે ઉત્તમ છે.

**આકડાના મુળની છાલ**—ઉષ્ણ, શોધક, સ્વેદલ, વમન કરનાર, કફઘ્ન, ક્ષોભક, વાતહર અને આમ નાશક છે ઉપદશ, રકતદોષ, ખાસી, કફ, મરડો વિગેરેમા ખાસ ઉપયોગી છે

**આમળાં**—હરડેને મળતા છે, રકતપિત્ત અને પ્રમેહમા હિતકારક, સદાને માટે પથ્ય, આરોગ્ય વર્ધક તથા નેત્ર, વાળ, રકત, ત્વચા અને દાતને માટે હિતકારક, ત્રિદોષ નાશક અને રસાયન છે.

**આદુ**—ગરમ, અગ્નિવર્ધક, વાયુ અને કફ મટાડનાર તેમજ સુઠને મળતુ છે

**આંબો**—કફ, વાયુ અને આમ મગ્રહણીનો નાશ કરનાર તથા અગ્નિ વર્ધક તેમજ બળ અને વીર્ય વધારનાર તથા ઉષ્ણ છે

**આમલી**—સારક, રૂચિકર અને પિત્તશામક છે. ખટાશ લાવવા કે રૂચિ વધારવા તેનો દાળ શાકમા ઉપયોગ થાય છે તાવની ગરમિ, તરષ, કબજીયત, વાયુ, અરૂચિ, પેશાબની ગરમિ વિગેરે મટાડે છે.

**આંબાહળદર**—ચળ, ઉગ્રવ્રણ, ઉધરસ, દમ, આચકી, તાવ, શુળ, વાયુ, સન્નિપાત જ્વર અને મુખરોગ નાશક, રોપણ, ઠંડી અને શોધક છે

**આવળ**—મૂત્રરોગ, જંતુ, વ્રણ, સોજા અને દાહ નાશક, ગ્રાહી, શોથઘ્ન અને આંખને હિત કરનાર છે,

**ઈન્દ્રયવ**—રક્તદોષ, આમ, આમરક્ત, સંગ્રહણી, તાવ, ત્રિદોષ અતિસાર, કૃમિ, વિસર્પ અને કોઢ નાશક, સંકોચકારક તથા દીપન છે.

**ઈન્દ્રવારૂણીનું મુળ**—પિત્ત, અર્શ, અને શુળ નાશક, રેચક, ગર્ભપાત કરનાર અને આર્તવ શોધક છે (ફળ) ઉદરરોગ, કમળો અને પિત નાશક છે

**ઇસસ**—ફેફસા અને શ્વાસ નળીના દરદોનો નાશ કરનાર, વ્રણ શોધક, રોપણ અને કફઘ્ન છે

**ઉપલેટ**—જંતુ, અજીર્ણ, ચામડીના દરદ, શરદી, શ્વાસ અને ઉધરસ નાશક, પૌષ્ટિક, શોધક, વાતહર, ઉષ્ણ, મુત્રલ અને ઋતુ લાવનાર છે.

**ઉદરકની**—પિત્તવિકાર, દાહ, વાતરક્ત, રતવા, કૃમિ તથા ઉદરવાનો નાશ કરનાર, મુત્રલ, શોધક અને લોહી સુધારનાર છે

**ઉભીરીંગણી**—દમ, ખાસી, જ્વર, શરદી, કફ અને વાયુનાશક, ઉષ્ણ અને ધારક છે

**એખરો**—સધિવા, સોજા, યકૃતરોગ અને ક્ષિણતા નાશક, મુત્રલ અને ધાતુ પુષ્ટ કરનાર છે

**એરંડ**—(મુળ) કફ, વાયુ, જ્વર, સોજા, આમવાયુ, કટી અને બસ્તિગત વાયુ તથા શીરશૂલ નાશક (પત્ર) વાયુ, કફ, મૂત્રકૃચ્છ અને

વૃદ્ધિ નાશક તથા રક્તપિત્ત વર્ધક (ફળ) શળ, વાયુ, યકૃતરોગ, પ્લીહા-રોગ, ઉદરરોગ અને અર્શ નાશક તથા દીપન (મજ્જા) વાયુ, શરદિ અને ઉદરરોગ નાશક તથા મળ ભેદક (તેલ) વિરેચક, વાતહર અને વૃધ્ધિહર છે.

**એલચી**—(મોટી) રક્તપિત્ત, ઉલટી, શીરરોગ, મૂત્રબંધ, તરષ અને કફ નાશક તથા અગ્નિ વર્ધક (નાની) મૂત્રકૃચ્છ્ર, શ્વાસ, હરસ, આધ્માન, ઉધરસ, કફરોગ અને વાયુ નાશક છે.

**એળીઓ**—બંધકોષ, ઉન્માદ, હીસ્ટીરિયા, પિત્તજન્ય દરદો, જ્વર તથા ઉદરરોગમા હિતકારક, રેચક અને ઋતુ લાવનાર છે

**ઓથમી છરૂ**—અતિસાર, ઉલટી, તરષ, ઉનવા, અત્યાર્તવ, ધાતુક્ષય, આમરક્ત અને પ્રદર નાશક, શિતળ તથા ગ્રાહી છે.

**કચુરો**—તાવ, ચામડીના દરદ, કોઢ, શીળસ અને ગલગંડ નાશક તથ શોધક છે

**કડુ**—મળાવરોધથી થતા દરદો, કફ, પિત્ત, જ્વર, પ્રમેહ, ઉધરસ, યકૃતરોગ, રક્તદોષ, દાહ, કોઢ અને કૃમિ નાશક, સુક્ષ્મરેચક, ભેદક અને દીપન છે.

**કપાસ**—(મળની છાલ) રક્તસ્થંભક, ગ્રાહી વેણલાવનાર, પ્રસવ પછી ગર્ભાશયમાથી થતા રક્તસ્રાવને રોકનાર, સ્નાયુ સંકોચક, (ફળની બીજ) પૌષ્ટિક, મધુપ્રમેહ વાળાને ઉપયોગી તથા બળ વધારનાર છે

**કડાછાલ**—રક્તદોષ, હરસ, આમરક્ત અને જ્વરનાશક, ગ્રાહી, શીતળ અને પિત્ત શામક તથા દરેક જાતના અતિસારની ખાસ દવા છે

**કપૂર**—કફ, પિત, દાહ, તરષ, વિષ, મેદ, દુર્ગંધ, આક્ષેપ અને આધ્માન નાશક, સ્વેદલ, મધુર, લઘુ અને ધારક છે

**કબાબચીની**—શ્વેત પ્રદર અને મૂત્રકૃચ્છ્ર નાશક, શ્લેષ્મને બહાર કાઢનાર, અગ્નિદીપક અને મૂત્ર વર્ધક છે.

**કપુર કાચરી**—ઉબકો, ખરજ અને લુખસ નાશક તથા શીતળ અને મગજને સુધારનાર છે.

**કચનાર**—કૃમિ. દરેક જાતના રકતવિકાર અને વૃણ નાશક, શોધક, સ્થભન અને પૌષ્ટિક છે

**કમળકાકડી**—શીતળ અને ગ્રાહી તથા પેટનો વાયુ, તરપ, ઉલટી, અતિસાર, રકતસ્રાવ અને નબળાઇ મટાડનાર છે. કમળ કાકડી એટલે કમળના ફળનુ બીજ વાપરવુ જોઇએ પ્રતિનિધી કમળ પુષ્પ છે

**કમળ પુષ્પ**—ધારક અને શીતળ તથા પિત્ત, વાયુ, દાહ અને જવર નાશક છે તથા જવર મટાડી ઉંઘ લાવે છે,

**કરીયાતુ**—દરેક જાતના તાવ, ત્રિદોષ, યકૃતરોગ, કૃમિ, કોઢ અને કફ નાશક, વાતલ અને કટુ પૌષ્ટિક છે

**કાકડાસિગ**—શ્વાસ, કાસ, હેડકી, જવર, ઉલટી અને ઉર્ધ્વ-વાત નાશક તથા કફઘ્ન છે બાળકોની ખાંસીની ખાસ દવા છે.

**કાયફળ**—બહુમુત્રતા, ઉંધરસ, શ્વાસ, ઉલટી, અરૂચી, શરદિ, કફાતિસાર, કફજવર, સન્નિપાત અને કંઠરોગ નાશક છે દાંત અને મગજને હિતકારક તથા છીંક લાવનાર છે

**કાંકચ**—વિષમજવર, ઉદરરોગ, વધરાવળ, હીસ્ટીરિયા અને કૃમિ નાશક, કટુપૌષ્ટિક તથા પાચન છે

**કાળાદાણા**—સોજા, ઉદરરોગ, કૃમિ અને જવરનાશક, વિરેચક તથા નસોતરને મળતા છે

**કાથો**—અતિસાર, મુખના ચાંદા, સ્વરભગ અને ઉપદંશ નાશક, સ્થભન, શીતળ અને રોપણ છે.

**કાળીમુસળી**—પૌષ્ટિક, વિર્યની વૃધ્ધિ કરનાર, રસાયન તેમજ ઉષ્ણ છે. અને ખાસ કરીને શકિત વર્ધક દવાઓમા વપરાય છે

**કાળીપાટ**—પિત્તજવર, વિષમજવર, અતિસાર સાથેનો તાવ,

તરષ, કૃમિ, સોજા અને ચામડીના દરદોનો નાશ કરનાર, કટુપૌષ્ટિક, શોધક અને મુત્રલ છે.

**કીડામારી**—ચુંક, કૃમિ, વાયુ, શુળ, ગોળો, જ્વર, આફરો, અજીર્ણ અને અરૂચિ નાશક તથા બાળકોનો જ્વર, ઉલટી, ભાર મળાવરોધ અને સોજા મટાડનાર તથા સ્વેદલ છે.

**કીરમાણી અજમો**—પેટના કૃમિ, ચુંક વાયુ, શુળ, અપસ્માર, તાણ વિગેરે મટાડે છે તથા પેટના વાયુ માટે ચાલુ વપરાય છે

**કુકડવેલ**—હડકવા, સર્પવિષ અને ઉદરરોગ, નાશક, રેચક, વમિકારક, છીંકલાવનાર તથા કમળો મટાડનાર છે

**કુંવાર**—ઉદરરોગ, પ્લીહારોગ, આદો તાવ, રક્તપિત્ત, અર્શ, ચામડીના દરદ, ગોળો અને પિત્તજન્ય સઘળા રોગોનો નાશ કરનાર, રેચક, શોધક અને કડી છે.

**કુળો**—તંદ્રા, શ્રમ અને વાતજ્વર નાશક, ઉષ્ણ વીર્ય, સ્ફુર્તિકારક, સ્વેદલ અને કફઘ્ન છે. તથા વિષમજ્વર અને સર્પવિષ મટાડે છે

**કળથી**—કફ, વાયુ, સોજો, પથરી, મેદ, ઉધરસ, શ્વાસ, પ્રમેહ અને મુત્રકૃચ્છ્ર નાશક, ધારક પરશેવો રોકનાર અને દુખતી આખને હિતકર છે

**કુષ્માન્ડ**—(કાચુ) પિત્તઘ્ન, (મધ્યમ) કફકારક, [પાકુ] ત્રિદોષ અને ઉન્માદ નાશક, મળમુત્રની શુદ્ધિ કરનાર, વિર્યવર્ધક અને પથ્ય છે

**કુવાડીઓ**—ત્વગદોષ, જ્વર, ગાઠ, વાતરક્ત અને ભીલામાના સોજાનો નાશ કરનાર છે. તેના બીજની રાહા બાળકના દાત આવતી વખતના તાવની ખાસ દવા છે દાદર અને કુષ્ટ માટે ઉત્તમ છે

**કેશર**—સ્થંભક, વાજીકરણ, પૌષ્ટિક તથા આખ અને મગજને હિતકારક, સ્ત્રીરોગ અને શીરોરોગ મટાડે છે

• **કેળ**—વાતપિત અને મધુપ્રમેહનો નાશકરનાર, ગુરૂ, બળદાયક અને શીતળ છે (ફળ) ગાઠને પકવનાર છે (રસ) સર્પવિષની ખાસ

દવા છે અને ક્ષયને પણ મટાડે છે.

**ખડસલીયો**—(પીતપાપડો) જીર્ણત્વગદોષ, પિતની તૃષા, શોષ, ઉલટી અને ઝાડો તથા હાથ, પગ અને માથાનો દુખાવો, આદાશીશી અને ઉનવા નાશક, જ્વરઘ્ન, પિત્તશામક અને મૂત્રલ છે

**ખજુર**—ક્ષય, વાયુ અને પિત્ત નાશક. શુક્લ અને માસ વર્ધક છે.

**ખેર**—કોઢ, વિસર્પ, મેહ, મેદ, મુખરોગ, કફરોગ, દંતરોગ અને રક્તજરોગ નાશક, શીતળ, કષાય અને ધારક છે.

**ખસખસ**—સ્થંભક, નિદ્રા લાવનાર, પૌષ્ટિક, કફકારક, પીડા શામક તથા વાજીકર છે એના ડોડવાનો સેક પીડાશામક, શોથઘ્ન અને ઉપકારી છે.

**ખેર**—[ગંધીલો] મુખરોગ અને રક્તદોષ નાશક છે

**ખાખરો**—ગોળો, સંગ્રહણી, હરસ અને સ્વરભંગ નાશક તથા દીપન, (પુષ્પ) મૂત્રલ તથા કફ, રક્તપિત, તરષ, દાહ, વાતરક્ત અને કોઢ નાશક તથા ધારક છે [ફળ] અર્શ, કૃમિ, કોઢ, ગોળો અને ઉદર-રોગ નાશક છે.

**ખપાટ**—પૌષ્ટિક, વિર્ય વધારનાર, વાતનાશક તથા મુત્રરોગ અને પ્રમેહ નાશક છે

**ખુરાસાની અજમો**—નિદ્રા લાવનાર, પીડાશામક, મૂત્રલ તથા શૂલ, વાયુ, કફ અને મગજનાં દરદો મટાડે છે.

**ગળો**—ત્રિદોષ, આમ, મેદ, કોઢ, વાયુ, ઉધરસ, પાન્ડુ, કમળો, રક્તદોષ અને ઉલટી નાશક, ધારક, રસાયન, શીતળ, પૌષ્ટિક, શમન અને શોધક છે.

**ગરણી**—[બીજ] શ્વેત કુષ્ટ, ઉદરરોગ અને આદાશીશીનો નાશ કરનાર તથા મૂત્રલ (મુળ) મોળ, અને વમી કારક તથા પેશાબની બળત્રા અને કફ નાશક તથા સખ્ત રેચક છે

ગગેરણ—મળને બાંધનાર, પૌષ્ટિક, વિર્ય વર્ધક, સ્થભક તથા પ્રદર, ઘા, વ્રણ વિર્યસ્રાવ તથા સોમરોગ મટાડે છે

ગરમાળો—અજીર્ણ, મળાવરોધ, ભાર, સન્નિપાત, જ્વર, ઉદરરોગ અને વાતરક્ત નાશક, મોટી માત્રામા રેચક અને શોધક છે.

ગળજીભી—પિત્ત, ઉધરસ, રક્તવિકાર, વ્રણ અને જ્વર નાશક, શોધક, શીતળ અને મુત્રલ છે

ગુલર—રક્તદોષ, પિત, હૃદયરોગ, કફ, ખાસી, અને લીવરના દરદો મટાડે છે પૌષ્ટિક, દીપન, પાચન અને ઠડુ છે તથા વ્રણને મટાડી શુદ્ધ કરે છે.

ગુગળ—મેદ, કોઢ, આમવાયુ અને ત્રિદોષ નાશક, અગ્નિકારક, મગજપુષ્ટ કરનાર, શોધક અને રોપણ તથા દરેક જાતના વાયુની ખાસ દવા છે. કૃમિઘ્ન તથા રસાયન છે

ગોમુત્ર—કૃમિ, પ્લિહારોગ, પાન્ડુરોગ, ઉદરરોગ, કબજીયત, અર્શ, વિષદોષ અને કોઢ નાશક તિક્ષ્ણ, ગરમ અને ખારવાળુ છે

ગોરોચન—ઉન્માદ, ગર્ભસ્રાવ, ક્ષત અને દુષિત રક્ત માટે હિતકારક, કાન્તિદાયક તથા આક્ષેપ અને બાળરોગની ખાસ દવા છે.

ગાંજો—નિદ્રા લાવનાર, મત્રલ, મગજને શાન્ત કરનાર હીષ્ટીરિયા નાશક તથા વધારે લેવાથી નીસો લાવનાર છે.

ગોરખમુંડી—રસાયન, કૃમિઘ્ન, પાચન, પિતશામક અને વૃષ્ય છે તથા રક્તશોધક અને સ્વરકર છે.

ગુંદ—પૌષ્ટિક અને વિર્ય વર્ધક છે. વાતરોગ માટે ઠીક છે, સ્થભક અને શુક્રને ઘટ્ટ કરનાર છે

ગોખરૂ—પથરી, પિત્તાતિસાર, વિર્યસ્રાવ, નબળાઈ અને મુત્ર વ્યાધિ નાશક, ધાતુપૌષ્ટિક, શીતળ અને મૂત્રલ છે

ચવક—અગ્નિ વધારનાર અને દિપન પાચન છે તથા યકૃત, કફ, બરલ અને મદાગ્નિ મટાડનાર અને ગુદ્દયરોગ નાશક છે

**ચંદન**—[શ્વેત] ત્વગરોગ, તરષ, દાહ, પિતમેહ, ઉલટી અને રક્તપિત્ત માટે હિતકારક તથા ઠંડું છે. [રક્ત] શીતળ, કાન્તિદાયક, લેપ માટે ઉત્તમ તથા રતવા મટાડનાર છે.

**ચિત્રક**—સોજા, અર્શ, યકતરોગ, પ્લીહારોગ, કૃમિ અને કોઢ નાશક, પાકમા અગ્નિ જેવું, વાતહર, દીપન અને પાચન છે.

**ચંપો**—શીતપિત્ત, કૃમિ અને કફરોગ નાશક છે

**ચણોઠી**—[મુળ] જેઠીમધને મળતુ છે અને ઉધરસમા વપરાય છે તથા પૌષ્ટિક, શીતળ અને વાતહર છે [પાન] મોઢાની ગરમિ, સ્વરભંગ અને ઉનવા નાશક છે

**ચિમેડ**—પ્રદર અને ઋતુદોષમા હિતકારક તથા પૌષ્ટિક છે આંખની ખાસ દવા છે

**ચોપચીની**—ઉપદંશગત સઘળા ત્વગદોષની ખાસ દવા છે તથા શોધક અને પૌષ્ટિક છે. વાનરોગ માટે ઉપયોગી છે

**જટામાંસી**—વાઇ, હીષ્ટીરિયા અને વાત વ્યાધિમા હિતકારક, ઉષ્ણ અને સ્નાયુઓને શીથીલ કરનાર છે

**જવાસો**—સારક તથા શરદિ, જ્વર, કફ, પિત, વિસર્પ, શ્વાસ મત્રકૃચ્છ્ર અને ખાસી મટાડનાર તથા મુખરોગ નાશક છે.

**જીરૂ**—અજીર્ણ યુક્ત, અરુચિ અને હેડકી નાશક, વાતહર અને દીપન છે તેમજ જીર્ણજ્વર અને પિત વિકારનો નાશ કરે છે

**જાબુ**—(છાલ) સ્થભક, શોધક તથા રોપણ છે (બીજ) મુત્રના પ્રવાહને કમી કરનાર, શોધક સ્થભક અને રક્તશ્રાવ મટાડનાર છે (ફળ) રક્ત શોધક, સગ્રહણી નાશક, પાચક અને રૂચિ કરનાર છે.

**જાયફળ**—કફ, વાયુ, ઉલટી, પીનસ, કૃમિ, ઉધરસ, શોષ અને અજીર્ણ નાશક, દીપન મળસ્થભક, ગ્રાહી, પૌષ્ટિક, માદક, ઉષ્ણ અને દ્રષ્ટિને મજબુત કરનાર છે તથા વીર્યનુ સ્થભન કરે છે.

**જાવત્રી**—માદક ગુણ સિવાય દરેક રીતે જાયફળને મળતી છે.

**જેઠીમધ**—ખાસી, મુખપાક, સ્વરભંગ, ઉનવા તથા પિત્તજ્વરની તૃષા અને ઉલટી નાશક, પ્રમેહ અને ત્વગદોષમા હિત કારક, શીતળ, કફઘ્ન પૌષ્ટિક તથા સારક છે

**તગર**—અપસ્માર, શુળ, નેત્રરોગ અને ત્રિદોષ નાશક તથા વેદના મટાડનાર છે

**તમાલપત્ર**—કફ. વાયુ, હરસ, હલ્લાસ, અરૂચિ અને પીનસ નાશક તથા તજને મળતાં છે

**તજ**—જઠરનાં દરદો, મોળ, ઉબકા, ઉલટી અને શરદિ નાશક, વાયુ પ્રકોપના દરેક દરદોમા હિતકારક ઉષ્ણ અને દીપન છે

**તુળશી**—કફ, કોઢ, પાર્શ્વ શળ, કૃમિ. જ્વર અને વાયુનો પ્રકોપ મટાડનાર છે (કૃષ્ણ) શ્વાસ અને અમ્લપિત્ત નાશક તથા ઉષ્ણછે.

**તલ**—પૌષ્ટિક, દુગ્ધ વર્ધક, મત્રલ અને ઋતુલાવનાર તથા અર્શમા કાયદા કારક છે. (તેલ) ત્વગદોષ, શરીર, વાળ અને કાનને હિતકારક છે કાળા તલ બહુમુત્રમા ઉપયોગી છે

**ત્રાયમાણ**—જીર્ણજ્વર, યકૃતોદર. પિત્તજ્વર અને પ્લિહોદરમા હિતકારક, કટુ પૌષ્ટિક અને સારક છે

**દતીમૂળ**—આધ્માન, કમળો, ગોળો, પ્લીહારોગ, ઉદરરોગ અને કોઢ નાશક તથા રેચક છે.

**દારૂહળદર**—મુખરોગ, પિત્તપાન્ડુ, યકૃતદોષ અને પ્રમેહનાશક, આંખને હિતકારક તથા હળદરને મળતી છે

**દાડમ**—ઉલટી, દાહ, તૃષા અને પિત નાશક, સ્થભક અને કૃમિઘ્ન છે, તથા ખાસી, ઝાડા, મરડો અને રકતશ્રાવમા ખાસ ઉપયોગી છે.

**દ્રાક્ષ**—ક્ષય, તૃષા, વાતરકત અને પિત્તરોગમા પથ્ય મધુર, શીતળ, બળકારક અને સારક છે

**દેવદાર**—આધ્માન, સોજા, હેડકી, તાવ, રક્તપિત અને ક્ષય નાશક, સ્વેદલ, મૂત્રલ અને સૂતિકાને માટે હિતાવહ છે.

**ધાવડીફુલ**—સ્થંભનનો ખાસ ગુણ હોઇ, અતિસાર રક્તાતિસાર, સંગ્રહણી, અત્યાર્તવ, બહુમુત્રતા અને રક્તપિત્ત નાશક છે.

**ધાણા**—જ્વર, તૃષા, દાહ, ઉલટી, શ્વાસ, ઉધરસ, હરસ, આમ, પિત્ત અને કૃમિ નાશક, પાચન, ધારક, દીપન, અને સ્નીગ્ધ છે

**ધ્રો**—સોજા, તરષ, દાહ, ત્વગદોષ, રક્તપિત્ત અને ક્ષય નાશક છે. રક્તસ્રાવ તથા પ્રદરમાટે હિતકારક છે.

**ધમાસો**—ચળ, ચામડીના દરદ, પિત્તજન્ય તૃષા અને ઉલટી નાશક, ઘણુજ શીતળ અને કિંચીત મુત્રલ છે

**નસોતર**—રેચક હોઇ, યકૃતોદર, જલોદર, કૃમિ, સોજા, માથાનો દુખાવો, ભસ્મકરોગ, લુખમ અને વાત વ્યાધિમા શોધન માટે તેનો રેચ ઉપયોગી છે કાળા નસોતર કરતા શ્વેત વધારે ગુણ દાયક છે.

**નખલા**—વીર્ય વધારનાર તથા કફ, વાત, રક્તદોષ, જ્વર તથા કુષ્ટરોગ નાશક, ચામડી તથા કેશને હિતકારક છે

**નગોડ**—ગલગંડ, અપચી અને વાતવ્યાધી નાશક (પાન) ગાંઠ પકવનાર અને કૃમિઘ્ન છે તથા દુષ્ટ વ્રણ. નાસુર અને ભગંદર માટે તેના પાનની લુગદીથી સિધ્ધ કરેલ તેલ હિતકારક છે. વાળ માટે પણ એનુ પકાવેલુ તેલ બહુજ હિતકારક છે

**નાગરવેલ [પાન]**—વાતહર, ઉષ્ણ, દીપન અને પાચન છે તથા મોળ, અરૂચી, મોઢાની ખરાબ વાસ, સુસ્તિ વિગેરે મટાડે છે શરદી મટાડવા તથા શરીરમા ગરમિ લાવવા પાનના રસમા કેટલીક દવાઓ અપાય છે.

**નાગકેશર**—આમપાચક, તરષ, સ્વેદ, રક્તસ્રાવ, છર્દી, વિસર્પ અને અર્શ નાશક છે.

**નાગરમોથ**—અગ્નિ વધારનાર, શીતળ, ધારક, પાચન, કફ, પિત્ત, રક્તપીડા, તરસ, જ્વર, અરૂચિ, આમ, રક્તશ્રાવ અને ઝાડો મટાડનાર છે.

**નારંગી**—અજીર્ણ, ખોટી ગરમિ, ત્વગદોષ, તૃષા, મોળ, દાંતમાથી પડતુ લોહી તથા હાથપગના દાહમા ફાયદા કારક, શીતળ અને પિતનાશક છે હમેશા ખાવાથી રક્તદોષ મટાડે છે

**પરોલ**—વાયુનાં દરદો, જ્વર, ઉદરરોગ, કમળો, વિર્યશ્રાવ અને ચામડીના દરદોમા હિતકારક, રેચક અને શોધક છે.

**પદમક**—ગર્ભસસ્થાપક, દાહ, કફ, રક્તપિત્ત, ઉલટી, કુષ્ટ વ્રણ, જ્વર. અને તરસને મટાડે છે ઉતમ સુગંધી યુક્ત છે

**પીપર**—વાયુ, શરદિ, ઉધરસ, શ્વાસ નાશક, અગ્નિદિપક, સારક અને ઉષ્ણ છે

**પુષ્કરમુળ**—પડખાનુ શુળ, ખાસી, શ્વાસ, શરદિ વિગેરે મટાડેછે.

**પાષાણભેદ**—શળ, હરસ, ગોળો, યોનીરોગ, પ્લીહારોગ અને મુત્રાશયના સઘળા દરદોનો નાશ કરનાર, પિત્ત શામક, બસ્તિ શોધક અને મૂત્રલ છે

**પ્રિયગુ (ઘઉંલા)**—પિત્ત, શ્વેદ, જ્વર, તરષ વિગેરે મટાડનાર અને હૃદયને હિતકારક છે

**બકુલ**—[છાલ] દાંતને મજબુતી આપનાર છે [ફળ] ધારક છે. [વચ્ચેનો ભાગ] મૃદુ રેચક છે

**બહેડાં**—સરદિ, પિત્ત, કૃમિ અને સ્વરભગ નાશક, પિતશામક, ભેદક અને ચક્ષુષ્ય છે તથા શ્વાસ અને કફ માટે હિતકારક છે

**બદામ**—વિર્ય સબધીના સઘળા દરદોનો નાશ કરનાર, પૌષ્ટિક, શીતળ, મગજપુષ્ટ કરનાર અને આખનુ તેજ વધારનાર છે

**બળબીજ**—પુષ્ટિકારક અને મુત્રલ છે, ઉન્માદ અને મુત્રાશયના દરદોમા ફાયદા કારક અને સ્થભક છે

**બહુફળી**—ધાતુક્ષિણતાનાં દરદ, પ્રમેહ, ઉનવા અને લુ નાશક મુત્રલ, તથા કિંચીત સ્થભક છે

**બાવચી**—ત્વગ દોષની ખાસ દવા છે પાંડુ, કૃમિ, કુષ્ટ, સોજા ખરજ વિગેરેમા હિતકારક છે.

**બ્રાહ્મી**—પાન્ડુરોગ, મેદ, રક્તદોષ અને ઉધરસ નાશક, બુદ્ધિ, સ્મૃતિ અને આયુષ્ય વર્ધક, સ્વરદાયક, રસાયન, સારક અને શીતળ છે.

**બાવળ**—કફ, કોઢ અને કૃમિ નાશક તથા ધારક છે [ગુદ] વાતપિત્ત, રકતાતિસાર, રકતપિત્ત અને પ્રમેહ નાશક છે.

**બીજોરૂ**—અરૂચિ, જઠરનાં દરદો, ઉલટી, શળ, દાહ અને તૃષા નાશક, અમ્લ, દીપન અને પિત શામક છે.

**બીલી**—દરેક જાતના અતિસાર અને સગ્રહણી નાશક, આમને પચાવનાર, ગ્રાહી, દીપન અને પિત્ત નાશક છે

**ભાંગરો**—કફ, પાન્ડુરોગ, ત્વગદોષ, તાવ અને મેદ નાશક છે તથા આખના દરદો અને કેશને હિતકારક, પૌષ્ટિક, રસાયન અને પિત્ત શામક છે.

**ભોરીંગણી**—તાવ, વાયુ, કફ, ઉલટી, ઉધરસ અને શ્વાસ નાશક તથા ગરમ છે

**ભારગી**—શરદિ, દમ, તદ્રા અને ભ્રમ નાશક, ઉષ્ણ અને જ્વરધ્ન છે.

**મરી**—રૂચિકર, અગ્નિકારક, ઉષ્ણ અને પિત્ત કરનાર છે. તથા શ્વાસ, શળ, કૃમિ, કફ અને વાયુ નાશક છે.

**મજીઠ**—શરદિ, સોજા, રકતવિકાર, રકતાતિસાર, કોઢ, વ્રણ, મેદ તથા આખ, કાન અને યોનીના દરદોનો નાશ કરનાર, કાન્તિદાયક, શીતળ અને પિત્ત શામક છે.

**મોચરસ**—ઝાડા, મરડો, પ્રદર, વિર્યશ્રાવ અને અત્યાર્તવ નાશક શીતળ, ધારક સ્થભક અને વૃષ્ય છે.

**મીંઢળ**—વ્રણ, કોઢ, કફ, આફરો, સોજા અને ગુલ્મ નાશક તથા વામક છે.

**માલકાંકણી**—અજીર્ણ, મંદાગ્નિ, વાતરોગ, કોઢ, ચકરી અને વિષ નાશક, શ્વેતલ, ગરમ, મારક, ઉલટી કરાવનાર, સ્મૃતિ આપનાર, ઋતુ લાવનાર, ઉષ્ણવિર્ય, વાતનાશક તથા અગ્નિ વધારનાર છે

**મરડાસિંગ**—ગ્રાહી ગુણ મુખ્ય હોઇ, અતિસાર, મરડો, ચુંક અને આફરો નાશ કરનાર છે.

**મરવો**—ઘણી રિતે તુલસીને મળતો છે. કાનના શ્રાવ માટે ઠીક છે.

**મહુડો**—દાહ અને પિત્તજ્વર નાશક, શીતળ અને પૌષ્ટિક છે

**માયાં**—ગ્રાહી ગુણ મુખ્ય હોઇ, અતિસાર અને રકતાતિસારમા હિતકારક છે.

**મુશળી**—(શ્વેત) મુખ્ય વાજીકરણ અને પૌષ્ટિક તથા દરેક જાતની નબળાઇ, પ્રમેહ અને પીડીતાર્વવમા હિત કારક છે, શરીર તથા ધાતુઓને પુષ્ટ કરે છે

**રસવંતી**—દારૂ હળદરના ઘનને રસવતી કહે છે અને તે ગુણમા દારૂ હળદરને મળતી છે હરસ, રકતશ્રાવ તથા પ્રદર માટે ઉપયોગી છે

**રાસ્ના**—દરેક જાતના વાતરોગ, સોજા, શ્વાસ, શુળ અને આમવાયુ નાશક તથા ઉષ્ણ છે.

**રેણુકબીજ**—કફ વાયુ અને કંડુ નાશક આર્તવની પ્રવૃતિ કરનાર અને આગ્નેય છે.

**રોહિત**—સારક હોઈ યકૃત અન પ્લીહારોગ નાશક છે તથા રકતનુ શોધન કરે છે.

**રાળ**—દુષિત રકત, વિસર્પ, તાવ, વ્રણ, અગ્નિદાહ અને પાર્શ્વ શળ નાશક તથા અતિસારની ખાસ દવા છે.

**લવણ**—ઉલટી, આફરો, શુળ અને ઉધરસ નાશક અગ્નિદીપક અને વાતહર છે ગર્ભિણીની ઉલટીની ખાસ દવા છે.

**લાખ**—રકતદોષ, ઉધરસ, હેડકી, તાવ, વ્રણ, ઉરઃક્ષત ક્ષય, વિસર્પ અને ત્વગદોષ નાશક તથા પૌષ્ટિક છે

**લીંબડો**—(છાલ) પિત, કફ, શરદિ, વ્રણ, કોઢ, અરૂચી અને જવર નાશક. (ફળ) ભેદક અને ઉષ્ણ તથા કોઢ, ગોળો, હરસ, અને કૃમિ નાશક [પંચાગ] રકતશોધક, ઉપદશ નાશક તથા જવરઘ્ન છે.

**લોદર**—રકતશ્રાવ, રકતપીડા, અતિસાર અને કફપિત નાશક, ધારક, શીતળ અને ચક્ષુષ્ય છે.

**લસણ**—દરેક પ્રકારના વાયુનો નાશ કરનાર અને પૌષ્ટિક તથા ગરમ છે

**લીબુ**—ઉલટી, મોળ, અજીર્ણ અને ખોટી ગરમિનો નાશ કરનાર, અગ્નિદીપક, પિત્ત શામક અને શિતળ છે

**લોબાન**—ઉનવા, કફ, ઉધરસ, ક્ષય, દમ અને દુષ્ટ વ્રણનાશક, રોપણ તથા રકતશ્રાવ બધ કરનાર છે.

**વજ**—[દુધીઓ] અજીર્ણ, અપસ્માર, અનાર્તવ અને સોમરોગ નાશક, ઉલટી કારક તથા બાળકોના રોગની ખાસ દવા છે. વાયુનાશક અને બુધ્ધિ વધારનાર છે.

**વડ**—[છાલ] ગ્રાહી છે [ટેટા) ઠડા અને પૌષ્ટિક છે (પચ વલ્કલ] વ્રણનુ પ્રક્ષાલન કરવાથી તેનુ શોધન અને રોપણ કરનાર છે.

**વરણો**—વાયુ, કફ, મુત્રકૃચ્છ અને અશ્મરી (પથરી) મટાડનાર તથા બસ્તી શોધક છે

**વરધારો**—છાતીનુ દરદ ઉધરસ અને દમનો નાશ કરનાર, દરેક અગને કૌવત આપનાર, પૌષ્ટિક, બુદ્ધિદાયક, વાજીકરણ અને વાયુ નાશક છે.

**વસલોચન**—પિત્ત પ્રાધાન્ય દરદો, ઉધરસ, દમ અને ક્ષયમા

બહુ હિતકારક, શીતળ, પૌષ્ટિક અને પુરૂષત્વ દાયક છે તથા જ્વર, પાન્ડુ, વાયુ, તરષ, શ્વાસ અને રક્તપિત્તનો નાશ કરે છે.

**વરિયાળી**—ચુંક, આફરો, ઉલટી અને વાયુ નાશક તથા દીપન છે.

**વાગો**—તાવની ગરમિ, તૃષા, ઉનવા, પ્રમેહ અને રતવામા હિતકારક, શોધક, શીતળ અને પિતશામક છે.

**વારાહીકંદ**—ગર્ભાશયને શુધ્ધ કરનાર, વીર્ય વધારનાર, મધુર. ઠંડુ અને પૌષ્ટિક છે, પ્રમેહ, વિર્યશ્રાવ અને શુક્રદોષ મટાડે છે.

**વિદારીકંદ**—વીર્ય સબધીના દરદો અને નબળાઇમાં સ્ત્રી પુરૂષ માટે ઉતમ ઔષધ છે. તથા મુત્રલ, પચવામા ભારે, વાજીકરણ તથા જીવનીય છે.

**વાવડીંગ**—કૃમિ, ચુંક, અજીર્ણ અને મોળનાશક, વાતહર અને શોધક છે. બાળકો માટે ઉપરના દરદોમા ખાસ ઉપયોગી છે જુનાં દરદો, વાતરોગ, રગતપિત અને કફ વિગેરે માટે ઉતમ છે.

**શંખપુષ્પિ**—બુધ્ધિ વધારનાર, મગજના દરદો મટાડનાર, જ્ઞાનતંતુઓને પૃષ્ટિ આપનાર તથા ઉન્માદ અપસ્માર, ગ્રહદોષ હીસ્ટીરિઆ વગેરે મટાડે છે

**શતાવરી**—અતિસાર, રક્તાતિસાર, પિતપ્રકોપ અને મુત્રપિંડના દરદો તથા વાત વ્યાધિમા ફાયદા કારક, શીતળ, મુત્રલ, પૌષ્ટિક અને ગ્રાહક છે. તથા પ્રમેહ અને રક્તપિત્ત મટાડનાર અને ધાવણ તથા બુધ્ધિનો વધારો કરનાર છે

**સરગવો**—મંદાગ્નિ, યકૃત દોષ, સોજા, બરલ અને વિદ્રધિ તથા વાયુને મટાડે છે. નેત્રને હિતકારક છે.

**સાતવિન**—તાવ, વાયુ, પિત, ઉધરસ અને સુતિકાજ્વરનો નાશ કરનાર તથા ધારક છે

**સરસડો**—શીતળ અને દાહશામક હોઇ, ત્વગજન્ય અને રક્તવિકારના દરદોમા ખાસ ઉપયોગી છે તથા ગતવા અને વિસર્પ મટાડી વ્રણનુ શોધન કરે છે

**સમેરવો**—[શાલપર્ણી] કડવો, મધુર, અને ભારે, શ્વાસ, દસ્ત, શોષ, ઉલટી, ઝેર, ક્ષત, ખાસી, અને કૃમિ નાશક છે. નાનો સમેરવો—[પૃશ્નપણી) ત્રણેદોષ મટાડનાર, ગરમ, મધુર, વિર્યને વધારનાર તથા દાહ, જ્વર શ્વાસ, રક્તાતિસાર, ઉલટી અને તરષ મટાડનાર છે.

**સુઆ (સવા)**—વાતહર, દીપન, અને પાચન તથા અજીર્ણ, ચુંક, પેટનો દૂખાવો, બાળકોને થતુ પેટનુ દરદ, ઉલટી હેડકી વિગેરેનો નાશ કરનાર તથા સ્ત્રીયોને ઋતુ લાવનાર છે

**સુઠ**—શુળ, આમ, કફ અને વાયુ નાશક અગ્નિ દીપન અને ધારક છે તથા સુતિકાને હિતકારક છે

**સોનામુખી**—યકૃતરોગ, પ્લીહારોગ, બહુમુત્રતા, વિષમજ્વર અને કમળાનો નાશ કરનાર રક્તશોધક તથા રેચક છે

**સરપુંખો**—પૌષ્ટિક, મૃત્રલ અને કફધ્ન છ તથા બરલ, મુત્રાશયના વ્યાધિ, ઉધરસ, રક્તદોષ વિગેરે મટાડે છે

**સાટોડી**—યકૃતોદર, પ્લિહોદર, સોજા, પાન્ડુ, કમળો, સર્વાંગ શોથ, દરેક જાતના પિત પ્રકોપના દરદો અને મુત્રાશયનાં દરદોનો નાશ કરનાર છે.

**સાલમ**—નપુસકતા, નિર્બળતા અને દરેક જાતની વાત વ્યાધિનો નાશ કરનાર તથા ધાતુને પુષ્ટ કરે છે.

**સૂરણ**—અજીર્ણ, ભગંદર અને પ્લીહા રોગમાં ફાયદાકારક, શોધક તથા હરસની ખાસ દવા છે

**હળદર**—કફ, પિત્ત, રક્તજ પીડા, સોજા, કોઢ, મેદ અને વ્રણ નાશક છે.

હરડે—ખારાશ સિવાય અન્ય પાચ રસ વાળી, આયુષ્ય અને બુધ્ધિ વર્ધક, રસાયન, સારક અને અગ્નિ વર્ધક તથા શ્વાસ, ઉધરસ, પાન્ડુ, યકૃતરોગ, પ્લીહારોગ, હરસ, ગોળો, વ્રણ, ઉલટી, કમળો, હૃદયરોગ, ત્રિદોષ અને મુત્રકૃચ્છ્ર નાશક છે.

હિમજ—નાની હરડને હીમજ કહે છે ખાસ ગુણ રેચક તથા રક્ત શોધક છે મરડો મટાડવા પાચમાત માત્રા લેવાથી સત્વર આરામ કરે છે.

હીંગ—શૂળ, તાણુ, આફરો, હેડકી, વાયુ, અજીર્ણ, કૃમિ, અતિસાર અને સગ્રહણી નાશક, ગરમ અને રજપ્રવર્તક છે

હીરાબોળ—ઉષ્ણુ, કફઘ્ન અને ઋતુ લાવનાર છે જુની ખાસી, પીડા સાથે ઋતુ આવવુ, ઋતુ સાફ ન આવવુ, દાતનુ શુળ, દાતનો સડો, ભગંદર, રક્તશ્રાવ, અત્યાર્તવ વિગેરેમા વપરાય છે

હીરા દખણુ—અતિસાર, સગ્રહણી, ત્વકદોષ અને વ્રણ વિગેરેમા ફાયદા કારક, સ્થભન અને શીતળ છે

# કેટલાંક ઉપયોગી અનુપાનો



જેવી રિતે પાણી ઉપર પડેલુ તેલનુ ટીપુ બધા પાણી ઉપર ફેલાઇ જાય છે, તેવી રીતે અનુપાન સાથે લીધેલુ ઓષધ આખા શરીરમા ફેલાઇ સારો ફાયદો આપે છે, આજ કારણથી એકજ ઔષધના પ્રયોગમા જો જુદા જુદા અનુપાન યોજવામા આવે તો તે અનેક રોગોમા ઉપયોગી થઇ પડે છે જેમકે મકરધ્વજ એકજ ઔષધ હોવા છતા અનુપાન ભેદથી સર્વ વ્યાધિઓમા સારો ફાયદો આપે છે અનુપાન કોઇપણ સ્વરૂપમા આપી શકાય છે ચુર્ણ, ગોળી, કવાથ, સ્વરસ, શરબત વિગેરે પરતુ એટલુ જાણવુ જરૂરી છે કે રોગ ઉપર અનુપાન યોજવા માટે વનસ્પતિ કે ખનીજ દ્રવ્યનુ જ્ઞાન અતિ સુક્ષ્મ રૂપે હોવુ

જરૂરી છે અને એ સગવડ માટે તરતજ જોઈ શકાય એ હેતુથી આ ગ્રથમાં આથી આગળ " દ્રવ્યગુણસાર " એ નામથી સુક્ષ્મ નિઘંટનુ પ્રકરણ આપવામા આવ્યું છે

અનુપાન માટે કોઇ પણ ખાસ નિયમ નથી રોગની અવસ્થા તેમજ ઓષધીને જોઈ ચિકિત્સક પોતાની બુધ્ધિ પ્રમાણે નક્કી કરી શકે છે તો પણ સરળતાની ખાતર થોડાક અનુપાન આ નીચે આપવામા આવ્યા છે.

**નવિનજ્વર**—આદુનો રસ, તુળસીનોરસ, ગડુચ્યાદિ પાચન વિગેરે

**વાતજ્વર**—પર્પટકવાથ, પટોલાદિ કે ગડુચ્યાદિ ક્વાથ વિગેરે.

**કફજ્વર**—અષ્ટાગાવલેહ, પીપ્પલી ચુર્ણ વિગેરે.

**સન્નિપાતજ્વર**—દશમુળ, અભયાદિકવાથ, કુષ્ટ, પીપર, પથ્યાદિપાચન વિગેરે.

**જીર્ણજ્વર**—ગળોનો સ્વરસ, મુસ્તાદિ ક્વાથ, મધ પિપર વિગેરે

**અજીર્ણ**—લીબુનો રસ, લાઇમવૉટર, સોડા વૉટર હરડે વિગેરે

**અતિસાર**—ચોખાનુ ધોવણ, કડાછાલ, ઇન્દ્રજવ ચુર્ણ, બીલીપત્ર, કેમ્ફરવૉટર વિગેરે.

**રક્તપિત**—કુટજ, વાસા દાડમફુલ, ધ્રો વિગેરે

**શ્વાસ**—ભારગી, ભોરીગણી વિગેરે.

**ખાંસી**—વજ, પુષ્કર મૂળ, કપુર, આદુનો રસ, અરડુસીનો રસ.

**અર્શ**—ત્રિફળા ક્વાથ, છાશ, માખણ, ચિત્રક, ભિલામ વિગેરે.

**કૃમિ (પેટનો)**—ખાખરાના બીજ, વાવડીંગ વિગેરે.

**પાન્ડુ રોગ**—ત્રિફળા, ગોમુત્ર, મન્ડુર વિગેરે

**વાતરક્ત**—સારિવા ક્વાથ, ગળો સ્વરસ વિગેરે

**કુષ્ટરોગ**—લીબડાના પાનનો સ્વરસ, ચાલમોગરાનુ તેલ ખેળનો ક્વાથ વિગેરે

**વાતવ્યાધી**—લસણ, આદુનો સ્વરસ વિગેરે

**પ્રમેહ**—હળદર, ઉદુમ્બર, આબળાનો સ્વરસ વિગેરે

મુત્રકૃચ્છ—શેરડીનો રસ, શતાવરી, વાયવરણાની છાલ
પ્રદર—આમળાનો રસ, દ્રોનો રસ, અશોકનો ક્વાથ, લોદર.
પાર્શ્વશુળ—પુષ્કરમુળ.
મુર્છા—ઠંડા ગુણ વાળા પદાર્થો
કૃપતા—અસગંધ ચુર્ણ
ભગંદર—કુતરાનુ હાડકું મલમ રૂપે
સ્વરભંગ—પૃષ્કરમુળ, મધ
સિતાંગ-શરદિ—નાગરવેલના પાન અને મરી
ઉન્માદ—બ્રાહ્મી, વજ, કહોળાનો સ્વરસ, જુનુ ઘી
હૃદ્રોગ—અર્જુન ક્વાથ.
શુળ—હીંગ, સિંધવ, ગરમ પાણી
વિષમજ્વર—તુલસી, દ્રોણ પુષ્પિનો સ્વરસ
સંગ્રહણી—છાશ, ઇંદ્રિયવ.
આમવાયુ—ગોમુત્ર, એરંડીયું
અમ્લપિત—દ્રાક્ષ
નેત્રરોગ—ત્રિફળા
ઉદરરોગ—ગોમુત્ર, કુંવારનો રસ
મેદરોગ—મધ અને પાણી
કૃમિરોગ—કપીલો, કાકચ
વાતશુળ—લસણ, હીંગ
પિત—કુંવારના રસ સાથે આમળાનો રસ
પિતપ્રમેહ—બહુફળી
ક્ષયરોગ—સોનાના વરક
રક્તદોષ—મજીઠ, અનંતમુળ
હરસ—સુરણ
કુષ્ટરોગ—બાબચી, કુવાડીઓ
ઉલટી-હેડકી—મોરપીછની ભસ્મ

# ચિકિત્સાપદ્ધતિ

## રોગનું વર્ણન, ઉપાય અને પથ્ય

### અજીર્ણ (અપચો)

**કારણ**—અજીર્ણ જેવા પ્રચલીત રોગથી ભાગ્યેજ કોઇ અજાણ્યુ હશે. શકિત ઉપરાન્ત વધારે ખાવાથી, કાચુ ખાવાથી, એકી વખતે વધારે ખાવાથી, અનિયમિત ખાવાથી, ખાધા ઉપર ખાવાથી, ચાવ્યા વિના ખાવાથી, મિથ્યા ભોજન કરવાથી, અતિ ઠંડા કે અતિ ગરમ પદાર્થોનુ સેવન કરવાથી તથા દારૂ, ભાગ, ગાજો અને તમાકુના વ્યસનથી, અપચાનો રોગ થાય છે

**લક્ષણ**—ઝાડા થાય છે કે કબજીયત થાય છે, પેટ ચઢે છે, મોળ, ઉછાળો ખાટા ઓડકાર, ઉલટી, છાતીમા દાહ, માથામા દરદ, તરપ, પેટમા ચુક, મોઢાનો સ્વાદ મિઠો કે કડવો, જીભ ઉપર સફેદ છારી વિગેરે લક્ષણો હોય છે

**ઉપાય**—અજીર્ણનો સર્વોતમ ઉપાય લઘન છે, મોઢુ ગરમ પાણીથી ખુબ ધોઇને સાફ કરવુ, પાચન કરે તેવા ઉપાયો કરવા, સિંધા લુણ, સુઠ, મરી, છાશ, ચિત્રક, હરડે, લસણ, અજમો, લીંબુ વિગેરે અજીર્ણમા ખાસ ઉપયોગી છે

**શાસ્ત્રિયઉપાય**—હીગાષ્ટક, ભાસ્કર લવણ, શખવટી, રામબાણ, અજીર્ણ કટક, સજીવની વટી, શીવાક્ષાર પાચન વગેરે વાપરવા

**પથ્ય**—ઉપવાસ, જરૂર પ્રમાણે ઉલટી, છાશ, લીબુ, ગરમ પાણી, હલકુ ભોજન, જુના ધાન્ય વગેરે

## અછબડા (ચીકનપોક્ષ)

**વિવેચન**—આ દર્દ ઘણે ભાગે બાળકોને થાય છે. એક દિવસ જરા જરા તાવ આવ્યા પછી બીજે દિવસે છાતી, પીઠ ખભા વિગેરે પર રાતા દાણા દેખાય છે, એકાદ બે દિવસમા દાણા મોટા થઇ પાણી ભરાઇ પછીથી સુકાઇ જાય છે, તાવ થોડો ઘણો કદાચ રહે છે, આ દરદ એટલુ બધુ ભયકર નથી પરતુ ચેપી છે

**ઉપાય**—પેટ સાફ કરવા પ્રથમ સાદો જુલાબ આપવો પછી તાવ હોય તો સુદર્શનના કાઢ સાથે ચદ્રપ્રભા કે શશમની આપવી શરીરે ખજવાળ ઓછી કરવા માટે ચદનાદિ તેલ કે સાદુ તેલ લગાડવુ

**પથ્ય**—ખોરાક તદ્દન સાદો, હલકો અને મુખ્યત્વે દુધનોજ ખોરાક આપવો.

## અડદીયો વાયુ (અર્દિતવાત)

**કારણ**—પક્ષાઘાતના જે કારણો હોય છે તેજ કારણો આ દરદના પણ સમજવા ગળામા રહેલી મન્યાનાડીની વિકૃતિથી કે ઘણુ હસવાથી મજ્જા તતુઓમા વિકૃતિ થતા તે ખેચાઇને આ દર્દ થાયછે

**લક્ષણ**—આ દરના લક્ષણ પક્ષાઘાતને મળતા છે, ખાસ કરીને ચ્હેરો વાંકો વળી જાય છે અને જીભથી સાફ બોલી શકાતુ નથી

**ઉપાય**—પેટ સાફ રાખવુ, દર્દવાળા ભાગ ઉપર શેક કરવો, (બનતાં લગી વરાળીઓ સેક કરવો) નાગચણ તેલનું મર્દન કરવુ ખાસ ઉપયોગી છે આ દરદમા મલ્લ ચદ્રોદય જેવી દવા હુશીયાર ચિકિત્સકને હાથે વપરાય તો ઘણો સારો ફાયદો થાય છે

**પથ્ય**—પૌષ્ટિક અને તાજો ખોરાક, ધારોષ્ણ દુધ અને પાચન શકિત પ્રમાણે શીરો વિગેરે આપવુ ઠડા પાણીનુ સેવન કરવુ નહિ

## અનિદ્રા (ઉંઘ ન આવવી)

**કારણ**—પાન્ડુ, સધિવા, મદાગ્નિ, ચિન્તા વિગેરેથી મનની

ઉશ્કેરાયલી સ્થિતિ હોય તો ઉંઘ આવતી નથી, તે પછી જે કારણ હોય તેનો ઉપાય કરવો.

**સામાન્ય ઉપાય**—પ્રથમ પેટ સાફ રાખવું, સાંજનું ભોજન જલદી કરી લેવું, મનને તદ્દન આરામ આપવો, પગને રાઇવાળા ગરમ પાણીથી ધોઇ લેવા, પગના તળીયા અને માથામાં ચંદનાદિ કે આમળાનું તેલ લગાવવું, જરૂર જણાય તો દ્રાક્ષાસવ આપવો, દરદીને શાન્ત જગાએ નરમ બીછાના પર સુવાડી માથા પર ગુલાબ જળના પોતાં મુકવા કે ચંદનનો લેપ કરવો, નાળીયેરનું પાણી આપવું

**શાસ્ત્રિયઉપાય**—લક્ષ્મિ વિલાસ રસ, નારાયણ તેલ, જાતિફલાદિ ચૂર્ણ, આકારકર્ભાદિ ગોળી વિગેરે ફાયદા કારક છે. રાત્રે સુતિ વખતે ગોળ સાથે પીપળી મુળ આપવુ, દુધી કે કહોળાનો હલવો, (લેહ) ખોરાસાની અજમો તેમજ વિજયા જરુર પડે તો મેળવીને બનાવી આપવાથી સત્વર ઉંઘ આવે છે ખોરાકમાં ભેસનું દુધ વધારે આપવું

સુચના—દરદી શરીરે મજબુત હોય તો શીર્ષાસન કરાવવું.

## અન્નદ્રવ શુળ (અન્ન પચતી વખતે થતું દરદ)

**વિવેચન**—ખાધેલો ખોરાક પચવાના સમયમાં એક પ્રકારનું શુળ થાય છે તેને અન્નદ્રવ શુળ કહે છે

**ઉપાય**—ખાધેલો ખોરાક જ્યાં સુધી ઉલટી વાટે બહાર નિકળતો નથી ત્યાં લગી દરદીને ચેન પડતું નથી માટે ઉલટી કરાવી પેટ સાફ કરવું તેમજ આમ નીકળે ત્યાસૂધી વિરેચન આપવું. બીજા ઉપાયો શુળ અને પરિણામ શુળ પ્રમાણે કરવા ધાત્રિલોહ, આરગ્વધાદિ ક્વાથ, એરંડ ક્વાથ, પથ્યાદિ ક્વાથ, અજમોદાદિ ચુર્ણ હીંગાષ્ટક ચુર્ણ, શંખ વટી આ ઉપાય કરવા

**પથ્ય**—મીઠું, હીંગ, લસણ, એરંડીયું ગોમુત્ર, જુના ભાત, દુધ, લંઘન, ઉલટી, પરસેવો કાઢવો, સેક અને જુલાબ વગેરે ઉપયોગી ક્રિયાઓ છે

## અમ્લપિત (છાતીનો દાહ)

કારણ—પરસ્પર વિરુધ્ધ ભોજનથી, સડેલા ખાટા કે મિઠા પદાર્થો વધારે પ્રમાણમા ખાવાથી, તાવમા ભોજન કરવાથી, તથા ઘણો દારૂ પીવાથી આ દર્દ થાય છે.

લક્ષણ—છાતીમા જગ જગ બળે છે, વાયુ ગોળો ઉપડે છે પિત ઉચે ચઢી ખાટા ઓડકાર લાવે છે, માથુ દુખે છે, ભુખ અનિયમિત લાગે છે, હાથ પગમા દાહ થાય છે, જ્વર, સોજા, હેડકી, અનિદ્રા, ઉછાળો, દાહ પેટમાં દરદ અને ચામડીના વિકાર વગેરે થાય છે

ભેદ—ઉલટી થાય તેને ઉર્ધ્વગત અને ઝાડા થાય તેને અધોગત અમ્લપિત્ત કહે છે

ઉપાય—હરડે, આમળા, દ્રાક્ષ, મધ અને જુનો ગોળ મેળવીને લેવાથી ફાયદો થાય છે કાગદી લીબુના રસમા આમળા નાખીને લેવાથી રોગ શાન્ત થાય છે ત્રિફળા, પટોલ, કડુ અને આમળાનો કવાથ કરી તેમા મધ નાખી પીવાથી આ રોગ મટે છે

શાસ્ત્રિયઉપાય—અવિપત્તિકર ચુર્ણ, સુતશેખર રસ, સતામહુર, ધાત્રિ લોહ, અમ્લપિત્તાન્તક રસ, મહાશંખવટી વગેરે ઠીક છે

પથ્ય—અજીર્ણ પ્રમાણે

## અરૂચી (અરોચક)

કારણ—મદાગ્નિ, અજીર્ણ, કૃમિ, મગજના કે કલેજાના દરદો તાવ, શોક, ભય, ક્રોધ તેમજ મનને ગમે નહિ તેવા પદાર્થો જોવાથી અરૂચિ ઉત્પન્ન થાય છે

લક્ષણ—ખાવાની વસ્તુ જોવાથી તેના પર અભાવ આવે છે

ઉપાય—રૂચિ ઉત્પન્ન કરે તેવી જાતના પદાર્થો ખાવાને આપવા દવા તરીકે સ્વાદિષ્ટ ચાટણ, હીગાષ્ટક, સ્વાદિષ્ટ પાચનવટી, મધુર અને રૂચિકારક સરબતો આમલી, લીબુ, દ્રાક્ષ અને દાડમની બનાવેલી ચીજો તથા બીજોરૂ, નારગી, આદુ, સિધાલુણ વગેરે ચીજો રૂચિ ઉત્પન્ન

કરનાર છે તેની ગોજના કરવી. આદુનો રસ, ફુદિનાનો રસ, લીબુનો રસ, દાડમનો રસ લઇ તેમા થોડા પીપરમેન્ટનાં ફુલ નાખી ચાટવાથી અગ્નિ પ્રદિપ્ત થઈ રૂચી થાય છે.

## અસ્થિભંગ (હાડકું ભાંગવું)

**કારણ**—પડી જવાથી, ચોટ વાગવાથી તથા માર પડવાથી ઘણે ભાગે આ દરદ થતુ જણાય છે.

**લક્ષણ**—શરીરના કોઇપણ ભાગમા હાડકા ઉપર કે હાડકાં અને માસ બન્ને ઉપર સખત દરદ સાથે સોજો થઇ આવે છે હાથ અડાડવુ તે પણ મુશ્કેલી જેવુ લાગે, આ વખતે પુરી તપાસ કરવી જોઇએ કે જો હાડકુ ઉતરી ગયુ હોય તો કોઇ સારા હાડવૈદ્ય પાસે તેને ઠીક કરાવવુ, સાધારણ રિતે ચોટ, પછડાટ, વેદના, સોજો, વિગેરે હોય તો નિચેનો ઉપાય અજમાવવો. આબાહળદર, મેદાલકડી, સાજીખાર, ફટકડી, રેવચીનો શીરો, એળીયો, હીરાબોળ, ઇસસ, ગુગળ, ગુજ્જર, માયાફળ અને લોદરનો ભુકો કરી પાણીમા ખદખદાવી ચોટવાળા સ્થાને લેપ કરી ઉપર કપાસ ચોટાડી પાટો બાધવો.

**સૂચના**—દરદીને તદ્દન આરામ આપવો અને આ લેપ દર ત્રણ દિવસે જરૂર હોય ત્યાસુધી લગાડવો

## અળાઇ (રાજીકા)

**કારણ**—ઘણી ગરમી પડવાથી, ગરમ ખાનપાનથી, કબજીયતથી અને રકતવિકાર વિગેરે કારણોથી આ દરદ થાય છે

**લક્ષણ**—આ દરદ ઘણે ભાગે આખા શરીરમા રાઇના દાણા પ્રમાણે ખુબ ફેલાય છે, તેમા ઝીણી ઝીણી તણુખ [ચળ] અને બળત્રા હોય છે. ખાસ કરીને જેઠ અસાડમા આ દરદ વધારે થાય છે કેટલીક વખતે બાળકોમા તે જોરથી થઇ આવે છે

**ઉપાય**—પેટ સાફ રાખવુ અને તે માટે સ્વાદિષ્ટ વિરેચન કે વિરેચની વટી આપવી, રકત શોધક ઉપાય તરીકે સારિવાદ્યરિષ્ટ અથવા

મહામંજીષ્ઠાદિ કવાથ આપવો, બહારના ઉપચાર તરીકે સ્નાન રજ કે લીંબડાના પાનથી પકવેલા પાણીનું સ્નાન ફાયદા કારક છે. સ્નાન કર્યા પછી શરીર લુછીને ખુબ સાફ કરવું અને ચંદનાદિ તેલ ચોળવું

## આધાશીશી (અર્ધાવભેદક)

કારણ—રુક્ષ ભોજન, વિષમ આસન, મૈથુન, મળમુત્રના વેગનો અવરોધ, મગજની નબળાઇ કે મગજ તરફ લોહીના વેગનું જોર વગેરે કારણોથી બળવાન વાયુ કુપિત થઇ કપાળ, મગજ, ભમર વગેરે સ્થાનમાં સખત વેદના ઉત્પન્ન કરે છે

લક્ષણ—ઘણે ભાગે આ દરદ સવારમાં વ્હેલું શરૂ થઇ બપોર પછી ઘટી જાય છે, કેટલાક દરદીઓને માત્ર અર્ધા માથામાં આ દુખાવો હોય છે જ્યારે કોઇને આખા માથામાં પણ આવું દરદ જોવામાં આવે છે, દરદની પીડા અસહ્ય હોય છે

ઉપાય—પેટ સાફ રાખવું, દરદીને આરામ આપવો, બલ્ય અને પૌષ્ટિક દવાઓ આપવી, ખાવાની દવા તરીકે તાત્કાલીક ઉપાયમાં શીરશુલાદિ વજ્ર, મહાલક્ષ્મિ વિલાસ કે લક્ષ્મિ નારાયણ રસ આપવો. કઠ અને એરંડ મુળને સરકામાં ઘસીને લેપ કરવો, દશાંગલેપ લગાડવો કેશર અને ઘીનું નસ્ય આપવું, હિમસાગર તેલ લગાડવું, સુંઠ અને બકરીનું દુધ મેળવી તેનું નસ્ય લેવું

પથ્ય—નસ્ય ધુમ્રપાન, વિરેચન, પ્રલેપ, રક્ત મોક્ષણ, શીરોબસ્તિ, પૌષ્ટિક ભોજન, ચંદનાદિ તેલ, બદામનો આથો કે ચ્યવનપ્રાશનું સેવન જરૂર મુજબ કરાવવું.

## આફરો (આધ્માન)

કારણ—કુદરતી વેગોને રોકવાથી વાયુ ઉંચે ચઢી પેટ ફુલાવે છે તેથી આફરો ઉત્પન્ન થાય છે

લક્ષણ—પેટમાં ગડગડાટ અને દરદ થાય, ખરાબ ઓડકાર આવે અને વાછુટ થતાં કંઇક આરામ થઇ ચેન પડે

**ઉપાય**—આ દરદમાં અજીર્ણના બધા ઉપાયો કામે લાગી શકેછે પેટ ઉપર ગરમ પાણીનો શેક કરવો, ગરમ પાણીની બસ્તિ લેવી, ત્રિવૃત ચુર્ણ, પંચસકાર ચુર્ણ શિવાક્ષાર પાચન, શંખવટી વગેરે જરૂરીયાત પ્રમાણે વિચારીને આપવુ. પેટ સાફ કરવાની જરૂર જણાય તો એકાદ જુલાબ આપવો

**પથ્ય**—ખોરાક સાદો આપવો તથા જડ, રૂક્ષ કે ભારે અને વાયડા ખોરાકથી દુર રહેવુ.

## આમણ નીકળવી (ગુદભ્રંશ)

**કારણ**—હરસ, પથરી, જુનો ઝાડો, જીર્ણ નબળાઇ, મરડો, કૃમિ, કરાઝવાની ટેવ વગેરેથી આ દરદ થાય છે

**લક્ષણ**—દરદીને જોરથી ઝાડે જવાની ટેવ હોતા આમણ બહાર આવી પીડા કરે છે, તેને ગુદભ્રંશ કહે છે

**ઉપાય**—મુળ જે કારણ હોય તેના ઉપાયો બરાબર નિદાન કરી કરવા, દીપન પાચન દવાઓ સાથે પેટ સાફ થાય તેવી દવાઓ આપવી, ગંધક રસાયન કે સ્વાદિષ્ટ વિરેચન દરરોજ આપવુ, નબળાઇ મટાડવા મંડુર ને ત્રિફળા ચૂર્ણ દરરોજ આપવુ.

**સ્થાનિક ઉપાય**—આમણ બહાર નીકળ્યા પછી તેના ઉપર હીરાકસીનુ પાણી છાંટવુ, કદાચ આમણ બહાર નીકળ્યા પછી અંદર ન જતી હોય તો આમણ ઉપર તેલ લગાડી તેના ઉપર એક રૂમાલ મુકી અંગુઠા વડે દાબવાથી ધીમે ધીમે તે અંદર બેસી જાય એટલે તે ઠેકાણે નાની ગાદી મુકી લંગોટ મારવો

**પથ્ય**—દરદીને આરામ આપવો, પેટ સાફ રહે તેવો નરમ અને હલકો ખોરાક આપવો

## આમવાયુ [આમવાત]

**કારણ**—પ્રકૃતિ વિરૂધ્ધ ભોજન કરવાથી, અતિ મૈથુનથી, મંદાગ્નિથી તથા ભારે ખોરાક લેવાથી, વાયુ કુપિત થઇ કફના સ્થાનમા

જઇ આમ ફેલાવનારી નાડીઓમાં પ્રવેશ કરી આ અન્ન રસ (આમવાળુ) વાયુ, પિત્ત તથા કફથી બગડી શરીરના સર્વાંગોમા પ્રવેશ કરે છે અને શરીરને જડ બનાવી મુકે છે.

લક્ષણ—અંગમર્દ, અરૂચિ, કબજીયત, અનિદ્રા, તરસ, ઉલટી, કે ઉબકો, મુર્છા, શુળ, શરીરમા ભાર, જાનુ, ત્રિક અને પગમા સોજા સાથે દર્દ વિગેરે લક્ષણો જણાય છે જ્યા જ્યા આમ હોય છે ત્યા વીછીના જેવી વેદના થાયછે ત્રણ દોષ સાથે જો સર્વાંગ સોજા હોય તો આ રોગ અસાધ્ય ગણાય છે

ઉપાય—સુઠ કે રાસ્નાનો ઉકાળો, એરંડીયુ નાખીને આપવુ દશમુળ ક્વાથ, મહારાસ્નાદિ ક્વાથ, આટોડીયો ક્વાથ, એરંડ મૂળનો ક્વાથકે રાસ્ના પંચક સાથે મહાયોગરાજ, સિંહનાદ ગુગળ, વાતારિ રસ રસોનપિંડ, સિંધવાદિ તેલ નારાયણ તેલ, વાતારિ તેલ વગેરેનો ઉપયોગ કરવા

પથ્ય—સુઠ, લસણ, આદુ, તલ, ગુગળ, લસણ, લંઘન. શેક, જુલાબ, જુનુ ધાન્ય, ચણાનુ ઓસામણ, જવ, પરવળ, એરંડીયુ તેલ, ગરમ પાણી તથા અગ્નિ પ્રદીપ્ત કરે તેવુ ભોજન વગેરે પથ્ય છે

## આંખ ઉઠવી (અભિષ્યંદ)

કારણ—ગરમ પદાર્થોનુ સેવન કરવાથી, આખને હવા લાગવાથી ધુવાડા કે તાપ પાસે બેસવાથી, ઉજાગરો કરવાથી, મગજની ગરમિથી તેમજ એવા બીજા કારણોથી આખ દુખવા આવે છે

લક્ષણ—આખો લાલ થાય છે તથા તેમા સોજો, દાહ, વેદના, સ્રાવ વગેરે થાય છે વધારે જોરમા હોય તો અંદરથી પરૂ નિકળે છે.

સમયસર જો તેની ચિકિત્સા ન થાય તો ફુલા પડે છે, ખીલ થાય છે અને ઘણી વખતે આખ બહુ ખરાબ થઇ જાય છે

ચેતવણી—આ દરદમા પેટ સાફ રાખવુ જોઇએ, સાધારણ આખ ઉઠે તો આખો ઉપર પોતા મુકવાથી કે વરાળનો સેક કરવાથી

જલદી આરામ થઇ જાય છે. ખાવાની દવા તરીકે ત્રિફળા ચુર્ણ કે સપ્તામૃતલોહ લેવાથી સારો ફાયદો થાય છે

**બહારના ઉપાયો**—ગુલાબજળ, શ્યુગર લેડનુ લેડનુ પાણી, દુધ પાણીની મેળવણી, જસતના ફુલનુ પાણી, ત્રિફળાનો ઉકાળો, ફટકડીનુ પાણી, સ્ત્રીનુ ધાવણ, કાષ્ટિક લોશન વગેરેના ટીપા નાખવાં, ગુલાબ-જળ કે સ્ત્રીનુ ધાવણ અથવા શ્યુગરલેડનુ લોશન કે ત્રિફળાના ઉકાળાના પોતા મુકવા ફાયદાકારક છે. ખમખસના ડોડવાનો વગળીયો શેક પીડા મટાડી સત્વર ફાયદો કરે છે

**પથ્ય**—સાદો તથા હલકો ખોરાક તથા બહુ પ્રકાશથી દુર રહેવુ.

## આંચકી (આક્ષેપક)

**કારણ**—આ રોગ ઘણેભાગે બાળકોમા થતુ જોવામા આવે છે દાંત આવવા, પેટમા બિગાડ, કબજીયત, મોટી ખાસી, કૃમિ, શરીરમા કોઈ-પણ તિવ્ર વ્યાધિ હોવો, સર્દિ લાગવી વગેરે કારણોથી પેટનો વાયુ કુપિત થઇ ઉપરના વાયુ દ્વારા મગજમા જઈ આચકી પેદા કરે છે

**લક્ષણ**—બાળક મુર્છિત થઇ જાય છે, થોડી થોડી વાર પછી આચકીનુ જોર આવતા બાળક હાથ પગ હલાવે છે, મુઠી બધ કરે છે, મોઢુ બંધ થાય છે. આખ ફાટી જાય છે અને થોડીવાર પછી આચકી બધ થતાં રોગી એકદમ શીથીલ થઇ પડી રહે છે કે રડે છે.

**ઉપાય**—આ રોગીને ખુલ્લી હવામા રાખવો, પગ ગરમ રાખવા પરતુ ચ્હેરાપર ઠડુ પાણી કે ગુલાબજળ મુકવુ, ગરૂઆતમા પેટ સાફ થાય તેવી દવા આપવી, જો મોઢેથી દવા લઇ શકે તેમ ન હોય તો એરંડીયા તેલની કે ગ્લીસરાઇનની બસ્તિ આપવી. ફુલાવેલ ટકણખાર બબ્બે રતિભાર સહજ ગરમ પાણીમા મેળવીને વારંવાર આપવો, લક્ષ્મિ નારાયણ રસ. આદુના રસ સાથે ત્રણ ત્રણ કલાકે એકેક ગોળી આપવી જટામાસીનો કવાથ કે વધુ તાણ આવતી અટકાવવા માટે અફીણ અને કેશરની ગોળી જરૂર જણાય તો વિચારીને આપવી.

## આંજણી (અંજનનામીકા)

**કારણ**—શરીરમા જ્યારે લોહી બગડે છે ત્યારે ઘણેભાગે આ દરદ ચેતવણી રૂપ થતુ જણાય છે જો તેની બેદરકારી કરવામા આવે તો તે ઉપરા ઉપરી નીકળ્યા કરે છે અને આખની પાંપણને નુકશાન પહોચાડે છે. કેટલીકવાર તે દુબળા માણસોને અને બાળકોને પણ વિશેષ પ્રમાણમાં થાય છે

**લક્ષણ**—પાપણના મુળમા કિનારી નીચે એક નાની ફોડકી થાય છે ને પાકે છે અને ફુટે છે ત્યારે તેમાથી પીળાશ પડતુ થોડુક પરૂ નીકળે છે આ દરદને આજણી કહે છે

**ઉપાય**—ગરમ પાણીનો સેક કરવો, સિંદુરનો મલમ ચોપડવો, પાણીમાં લવિંગ ઘસી લેપ કરવાથી આ દરદ બહુ જલ્દી મટે છે. પેટ સાફ રહે તેવી કાળજી રાખવી લોહી સુધારનારી દવા તરીકે દેશી સારસા પરિલા, સપ્તામૃતલોહ કે ત્રિફળાચુર્ણ લેવુ.

**પથ્ય**—ઉત્તેજક પદાર્થો મુદ્દલ આપવા નહિ સાદો પૌષ્ટિક અને ઠડો ખોરાક લેવો તાજા ફળોનો ઉપયોગ વધુ પ્રમાણમા કરવો

## ઉકળાટ (દાહ)

**વિવેચન**—દાહ એ સ્વતત્ર રોગ નથી પણ બીજા રોગોથી થનારૂ એક લક્ષણ છે જેમકે દાઝી જવામા, લુ લાગવામા કે ગરમિની મોસમમા અથવા ભીલામ વિગેરે ઉગ્ર ઔષધ ખાવાથી થએલ વિકારમા આ લક્ષણ થાય છે, લોકો એને દાહ કે ઉકળાટ કહે છે.

**લક્ષણ**—તરસ લાગે છે, શોષ પડે છે, જીભ તાળવે ચોટે છે, કંઈપણ ખાવા પીવા છતા શાન્તિ મળતી નથી, આખા અગમા અગ્નિ થઈ ગઈ હોય તેવુ દરદીને જણાય છે

**ઉપાય**—જે કારણથી આ રોગ થયો હોય તેને સુધારવાના ઉપાયો કરવા ખાસ કરી પિત્તનુ શમન કરે, લોહીના વેગને કે લોહીની ઉષ્ણતાને શાન્ત પાડે તેવો ખોરાક અને ઠડા લેપ શરીરે લગાડવા ચદનનુ શરબત

ગુલાબ કે વાળાનું શરબત, ગુલકંદ, આબળાનો મુરબ્બો તેમજ ફાલસા, કાકડી, દ્રાક્ષ, કેળાં, દુધ વિગેરે આપવુ ઠંડાઇ બનાવી બરફ અને દુધ સાથે મેળવી આપવી. ચંદ્રનો પ્રકાશ તથા બદામી રંગના વસ્ત્ર પહેરાવવા. પેટ સાફ રાખવા હલ્કુ વિરેચન આપવુ.

**પથ્ય**—જવનું પાણી સર્વોતમ પથ્ય છે.

## ઉટાંટીઓ (મોટી ઉધરસ)

**કારણ તથા લક્ષણ**—ઘણુ કરીને આ દરદ નાનાં બાળકોને વિશેષ થાયછે. આ દરદ ચેપી હોઇ બીજાં બાળકોથી આના દરદીને જુદો રાખવો. આ દરદમા ખાસી એટલી બધી સખત આવે છે કે બાળકનો ચ્હેરો લાલચોળ બની જાય છે, ઉલટી થઇ જાય છે. શરીર વળી જાય છે, વખતે ઝાડોપેશાબ પણ થઇ જાય છે કે આચકી આવે છે, કફ બહુ મુશ્કેલીથી છુટે છે તથા ખાસી સાથે થોડો થોડો તાવ પણ આવી જાય છે. આ દરદ લગભગ ૧ થી ૧ાા મહિનો એક સરખુ ચાલે છે. દરદની હાલતમા કે દરદ મટયા પછી પણ બહુ સંભાળવાની જરૂર છે કેમકે તેમાથી સસણી, ન્યુમોનિયા કે ક્ષય થઇ જાય છે.

**ઉપાય**—અફીણ, કસ્તુરી અને કપુરવાળી દવાઓ થોડી થોડી આપવી. વાસાવલેહ, કટકારીઅવલેહ, ભોરીગણી અને વાસાનો સ્વરસ વિગેરે ઉપાયો ઠીક કામ કરે છે ખોખલી નામની દવા કે જે કાળીતમાકુના ડાખળા તથા સિંધાલુણ બાળિને બનાવે છે તે બહુજ ઉપયોગી જણાય છે.

**પથ્ય**—પૌષ્ટિક અને જેમા ઘીનો ભાગ વિશેષ હોય તેવો ખોરાક તથા દુધ આપવુ. ગધેડીનું દુધ આપવાથી ફાયદો થાય છે

## ઉથલો મારતો તાવ (પરિવર્તિક જ્વર)

**કારણ**—દુષ્કાળના સમયમા અયોગ્ય ખોરાક લેવાથી, દુષ્કાળ મટતા એકદમ ખોરાક લેવાથી, ગંદા પાણીથી, પેટમાં દોષ જમા થવાથી તેમજ એવાં કેટલાક અન્ય કારણોથી આ તાવ આવે છે

**લક્ષણ**—માથામા દુખાવો, કમરમા વેદના, તરસ, ટાટ, કપારી, સાધામા પીડા, તાવ અણ ઉતાર, શરીરમા પીળાશ, કમળો, જીભપર પીળાશ, હાલની કબજીયત, લીવરમા બીગાડ વગેરે હોવા સાથે તાવ આવ્યા પછી પાચ કે સાત દિવસમા ઉતરી જાય છે અને ફરી પાછો ત્રણ ચાર દિવસ પછી ચઢે છે કેટલીક વખતે તો તે ભયકર લક્ષણો પણ ધારણ કરે છે.

**ઉપાય**—ઝાડાનો ખુલાસો રાખવો, સ્વેદલ તથા મૂત્રલ દવાઓ આપવી, નબળાઈ વધારનાર દવાઓ કદી પણ આપવી નહિ

**શાસ્ત્રીય ઉપાય**—સન્નિપાતભૈરવરસ, મહાસુદર્શન, ચક્રીદિકવાથ જ્વરાકુશરસ વગેરે ફાયદા કારક છે.

**પથ્ય**—ખોરાકમા દુધ, કાજી કે ચા તથા કફ ઘટાડે અને શકિત સભાળી રાખે તેવી દવાઓ.

## ઉદાવર્ત [કોપેલો વાયુ]

**કારણ**—શરીરમા રહેલા ૧૩ વેગોને રોકવાથી આ દરદ થાય છે અને તેમા દરેક વેગોની જુદી જુદી અસર વાળા ચિન્હો જણાય છે.

**લક્ષણ**—માથામા દરદ, આફરો, કબજીયત, શુળ, ઉલટી, પેશાબનું રોકાઇ જવુ, પેડુમા દરદ, શરીરે તોડ, માથું જડ થવુ, દાહ, તરસ, તાવ, હેડકી વિગેરે ઉપદ્રવો જણાય છે

**ઉપાય**—વિરેચન આપી પેટ સાફ રાખવુ, ઇચ્છાભેદી કે નારાયણ ચુર્ણ અથવા અભયાદિ મોદક લેવાથી જલદી ફાયદો થાય છે

**પથ્ય**—વિરેચન, શેક, તૈલાભ્યગ, સ્નીગ્ધ પદાર્થોનું સેવન વિગેરે ફાયદા કારક છે

## ઉનવા [ઉષ્ણવાત]

**કારણ**—તડકે રખડવાથી, મરચા, ગોળ અને ગરમ તથા દાહક પદાર્થોનુ સેવન કરવાથી, લાબી મજલ કરવાથી, તરસ્યા રહેવાથી, લુ લાગવાથી અથવા બીજા કોઇ દરદના અગે આ રોગ થાય છે

**લક્ષણ**—પેશાબ થોડો થોડો તથા મુશ્કેલીથી ઉતરે છે અને તે ગરમ તથા પિળા રંગનો હોય છે, તરપ, દાહ, ઉકળાટ, શરીરમાં બેચેની અને મુત્ર માર્ગમા ઝીણી ઝીણી વેદના વિગેરે લક્ષણો થાય છે

**ઉપાય**—શીતળ અને સ્નિગ્ધ ઉપાયો કરવા, પાણીથી ભરેલા ટબમાં બેસવુ, મુત્રલ અને ટંડા પદાર્થો લેવા, ગુલાબ કે ચદનનુ શરબત યવક્ષાર, આબળાનો મુરબ્બો, ગુલકંદ, દુધ અને પાણી તેમજ મુત્ર વિરેચન યોગ વગેરેનુ સેવન ફાયદા કારક છે.

**પથ્ય**—દુધ, ભાત, તથા પ્રવાહી અને ટંડા પદાર્થો લેવા

## ઉરૂસ્થંભ [સાથળનું ઝલાઈ જવું]

**કારણ**—કમરથી નીચેના ભાગમાં કઇ વ્યાધિ થવાથી, કરોડ રજ્જુને ઇજા પહોચવાથી કે પીઠ પર વાગી જવાથી અંદરના મજ્જા તતુઓ કામ કરતા બધ પડે છે અને તેથી આ ઉરૂસ્થભ એટલે સાથળ ઝલાવાનો રોગ થાય છે કફ, વાયુ, મેદ અને આમ વગેરે વધીને સચિત થયેલ પિત્ત તથા કફને બગાડી સાથળમા આવી આ દરદ પેદા કરેછે

**લક્ષણ**—બન્ને સાથળો જડ, ભારે તથા ક્રિયા વગરની થાય છે તદ્રા, અરૂચી, ઉલટી, જ્વર વિગેરે હોવાની સાથે પગ જમીન ઉપર મૂકતા દરદ થાય છે. દરદી પોતાના પગને ભાગી ગએલા માને છે. ઝાડા પેશાબનો વેગ કબજામા હોતો નથી. ટંડી વસ્તુનુ સ્પર્શજ્ઞાન થતુ નથી

**ઉપાય**—સોજો અને દરદ હોય ત્યા અફીણનો લેપ, બેલેડોનાનો લેપ, કે દોષઘ્ન લેપ લગાડવો પેશાબ બંધ હોય તો મૂત્ર શલાકાથી મુક્ત કરવો શીલાજીત, ગુગળ, ભીલામાનો પ્રયોગ, ગરનાદિકવાથ, ઉરૂસ્થંભારિ રસ તથા લઘન, રૂક્ષ પદાર્થોનું સેવન, સ્વેદન અને કફનુ શમન કરે તેવા ઉપાયો આમાથી યોગ્ય લાગે તે કરવા.

**પથ્ય**—જુનુ ધાન્ય, મીઠા લીબડાના પાન, ગરમાળાના પાન, મૂળાના પાન, સામો, કોદરા વિગેરે હિતકારક છે તેલની માલીસ કે સ્નિગ્ધ પદાર્થોનું સેવન કરવું નહિ

# ઉલટી (છર્દિ)

**કારણ**—અતિ પ્રવાહી પદાર્થો પીવાથી, અતિ ચિકણા પદાર્થો ખાવાથી, વિશેષ આહાર કરવાથી, અપ્રિય, અને અહિતકારક ખોરાકથી સુગ ચડે તેવા પદાર્થો જોવાથી તથા આમ, કૃમિ, અજીર્ણ અને ગર્ભથી તેમજ દોષો બગડવાથી વારંવાર ઉલટી થઇ આવે છે સારણગાંઠ, હોજરીનુ ક્ષત, યકૃતનો વ્યાધિ, કોલેરા, પથરી, ઝેરી પદાર્થોનું સેવન વિગેરેમા પણ ઉલટીનું દરદ થાય છે.

**ઉપાય**—કારણ જોઇને ઉપાય કરવો, પેટ સાફ રાખવુ, એકાએક ઉલટીને રોકવી નહિ પણ તેના કારણો સુધારવા, લીબુનુ શરબત આપવુ, લોબાનના ફુલ, બરફ, મોરપીછની રાખ, લાઇમવોટર વિગેરેમાથી યોગ્ય જણાય તે આપવુ એ શિવાય છર્દિરિપુવટી, શીવાક્ષાર પાચન, શખવટી, એલાદિચુર્ણ, વિગેરે યોગ્ય ઉપાયો કરવાથી ઉલટી મટે છે

**પથ્ય**—હલકો ખોરાક આપવો, જરૂર પડે તો પેટ ઉપર રાઇનું પ્લાસ્ટર લગાડવુ.

# ઉંદરી [ટાલ પડવી]

**કારણ અને લક્ષણ**—માથા ઉપરથી વાળ ખરી પડે છે તેને ઇદ્રલુપ્ત કે ટાલ કહે છે. આ દરદ ઘણી વાર મુછ, ભ્રમર તથા દાઢીના વાળ સુધી પણ પહોંચી જાય છે, ધીમે ધીમે વાળ ખરે છે અને તેમા ફીડ [ખરજ] લાગે છે. આ દરદનુ કારણ ઘણે ભાગે ઉપદશની ગરમિ કે અમુક પ્રકારના જંતુઓ હોય છે.

**ઉપાય**—રક્ત શોધક બધી દવાઓ આ રોગમા ઉપયોગી છે મહામંજીષ્ઠાદિ ક્વાથ, લોહ ભસ્મ, આરોગ્ય વર્ધની અને ત્રિફળા ચુર્ણ વિગેરે દવાઓ આપવી બહારના ઉપાય તરીકે ચદનાદિ તેલ, પારાનો મલમ તથા ચણોઠીનો ભુકો પાણીમા વાટી લેપ કરવો, ભાગરાના રસમા સિધ્ધ કરેલુ તેલ ચોળવું. હાથી દાતના ભુકાને બાળી તેની માથે રસવતી મેળવી પાણીમા વાટી લેપ કરવો.

## ઉંઘમાં પેશાબથવો

**કારણ તથા ચિન્હ**—આ દરદ ઘણે ભાગે નાનાં બાળકોને થાય છે. કવચિત મોટી વયના માણસોમાં પણ જોવામા આવે છે સેરડી તર્ણુંચ, બજારની મીઠાઇ, બહુ મીઠા પદાર્થો વધુ ચ્હા પીવાની ટેવ, અને મુત્રલ પદાર્થોના વધુ સેવનથી આ દરદ થાય છે. આ દરદમા મુત્ર માર્ગ ના સ્નાયુઓ ઢીલા પડી જાય છે.

**ઉપાય**—ચંદ્રપ્રભા, ગોક્ષુરાદિ વટી, વસંત કુસુમાકરરસ કે અફીણ વાળી કોઇપણ બનાવટ આપવાથી ફાયદો થાય છે. સઘળા પૌષ્ટિક ઉપાયો આ દરદ માટે ઠીક છે

**પથ્ય**—રાત્રે સુતિ વખતે પાણી પીવાની ટેવ હોય તો બંધ કરવી. પ્રવાહી પદાર્થો રાત્રે ઓછા લેવા. મધુર પદાર્થોનું સેવન ઓછુ રાખવુ ખોરાક હલકો અને રૂક્ષ આપવો.

## ઉંઘ બહૂઆવવી (અતિનિદ્રા)

**કારણ**—કફ પ્રકૃતિ હોવાથી, શરદિ લાગવાથી, કફ જ્વર કે ત્રિ-દોષજ્વરથી તેમજ ઉંઘણસી સ્વભાવ હોવાથી ઉંઘ બહુ આવે છે

**ઉપાય**—કફ અને વાયુ ઓછો થાય તેવા ઉપાયો કરવા સુંઠ, મરી, પીપર, તજ લવિંગ, રાસ્ના, આસુંઠ, તુલશીપત્ર, પીપરીમૂળ, બળદાણા, વાવડીંગ અને સેકેલા ગુંદ એ સર્વનો કવાથ કરી તેમા દુધ સાકર નાખી પીવાથી ઉંઘ બહુ આવતી હોય તો તે અથવા સુસ્તિ અને ઘેન હોય તો મટે છે

## એકવીસ દિવસનો તાવ (ટાઇફોઇડફીવર]

**કારણ**—ભીનાશવાળી જગા, ગંદી હવા, ખરાબ પાયખાના, ઘીચ વસ્તી, વગેરે કારણોથી આ દરદ પેદા થાય છે નાની ઉમ્મરના માણસોને તેમજ બાળકોને તે વધારે લાગુ પડે છે

**લક્ષણ**—ધીમે ધીમે તાવ શરૂ થાય છે, ગાત્રો ઢીલા પડે છે, બેચેની, ઝાડો કે ઉલટી થવી, થોડી થોડી ટાઢ, માથામા પીડા, અરૂચિ

જીભ મેલી વિગેરે શરૂઆતના લક્ષણો હોય છે તાવનો વેગ સાંજે વધે છે અને સવારે ઓછો હોય છે, ઉંઘ આવતી નથી, તરસ લાગે છે, આંખો ઉતરી જાય છે, શરીર ઉપર બીજા અઠવાડીયામા ગુલાબી રંગના મોતી જેવા દાણા દેખાય છે એટલે ખાત્રી થાય છે કે આ ટાઇફોઇડ-ફીવર છે. હોઠ સુકાય છે, જીભ લાલ થાય છે, પેટમા દાબવાથી દરદ થાય છે, ઘણીવાર પાતળા ઝાડા થાય છે, તાવની ગરમી રાત્રે ૧૦૪ સુધી પહોંચે છે સવારે ૧૦૧ થઇ જાય છે, નબળાઇ અતિશય વધી પડે છે, દરદી બકવાટ અને તોફાન કરે છે, હેડકી આવે છે, આંતરડામા સોજો થઇ જાય છે, વિગેરે લક્ષણો પૈકી કોઇપણ ઉપદ્રવ વધારે થાય તો બીજા અઠવાડીયામા દરદી ખરાબ થઇ જાય છે બીજા અઠવાડીઆમા ઝાડો છોતાપાણી જેવા થાય છે ક્વચિત તેમા લોહી પણ પડે છે

**ઉપાય**—આમા સૌથી સારો ઉપાય લંઘન છે પ્રાણદાયીરસ, ત્રિભુવનકિર્તિ, સંજીવનીવટી, દ્રાક્ષાસવ, લાલગુટી, મૃત્યુંજયરસ, ચ્યવનપ્રાશ, કિવાથ, રત્નગિરી રસ વગેરેમાથી ઠીક લાગે તે આપવુ દરદીનુ માથુ તપેલુ જણાય તો દશાંગ લેપના પાણીના પોતા મૂકવાં

**પથ્ય**—દરદીને શુધ્ધ હવા અને સૂર્યના પ્રકાશવાળા મકાનમા રાખવા, પીવા માટે થોડુથોડુ ચુનાનુ પાણી આપ્યા કરવું, ખોરાક આપવાની ઉતાવળ કરવી નહિ, દરદમા સુધારો જણાય ત્યારે મગનુ કે ચોખાનુ પાણી આપવુ અથવા થોડુ દૂધ કે ચા આપવા બીલકુલ દરદ મટયા સિવાય કંઇપણ ખોરાક આપવો નહિ

**સુચના**—જુલાબની કે ઝાડો બંધ કરવાની દવા આપવી નહિ, આ તાવની મુદત ૨૧ દિવસની ગણાય છે ત્યા લગી સંપુર્ણ કાળજી પુર્વક સારવાર કરવી તાવ ઉતારનારી કોઇપણ સખત દવા આપવી નહિ ધીમે ધીમે હોપો પાકી તાવ પોતાની મેળે ઉતરી જશે દરદ ચેપી છે માટે સ્વચ્છતાના નિયમ પ્રમાણે સારવાર કરવી દરદીના વસ્ત્ર બીછાનુ વગેરે પણ બરાબર સ્વચ્છ રાખવુ અને ઘોઘાટ બીલકુલ કરવો નહિ

## ઓરી (રોમાન્તીકા)

**કારણ**—આ એક પ્રકારનો ચેપી તાવ છે અને તે અછબડા તથા શીળીની પેઠે એકાએક ફેલાય છે ઘણે ભાગે તે નાના બાળકોમા થતો જણાય છે આ વ્યાધીમા ખાસ કારણ તરીકે કંઈ પણ મળી આવ્યુ નથી, પરંતુ તે એકવાર ઘણે ભાગે દરેક બાળકને નીકળે છે

**લક્ષણ**—શરૂઆતમા તાવ સાથે ખાસી, અંગમા રતાશ, છાતીમા દુખાવો વિગેરે જોવામાં આવે છે.

**સુચના**—આ એક ચેપી દરદ છે તેથી તે બીજાને ન લાગે માટે દરદીને બીજા બાળકોથી દુર રાખવો જોઇએ

**ઉપાય**—શરૂઆતમા પેટ સાફ કરવા અરંવચોળી કે ગરમાળાનો ગોળ નાખી અભયાદિ ક્વાથ આપવો, ઓરીના દાણા દેખાય કે તરતજ દરદીને બીછાનામા આરામ આપવો, શરીરની ચામડી સ્વચ્છ રાખવી શરદિ થયેલી જણાયતો છાતી ઉપર અળસીની પોટીસનો સેક કરવો, દવા તરીકે શમમની વટી, ચંદ્રપ્રભા નં ૩, સુદર્શનના કાટ સાથે આપવી અને ખાસી માટે વાસા સરબત કે વાસાવલેહ આપવુ

**પથ્ય**—ગરમ કરી ઠારેલુ સ્વચ્છ પાણી, દુધ ચ્હા કે કાજી આપવી સાત દિવસ પછી દરદ મટે ત્યારે સાધારણ હલકો ખોરાક આપવો

## કબજીયત (આનાહ)

**કારણ**—શહેરી જીવન, મંદાગ્નિ, વારવાર ખાવાની ટેવ, મધુર ભારે અને રૂક્ષ પદાર્થોનુ અતિ શેવન, જાગરણ, ચાનુ વ્યસન, અર્શ રોગ, અફીણનુ બંધાણ, વિગેરે કારણોથી આજકાલ કબજીયતનો રોગ દરેક ઠેકાણે જોવામા આવે છે

**લક્ષણ**—ઝાડે જવાની હાજત હમેશા રહયા કરે છતા દસ્ત સાફ આવે નહિ, બહુ કરાઝવાથી અને વધારે વખત પાયખાનામા બેસી રહેવાથી થોડોક દસ્ત મુશ્કેલીથી થાય, ભુખ લાગે નહિ, શરીરમા સુસ્તિ

રહયા કરે, માથામા દુખાવો રહયા કરે, શરીર ભારે અને નિરુત્સાહી લાગે, અપાન વાયુ કે ઉદાનવાયુનો હમેશા કોપ રહે, આવા લક્ષણો હોય છે

**સુચના**—આ દર્દમા જુલાબ વધારે લેવા નહિ બની શકે તો દરરોજ કસરત કરવી. રાત્રે સુતી વખતે દૂધ પીવુ, પ્રભાતે જળપાન કરવુ, અને દરરોજ શિર્ષાસનની કસરત કરવી આ ઉપાયથી વગર દવાએ આ રોગ મટે છે

**ઉપાય**—દવાની જરૂર હોય તો અવિપ્ટ વિરેચન, પચસકારચુર્ણ હરડેનો મુરબ્બો, ગુલકદ, હરડેચુર્ણ, ત્રિફળાચુર્ણ શીવાક્ષાર પાચન, દ્રાક્ષાસવ, લવણ ભાસ્કર, વગેરે ઉપાયો પ્રકૃતિને અનુકુળ જણાય તેમ લેવા

**પથ્ય**—છાશ, દુધ, ઘી, માખણ, આમળા, સકરજન, નારગી, ઘઉ, જુના ચોખા, મગ, મગની દાળ, વગેરે પથ્ય છે અને ત્યાસુધી સાદો સાત્વિક અને સ્નિગ્ધ ખોરાક લેવો.

## કમળો (જાઉન્ડીસ)

**કારણ અને લક્ષણ**—યકૃતમા વિકાર થવાથી આ રોગ પેદા થાય છે પાડુ રોગનો આ એક ભેદ છે આ રોગમા પિતનો પ્રવાહ રોકાઇ જવાથી આખ નખ, ચામડી અને આખુ શરીર પીળુ થઈ જાય છે.

**ઉપાય**—હળદર, કડુ અને હરડેનુ ચુર્ણ તો ા આમળાના રસ સાથે લેવાથી આ રોગ મટે છે મુળાના પાનના સ્વરસમા નવસાર મેળવી લેવાથી કમળો મટે છે ગૌમુત્રનો પ્રયોગ કરવાથી સારો લાભ થાય છે લોહભસ્મ ૧ રતિ સાથે પુનર્નવાષ્ટક ક્વાથ લેવાથી નિવ સ્વરૂપમા સારો ફાયદો થાય છે

**શાસ્ત્રીય ઉપાય**—નવાયસ લોહ, પચામૃતલોહ, ધાત્રિલોહ, ધાત્રયાસવ, આરોગ્યવર્ધની ન ૧-૨. અને ભર્જીત કડુ વગેરે ફાયદાકારક છે

**પથ્ય**—તાવ હોય તો જવ અથવા સાબુદાણાની કાજી અને દુધ વગેરે આપવુ, તાવ ન હોય તો દુધ, છાશ, જુના ધાન્ય, દાડમ, નારગી આમળા વગેરે આપવુ આ રોગમા જુલાબ ફાયદાકારક છે

## કસુવાવડ (ગર્ભપાત)

**કારણ**—તાવ, પેટનું દરદ, કોલેરા, પ્લેગ, ગાગી, પેટ ઉપર આઘાત થવો, પડી જવું, ઘણી મહેનત કરવી, સખત ઉજાગરા, ખોટો હર્ષ, ઘણો ગુસ્સો, અચાનક સારા માઠા સમાચાર સાંભળવા. ઝાડો અને પેશાબ વારંવાર રોકવો, નબળાઈ, કોઠાની ગરમિ અને ધાતુ દરદ આવી પડવું વિગેરે કારણોથી ગર્ભસ્રાવ થવાનો સંભવ છે વળી જેને એકવાર કસુવાવડ થઇ હોય તેને પણ વારંવાર કસુવાવડ થવા સંભવ રહે છે.

**લક્ષણ**—શરીરમાં બેચેની, પીડા, આળસ, વાંસામાં અને માથામાં ફાટ, સુવાવડની માફક વેણ આવવી, પ્રસવદ્વારમાંથી લોહી આવવું વિગેરે લક્ષણો થઇ થોડી વાર પછી ગર્ભસ્રાવ થઇ જાય છે. કેટલીક સ્ત્રીઓને વિના કષ્ટે પણ ગર્ભસ્રાવ થાય છે ત્યારે કોઇને ઉલટી અને લોહીના અતિશય સ્રાવ સાથે નબળાઇ જણાય છે

**ઉપાય**—વધુ લોહી અને વેણ આવતી ન હોય તે પહેલા આ દરદ માટે ઉપાય કામ લાગે છે અહેજ ચિન્હો જણાય કે તરતજ દરદીને પથારીમાં તદન આરામ આપવો, સ્થાન શાન્ત અને ઠંડુ રાખવું. દુધ, કાંજી જેવો ઠંડો અને હલકો ખોરાક આપવો, પેડુ અને ગુહ્ય ભાગ તરફ બરફનો કકડો કે ઠંડા પાણીના પોતા મુકવા થોડો ઘણો રક્તસ્રાવ હોય તો તે અટકાવવાની ચિકિત્સા કરવી. ગોદન્તી હરતાલ ભસ્મ અને વાશિષ્ટ ચુર્ણ દુધ સાથે મેળવીને આપવું વેણ અટકાવનારી દવા તરીકે જરૂર જણાય તો અફીણ વાળી દવા આપવી નબળાઇ જણાય તો દ્રાક્ષાસવ આપવો છ સાત મહિને કસુવાવડ થઇ જાય તો બધા સુવાવડના ઉપચાર કરવા.

**પથ્ય**—કસુવાવડ થતી અટકી ગઇ હોય તો સંપુર્ણ આરામ સાથે પ્રવાહી અને હલકો ખોરાક આપવો

**સુચના**—આ દરદનો પ્રથમથીજ અટકાવ કરવા માટે ગર્ભ રહે ત્યારથી ગર્ભપાળ રસનુ સેવન કરવું,

## કાનનાં દરદ (કર્ણ રોગ)

વર્ણન—કાનની અંદર સોજો શુળ કે સ્રાવ થાય ત્યારે તે શા કારણથી થાય છે તેનો નિર્ણય બરાબર કરી ત્યાર પછી ઉપાય કરવા ગરમિ લાગવાથી, કાનમા કંઇ પદાર્થ જવાથી, ખાટા પદાર્થ ખાવાથી, ગરમ વસ્તુ ખાવાથી, કાનના દરદ થાય છે. કાનની અંદર સોજો કે પરૂ થાય છે કેટલીક વખત બહારના ભાગમા સોજો તથા દરદ હોયછે

ઉપાય—બહાર સોજો હોય તો અફીણના ડોડવાનો સેક અથવા ગરમ પાણીનો સેક કરવો કે લેપન લેપ લગાડવો જરૂર જણાય તો ગરમ પાણીથી કાન ધોઇ સાફ કરવો, અને કર્ણાનંદ તેલના ટીપા નાખવા અપામાર્ગક્ષાર તેલ, પાર્વતી વિલાસ તેલ, લસણ કે લીંબડાના પાન નાખી કકડાવેલુ તેલ કાનમા નાખવુ ખાવા માટે પીડા શામક દવા તરીકે જાતિફલાદિ ચુર્ણ અને જમ્યા પછી અગ્નિ તુંડી આપવી પેટ સાફ રહેવા માટે હલકો જુલાબ હમેશા આપવો કાનનો સણકો વધુ હોય તો આકડાના પીળા પાન પર ઘી લગાડી ગરમ કરી તેનો સ્વરસ કાઢી તેના કાનમા ટીપા નાખવાથી જલદી ફાયદો થાય છે.

## કાળજાનાં દરદો (યકૃતરોગ)

વિવેચન—યકૃત એટલે કલેજુ એ શરીરમા બહુ ઉપયોગી મર્મસ્થાન છે. તે પિત્તને પેદા કરવાનુ કામ કરે છે, શરીરમા સાકર તથા ગરમિની જરૂરીયત છે તે આ સ્થાન દ્વારા પુરી પડે છે અને જો તે સ્થાન બગડે તો મધુમેહ વગેરે દરદો પેદા થાય છે

કારણ—વધુ ગરમ મસાલા વાળો ખોરાક, દારૂનુ સેવન, એશ આરામ ભરેલી જીંદગી, ગરમિ અને કલેજામા પિતનાકે લોહીના જમાવથી તથા કબજીયતથી કલેજાનુ કદ વધે છે અને તેથી તે પોતાનુ કામ બરાબર કરી શકતુ નથી

લક્ષણ—કલેજુ વધે છે, સખ્ત તાવ આવે છે, કલેજાની ઉપરની બાજુમા શુળ અને દરદ થાય છે, કાળા રંગનો ઝાડો, ઉલટી,

અને કલેજામાં પાક થતો હોય તેવી જાતની વ્યથા વિગેરે લક્ષણો થાય છે. કલેજામા રકતનો જમાવ, વરમ, પાક અને સંકોચ વિગેરે જુદા જુદા દરદના ભેદ અનુક્રમે એક બીજાથી વધારે સખત છે માટે સંભાળીને તાત્કાલીક ઉપાય કરવા

**ઉપાય**—આરોગ્ય વર્ધની, ત્રિવૃત ચુર્ણ, કડુ, નવસાર, લીબડો, એલીઆદિ વટી, રોહિતારિષ્ટ, પુનર્નવા મંડુર કુમારિ આસવ, પુનર્નવાદિકવાથ વગેરે ઉપયોગી છે બહારના ભાગમા સેક વગેરે યોગ્ય ઉપચારો કરવા

**પથ્ય**—પેટ સાફ રાખવુ. ચિકાશ અને ચરબી વાળી, ભારે, ખાટી, અને દાઉવાળી ચીજો લેવી નહિ હલકો ખોરાક આપવો

## કુનખ (નખ ખરાબ થવા)

**કારણ**—રકત બગડવાથી કે આગંતુક કંઇ પણ સ્થાનિક કારણથી આ દરદ થાય છે.

**લક્ષણ**—નખ બરાબર સારા અને સાફ નીકળતા નથી અને જે નીકળે છે તે ટુંકા ખરબચડા, સડેલા, લાકડા જેવા કઠણ કે પાકેલા અને કુષ્ટ રોગીના નખ જેવા હોય છે.

**ઉપાય**—રકતશોધક દવાઓ આપવી, બ્રહ.મંજીષ્ઠાદિ કવાથ, માણેક રસ, કિશોર ગુગળ વિગેરે દવાઓ ખાવા માટે આપવી તેમજ હીંગ, રાળ અને લીબડાના પાનને વાટી લેપ કરવો, હાડ સાંકળ (સંધીવેલ) અને ટંકણ ખાર સાથે વાટી ચોપડવાથી જલદી ફાયદો થાય છે

## કોગળીયું (કૉલેરા)

**કારણ**—આ એક અજીર્ણમાથી થનારો રોગ છે ઘણે ભાગે વૈશાખ જેઠ માસમા કે તે પહેલા એકાએક મરકીની પેઠે ફાટી નિકળે છે, કાચુ કોરૂ, વાસી કે સડેલુ અન્ન ખાવાથી, ગંદુ ખરાબ કે તળાવનુ પાણી પીવાથી, અજીર્ણ છતા ભોજન કરવાથી, અતિશય ગરમીથી તથા કેટલીક વખત હવા બગડવાથી આ રોગ પેદા થાય છે

ચિન્હ—ઝાડા, ઉલટી, તાવ, શ્વાસનુ ફુલાવુ, ગોટલા ચડવા, આંખે ચક્કર આવવા, પેટમા દર્દ, શરીરની ગરમીમા ઘટાડો, આંખો અંદર ઉતરી જવી, રોગી ફીક્કો અને ચિન્તાતુર, પાણીની તરસ, નાડીની ક્ષિણતા, ચામડી તથા નખ કાળા પડી જવા વગેરે લક્ષણો જણાય છે ઝાડાનો રંગ સફેદ હોય છે પેશાબ બંધ થાય છે. તથા મૂર્છા જેવી સ્થિતી થાય છે.

ઉપાય—હીંગ, અફીણ, કપુર, મરી, તામ્રભસ્મ વગેરે પાણીમા વાટી ગોળી કરી કપુરના પાણી સાથે આપવાથી તરસ, ઝાડા અને ઉલટી મટે છે લસુનવટી, ચિંચાભલ્લાતક, કર્પુરરસ, કર્પુરાસવ, મૃતસંજીવનીવટી, કસ્તુરી, ભૈરવ, દ્રાક્ષાસવ, કાંદા કે લસણનો રસ, સર્વ વ્યાધિનાશક રસ વગેરે અકસીર છે

સુચના—પુર્ણ આરામ ન થાય ત્યાસુધી દરદીની બરાબર સંભાળ પુર્વક ચિકિત્સા કરવી ગરમ કરી ઠારેલા પાણીમા મીઠુ નાખી તે પાણી પીવાને આપવુ

પથ્ય—દરદની અવસ્થામા કંઇ પણ ખોરાક આપવો નહિ, ઠીક થતા પછી ધીમે ધીમે ખોરાક પર ચડાવવો દરદની અવસ્થામા જરૂર જણાય તો લીંબુ, દાડમ, નારંગી વગેરે આપવુ તે શિવાય કંઈપણ આપવુ નહિ.

## કોઢ (કુષ્ટરોગઃ)

કારણ—વિરૂધ્ધ અન્ન પાનનુ સેવન એ આ પાપજન્ય ભયંકર વ્યાધિનુ ખાસ કારણ છે.

લક્ષણ—શરીરમા રક્ત અને ધાતુઓ બગડ્યા પછી ચામડીનો કુદરતિ રંગ બદલાઇ ધોળા, કાળા, રાતા વગેરે અનેક પ્રકારના ચાઠા નિકળે છે આ રોગના અઢાર ભેદ છે જેમાથી સાત પ્રકારના મહાકુષ્ટ કહેવાય છે

ઉપાય—સ્નાન, ઇશ્વરનુ સ્મરણ કે ગંગાસ્નાન આ બિમારીમા મુખ્ય ઉપાય છે દવા તરીકે રક્ત શોધક દવાઓ જેવી કે હરતાલ, સોમલ,

પારો, ગંધક, વાવડીંગ, ગુગળ, બાબચિ, લીમડો, ગળો વગેરેમાંથી બનતી દવાઓ ખાસ ઉપયોગી છે. રક્ત શોધક દવાઓ સાથે પથ્યની પણ પુર્ણ જરૂર છે. પંચકર્મથી શરીરને શુધ્ધ કરી લાંબો વખત સુધી દવા લેવામા આવે તોજ આ દરદમાં ફાયદો થઇ શકે તેમ છે.

**પથ્ય**—વમન, વિરેચન, નસ્ય, સ્વેદ વગેરે ક્રિયાઓ સાથે પેટ સાફ રાખવાની કાળજી રાખી હલકો અને તાજો ખોરાક આપવો

**સુચના**—છાલમોગરાનું તેલ શરીરે લગાડવા તેમજ ખાવા માટે ઉપયોગી જણાયુ છે માટે તેનો ઉપયોગ કરવો

## કંઠમાળ (ગલગંડ)

**કારણ**—આ રોગનુ મુખ્ય કારણ લોહી બીગાડ છે પ્રકૃતિ વિરૂદ્ધ આહાર વિહાર કે આચરણથી લોહી બગડી તે શરીરના સર્વ ભાગોને પોષણ નહિ આપવાને લીધે, દોષ ગ્રંથી રૂપે બંધાઇને બહાર આવે છે. આ રોગ વારસામા પણ ઉતરે છે.

**લક્ષણ**—શરીરે નિર્બળતા, મંદાગ્નિ, નાડી સહેજ જીણી, શરીર ગરમ, થોડો થોડો તાવ તથા ગળું, કાખ, ખભા, હાડસંધિ કે સાથળમાં ગાંઠો થાય છે. ગાંઠો જલદી પાકતી નથી અને પાકે તો રૂઝાતી નથી એકેક ગાંઠ હોય તો ગલગંડ અને વધુ ગાંઠો હોય તો ગંડમાળ કે કંઠમાળ એવુ નામ આપવામા આવે છે આ દરદ દુબળા અને રોગી બાળકોમાં થાય છે તો તે ધીમે ધીમે ક્ષયનુ સ્વરૂપ લે છે.

**ઉપાય**—ચંદ્રોદયરસ, કેશરાદિવટી, કંચનારગુગળ, ચ્યવનપ્રાસાવલેહ, પ્રહતમંજીષ્ઠાદિકવાથ વગેરે સાથે બીજી કોઇપણ રક્તશોધક દવા આપી શકાય તેમ છે મનશીલ, ગંધક, સુંઠ અને સિંદુરને કાંજીમા વાટી લેપ કરવો કાંચનાર ગુગળ કે કવાથ આ રોગની ખાસ દવા છે

**પથ્ય**—સ્વચ્છતા, સુકી હવા, વમન, વિરેચન તથા શીરાવેધ વગેરે હિતકારક છે. ખોરાક તાજો તથા સાદો લેવો દોષધ્નલેપ ચોપડવો

## કંપવા (થરથરીયો વાયુ)

કારણ—મંદાગ્નિ, લોહીની નબળાઇ, વાયુનો વધારો, રૂક્ષ ખોરાકનું સેવન, જ્ઞાનતંતુની કમજોરી, વાત પ્રકોપ વગેરેથી આ દરદ થાય છે

લક્ષણ—આ દરદમા હાથ માથું વગેરે હાલ્યા કરે છે એટલે તેને કંપ વાયુ કહે છે

ઉપાય—મહાયોગરાજ ગુગળ, મહારાસ્નાદિ ક્વાથ, સમિરપન્નગ, એરંડાગલા મરી અને અફીણની બનાવેલી ગોળી વિગેરે આ દરદમા ખાસ ઉપયોગી છે

પથ્ય—ગરમ પાણી, હલકો, ગરમ અને પૌષ્ટિક ખોરાક, લસણ સુઠ, પીપર, લવિંગ, ગોળ, તજ વિગેરેનુ સેવન સ્નીગ્ધ પદાર્થો લેવા, દસ્તની કબજીયત થવા દેવી નહિ, ઠંડા પદાર્થો લેવા નહિ, ભીની હવામા રહેવુ નહિ, તેલાભ્યંગનો ઉપયોગ કરવો ફાયદા કારક છે.

## કૃમિ રોગ (પેટનાકૃમિ)

કારણ—મિઠા, લોટવાળા, કાચા અને કફ કે પિત્ત કારક પદાર્થો તથા દહી, માસ મીઠાઇ વિગેરે ખાવાથી તથા કબજીયત વિગેરેથી પેટમા કૃમિ ઉત્પન્ન થાય છે

લક્ષણ—શુળ, પેટમા ગટગડાટ, અરૂચિ, મોઢામા થુક આવવી નિર્બળતા, મોઢામાથી ખરાબ વાસ. હેડકી, ગુદામા ખરજ, મુર્છા, સુસ્તિ, કોઇ વખતે ઝીણો ઝીણો તાવ, કબજીઅત કે ઝાડા થાય છે

ઉપાય—ખાખરાના બીજ, બાઅચિ, ખોરાસાણી અજમો, વાવડીગ, ગંધક, ઇન્દ્રજવ, કાકચના મિજ, દિકામાળી એ સર્વે સમ ભાગે લઇ તેનુ ચુર્ણ કરી તે બધાના સમ ભાગે હરડેની છાલનુ ચુર્ણ નાખી તેમાથી દરરોજ રાત્રે તથા સવારે પા તોલો લેવાથી કૃમિનો ઉપદ્રવ મટે છે. આ રોગ માટે ઇગ્રેજી વૈદકમા સેન્ટોનાઇન નામની દવા વપરાય છે તે પણ જરૂરીયાત મુજબ વાપરવી

**શાસ્ત્રીય ઉપાય**—કૃમિ કુઠાર રસ, કૃમિમુદ્ગર રસ, કૃમિઘ્ન ચુર્ણ વગેરેમાથી યોગ્ય લાગે તે આપવુ. આ દવાઓ આપ્યા પછી પેટ સાફ કરવાની દવા આપવી

**પથ્ય**—જુના ધાન્ય, દુધ, કપુર, અજમો, તેલયુક્ત ભોજન, વિરેચન, કાચા વેગણુ વગેરે આપવુ.

## ખરજવું (એકઝીમા)

કારણ—પરસ્પર વિરુધ્ધ આહાર કરવાથી, માછલા, દહી, ગરમ કે વાસી ખોરાક લેવાથી, તથા કબજીયત કે રક્તબિગાડથી આ દરદ થાય છે કેટલીક વખતે આગતુક કારણોને લીધે પણ આ દરદ થાય છે.

લક્ષણ—હાથ, પગ, કાન, માથુ, સાથળ વિગેરે સ્થળે શરીરની એક બાજુએ પ્રથમ નાનીનાની ફોડકી થઈ ધીમે ધીમે વધતી અને ફેલાતી જાય છે કેટલીક વખતે તે સુકા સ્વરૂપમા હોય છે જ્યારે કેટલીક વાર તે પ્રથમ લાલથઇ મુઝી આવે છે અને પછી તેમાથી ફોલ્લીઓ થઈ પાણી કે રસી ઝરે છે ખુજલી ઘણી આવે છે અને ધીમે ધીમે ચામડી કાળી થઇ ડાઘ પડી જાય છે આ દરદ એવુ હઠીલુ છે કે એકવાર થયા પછી સભાળ પુર્વક તેનો ઇલાજ ન થાય તો તે પીછો મુકતુ નથી

ઉપાય—નરમ અને માફક ઉપાયોથી દરદ વાળો ભાગ હમેશા ધોઇને સાફ રાખવો, કચ્છુ રાક્ષસ તેલ, પારદનો મલમ, મરીચ્યાદિ તેલ, ગધકનો મલમ તેમજ લીંબોળીનુ તેલ વિગેરે ચોપડવાના ઉપાયો કરવા. ખાવાની દવા તરીકે રક્ત શોધક દવાઓ ગધક, રસાયન, આરોગ્ય વર્ધની, ચદ્રપ્રભા, મજીષ્ઠાદિ ક્વાથ સ્વદેશી સારસાપરિલા વગેરે ઠીક છે. તાલ ચદ્રોદય તથા માણેકય રસ આ રોગની ખાસ ચોકકસ દવાઓ છે.

**પથ્ય**—ખસ પ્રમાણે નિયમ પાળવા.

## ખસ (પામા કુષ્ટ)

**કારણ**—ખાવામા સભાળ નહિ રાખવાથી, ગરમ પદાર્થોનું

વધારે સેવન કરવાથી, કબજીયતથી, અસ્વચ્છતાથી, લોહી બગડવાથી તથા તપીગએલુ અનાજ ખાવાથી, આ રોગ થાય છે.

લક્ષણ—આ રોગ ખાસ કરીને લોહી બગડવાથી થાય છે હાથ, પગ, અને સાંધાઓમા તેમજ ગુહ્ય ભાગમા ચીડ લાગે છે ખુજલી થાય છે પ્રથમ ઝીણી ફોડકી થઈ તે પાકે છે ભરાય છે, ફુટે છે અને બીજા નવા ફોલ્લા નિકળતા જાય છે

ઉપાય—રક્ત શોધક દવાઓ જેવી કે ગંધક, રસાયન, મજીષ્ઠાદિ ચુર્ણ, પ્રદેશી સારસાપરિલા, સ્વાદિષ્ટ વિરેચન ચુર્ણ, કિશોરગુગળ, ત્રિફળા ચુર્ણ, ગુલકંદ વિગેરે ઉપાયો સારા છે ચોપડવા માટે ગંધકનો મલમ, બાવચીનુ તેલ, તથા પારો, ગંધક, મનસીલ, ભીલામા વિગેરેનુ તેલ લગાડવાથી આ દર્દ મટે છે આ દર્દ ઘણુ ખરાબ અને ચેપી છે માટે તેની સંપુર્ણ સ્વચ્છતા સાથે સભાળ રાખવી નહિ તો તે ખુબ ફેલાય છે.

પથ્ય—હલકો પૌષ્ટિક અને તાજો ખોરાક લેવો પેટ સાફ રાખવુ, દરરોજ તાજા ફળો, નારંગી જરૂર લેવા.

## ખાંસી (કાસ)

કારણ—વારંવાર ધુળ તેમજ ધુવાડાનો નાસિકાની અંદર પ્રવેશ થવાથી, જમવા વખતે શ્વાસ નળીમા અન્નનો કંઇક ભાગ પેસી જવાથી શીત તથા ઉષ્ણતાની શરીર પર એકાએક અસર થવાથી, ધાતુક્ષય થવાથી તથા ગળામા શરદિ કે ગરમી જણાવાથી આ દરદ થાય છે

લક્ષણ—વાર વાર ખોખો કરતો અવાજ નિકળવો ગળામા અને છાતીમા વેદના થવી. ખાસી આવતી વખતે આખા શરીરને ઢીલુ તેમજ લાચાર કરી મૂકવુ, સુવાથી ચેન ન પડવુ તથા ગળામા કફને લીધે વરમ થવો

શાસ્ત્રીય ઉપાય—સિતોપલાદિ ચુર્ણ, તાલીસાદિ ચુર્ણ, કાસ કુઠાર ચંદ્રામૃત રસ, વાસાવલેહ, અગસ્ત્યાવલેહ, કંટકાર્યાવલેહ, લક્ષ્માદિ,

લવગાદિ વટી, વાસાસવ, શ્રૃગારાભ્ર, અભ્રક ભસ્મ, પ્રવાલ ભસ્મ, શ્રૃગ-ભસ્મ, સુવર્ણબગ, બગસાર, ચ્યવનપ્રાસ વગેરે

**સાધારણ ઉપાય**—વજ, જેઠી મધ, પિપર તથા કુષ્ટનુ ચુર્ણ મધ સાથે દિવસમા ત્રણ વાર લેવાથી ખાસી જલદી મટે છે પુષ્કરમુળ, કાયફળ, ભારગી, સુઠ, પિપર વિગેરેનુ ચુર્ણ મધ સાથે લેવાથી કફ નરમ થઇ જલદી છુટે છે. કટકારી અને વાસાનો સ્વરસ મધ સાથે લેવાથી ખાસીનો વેગ જલદી આવતો નથી

**પથ્ય**—વમન, વિરેચન, પરિમિતાહાર, ચોખા, ઘઉ દ્રાક્ષ, દાડમ વગેરે લેવુ અને તેલ વાળી કે ખાડવાળી ચીજો ન લેવી

## ખીલ ( તારૂણ્યપિટિકા )

**કારણ**—અજીર્ણ. કબજીયત, બજારી નાસ્તાની ટેવ, મસાલાવાળો ખોરાક, ચાનુ અતિ સેવન, વીર્યદોષ રક્ત વિકાર અને કસરત નહિ કરવી વિગેરે કારણોથી ઘણે ભાગે યુવાવસ્થામા આ દરદ થાય છે

**લક્ષણ**—મોઢા ઉપર ઝીણા ઝીણા દાણા થઇ પાકે છે, ભરાય છે, ફુટે છે અને તેમાંથી દાબતા સફેદ બાજરીના દાણા જેટલો દાણો નીકળે છે અને ત્યાં ડાઘ પડી રહે છે ઘણી વખતે કઇ વિકાર થવાથી ઘણો સોજો, દરદ અને વેદના સાથે ખીલમા ગાઠા થઈ પાકે છે.

**ઉપાય**—સાદો ખોરાક, સ્વચ્છ હવા સાથે પેટની સફાઇ રાખવી. વિર્ય શુધ્ધ થવા માટે ચદ્રપ્રભા ન ૧, સપ્તામૃત લોહ તેમજ સ્વદેશી સારસા પરિલા કે મજીષ્ઠાદિ ચુર્ણ નિયમિત આપવુ મોઢુ હમેશા ગરમ પાણીથી ધોઇ સાફ રાખવુ. સાધારણ ખીલ ઉપર ફુલાવેલો ટંકણ અને લીબુનો રસ મેળવી મલમ જેવુ કરી લેપ કરવો વજ ઘસીને ચોપડવી દશાગ કે દોષધ્ન લેપ ચોપડવો. બહુ પાકે તો પોટીસથી પકવી વ્રણના ઉપાયો કરવા.

**પથ્ય**—ખોરાક સાદો આપવો. તાજા ફળો વિશેષ પ્રમાણમા વાપરવા.

## ગડ (સોજા વાળા ગુમડાં)

કારણ—વાયુ વિગેરે દોષો કોપ પામી ચામડી, માસ, લોહી અને મેદ વિગેરેને દુષ્ટ કરી હાડકા સુધી જઇ પહોંચે છે, તે દોષો ઉંડા મુળ નાખી અત્યન્ત વેદના યુક્ત ગોળ, લાંબો કે ગાઢના રૂપમા સોજો ઉત્પન્ન કરે છે. આ દર્દને વિદ્રધી કહે છે તેમા જો ત્રણ દોષના લક્ષણો જોવામા આવે તો ઘણે ભાગે અસાધ્ય નિવડે છે અથવા જે ઉદરના ભાગની હોય (આંત્ર વિદ્રધી) તે પણ અસાધ્ય નિવડે છે.

લક્ષણ—આ રોગમા સખત વેદના, તાવ, ગરમિ તથા હાથ મૂકી શકાય નહિ તેવો સોજો અને દરદ હોય છે

ઉપાય—દર્દ વધે નહિ એટલા માટે પ્રથમ દશાંગ લેપ લગાડવો અથવા ઠંડી દવાઓની પોટીસ બાંધવી પરંતુ જો પાકે એમ લાગે તો દોષઘ્ન લેપ કે ગરમ પાણીનો સેક અથવા લઘુદારૂના (કાગ) પાનની પોટીસ બાંધવી ધતુરાના પાનનો કે અફીણના ડોડવાનો સેક કરવો અને ગડ પાકી જાય એટલે ફોડી નાખવુ પછી શોધન તથા રોપણ ઉપાયો કરવા. ફોડવા માટે ચિત્રક મુળ કરંજબીજ અને દતીમુળ વાટી લેપ કરવો. શોધન માટે લીંબડાના પાનની પોટીસ બાંધવી અને અને પાન પકવતા (બાફતા) જે પાણી રહે તેનાથી વ્રણને ધોવુ. ખાવાનાં ઔષધ તરીકે પેટ સાફ કરવા માટે સ્વાદિષ્ટ વિરેચન, લોહી સાફ કરવા માટે દેશી સાર્સાપરિલા કે મજીઠાદિ કવાથ સાથે કીશોર ગુગળ આપવા

## ગર્ભાશયભ્રંશ (ગર્ભાશયનું ખસીજવું)

કારણ, લક્ષણ—જેવી રીતે ગુદભ્રંશનો રોગ થવાથી આમણ હેઠું ઉતરી આવે છે તેવી રીતે ગર્ભાશયના સ્નાયુઓ ઢીલા થવાથી તે નીચે ઉતરી બહાર આવે છે આ દરદ મોટી ઉમ્મરની સ્ત્રીયો ને કે નાની ઉમ્મરમા જેને વધારે સુવાવડ થઇ હોય તેને થતુ જણાય છે કરાઝવાથી કે ગર્ભાશય અને યોનિના સ્નાયુઓ ઢીલા પડવાથી ગર્ભાશય હેઠે ઉતરે છે.

**ઉપાય**—દરદીને આરામ આપવો સખત મહેનત કરવા દેવી નહિ, તાણીને પાટો બાધવો સ્થંભક અને સંકોચક ઔષધોની પીચકારી લેવી, યોનિમા તેલના પોતાં કે દવાની સોગઠીઓ રાખવી, શરીરમાં તાકાત લાવે તેવી પૌષ્ટિક દવાઓ અને પાક આપવા અને તેવીજ પૌષ્ટિક દવાઓનો ઉપયોગ યોનિ દ્વારમા પણ કરવો

**પથ્ય**—સાદો અને પૌષ્ટિક ખોરાક લેવો, ગરમ અને વાયડા પદાર્થોથી દુર રહેવુ.

## ગર્ભાધાન [ગર્ભ ધારણ થવું]

**વિવેચન**—ગર્ભ ધારણ થયા બાદ ચ્હેરામા ફેરફાર થાય છે, ઋતુ બધ થાય છે, કેટલીક સ્ત્રીઓને તે થયા બાદ બીજે મહિને ઉલટી, મોળ, અરૂચિ, સુસ્તિ વિગેરે થાય છે અને તે ચાર પાચ માસ સુધી રહે છે. આ ફરીયાદને ભાવા અભાવા કહે છે. વળી કેટલીક સ્ત્રીઓને કબ-જીયત, ઉનવા વગેરે પણ થાય છે

**ઉપાય**—તાજા લીંબુનો રસ પાણીમાં નીચોવી દિવસમા બે ત્રણ વાર આપવાથી ઉલટી બંધ થાય છે પેટ સાફ રાખવા સ્વાદિષ્ટ વિરેચન, ત્રિફળા ચુર્ણ, પચસકાર ચુર્ણ વગેરે આપવુ

**પથ્ય**—ખોરાક પૌષ્ટિક અને રૂચિકારક આપવો, ગર્ભિણીને પ્રસન્ન રાખવી, શાસ્ત્રમા બતાવેલા નિયમોનુ પાલન કરવુ અને બ્રહ્મ-ચર્યનુ પાલન ખાસ કરીને કરવુ બીજે મહિનેથીજ ગર્ભિણીને સદવર્ત-નનું પાલન કરાવવું. પ્લેગ અને કોલેરા જેવા ચેપી રોગો ચાલતા હોય ત્યા ગર્ભિણીને રાખવી અહિત કારક છે.

## ગળાનાં દરદ [કંઠરોગ]

**કારણ**—અજીર્ણ કબજીયત, શરદિ, ગરમ પદાર્થોનુ સેવન અને ગરમી વગેરેથી ગળામા દરદ થાય છે

**લક્ષણ**—ગળામા અદર કે બહાર સોજો થાય છે, ખોરાક પાણી અને થુક ઉતરતા મુસ્કેલી પડે છે, ગળામા કાટા ખુચતા હોય તેવુ

લાગે છે, ગળાથી છભ સુધી સોજો કે ગાંઠ જેવુ થઇ આવે છે, કેટલીક વખતે ગળાનો ભાગ કે મોઢુ પાકી જાય છે.

ઉપાય—પેટ સાફ રાખવુ જરૂર જણાય તો હલકો જુલાબ આપી દેવો બહારના ભાગ ઉપર ખમખસના ડોડવાનો વગળીઓ સેક કરવો, બાવળ, લીબડો અને બોરડીની છાલનો કવાથ કરી તેનાથી કોગળા કરવા, ટંકણ અને પાણી મેળવી કોગળા કરવા, કાથાની ટીકડી કે ખદીરાદિ વટી મોઢામા ચુસવા આપવી દવા તરીકે જરૂર જણાય તો વાશિષ્ટ ચુર્ણ અને પ્રવાલ ભસ્મ આપવી.

પથ્ય—હલકો, નરમ અને સાદો ખોરાક આપવો.

## ગુરદાનો વરમ [વૃકક શોથ]

કારણ—મૂત્ર પિંડમા સોજો ચવાથી આ દરદ થાય છે તથા શરદિ, દારૂનુ વ્યસન, તાવ, કોલેરા, જલદર, મુઢમાર વગેરેથી પણ આ દરદ થાય છે.

લક્ષણ—આ દરદ છર્ણ અને તિક્ષણ બે સ્વરૂપમાં હોય છે કમરમા દરદ, મોળ, ઉલટી, બેચેની, ગુર્દાની પછવાડે દરદ, તરપ, કબ-છયત, વૃષણમા પીડા, પેશાબની હાજત ઘણી થવી તથા પેશાબ થોડો અને લાલ રંગનો થવો, છભ ઉપર સફેદ થર, નાડી ઉતાવળી, માથામા દરદ, શરીર ગરમ વિગેરે સાથે પેશાબમા આલબ્યુમેન જાય છે શરીરમા યુરીયા નામનો નુકશાન કારક પદાર્થ લોહીમા મળવાથી આ દરદ થતુ જણાય છે,

ઉપાય—વેદલ દવાઓ આપવી, દરદવાળી જગાએ ખસખસના ડોડવાનો કે ગરમ પાણીનો સેક કરવો અથવા દરદીને કમર ક્ષુડ પાણીમા અર્ધો કલાક બેસાડવો, ખુલ્લી કે ભેજવાળી હવાથી દરદીનો બચાવ કરવો, દરદીને ફકત દુધ, કાંજી, અળસીની કે જવની ચા ઉપર રાખવો, રકત શોધક અને મુત્ર શોધક દવાઓ આપવી, તાવ ઓછો કરવા માટે સુદર્શન અને પર્પટનો કવાથ આપવો, ચદ્રપ્રભા તેમજ દેશી સારસા

પરિલા કે વિરેચની વટી આપવી, આ રોગનુ જે મુળ કારણ હોય તેને અનુસરીને ઉપાયો કરવા,

## ગુલ્મ (ગોળો-ગાંઠ)

**કારણ**—તાવ, ઝાડા, સગ્રહણીના રોગીને તે રોગથી મુક્ત થયા પછી, જુલાબ લીધેલા માણસોએ વાયડા પદાર્થો ખાવાથી, ભુખ્યા છતા પાણી પીવાથી, જમ્યા પછી તરત કમરત કરવાથી, રૂક્ષ પદાર્થો ખાવાથી તથા ઉપવાસ, શોક, તાવ, ઝાડા વિગેરેથી શરીરમા વાયુનો પ્રકોપ થઇ ગુલ્મનુ દરદ પેદા થાય છે

**લક્ષણ**—કબજીયત, તરસ, પેટમાં ગડગડાટ, મોળ, ઓડકાર આવવા, અરૂચિ, દાહ, તરસ વગેરે સાથે પેટમા એક પ્રકારની ગાઠ બધાઇ તે પેટમાં ફરે છે કે ઉચે ચઢે છે અને તેથી દરદી બહુજ હેરાન થાય છે કેટલીક દુષ્ટ સ્ત્રીઓ કે બદમાસ પુરૂષો કોઇને ખોરાકમા ખરાબ પદાર્થો મેળવી ખાવા આપે છે તેથી તેમજ સ્ત્રીઓને થતો રક્ત શ્રાવ કોઇપણ કારણથી રોકાઇ જતા તેમાથી રક્ત ગુલ્મ ( લોહીની ગાઠ ) નામનો સ્વતત્ર વ્યાધિ થઇ આવે છે

**ઉપાય**—ગુલ્મ કુઠાર રસ, કાકાયન વટી, વજ્રક્ષાર, શખવટી, શખ દ્રાવ, ઇચ્છાભેદી રસ, કુમારી આસવ વિગેરેમાથી યોગ્ય લાગે તે ઉપાયો કરવા.

**પથ્ય**—સેક, વિરેચન, પેટ ચોળાવવુ, નારાયણ તેલનુ મર્દન, લઘન, હીગનુ સેવન તથા હલકો અને નરમ ખોરાક.

## ધાવાગવો (શસ્ત્રઘાત-જખમ)

**વિવેચન**—ચાકુ, તરવાર કે બીજુ કોઇ હથીયાર વાગવાથી કે ઘસાવાથી, સોય, કાચ, ખીલો કે છરી વિગેરે ભોકાવાથી કેટલીકવાર ઘા થઇ તેમાથી લોહી વહેવા માડે છે. જો ધોરી નસ કપાય તો લોહી ઘણું વહી જવાથી અચાનક મરણ પણ થઈ જાય છે

ઉપાય—પ્રથમ વહેતુ લોહી બંધ કરવા માટે જો ધોરી નસ કપાઇ હોય તો તેના ઉપરનો ભાગ ખુબ તાણીને બાંધી લેવો જખમ ઉપર નિમક અને પાણીનું લોશન બનાવી પોતુ બોળી ત્યાં રાખી મુકવું પચગુણ તેલ (બનાવટ માટે જુઓ વૈદ્યક ચિકિત્સાસાર) ની પટી બાંધવી કાર્બોલીક તેલ કે ટીંચર એન બેન્ઝોઇનનું પોતુ બાંધવાથી પણ રક્તસ્રાવ બંધ પડે છે, લાકડા ઉપર લગાડવાનો કન્ચ પોલીસ લઇ પોતુ બોળવી લગાડવાથી તત્કાળ રક્તસ્રાવ બંધ પડે છે દરદ સાધારણ હોય તો આ ઉપચારોથી ફાયદો થાય છે પરંતુ જો જખમ મોટો થયો હોય તો શસ્ત્ર વૈદની સલાહ લેવી કેટલીક વાર જખમ પર પાણીની ધાર કરવાથી પણ લોહી બંધ થઈ જાય છે

પથ્ય—આવા દરદીને તદ્દન આરામ આપવો અને ફકત દુધ ભાતનોજ ખોરાક આપવો હિત કારક છે

## ઘેલછા (ઉન્માદ—ગાંડપણ)

કારણ—અતિશય શોક, રાત દિન ચિન્તા, ઝેરી પદાર્થોનું સેવન, મગજપર આઘાત, ધાતુ ક્ષિણતા સ્ત્રીયોમાં આર્તવદોષ વગેરે કારણોથી વાયુ કુપિત થઇ આ રોગ થાય છે

લક્ષણ—રોગી સુસ્ત રહે છે, કદાચ બહુ બોલે છે કે એકદમ માન ધારણ કરે છે, ડરે છે કે ગભીર બની જાય છે, સમય વગર બોલ્યા કરે છે અથવા ભ્રમ યુક્ત વિચાર દર્શાવે છે, આ લક્ષણો ઉપરથી ધીમે ધીમે રોગ વધતો જાય છે અને છેવટે રોગી સાવ સ્વચ્છંદ બની જાય છે અથવા અંકુશ વગરનો બને છે

ઉપાય—સારસ્વત ચુર્ણ, બ્રાહ્મિઘૃત, ઉન્માદગજકેશરી રસ સારસ્વતારિષ્ટ, શ્રી ગોપાલ તેલ, કલ્યાણ ઘૃત, યોગેન્દ્ર રસ વિગેરે દવાઓ સ્થિતિ જોઇ યોગ્ય જણાય તો વાપરવી જુનુ ઘી તો ૦॥, બહેડાની મિજ તો ૦।, મકરધ્વજ રસ ૧ રતિ, મધ ૦॥। તોલો, સાકર તો ૧ મેળવી ચાટી ઉપર ધારોષ્ણ દુધ પીવું બ્રાહ્મિનો -- તો ૪, કુષ્ટનું ચુર્ણ તો ૦। મધ તો ૩॥। મેળવીને પાવુ આ દર. ૧ માથા પર

જુના ઘીની માલીસ ફાયદા કારક છે,

**પથ્ય**—હમેશાં જુલાબ આપવો, કબજીયત ન થવા દેવી અને મીઠા વચન કહેવા, ઈન્દ્રિય નિગ્રહ રખાવવું, તેલાભ્યંગ કરવો તથા જુનું ઘી, જુનાં ધાન્ય, શ્વેત કહોળુ, સુવર્ણ ભસ્મ, અને ધારોષ્ણ દુધ વગેરે ફાયદા કારક છે.

## ચાંદી (ગુહ્ય ભાગનો જખમ)

**કારણ**—દુષ્ટરોગવાળી સ્ત્રી સાથે સંયોગ એ આ રોગનું મુખ્ય કારણ છે અને તે એક વખત થયા પછી વારસામાં ઉતરે છે ગુહ્ય ભાગને બરાબર સાફ ન રાખવો, આઘાત થવો, અતિરતિક્રિડા, દુષ્ટયોનિ ગમન વિગેરે આ રોગના કારણો છે.

**લક્ષણ**—આ રોગની ત્રણ અવસ્થા છે (૧) સંભોગ પછી એક બે ચાર કે આઠ દિવસે લીંગના અગ્ર ભાગ ઉપર અથવા ચામડીની કીનારીમા એક ફોલ્લી થાય છે તે પાકે છે ફુટે છે, પરૂ નીકળે છે અને ચાદ પડે છે. (૨) પહેલી અવસ્થામા થયેલી ચાંદી રૂઝાઇ જઇ કેટલાક સમય બાદ તે અન્ય સ્વરૂપમા દેખાય છે એટલે કે બીજા ઉપદ્રવો જણાય છે શરીર પર રાતા રંગના ચાઠા, આખનુ દર્દ, વાળ ખરી પડવા, શરીર ઉપર ફોલ્લા ઉપડવા વગેરે લક્ષણો થાય છે (૩) આ અવસ્થામા વાયુથી સાંધા ઝલાઇ જાય છે, રકતદોષથી આખુ શરીર કુષ્ટ અને વાતરકત જેવુ થઇ જાય, કરોડ ઝલાઇ જાય, આખના ખામ દર્દો થાય, મોઢામા ચાદી, તાળવામા છેદ, ઇન્દ્રલુપ્ત વગેરે ભયંકર લક્ષણો જણાય છે

**ઉપાય**—કેશરાદિ વટી, મહામજીષ્ઠાદિ કવાથ, વ્યાધિહરણ રસ, ગંધક રસાયન, પચનિંબ ચુર્ણ, સારિવાદ્યરિષ્ટ આદિ ઉપાયો પ્રથમ શરીરને ખુબ શુધ્ધ કરીને કરવા. બહારના ઉપચાર તરીકે ચાદીને ધોઇ સાફ કરી પારાનો મલમ લગાડવો, સોજો હોય તો દશાંગ લેપ લગાડવો અને ત્રિફળાના પાણીથી ધોવુ તથા નહાવુ

પથ્ય—વમન, વિરેચન, ઉતરબસ્તિ, જવ, ઘઉ, ચોખા, દુધ, ઘી વગેરે.

## ચુંક (પેટનું શુળ)

કારણ—ઘણા વાયડા પદાર્થો ખાવાથી, ઝાડો કબજ રહેવાથી, ઠડી ચીજો ખાવાથી, ઠડી હવા લાગવાથી, જસત કે સીસાના રજકણો પેટમા જવાથી આ દર્દ થાય છે,

લક્ષણ—ડુંટી આગળ કે આખા પેટમા પીડ આવી વેદના થાય છે, દસ્તની કબજીયત રહે છે તથા ઉલટી, સતાપ, આનરડામા સોજો, ગભરાટ વગેરે ચિન્હો થાય છે.

સુચના—શુળ થવાનુ જે કંઈ કારણ હોય તેનુ બરાબર નિદાન કરી ઉપાયો કરવા

ઉપાય—સેક, બધન, રેચ વાતહર દવાઓ વિગેરે ઉપયોગી છે.

શાસ્ત્રિય ઉપાય—શખવટી, અપામાર્ગક્ષાર, નારીકેલક્ષાર, વજ્રક્ષાર, સુઠ, કાકચ અને હિગનુ ચુર્ણ, ગુલ્મકુઠાર, શુલગજકેશરી, સમિરગજ કેશરી, લસુનાદિ વટી વિગેરેમાથી યોગ્ય લાગે તે ઉપાયકરવા.

આયુર્વેદમા શુળ અને પરિણામ શુળના આઠ આઠ પ્રકાર બતાવ્યા છે. દરેકના ઉપાયમા વાત શમન, વિરેચન, દિપન પાચન ઉપચારો મુખ્ય જોવામા આવે છે તે ધ્યાન રાખી યોગ્ય ઉપાય કરવા.

પથ્ય—ઉલટી, સેક, સ્વેદ, જુલાબ, દુધ, ભાત, હીગ, લીબુ, ગોમુત્ર, કુવાર વગેરે

## ચેપી સળેખમ (ઇન્ફ્લ્યુએન્ઝા)

વિવેચન—આ એક ઉડતો ચેપી રોગ છે. મરકીની માફક તે વાયુ અને ખાનપાનના પદાર્થો કે પાણી દ્વારા ફેલાય છે.

કારણ—અજારી ખોરાક, કફ પ્રકૃતિ, મદાગ્નિ, કબજીયત, ખાસી સળેખમ, અસ્વચ્છતા તથા ખુલ્લી હવા, અને પ્રકાશનો અભાવ વિગેરે કારણોથી આ રોગ જલદી ફેલાય છે.

**ચિન્હ**—તેના ચિન્હ લગભગ તદ્રીક સન્નિપાતને મળતા જોવામા આવે છે શરૂઆતમા થોડી ટાઢ સાથે તાવ આવે છે, સળેખમ થાય છે, માથુ કમર અને સાધામા દર્દ, છાતી કેફસા કે ગળામા સોજો, શ્વાસ નળીમા વિશેષ સોજો, શ્વાસ લેવામા મુશ્કેલી, હૃદય નબળુ થવુ વિગેરે ભયકર લક્ષણો થતા જાય છે. ખાસી ઘણી આવે છે. આ દરદીને ન્યુમોનિયા થઇ જવાનો વિશેષ ભય રહે છે

**ઉપાય**—પ્રથમ પેટ સાફ રાખવુ ત્રિભુવનકિર્તી રસ શુદર્શનના ફાંટ સાથે આપવુ, અર્ક મુલ ક્વાથ, વાસા વલેહ, મહાલક્ષ્મિ નારાયણ રસ, કફ ચિન્તામણિ, અમિર રસ (ખાસ અકસીર છે) વગેરે દવાઓ વિચાર કરીને આપવાથી ફાયદો કરે છે

**પથ્ય**—લંઘન, સ્વચ્છ હવા, સેક, આરામ શરીર ગરમ રહે તેવી સભાળ, થોડુ દુધ કે મગનુ પાણી વગેરે હિતકારક છે

છાતી ઉપર ચોળવા માટે ટરપેન્ટાઇનમા કપુર નાખીને ચોળવુ

## ચૌદ દિવસનો તાવ (ટાઇફસફીવર)

**કારણ**—દુષિત હવા, ગદકી, ગટરનો ગેસ, ભીનાશ વાળી જગા વગેરે કારણોથી આ તાવની ઉત્પતિ થાય છે

**લક્ષણ**—આ તાવની મુદ્દત બે અઠવાડીયાની ગણવામા આવે છે. તાવ લગભગ સરખોજ રહે છે, શરીર ઉપર ઓરી જેવા દાણા દેખાય છે અને તે છેવટ સુધી કાયમ હોય છે, ઝાડો કબજ હોય છે, તાવ એકા એક વધે છે, ઘણે ભાગે ભુખે મરતા ગરીબ લોકોમા કે દુકાળમા આ તાવ વધારે પ્રમાણમા પેદા થાય છે

**ઉપાય**—ગંથીકાદિ ક્વાથ, સન્નિપાત ભૈરવ રસ અર્કાદિ ક્વાથ ત્રિભુવનકિર્તી, લક્ષ્મી નારાયણ રસ, સુદર્શનનો ફાંટ વિગેરે ઉપયોગી છે આ તાવ લગભગ ૧૪ દિવસે ઉતરી જાય છે ત્યાર પછી પણ દરદીની સભાળ રાખવી જોઇએ

**પથ્ય**—દરદીને હવા અને પ્રકાશવાળા મકાનમા રાખવુ, બીછાનુ સ્વચ્છ રાખવુ, ખોરાકમા મગનુ પાણી, ચા કે દૂધ આપવુ, સપુર્ણ સ્વચ્છતા રાખવી કારણ કે આ દરદ ચેપી છે

સુચના—આ તાવના લક્ષણ ટાઇફોઇડ તાવને ઘણે ભાગે મળતા આવે છે એટલે નિદાન કરવામા બરાબર સભાળવુ અને ખાસ બતાવેલા જુદા લક્ષણો તરફ ધ્યાન આપવું આ તાવની મુદત ૧૪ દિવસની છે જ્યારે ટાઇફોઇડની ૨૧ દિવસની છે

## છાતીનો જખમ (ઉરઃક્ષત)

કારણ—ઘણો શ્રમ કરવાથી, ભાર ઉચકવાથી, લાબા પ્રવાસ કરવાથી, ચાબુ દોડવાથી, ઉચે સ્વરે બોલવાથી કે ગાવાથી, ઘણુ સ્ત્રી સેવન કરવાથી તથા રૂક્ષ અન્નનુ સેવન કરવાથી છાતીમા જખમ થઇ લોહી પડે છે

**લક્ષણ**—આ દરદમા ક્ષયના બધા લક્ષણો જોવામા આવે છે છાતીમાથી વારવાર થુક વાટે લોહી પડે છે, છાતીમા વ્યથા, પડખામા દરદ, વિર્ય બળ, કાન્તિ, વર્ણ વગેરેનો અનુક્રમે ક્ષય, તાવ, ચિન્તા, ઝાડો, ખાસી, અગ્નિમદ આથિ કાળો લોહી મિશ્રીત દુર્ગંધ વાળો કફ વારવાર પડયા કરે, (ન્યુમોનીયામા તેમજ ક્ષયમા પણ ફેફસામાથી લોહી પડે છે પણ તેના લક્ષણ જુદા હોય છે.)

**ઉપાય**—ખાસી તથા ક્ષયના કેટલાક સૌમ્ય ઉપચારો આ દરદમા ઘણા ઉપયોગી છે મોતી, પ્રવાલ, ગુલકદ, જીવન, કુષ્માડઅવલેહ, સિતોપલાદિ ચુર્ણ અને રક્તસ્થભક તથા પૌષ્ટિક દવાઓ આપવી આ રોગમા રક્તપિતના ઉપાયો પણ લાગુ પડી શકે છે તે અજમાવવા આ રોગને ક્ષયનો એક પ્રકાર ગણી શકાય તેમ છે

**પથ્ય**—ઘઉ, ચોખા, માખણ, મધ, દૂધ, ઘી, સાકર, દુધી, કહોળુ, સીવાલુણુ, હળદર, ધાણા વગેરે પથ્ય છે ઉત્તેજક ખોરાક મૂદ્દલ આપવો નહિ, દરદીને તદ્દન આરામ આપવો, બહુ મહેનત કરવા દેવી નહિ તથા ખુલ્લી હવામા રાખવો

## છાતીનું દરદ (હાર્ટડીઝીઝ)

**કારણ**—અતિ પરિશ્રમ, છાતીમા ચોટ વાગવી, મળમુત્રના વેગનો અટકાવ, નિરંતર ચિન્તા, અતિ ઉષ્ણ, ભારે, ખાટા, તુરા અને કડવા પદાર્થોનું સેવન, ભોજન ઉપર ભોજનકરવુ વગેરે કારણોથી હૃદ્રોગ થાયછે.

**લક્ષણ**—આ દરદ ઓળખવામા ઘણી હુશીયારીની જરૂર છે. નાડી અટકી અટકીને ચાલવી, હૃદયમા વેદના થવી, શ્વાસ લેવામા મુશ્કેલી, મુર્છા, ચેહેરામા ફીકાશ, હાથ પગના આગળા ઠડા થવા, ડાબા હાથમાં દરદ, પગ ઉપર સોજો, છાતિમા થડકો વધી જવો વિગેરે લક્ષણો હોય છે.

**શાસ્ત્રિય ઉપાય**—અર્જુન ઘૃત, ચદ્રોદય, હૃદયાર્ણવ રસ, ત્રિલોકય ચિન્તામણિ, ચ્યવન પ્રાસ, મહાલક્ષ્મી વિલાસ, દ્રાક્ષાસવ, દશમૂળારિષ્ટ કે મૃગશ્રૃગ ભસ્મ

**સાધારણ ઉપાય**—પુષ્કર મૂળ અથવા કઠનુ ચુર્ણ મધમા ચટાડવું. અર્જુનની છાલનો દૂધમાં ક્ષીર પાક કરીને આપવો, જટામાસી આમુઠ, અનતમુળ, શાલપર્ણિ, શુઠ, જીવંતી વિગેરેના કવાથ સાથે અભ્રક ભસ્મ તથા વશલોચન મેળવીને સેવન કરવુ. સિતોપલાદિ ચુર્ણ સાથે અભ્રક મેળવીને આપવી પુષ્કર મુળ, સુંઠ, કચુરો, આમળા, હરડે, ધમાસો, અર્જુન છાલ અને રાસ્નાનુ ચુર્ણ અર્ધ તોલો સવારે ગાયના ઘી સાથે ચાટવુ

**પથ્ય**—દરદીને તદન આરામ આપવો. પેટ સાફ રાખવુ ખોરાક હલકો સ્નીગ્ધ અને પુષ્ટિકારક આપવો ક્રોધ ઉત્તેજક ખાનપાન ઠડુ પીણુ વિગેરેથી દુર રહેવુ.

## છોડ (નાગોદર)

**કારણ**—શોક, ઉપવાસ, રૂક્ષ પદાર્થોનુ સેવન વાતપ્રકોપ, વિરૂધ્ધ આહાર વિહાર વિગેરે કારણોથી ગર્ભ વૃધ્ધિ ન પામતાં થોડા મહિનાનો થઇ પછીથી ફરકતો બંધ પડે છે અને સુકાઇ જાય છે

**ચિન્હ**—શરૂઆતમા ગર્ભ રહ્યાના બધા ચિન્હો થાય છે, કેટલીક વખત કંઇ પણ કારણ વિના પોતાની મેળે ગર્ભ સુકાવા માંડે છે, કેટલીક વખતે સ્રાવ થઇ લોહી વહેવા પછી સુકાય છે, ગર્ભના બધા ચિન્હો ધીમે ધીમે મટી જાય છે જો આ છોડ પેટમા રહી જાય તો ફરીને સતાન થતુ નથી

**ઉપચાર**—પ્રથમ ગર્ભ પોષાય અને વધવા માંડે તેવા ઉપચારો કરવા પૌષ્ટિક ખોરાક અને જીવનીય ગણના ઔષધો આપવા, એમ કરવા છતા પણ જો ગર્ભ પુષ્ટ ન થાય તો તેને કાઢી નાખવાના ઉપચારો કરવા ગર્ભ માર્ગ પહોળુ થાય અને ઋતુ આવવા લાગે તેવી જાતના ઉપાયો કરવાથી ગર્ભાશય સાફ થાય છે (છોડનીકળી જાય છે)

**સુચના**—આ દરદમા કોઇ હોંશીઆર અનુભવી વૈદની સલાહ લઇ કામ કરવુ

## જરાનાશક પ્રયોગો.

આયુર્વેદમા વૃધ્ધાવસ્થા અટકાવવા માટે કેટલાક સુદર પ્રયોગો બનાવેલા છે જેના સેવનથી વૃધ્ધાવસ્થાની અસર શરીર પર જલદી નહિ થતા શરીરનો બાંધો સારો રહે છે અને આયુષ્યમા પણ વધારો કરી શકાય છે

આવા પ્રયોગોમા લોહ ભસ્મ, અભ્રક ભસ્મ, સુવર્ણ ભસ્મ, શીલાજીત, સપ્તામૃતલોહ, ત્રીફલા રસાયન, હરિતકી રસાયન, ભ્રગરાજ રસાયન, અશ્વગધા રસાયન પુર્ણચદ્રોદયરસ, શીલાજીત પ્રયોગ પૌષ્ટિક ખાનપાન, સુખમય જીવન વિગેરેના યોગથી જરાવ્યાધિનો નાશ થઇ જાય છે તેમજ યુવાવસ્થા ટકી રહે છે

સુચના—આ પ્રયોગ એક વર્ષ કે તેથી વધારે વખત સુધી ચાલુ રાખવાથી શરીર ઉપર તેની ઘણીજ સારી અસર થાય છે

## જળોદર (પેટમાં પાણી ભરાવુ)

**કારણ**—જઠરાગ્નિ મંદ થવાથી, અતિશય આહાર વિહારથી, બગડેલા ખાનપાનથી, લોહી બગડી તેનુ કરવુ બરાબર નહિ થવાથી, સ્નેહપાન, વમન અને વિરેચન વિગેરે કાર્ય કર્યા પછી તરતજ ઠંડુ પાણી કે મિથ્યા આહાર કર્યાથી તથા શરીરની ક્ષીણતા વાળી અવસ્થામા વિશેશ પાણી પીવાથી, કલોમ બગડી પેટમા પાણી ભરાઇ આ રોગ પેદા થાય છે

**લક્ષણ**—ખાસી, તરષ, શ્વાસ, અરૂચિ વિગેરે સાથે આખા શરીરે સોજો દેખાય છે, પેટ મોટુ થાય છે તથા પાણીથી ભરેલી પખાલ જેવુ અને તેના ઉપર અનેક રંગની શીરાઓ ઉપડેલી દેખાય છે, નાભીનો ભાગ ગોળ થઇ જાય છે, આ રોગમા મુખ્યત્વે રક્તાશય, ફેફસા, મુત્રાશય, યકૃત, પ્લિહા વિગેરે વિકૃત થાય છે

ઉપાય—રોગ થવાનુ જે કારણ હોય તે બરાબર સમજીને રોગ્ય ઉપાયો કરવા, પ્રથમ જુલાબ આપી પેટ સાફ કરવુ, પાણી ભરાએલુ જણાય કે તરતજ શસ્ત્ર વૈદ્ય પાસે પાણી કઢાવવુ, જુલાબ માટે ઇચ્છાભેદી કે એળીયા વાળી કોઇપણ બનાવટ આપવી, આરોગ્ય વર્ધની, ચદ્રપ્રભા, ગોક્ષુરાદિ વટી, પુનર્નવાદિ કવાથ અપામાર્ગક્ષાર, નારાયણ ચુર્ણ, નારસિંહ ચુર્ણ, એમાથી દરદની હાલત પ્રમાણે યોગ્ય લાગે તે આપવુ, આ રોગમા ઉદરરોગના તેમજ સોજાના ઉપાયો લાગુ પડે છે તે બદલ યોગ્ય લાગે તેની યોજના કરવી રક્તાશય, મુત્રાશય, યકૃત કે બીજી જે કંઇ વિકૃતિ હોય તો તેને અનુકુળ હોય તેવા ઉપાય કરવા.

પથ્ય—દુધ સર્વોતમ પથ્ય છે તે શિવાય સુકો તથા હલકો ખોરાક આપવો બનતા સૂધી પાણી થોડુ આપવુ તે ફાયદા કારક છે

## જીર્ણજ્વર (જીણો તાવ)

**કારણ**—તાવથી મુકા થએલો દરદી જઠરાગ્નિ બરાબર ન હોવા છતા જીભ ઉપર અંકુશ ન રાખતા ભારે ખોરાકનુ સેવન કરે,

પોતાની શકિત ઉપરાત ટાઢ, તડકો, પવન વગેરે વેઠે તથા અતિશય ક્રોધ અને ચિન્તાથી તાવની ઝીણી ઝીણી અસર ફરીથી લાગુ પડે છે તેને જીર્ણજ્વર અથવા ઝીણો તાવ કે જુનો તાવ કહેવામા આવે છે.

**લક્ષણ**—તાવનો વેગ મદ, શરીરમા લુખાપણુ, ચામડી ઉપર મોજો, શરીરમા ઝીણો ઝીણો તપારો, નાડી ક્ષીણ, અને નાડી ક્ષીણ છતા તિવ્ર, કબજીયત, મદાગ્નિ, શરીરે કૃશતા વગેરે લક્ષણો થાય છે. જીભ મેલી દેખાય છે અને બરલ વધે છે ઉપરથી હાથ મુકતા તાવ દેખાતો નથી પરંતુ થરમામિટરથી જોતા તે જણાઇ આવે છે

**ઉપાય**—આ તાવ માટે ગળોનો સ્વરસ, ગળોસત્વ, સુવર્ણ વસત માલતી, વર્ધમાન પીપ્પલી, લઘુ માલતિ, સુદર્શનનો કાટ, અમૃતારિષ્ટ તથા શશમની વટી ખાસ ઉપયોગી છે, શરીરે લાક્ષાદિ તેલનું મર્દન ફાયદા કારક છે

**પથ્ય**—ખોરાક તરીકે દુધ સર્વોતમ છે અને તેના સેવનથી આ તાવ જલદી મટે છે. તાવ મટયા પછી ચ્યવનપ્રાસ, અભ્રક ભસ્મ, હલકો ખોરાક, અને દુધવિગેરે ધીમે ધીમે આપવુ

## ઝાડાનો રોગ (અતિસાર)

**કારણ**—અજીર્ણમા અપથ્ય કરવાથી, ભારે, વાસી અને કાચુ અન્ન ખાવાથી, ખરાબ પાણી કે ખરાબ હવાથી, ઋતુના ફેરફારથી તથા શરદિ, ચિન્તા, ભય, આફત વગેરે અતિસારને પેદા કરનાર છે

**લક્ષણ**—વારવાર પાતળા દસ્ત થવા, મોળ, અરૂચિ, પેટમા વાયુ, ચુક, ઓડકાર, પવનનો ગડબડાટ વગેરે તેના લક્ષણો છે

**ભેદ**—અતિસારમા પકવ અને અપકવ એવા બે ભેદ છે, પકવાતિસારમા સ્થભક અને ધારક ઔષધી આપવી, અપકવમા અજીર્ણ પ્રમાણે ચિકિત્સા કરવી

**ઉપાય**—જરૂર હોય તો પ્રથમ લઘન કરાવવુ. રાતા મરચા, કપુર અને હીગને પાણીમા વાટી ચણા પ્રમાણે ગોળી કરી બબ્બે કલાકે

અકેક ગોળી આપવી. જાયફળ, જીરૂ, સુંઠ, મોથનુ ચુર્ણ કે તેની ગોળી બનાવી પાણી સાથે આપવુ.

**શાસ્ત્રીય ઉપાય**—પ્રથમ પેટ સાફ કર્યા બાદ રામબાણ, આનદ ભૈરવ, કર્પુર રસ, દાડીમી વટી, ગગાધર ચુર્ણ વગેરે આપવુ.

**પથ્ય**—રાતા ચોખા, જુના ધાન્ય, હલકુ અને અગ્નિને પ્રદિપ્ત કરે તેવુ ભોજન, દહી, દાડમ, તક મસુરની દાળ અને બીલીનો મુરબ્બો વગેરે હિત કારક છે.

## તરષ (તૃષા)

**વિવેચન**—તરષ એ બીજા રોગના અગે થતુ એક લક્ષણ છે. તાવ, મદાગ્નિ, શોષ, મધુ પ્રમેહ વગેરેમા તરષ લાગે છે દરદનુ મૂળ કારણ જોઇ તેની ચિકિત્સા કરવી

**ઉપાય**—કબજીયત હોય તો પેટ સાફ રાખવુ નાળીયરના પાણીમા ધાણા, મોથ અને મોટી એલચી પલાળી થોડો વખત પછી પીવા આપવાથી તરષ મટે છે. ખુબ ગરમ કરીને ઠારેલા પાણીમા ધાણા મોથ ખડસલીયો તથા કીસમીસ પલાળી થોડીવાર પછી તે પાણી પીવાથી તરષ મટે છે, વાળો ધાણા, મોથ, ખડસલીયો, જેઠી મધ અને ગળોનુ હીમ કરી પીવાથી તરષ મટે છે. આ દરદમા પિતને શમન કરે તેવા દરેક ઉપાયો કરવા.

**પથ્ય**—દૂધ, હલકો અને શીતળ ખોરાક, નારંગી આબળા દ્રાક્ષ વગેરે હિત કારક છે. આલુ બુખારા મોઢામા ચુસવા માટે આપવાથી તરષની શાન્તિ થાય છે.

---

# તાવ—જવરરોગ—FEVER



**વિવેચન**—શરીરની સ્વાભાવિક ગરમીમાં વધારો થાય તેને તાવ કહેવાયછે. જો ગરમિ ૧૦૫ ડીગ્રિથીવધારે હોયતોતે ભયંકર તાવગણાયછે

**કારણ**—ઋતુ બદલવાથી, હવા બગડવાથી, શરદિ લાગવાથી, કોઇપણ આગંતુક કારણ જેમ કે વિષથી, આઘાતથી, વ્રણથી કે કોઇ-પણ બીમારીના કારણથી, શોક, ભય વગેરે અનેક કારણોને લીધે તાવ આવે છે

તાવના ઘણા ભેદ હોવાથી દરેકનુ વર્ણન તેના નામ સાથે આ નીચે જુદું જુદુ આપવામા આવે છે

## ૧ વાતજવર

**કારણ**—ઘણુ કરીને ચોમાસાની રૂતુમાં આ તાવ આવે છે. ભારે, ઠંડા કે વાયડા પદાર્થો ખાવાથી ખાસ કરીને આ તાવની ઉત્પતિ થાય છે

**લક્ષણ**—શરીરે ધ્રુજારો, ગળુ અને હોઠ સુકાઇ જવા, કબજીયત માથુ પેટ તથા કમરમાં દરદ, અનિદ્રા, તાવનો વેગ અનિયમિત, બગાસા, પેટ ચઢેલુ, અજીર્ણ, શુળ, રોમાચ, (રૂવા ઉભા થવા) પગમા કળતર ગળામાં શોષ વગેરે લક્ષણો હોય છે

**ઉપાય**—સુદર્શન ચુર્ણ, ગડુચ્યાદિ પાચન, અભયાદિ કવાથ, મૃત્યુંજય રસ, વિગેરેમાથી યોગ્ય લાગે તે આપવુ

## ૨ પિતજવર

**કારણ**—ખારા, ખાટા, તેલમા તળેલા, બહુ ગરમ, દાહ કર-નાર અને તીખા પદાર્થો ખાવાથી, વધેલુ પિત્ત હોજરીમા જઇ રસને દુષિત કરે છે જેથી પિત્તજવર ઉત્પન્ન થાય છે

**લક્ષણ**—શરીરમાં દાહ, તરસ, નિદ્રાનાશ, મોઢામા કડવાશ, ખાટી ઉલટી થવી, પાતળા ઝાડા થવા, આંખ તથા મળમુત્રમાં પીળાશ નાડીની ગતિ સતેજ થવી, કલેજામા સોજો કે વિકૃતિ વગેરે લક્ષણો આ તાવમાં હોય છે.

**ઉપાય**—ત્રિભુવન કિર્તિ રસ, પર્પટાદિ ક્વાથ, દ્રાક્ષાદિ ક્વાથ, લાલગુડા, અભયાદિ ક્વાથ, જ્વરઘ્ની વટી તેમજ ગડુચ્યાદિ પાચન વિગેરેમાથી યોગ્ય લાગે તે આપવુ.

## ૩ કફજ્વર

**કારણ**—ભારે, ચીકણા, મધુર, ઠંડા વિગેરે પદાર્થો વધારે ખાવાથી, ઠંડા પાણીથી સ્નાન કરવાથી, ખાંડની ચીજો વિશેષ ખાવાથી, શરદીથી, દિવસે સુવાથી તેમજ કફનો કોપ થવાથી આ તાવ આવે છે

**લક્ષણ**—શરીર ભારે થાય, ખોરાક, પર અરૂચિ થાય, ખારીકે મીઠી ઉલટી થાય, મો મીઠું થાય, ઉબકો, આળસ, મળેખમ માથામા દુખાવો, ઉધરસ. હેડકી, શ્વાસ, સાધામા દરદ વગેરે લક્ષણો સાથે ઉંઘ બહુ આવે છે આ તાવ કફ પ્રકૃતિ વાળાને ઘણુ કરીને કફની મોસમમા થાય છે.

**સુચના**—આ તાવમાં જો સારવાર બરાબર ન થાય તો એમાથી (કફ જન્ય ત્રિદોષ) ન્યુમોનિયા થઇ જવાનો સંભવ છે.

**ઉપાય**—કલ્પતરૂરસ, હીંગુળેશ્વરરસ, જ્વરાંકુશ, મલ્લ જ્વરાંકુશ વાસાદિ ક્વાથ, શૃંગ્યાદિ ચુર્ણ, શ્વાસ કુઠાર, કટકલાદિ ચુર્ણ વિગેરે ઉપયોગી છે.

## ૪ દ્વંદ્વજ જ્વર (બબ્બે દોષવાળા તાવ)

**વિવેચન**—ઉપર પ્રમાણે વાતપિત અને કફના દોષથી થતા તાવનાં જુદાં જુદા લક્ષણોનુ જે વર્ણન કરવામા આવ્યુ તે લક્ષણોમા જુદા જુદા બબ્બે દોષના ચિન્હો જણાય તો તેને

બબ્બે દોષવાળા તાવ સમજી પ્રકૃત્તિને ઉપયોગી થાય તેવા ઉપાયો કરવા બબ્બે દોષ વાળા તાવમાં વાતપિત, પિતકફ અને વાતકફ એવા મુખ્ય ત્રણ ભેદ છે પણ દોષોની વધઘટને લીધે આયુર્વેદિક પધ્ધતિ પ્રમાણે તેના અનેક ભેદો કરી શકાય છે માટે ચિકિત્સકે દોષોના લક્ષણ બરાબર જાણી લઇ યોગ્ય નિર્ણય કરી તેના ઉપાયો કરવા.

## ૫ વિષમજ્વર

કારણ—ઋતુના ફેરફારથી, ભગાઇ ગહેલું ખાડા ખાબોચીયાનુ પાણી પીવાથી, ગન્દકીથી, દુષિત હવાથી, વાસી કાચુ કે સડેલુ અન્ન ખાવાથી, ઉજાગરો કરવાથી, તેમજ બહુ તડકામા રખડવાથી શરીરમા એક પ્રકારનો દુષિત પદાર્થ એકઠો થઇ તેમાથી અમુક પ્રકારના કૃમિ પેદા થાય છે અને તે કૃમિની જુદી જુદી જાત પ્રમાણે જુદી જુદી જાતના વિષમજ્વર ઉત્પન્ન થાય છે.

લક્ષણ—શરીર તુટે, તાવનુ અનિયમિતપણુ, બગાસા આવે, કમરમા ફાટ, આખોમા બળતરા, તાવ કોઇ વખતે વધારે તો કોઇ વખતે ઓછો, કોઇ વખતે થોડી વાર તો કોઇ વખતે વધારે વાર, દસ્તની કબજીયત, પેશાબ લાલ, કેટલીક વખતે ટાઢ ઘણી વાય તો કેટલીક વખતે ઓછી વાય વગેરે જુદા જુદા લક્ષણો સાથે નિયત સમયે તાવ આવે છે જેમકે દિવસમા બે વાર, દિવસમા એકવાર, બે દિવસે એકવાર, ત્રણ દિવસમા એક વાર, ચાર દિવસમા એકવાર આ બધા ભેદ શરીરમા રહેલા દોષોની જુદી જુદી જાતથી થતા જણાય છે

ઉપાય—મહાજ્વરાંકુશ, મલ્લજ્વરાંકુશ, ગૌદંતિભસ્મ, જ્વરઘ્નિ વટી, (મલ્લવાળી) વિષમજ્વર નાશક ગુટીકા, અભયાદિ ક્વાથ, સુદર્શનનો કાઢ, નવસાર, સુરો ખાર અને ફટકડીના પ્રયોગ, ગડુચ્યાદિ ક્વાથ વગેરે પૈકી યોગ્ય લાગે તે ઉપાયો કરવા કાકચતુ ચુર્ણ, લીબોળીઓ વાળી ગોળી, એળીયા વાળી ગોળી અને કડવાશવાળી દવાઓની કોઇપણ બનાવટ આપવાથી જલદી ફાયદો થાય છે.

## ૬ આગંતુકજ્વર

**કારણ**—બહારના કોઇપણ કારણથી જેમકે ભય, કામવિકાર, ઔષધીની ગંધ શોક, આઘાત, ભૂત, મંત્રપ્રયોગ, શાપ વગેરે કારણોથી તાવ આવે તેને આગતુક જ્વર કહે છે.

**લક્ષણ**—રોગના કારણને અનુસરીને તેમા ખાસ લક્ષણો હોય છે.

**ઉપાય**—રોગના મૂળ કારણને સુધારે તેવા ઉપાયોની સાથે જરૂર પડે તો તાવની દવા આપવી મુળ કારણ ખાસ સુધારવુ તે મોથી શ્રેષ્ટ ઉપાય છે

## ૭ સન્નિપાતજ્વર (ત્રિદોષજ્વર)

**વિવેચન**—આયુર્વેદમા ૧૩ પ્રકારના સન્નિપાતજ્વર બતાવ્યા છે તેના નામ સધિક, અતક, રૂગ્દાહ. ચિતવિભ્રમ, સીતાગ, તન્દ્રિક, કંઠકુબ્જ, કર્ણક, ભુગ્નનેત્ર, રકતષ્ટિવી, પ્રલાપક, જીહ્વક, અભિન્યાસ અને કોઇના મત પ્રમાણે હાિગ્દ્રક એમ મળી કુલ ચૌદ ગણેલા છે આ સઘળા સન્નિપાત કષ્ટસાધ્ય ગણાય છે તે પૈકી કેટલાક અસાધ્ય પણ છે છતાં કેટલીક વાર બરાબર ચિકિત્સા હોતાં આ જાતના દરદી સુધારી શકાય છે એટલે તેમાં પણ ચિકિત્સા કરવી જોઇએ હાલના મત પ્રમાણે ન્યુમોનિયા, પ્લુરસી, ટાઇફસ, ટાઇફોઇડ ઇન્ફ્લ્યુએન્ઝા, પ્લેગ વગેરે તાવના જુદા જુદા પ્રકાર સ્વતત્ર વિષય તરીકે આ પુસ્તકમાં બતાવ્યા છે તે સર્વે આ ત્રિદોષજ્વરમાંનાજ છે પરતુ તે સ્વતત્ર રોગ રૂપે સ્વતત્ર નામથી પ્રચલિત હોવાથી તેનુ વર્ણન જુદું કરવામા આવ્યુ છે.

**ઉપાય**—દ્વાત્રિશાગકવાથ, અભયાદિકવાથ, દશમુળકવાથ, શિતભજીરસ. સન્નિપાતભૈરવરસ કે અન્ય તાવના પ્રકરણમા બતાવેલા ઉપચારોમાથી લક્ષણ પ્રમાણે ત્રિદોષજ્વરના લક્ષણોને બધ બેસતા પ્રયોગો અજમાવવા.

**સર્વ તાવ માટે સામાન્ય સુચના**—તાવમા કબજીયત સોજો તરષ, દાહ, શોષ, ઉલટી, હેડકી શ્વાસ, ખાંસી, ઝાડો વગેરે ઉપદ્રવો

ઘણી વખતે હોય છે તેને માટે તે તે રોગમા બતાવેલી ચિકિત્સા યોગ્ય વિચાર કરીને કરવાથી સારો ફાયદો થાય છે

**સર્વ તાવ માટે સામાન્ય પથ્ય**—તાવમા લધન એ સર્વોતમ પથ્ય છે જ્યા આમનો સચય હોય ત્યા લધન બહુ જરૂરનુ છે નબળા માણસે લધન કરતા ભુખ લાગે તો મગનું પાણી લેવુ જ્યાસુધી ખરી ભુખ ન લાગે ત્યાસુધી લધનની જરૂર છે એમ સમજવુ, તાવમા જુલાબ વધારે થાય તેવી કોઇપણ દવા આપવી નહિ માત્ર સાધારણ રીતે પેટ સાફ થાય તેવી દવા જરૂર હોય તો આપવી ગરમ કરીને ઠારેલુ પાણી પીવા માટે આપવુ ઠંડુ પાણી કે બરફવાળુ પાણી કદીપણ આપવુ નહિ વધુ તૃષા હોય તો ધાણા, દ્રાક્ષ, વાળો, પર્પટ અને કમળનુ હિમ બનાવીને આપવુ, તાવમા ઘી અને દૂધ નુકશાનકારક છે માટે તે આપવુ નહિ પણ એટલુ ધ્યાન રાખવુ કે જીર્ણજ્વર, આગતુકજવર અને ક્ષયમા તે આપવું હિતકારક છે મગજ ઉપર બહુ ગરમિ હોય તો ફશાગ લેપના પોતા મુકવા અથવા કોહળાને અધું ચીરી તેની ટોપી બનાવી પહેરાવવી જેથી મગજની ગરમી શાન્ત થશે આવી રીતે સભાળ પુર્વક આહારવિહાર રાખી યોગ્ય ઉપાય કરવાથી તાવની નિવૃતિ થાય છે નહિ તો તાવ મટયા પછી અપથ્ય કરનારને જીર્ણજ્વર કે વિષમજ્વર લાગુ પડે છે.

## તાવ સાથે ઝાડા (જ્વરાતિસાર)

**કારણ**—તાવમા અપથ્ય કરવાથી, પિતકારક ભોજનથી, દુષિત જળ પીવાથી, સખત જુલાબ લેવાથી, જે તાવમા પિતનો વિષેશ કોપ હોય તેમાથી જ્વરાતિસાર થવાનો સભવ છે

**લક્ષણ**—તાવ હોવાની સાથે ઝાડા થાય છે.

**ઉપાય**—આ દરદમા ઉપાય કરવામા સભાળ રાખવી કારણ કે તાવના ઉપાય દસ્તનો ખુલાસો કરવાવાળા હોય છે જ્યારે ઝાડાના ઉપાય દસ્તને કબજ કરવા વાળા હોય છે તે બન્ને બાબતનો વિચાર કરી ચિકિત્સા કરવી. એકદમ ઝાડા બંધ કરવા નહિ પરતુ અગ્નિદિપક અને પાચન દવાઓ આપવી. હિબેરાદિક્વાથ, નાગરાદિપાચન, ગડુચ્યાદિ,

કુટજાષ્ટક સાથે આનંદભૈરવ, કનકસુંદરરસ, કર્પુરરસ વગેરેમાંથી યોગ્ય લાગે તે ઉપાયો કરવા. અતિવિષ, કડાછાલ, ઇન્દ્રજવ, વાળો, મોથ, પીપર વગેરેનુ ચુર્ણ મધ સાથે આપવું.

**પથ્ય**—લંઘન, દાડમનો રસ, પાતળી કાંજી, મસૂરની દાળ, જુના ભાત, બકરીનું દુધ, ગરમ કરેલુ પાણી વગેરે ઉપયોગી છે.

## થાનનું દરદ (સ્તનરોગ)

**કારણ**—બાળકને પુરૂ નહિ ધવરાવવાથી, ગરમ ખોરાક લેવાથી, લોહીનો જોસ ચઢવાથી, સ્તન ચોળવાથી કે તેમા આઘાત થવાથી સ્તનમા સોજો થઇ પાક થાય છે.

**લક્ષણ**—તાવ આવેછે, એક કે બન્ને સ્તનમા (થાનમા) દરદ થાય છે, ભાર લાગે છે, ગાઠો બંધાએલી જણાય છે, ચામડી લાલ થાય છે અને અંદર લપકારા થાય છે તથા બેચેની, અનિદ્રા વિગેરે લક્ષણો થાય છે.

**ઉપાય**—દરદની શરૂઆતમાજ ઉપાય કરતા જલદી ફાયદો થાય છે માટે પ્રથમ ખસખસના ડોડવાનો ફલાલીનના કપડાથી વરાળીઓ શેક કરવો. દશાંગ લેપ ગુલાબજળમા વાટીને લગાડવો. દૂધનો ભરાવો હોય તો ધાવણ કાઢવાની શીશાથી ધાવણ કાઢી લેવુ દરદ ઘણુ વધી જાય ે શેક અને પોટીસથી પકવવુ અને ફુટયા પછી લીંબડાના પાનની ટીસથી શોધન કરી સ્નીગ્ધ અને રોપણ ઉપાયો કરવા તથા વ્રણ ત્રમાણેની સભાળીને સ્વચ્છતાથી ચિકિત્સા કરવી ફોડવા માટે શસ્ત્ર ચિકિત્સાનો આશ્રય લેવો નહિ. કેમકે તેથી ઘણુ ખરાબ પરિણામ આવે છે ખાવાની દવા તરીકે સ્વાદિષ્ટ વિરેચન, શશમની ગોળીઓ કે ત્રિભુવન કિર્તિ રસ સુદર્શનના કવાથ સાથે આપવુ. ધાવતુ બાળક હોયતો ધાવવાનુ બંધ કરાવવુ ખોરાક હલકો, સાદો અને સભાળ પુર્વક આપવો

## થુલીઓ (બાળકોનો મુખપાક)

**કારણ-લક્ષણ**—જ્યારે બાળકને દાંત આવતા હોય અથવા

પાચનક્રિયા બગડી હોય ત્યારે મોઢાની અંદરનુ પડ, દાતનાપારા, તાળવુ, જીભ, હોઠ ને ગળા સુધી થઇ આવે છે, સફેદ રંગના ચાઠા કે ધાબા પડે છે. આ દરદ એકદમ ફેલાયછે અને વધારે પીડાકારક તથા ભયકર થઇ પડે છે કેટલીકવાર આ દરદનુ સ્વરૂપ વધી પડતા તેથી ગળુ બધ થઇ મરણ થાય છે માટે સાવચેતી રાખી ઉપાય કરવા આ દરદ ચેપી છે વખતે તેમાથી ડીફથેરીઆ નામે રોગ થઇ જાય છે માટે તુરત હુશીઆર વૈદ્યની સલાહ લેવી

ઉપાય—કબજીયત હોય તો પ્રથમ પેટ સાફ કરાવવુ. દવા તરીકે શશમની ન ૩ કે ન ૨, મહુરવટી, સારીવાસવ વગેરે આપવુ.

સ્થાનીક ઉપાય—શુધ્ધ ટકણ અને મધ સાથે મેળવી મોંમા લગાડી લાળ કાઢવી ગરમ પાણીથી મો ધોઇ સાફ રાખવુ હિમજ (નાની હરડે) તથા સાકર ઘસીને મોમા લગાડવુ

પથ્ય—ખોરાકમા સ્વચ્છ અને ખાત્રિવાળુ દુધ અથવા દુધ સાથે લાઇમ વોટર મેળવીને આપવુ કે ધાવણ આપવુ.

## દમ (શ્વાસરોગ)

ભેદ—આયુર્વેદમા આ રોગના પાચ પ્રકાર બતાવેલા છે પણ સાધારણ રીતે આ દરદના ત્રણ પ્રકાર જોવામા આવે છે (૧) સાધારણ દમ (૨) જુનો કે કષ્ટ સાધ્ય દમ (૩) મૃત્યુ વખતે અથવા રોગની અસાધ્ય અવસ્થાએ ઉપડતો શ્વાસ કે દમ પહેલો પ્રકાર સાધ્ય છે, બીજો કષ્ટ સાધ્ય કે યાપ્ય છે, ત્રીજો લગભગ અસાધ્યજ છે

કારણ—ફેફસામા હવા જવાનો પ્રતિબધ, શ્વાસ, નળિનુ સકોચન થવુ, ફેફસામા સોજો કે વરમ, રક્તાશયના દરદો મગજ કે છાતીની નબળાઇ, હવાનો ફેરફાર, ધુમાડો કે બગાબ રજકણો શ્વાસમા જવા, અજીર્ણ, કબજીયત, મેદ રોગ કે ધાતુક્ષય વિગેરે કારણોથી સ્વતત્ર રોગ રૂપે અથવા બીજા રોગમા ઉપદ્રવ રૂપે આ રોગ થાય છે ઘણી વખતે આ દરદ વારસામા પણ ઉતરે છે

**લક્ષણ**—શ્વાસ વધારે ઝડપથી ચાલવાતે મુખ્ય ચિન્હછે તેવખત દરદીનો દેખાવ ભયંકર થાય છે, મોઢા ઉઘાડુ રહે છે, સુઈ શકાતુ નથી અને કબજીયત, ગભરામણ, પરસેવો, નાડી જલદ વગેરે લક્ષણો હોય છે દમનો હુમલો વારંવાર કે અમુક ચોકકસ ટાઇમે ઉપડે છે. કેટલાકને શરદીથી અને કેટલાકને ગરમિથી પણ થાયછે ખાસ કરીને શ્વાસનળીનો સંકોચ થવાથી આ દરદ થાય છે.

**ઉપાય**—દરદીને યોગ્ય આસનપર ટેકો આપી બેસાડવુ, ઝાડાની કબજીયત હોય તો પેટ સાફ કરવું અથવા જરૂર હોય તો ઉલટી કરાવવી, હુશીયારી લાવવા માટે દ્રાક્ષાસવ વિગેરે આપવુ, જરૂર જણાય તો ધતુરાના પાનનુ ધુમ્રપાન કરાવવુ

**શાસ્ત્રિય ઉપાય**—શ્વાસ કુઠાર, અષ્ટાગાવલેહ, કટકાર્યાવલેહ, કનકાસવ, અભ્રક ભસ્મ વગેરે સાથે જરૂર જણાય તો સમીરપન્નગ, શ્વાસ કાળેશ્વર, મલ્લ ચન્દ્રોદય આપવો.

સુચના—કફ હોય તો પકવી છુટો કરવાના ઉપાય કરવા કફ ન હોય તો સ્નિગ્ધ ઉપચારોથી ચિકિત્સા કરવી

**પથ્ય**—હલકો, તાજો અને પૌષ્ટિક ખોરાક લેવો ગરમ અને ઠંડા પદાર્થો, લુખ્ખુ અન્ન, દહી, ખાંડ અને ખટાશવાળા પદાર્થો લેવા નહિં

## દાંતના દરદો

**કારણ**—વારવાર ખાવાથી, પેટ બગડવાથી, શરદિથી ખાટા પદાર્થો ખાવાથી, દાતણ નહિ કરવાથી, પાન, સોપારી, તમાકુ, ચાહ, કોફી વગેરેના બહુ સેવનથી, અતિ ઠંડા કે અતિ ગરમ પદાર્થો ખાવાપીવાથી, દાતના દરદો થાય છે. અસ્વચ્છતાથી દાંતના દરદો વધારે જોગવર બને છે

**લક્ષણ**—દાત મેલા થતા ઉપર ખેરીનું (પથરી) પડ બધાય છે અને દાંત ધીમે ધીમે સડવા માડે છે દાનની પોલમા અનાજ વગેરે

**લક્ષણ**—આ દરદમા આખુ શરીર કમાન પેઠે વાકુ વળી જાય છે તથા હનુ અને ગ્રીવા સખ્ત થઇ જાય છે, મોઢુ ખોલવામા અને બધ કરવામા પણ મુશ્કેલી થઇ પડે છે અને પાણી કે ખોરાક ઉતારવો પણ મુશ્કેલ થઇ પડે છે

**ઉપાય**—રોગીને શાન્ત અંધારી જગામા રાખવો, પૂર્ણ આરામ આપવો, ઉંઘની દવા આપી દરદના સ્નાયુ શિથીલ કરવા, વ્રણના કારણથી થયેલ ધનુર્વામા વ્રણ ધોઇને સાફ રાખવુ અને બોરીક એસીડથી ધોઇ પાટો બાધવો, જાતીફલાદિચુર્ણ કે લક્ષ્મિનારાયણરસ દવા તરીકે આપવો, વાતનાશક ઉપાયો કરવા, કરોડ અને કમરના ભાગમા સેક આપવો, ખોરાકમાં થોડુ થોડુ દુધ આપવુ

## નબળાઇ (ધાતુની)

**કારણ તથા લક્ષણ**—હસ્ત મૈથુન, પરમિયો, અતિવિષય સેવન, મનની નબળાઇ વગેરે કારણોથી ધાતુ નબળી પડવાથી ગતિ શક્તિમા ઉત્સાહ મદ થઇ નસો સીથીલ થઇ જાય છે.

**શાસ્ત્રિય ઉપાય**—મનમથાભ્રરસ, બ્રહતપુર્ણચદ્ર રસ, મકરધ્વજવટી કે મકરધ્વજ રસ, વિપતીન્દુકવટી, અશ્વગધાદિચુર્ણ, મુશલ્યાદિ ચુર્ણ, અભ્રક ભસ્મ વગેરે ખાસ ઉપાયો છે.

**સાધારણ ઉપાય**—માલીસ કરવા માટે શ્રીગોપાલતેલ કે અશ્વગધાદિ તેલ વાપરવુ, કૌચા, ઍખરો, કસ્તુરી, શતાવરી, ધોળી મુશળી, આશુદ, જાયફળ, જાવત્રી વગેરે દવાઓમાથી મળે તેટલી લઇ તેનુ ચુર્ણ કરી તેનુ સેવન કરવુ વાજીકરણ ચુર્ણ અને મનમથવિલાસ રસ એ પણ ખાત્રી વાળા ઉપાય છે

**પથ્ય**—પૌષ્ટિક અને વાજીકરણ ખોરાક આપવો ઘણીવાર દરદી નિરાશ થઇ જાય છે એટલે દરદ સુધરતુ નથી માટે તેને હિમત આપવી

## નસકોરી ફુટવી (નાસારક્તશ્રાવ)

**વિવેચન**—ઘણી વખતે ગુરદાંનાં દર્દ, ન્યુમોનિયા કે ક્ષયમા પણ નાકમાથી લોહી આવે છે. એટલે આ રોગનુ જે કઇ કારણ હોય તેની તપાસ કરી યોગ્ય ઉપાયો કરવા

**કારણ**—ગરમિ, કમળો, પાન્ડુરોગ, ઋતુની અટકાયત, તાવની ગરમી, નાકમા મસા થવા, તડકામા રખડવું, જોરથી છિંકો આવવી, મગજ ખાલી પડવુ, મગજમા ગરમિ હોવી વગેરે કેટલાક કારણોથી આ દરદ થાય છે

**લક્ષણ**—એકા એક નાકમાથી લોહી આવવા માડે છે કેટલીક વાર લોહી થોડુ આવે છે પરતુ કોઇ વખતે તો એકદમ મોટા પ્રમાણમા ચાલ્યુ જાય છે. આવા વખતમા જો લોહી બંધ કરવામા ન આવે તો દરદી એકદમ ગભરાઇ જાય છે.

**ઉપાય**—ફુલાવેલ ફટકડીનુ પાણી પીચકારી દ્વારા નાકમામુકવુ, ચદનાદિ તેલના ટીપા નાખવા, માથા ઉપર ઠડુ પાણી રેડવુ, ગળાના પછવાડે બરફ રાખવો, જો લોહી બધ ન પડતુ હોય તો ફટકડીના લોશનના પોતાં ભીજવી નાકમા ભરી રાખવા, માથામા ઘી ઘસવુ, અને ચદન લગાડવુ દવા તરીકે રક્ત સ્થંભક ઉપાયો જેવા કે ચ્યવન પ્રાસ, ચદ્રકળા, વાસા કે ગુલાબનુ શરબત વગેરે આપવુ

**પથ્ય**—ખોરાક હલકો અને પૌષ્ટિક આપવો, દુધનુ સેવન વધારે કરવું ઉચે નીચે મકાન પર ચડવુ નહિ અને આરામ આપવો

## નાકનાં દરદો (પીનસરોગ)

**કારણ**—વખતો વખત સળેખમ થવાથી, ઉપદશથી, બહારની કોઇ વસ્તુ નાકમા પેસી જવાથી કે બીજા કોઇ કારણથી નાકમા દર્દ પેદા થાય છે.

**લક્ષણ**—શ્વાસ બરાબર લેવાતો નથી નાકમાથી કફ પડે છે, કોઇ વાર લોહી પડે છે, પરૂ નિકળે છે અને તેથી ખરાબ ગધ આવ્યા

કરે છે, કફ સૂકાઇ છોડ બધાય છે, ગરમીના દરદથી અદરનુ હાડકુ સડી જાય છે વિગેરે કેટલીક જાતના નાકના દરદોના લક્ષણોથી તેના જુદા જુદા ભેદ હોય છે.

**ઉપાય**—પીનસ રોગ હોય તો પીનસહરી તમાકુ વાપરવી, ખાવાની દવામા પ્રવાલપચામૃત, સપ્તામૃતલોહ, ચ્યવનપ્રાસાવલેહ, અભ્રક ભસ્મ, હરીતકી અવલેહ, વિગેરે ફાયદા કારક છે જો નાકમા મમા હોય તો ક્ષાર તેલ લગાડવુ જો ગરમીને લીધે નાકનુ દરદ હોય તો ઉપદશના ઉપાયો કરવા.

**પથ્ય**—હલકો, ઠડો અને પૌષ્ટિ ખોરાક

## નાસુર (નાડીવ્રણ)

**કારણ**—વ્રણમાથી નાડીવ્રણ થાય છે તેને કેટલાક લોકો નાસુર પણ કહે છે

**લક્ષણ**—નાસુરનુ મો ઘણુજ નાનુ અને સાકડુ હોય છે તથા જખમ ઉડો હોય છે તેમાથી પાણી જેવી પ્રવાહી રસી વહયા કરે છે આ દરદ ઘણુ ખરાબ છે માટે તેના સભાળીને ઉપાય કરવા

**ઉપાય**—ત્રિફળા, ગુગળ, સપ્તાગગુગળ, ચદ્રપ્રભા, દેશી સારસાપરીલા,કેશરાદિ વટી, મજીષ્ઠાદિ કવાથ વગેરે શોધક ઉપાયો કરવા, નાસુરને કોઇપણ જતુઘ્ન પ્રવાહીની પીચકારી વડે ધોવુ અને તેમા પચગુણ તેલની કે જાત્યાદિઘીની વાટ મુકવી જરૂર જણાય તો શસ્ત્ર વૈદ્યની સલાહ લેવી

**પથ્ય**—શોધક અને પૌષ્ટિક ખોરાક લેવો, કબજીયત થવા દેવી નહિ, ખુલ્લી હવામા રહેવુ, સ્વચ્છતા બરાબર સાચવવી

## પગનો દાહ (પાદદાહ)

**કારણ-લક્ષણ**—શરીરમા ગરમિ વધવાથી, લોહીમા ઉષ્ણતા આવે છે તે લોહીનુ જોસ પગ તરફ વધારે થવાને લીધે આ ફરીયાદ

થાય છે. ખાસ કરીને ગરમ અને ખાટા પદાર્થો ખાવાથીજ આ દરદ થાય છે. પગમા બળતરા થવી ને આ રોગનુ મુખ્ય લક્ષણ છે

**ઉપાય**—પગના તળીયામા ઠંડા લેપ કરવા, ચંદનાદિ તેલ કે માખણ ઘસવુ. પેટ સાફ રાખવું ખાવાની દવા તરીકે વશિષ્ટ ચુર્ણ સાથે પ્રવાલ ભસ્મ, ગુલકંદ સાથે બંગ ભસ્મ, જીવન સાથે મુક્તાપિષ્ટી વગેરેમાંથી યોગ્ય લાગે તે આપવું. ઉંઘ ન આવતી હોય તો માથામા તેલ ઘસવુ, તથા રાત્રે જાતિફલાદિ ચુર્ણ આપવુ.

**પથ્ય**—પૌષ્ટિક, સ્નિગ્ધ અને ઠંડો ખોરાક.

## પથરી (પેશાબમાં કાંકરી)

**કારણ**—પેશાબમા સ્વાભાવીક ખાર હોય છે તેમા વધારો થઇ તેનો જમાવ થતા ધીમે ધીમે તેની પથરી બંધાય છે લીવરની અવ્યવસ્થિત ક્રિયાને લીધે કેટલાક પદાર્થો ગુદામા એકઠા થઈ ત્યા આવી પથરી બંધાય છે અને તે ધીમે ધીમે મોટી થતી જાય છે.

**લક્ષણ**—મુત્રાશય ફુલે છે, અંદર અત્યંત વેદના થાય છે, પેશાબ બકરાના મુત્ર જેવો જણાય છે, પેશાબ કરતા મુશ્કેલી પડે છે કેટલીક વખતે પેશાબ બંધ થઇ જાય છે કે ટીપે ટીપે આવે છે, દરદી નાભી દબાવે છે, દાત કરડે છે, મૂત્ર નળી મમળે છે અને કણછ્યા કરે છે. આપથરીનુ કદ રેતીના દાણાથી તે વટાણા જેવડુ કે બોર જેવડુ પણ હોય છે ધીમે ધીમે તે વધતાં બહુ મોટી થાય છે અને ઘણીવાર તે અટકી જાય છે

**ઉપાય**—આ રોગ શસ્ત્ર સાધ્ય છે માટે શસ્ત્ર વૈદની સલાહ લેવી દવા તરીકે મુત્રકૃચ્છ અને મુત્રાઘાતમા બતાવેલા બધા ઉપાયો કરવા પથરી કાઢવા માટે જવખાર, રંભાક્ષાર, અપામાર્ગક્ષાર એ ત્રણ સાથે મેળવી ગોખરુના કવાથ સાથે આપવુ પેશાબ અટકે ત્યારે દરદીને ગરમ પાણીમા બેસાડવો કે મુત્ર-શલાકાથી તેનો નિકાલ કરવો અને પથરીને ગાળે તેવા ઉપાયો કરવાથી ઘણે ભાગે પથરી નિકળી જાય છે

ગરપુખાનુ પચાગ વાટી તેનો કલ્ક છાશ સાથે આપવાથી ઘણી વખતે આરામ થાય છે આ ઉપાયથી બનતા સુધી પથરી ગળી જાય છે.

પથ્ય—સાદો હલકો અને પૌષ્ટિક ખોરાક

## પરિણામ શૂળ (ભોજન પચ્યા પછીનું શૂળ)

વિવેચન—ખાધેલો ખોરાક પચી જવા આવે ત્યારે આતરડામા એક પ્રકારનુ શૂળ થાય છે તેને પરિણામ શૂળ કહે છે.

ઉપાય—શૂળ રોગમા બતાવેલા બધા ઉપાયો કરી શકાય છે તેમજ શખ ભસ્મ પાણી સાથે આપવી શુઠ, ગોળ, તલ, શખભસ્મ અને હરડે ગરમ પાણી સાથે આપવા હીંગ અને કાકચની ફાકી લેવી, છીપ ભસ્મ પાનમા નાખી લેવી, જરૂર હોય તો જુલાબ આપવો.

પથ્ય—શૂળના દર્દ પ્રમાણે.

## પરમિયો [પુયપ્રમેહ]

કારણ—અતિ ગરમ ખોરાક ખાવાથી, ઋતુમતિ સ્ત્રી સાથેના સંયોગથી, રક્ત વિકારથી દુષિત સ્ત્રીના સમાગમથી, જલદદારૂ પિવાથી, ઈન્દ્રીમા વારવાર સલાકા નાખવાથી તેમજ મૂત્ર માર્ગમા વરમ વિગેરેથી આ દર્દ થાય છે

ચિન્હ—ઘણે ભાગે આ દર્દ દુષ્ટ સ્ત્રીના સેવનથીજ થાય છે અને તેમ હોતા નીચેના લક્ષણો હોય છે.

પેશાબ થોડો ગરમ હોવો, તણખ ચાલુ રહેવી, તરસ બેચેની કબજીયત વગેરે થવાની સાથે પેશાબમા રસી આવવા લાગે છે અને ગુહ્યભાગ ધીમે ધીમે સુઝી જાય છે આ દર્દ અત્યત ચેપી અને ભયકર ગણાય છે

ઉપાય—જો આ દર્દ થતા તરતજ ઉપચાર કરવામા આવે તો બરાબર મટી જાય છે પરતુ જો એકાદ અઠવાડીયા બાદ ઉપચાર થાય તો આ રોગ જડમાથી નાબુદ થઇ શકતો નથી જો આ દરદ દુષ્ટ સ્ત્રીના

ચેપ સિવાય બીજા કોઇ કારણથી થયુ હોય તો તે મટવા સભવ ખરો સામાન્ય ઉપચાર તરીકે સોજો હોય તો ગરમ પાણીનો સેક કરવો, બહુ હાલચાલ કરવી નહિ, ત્રિફળા અને મોરથુથાના પાણીની જરૂર મુજબ પીચકારી મારવી, તથા બહારથી ધોઇ સાફ રાખવુ આ દરદમા પેશાબ વાટે રસી નિકળે છે એ બહુ જોખમી ચેપ છેતે શરીરના બીજા કોઇ અવયવ ઉપર ન લાગે તેની સંભાળ રાખવી ફટકડીનુ લોશન કે ઝીંક અથવા સુગરલેડનુ લોશન ધોવા તથા પીચકારી માટે વાપરવુ ફાયદા કારક છે જ્યા લગી આ દરદમા અદરનો જખમ બરાબર રૂઝાય નહિ ત્યા સુધી ઉપાયો કરવાની ખાસ જરૂર છે.

**શાસ્ત્રિય ઉપાય**—વિરેચન, પીડા શામક, બળતરા મટાડનાર તથા મુત્રલ દવાઓ આપવી જેવી કે ચદ્રપ્રભા, ગોક્ષુરાદિ, સુવર્ણ બગ, સારીવાદ્યરિષ્ટ, ચણકબાબ કે સુખડનુ તેલ, ગોખરૂનો લુઆબ, બગેશ્વર રસ, ચ્યવનપ્રાસાવલેહ અને ચોપચીન્યાદિ ચુર્ણ વિગેરેમાથી યોગ્ય લાગે તે આપવુ.

**પથ્ય**—તદન સાદો ખોરાક, સપુર્ણ બ્રહ્મચર્ય, ઘણીજ સ્વચ્છતા અને નિયમિત જીવન રાખવુ નહિતો આ દરદ મટતુ નથી

## પરસેવો આવવો [અતિપ્રસ્વેદ]

**કારણ-લક્ષણ**—મેદ વધવાથી, ધાતુઓ બગડવાથી, તાવમા, ક્ષય રોગમા અને પ્રલેપક જ્વરમા ખાસ કરીને પસીનો આવે છે કેટલીક વાર શરીરના ચોકકસ અવયવોમા દિવસે કે રાત્રે પરસેવો વધારે આવતો જણાય છે રાત્રે પરસેવા થવો એ એક ખરાબ ચિન્હ ગણાય છે ઘણીવાર પરસેવામાથી બહુ દુર્ગધ પણ આવે છે.

**ઉપાય**—કારણ જોઇ તે પ્રમાણે ઉપાય કરવા, બરાબર ન્હાવુ, દુર્ગધ આવતી હોય તો સ્નાનરજ ચુર્ણ ચોળીને ન્હાવુ, સુવર્ણ વસત માલતિ કે અવિપત્તિકરચુર્ણ ખાવા માટે આપવુ ઉરક્ષત વિગેરે જે કઇ રોગ હોય તેના ઉપાયો કરવા

## પાઠું (કાર્બંકલ–પ્રમેહપીટીકા)

કારણ—આ દર્દ ઘણે ભાગે પ્રમેહની પાછલી અવસ્થામા થાય છે તેમજ મધુ પ્રમેહ વાળાને પણ થાય છે

લક્ષણ—ચામડી લાલ તથા કઠણ થાય, દર્દ, દાહ અને સોજો થયા પછી ફોડકી ઉપડે, બળતરા સાથે તાવ આવ, પાકાનો રંગ કાળાશ પર થઈ બાજુમા નાની નાની ફોલ્લીઓ થાય અને તે પાકે, ફુટે અને તેમાથી પરૂ નિકળ્યા કરે, શરીર ઘસાતુ જાય અને ધારૂ અંદર સડતુ સડતુ મોટુ થતુ જાય છે આ દર્દ ઘણે ભાગે પીઠમા થાય છે કવચીત શરીરના બીજા અવયવોમા પણ થાય છે.

ઉપાય—પેટ સાફ રાખવુ, તાવ હોય તો તેનો ઉપાય કરવો, અળસીની પોટીસ કે દશાંગ લેપ અથવા લેપર્ન લેપથી સોજા વિગેરેનો ઉપચાર કરવો ફુટયા પછી વ્રણના ઉપાયો કરવા, જખમ સાફ રાખવુ, બનતા લગી ચીરાવવુ નહિ ખાવા માટે મજીષ્ઠાદિ કવાથ, શશમની નં ૧, પ્રવાલ ભસ્મ, સારિવાદ્યરિષ્ટ, ચંદ્રપ્રભા કે વસંત કુસુમાકર વગેરે પૌષ્ટિક અને રક્તશોધક દવાઓ આપવી

પથ્ય—સાદો અને રૂક્ષ ખોરાક તથા દુધ આપવુ, દરદીને આરામ આપવો તથા વ્રણના સભાળીને ઉપાય કરવા

## પાંડુ (પીળીઓ)

કારણ—પિત્ત વર્ધક ખોરાકથી, માટી ખાવાની ટેવ કે અન્ય કારણોથી શરીરમા રહેલ લોહીમાથી જ્યારે લાલ રજકણો ઘટી જાય અથવા પ્રદર, અર્શ કે બીજા કોઇ કારણથી લોહીસ્રાવ થઇ શરીરમાથી લોહી ઓછુ થાય ત્યારે આ દર્દ થાય છે.

લક્ષણ—તાવ, શરીરમા ફીકાશ, મુત્રાશયમા વિકાર, ચ્હેરા ઉપર સોજો, અરૂચી અને ઉલટી વગેરે લક્ષણો હોય છે ઝાડા થાય છે કે કબજીયત રહે છે બરોલ વધે છે અને આખ, જીભ, મો તથા હોઠ ધોળા લોહી વગરના જણાય છે

**ઉપાય**—મંડુર ભસ્મ, લોહ ભસ્મ, પુનર્નવા મંડુર, લોહાસવ અભયારિષ્ટ, નવાયસ લોહ, ધાત્રિલોહ, કુમારી આસવ, ઉશિરાસવ, આરોગ્ય વર્ધની વિગેરેમાંથી યોગ્ય લાગે તેનો ઉપયોગ કરવો

**પથ્ય**—જવ, ઘઉં, ચોખા, મગ, તુવેર લસણ, આમળા ઘી, માખણ, દુધ, છાશ, રોટલી વગેરે પથ્ય છે જુલાબ લઇ પેટ સાફ રાખવું

## પેશાબની મુશ્કેલી (મૂત્રકૃચ્છ્ર)

**કારણ**—પેશાબ બહાર આવવાનો જે રસ્તો છે તેનો સંકોચ થવો, અંદર જખમ કે ચરમ થવો, ગરમ ખાનપાન, પરમિયાનો રોગ, ગરમીમાં રખડવું કે પથરીના દરદથી અથવા ધક્કો લાગવો વગેરે કારણોથી પેશાબ અટકી અટકીને આવે છે તેને મુત્રકૃચ્છ્ર કહે છે.

**લક્ષણ**—વારવાર પેશાબ કરવાની ઇચ્છા થાય છે, પેશાબ કરી લીધા પછી ટીપા પડયા કરે છે, કપડું બગડે છે. પેશાબની ધાર વાંકી થાય છે અંદર સોજો કે દરદ પણ થાયછે અને મુશ્કેલીથી થોડો થોડો પેશાબ આવે છે

**ઉપાય**—કબાબચીની, ગોખરૂ, વરણાની છાલ, સાટોડી, દર્ભ વાળો વગેરેનો કવાથ કરી તે સાથે યવક્ષાર અને રસસિંદુરની એકમાત્રા આપવાથી સારો ફાયદો થાય છે એલચી, પાષાણ ભેદ સિલાજીત, ગોખરૂ કાકડીના બીજ, સિંધાલુણ અને કેશરનું ચુર્ણ ચોખાના ધોવણ સાથે આપવાથી ફાયદો થાય છે. ગોખરૂના ઉકાળામા જવખાર નાખી આપવો પેડુ ઉપર ગરમ પાણીનો સેક કે કેસુડાના ફુલને બાફી તેનો સેક કરવો ચંદ્રપ્રભા કે ગોક્ષુરાદિ વટી મુત્રલ કવાથ સાથે આપવી

**પથ્ય**—દુધ, જવનું પાણી, ગોખરૂ કે ઇસબગુલનો લુઆબ, ચોખા, છાશ, સોડા કે લીથીયા વાટર વગેરે આપવું.

## પેશાબમાં ધાતજવી (શક્રમેહ)

**કારણ**—મુત્ર માર્ગથી ધાત જવી એ રોગ આજકાલ ઘણો સાધારણ થઇ પડયો છે આ દરદમા મુખ્ય બે પ્રકાર જોવામા આવે છે (૧)

ધાતુ સબધીની અનેક ફરીયાદોને લીધે થાય છે તે (૨) ખાન પાનના ફેરફારને લીધે, વિર્ય સિવાયના કેટલાક પદાર્થો જવાથી થાય છેતે બીજા પ્રકારને પણ લોક ભાષામા ધાતુશ્રાવ ગણવામા આવે છે

લક્ષણ—પેશાબની સાથે, પેશાબની આગળ કે પાછળ ઘણે ભાગે આ પદાર્થ જાય છે તેથી શરીરમા નબળાઇ આવે છે, હાથ પગમા કળતર થાય છે, અગ્નિમદ થાય છે, માથુ દુખેછે, ચકરી આવે છે શરીર ઘસાતુ જાય છે વગેરે કેટલીક ફરીયાદો જણાય છે

ઉપાય—કબજીયત હોય તો પેટ સાફ રાખવુ અને તે માટે ત્રિફળા કે સ્વાદિષ્ટ વિરેચન આપવુ એ શિવાય શતાવર્યાદિ ચુર્ણ, અશ્વગધાદિ ચુર્ણ, ચંદ્રપ્રભા, અશ્વગધાદિ વટી અને સુવર્ણ બગ વગેરેમાથી યોગ્ય લાગે તે આપવુ.

મૂત્ર પરિક્ષા કરી કયો પદાર્થ જાયછેતે નક્કી કરી ખાનપાન અને દવાની યોજના કરવી. હસ્ત મૈથુન કે એવુજ બીજુ કોઇ કારણ હોય તો તે સુધારવા સમજણ આપવી

પથ્ય—સાદો અને સાત્વિક આહાર લેવો કસરત કરવી અને ઉત્તેજક આહાર વિહારથી દૂર રહેવુ

## પેશાબની અટકાયત (મૂત્રાઘાત)

કારણ—પેશાબ પેદા થાય છે છતા કઇક અડચણને લીધે તે ઉતરી શકતો નથી ખાસ કરીને ઉરસ્થભ, પથરી, મુત્રમાર્ગના સ્નાયુ-ઓનુ સિથીલપણુ, પરમીયો, અષ્ટિલા વિગરેને લીધે પેશાબ અટકી પડે છે ઘણીવાર કોલેરાના દરદમા પણ પેશાબની અટકાયત થાય છે પરતુ આ દરદમા પેશાબ પેદા થતોજ અટકી પડતો હોવાથી તેમ થતુ જોવામા આવે છે.

ઉપાય—જરૂર જણાયતો મુત્ર શલાકાનો પ્રયોગ કોઇ સારા વૈદ્ય કે ડોકટર મારફતે કરાવવો પેડુ ઉપર ગરમ પાણીનો સેક કરવો, ખસ-

ખસનાં ડોડવા કે પલાશ પુષ્પનો સેક કરવો, દરદીને ગરમ પાણીથી ભરેલા ટબમા કમરબુડ બેસાડવો, તીલક્ષાર, યવક્ષાર, રંભાક્ષાર, વિગેરેમાંથી કોઇ પણ એક મુત્રલ ક્વાથ સાથે આપવું પીડા શામક તરીકે કોઇ પણ અફીણ વાળી દવા આપવી દરદ મટયા પછી ચદ્રપ્રભા કે ગોક્ષુરાદિનુ સેવન કરાવવુ

**પથ્ય**—ચોખા, છાશ, દુધ, મગનુ પાણી, કાકડી, નાળીયેર, તાદળજાની ભાજી તેમજ ઠડા પદાર્થો

## પ્રદર (શ્વેત પ્રદર)

**કારણ**—સસાર ભોગવવામા હદ નહિ રાખવાથી, વારવાર પ્રસવ થવાથી, ઘણું દસ્તાન જવાથી, ગરમ ચીજો ખાવાથી, પૌષ્ટિક પદાર્થો ખાવા છતાં ગ્રોગ્ય કસરત નહિ કરવાથી અને નબળાઇ વગેરેથી આ દરદ થાય છે.

**લક્ષણ**—પાણી જેવી, ચીકણી, ધોળી, પીળી, કે ચોખાના ધોણ જેવી રસી નીકળવી કે શ્રાવ થવો તે આ રોગનુ મુખ્ય ચિન્હ છે શ્રાવ બે રસ્તેથી થાય છે એક તો સબધ માર્ગમાથી બીજો ગર્ભાશયમાથી, શ્રાવ થતી વખતે ચળ, દાહ, સોજો, કમર કે પેડુમા દરદ, નબળાઇ, અરૂચિ, થાક, કબજીયત, મુર્છા, ચકરી, ઉન્માદ, માથામા પીડા વગેરે ઉપદ્રવો થાય છે

**ઉપાય**—ત્રિફળાનો ક્વાથ, ફટકડીનુ પાણી, ઝીકનુ પાણી કે પચત્વકનો ક્વાથ બહારના ઉપાય તરીકે ધોવા માટે કે પીચકારી માટે ખાસ ઉપયોગી છે

**શાસ્ત્રીય ઉપાય**—ચદ્રપ્રભા, પ્રદરવિનાશકરસ, પ્રદરરિપુ, ગૌદતીભસ્મ, સુવર્ણ વસતમાલતી, બગ, પુષ્યાનુગ ચુર્ણ, વગેરે ફાયદા કારકછે.

**પથ્ય**—ખુલ્લી હવા, યોગ્ય કસરત, પૌષ્ટિક અને સાદો ખોરાક આપવો, બ્રહ્મચર્યનુ પાલન કરવુ.

## પ્રસવપીડ (વેણ)

**વિવેચન**—નવ માસનો ગર્ભ થયા પછી એક પ્રકારની પીડ થતા બાળક જન્મે છે, પરંતુ કેટલીક વાર પ્રસવ થવાનો સમય આવી ગયો હોય છતા વેણ આવતી નથી કે પ્રસવ થતો નથી તે વખતે સ્ત્રીને ગરમ ગોળ કે દૂધ થોડું થોડુ આપવુ, ગર્ભ બરાબર છે કે કેમ તે જોવુ અને જગાક ગરમ કરેલુ તેલ પેટ પર ચોળવુ રક્તસ્ત્રાવ વધારે ન થાય તેની સભાળ રાખવી અને જલદી પ્રસવ થવા માટે વેણ લાવનાર દવાઓ વિચારીને આપવી.

પ્રસવ થયા બાદ તરતજ ઓર બહાર આવે તેવા ઉપચાર કરવા, પ્રસુતાને હુશીયારી લાવવા માટે દ્રાક્ષાસવ કે ગરમ દુધ આપવું, મ્હેરા પર ઠંડો પવન નાખવો અને તેને હીંમત આપવી, પ્રસવ કરતા જો જોર કરવામા આવ્યું હોય અને ચીરા પડયા હોય તો પ્રસુતાને બીલકુલ હાલચાલ કરવા દેવી નહિ, ગરમ પાણીથી જખમ ધોઇ નાખવુ, બન્ને પગ ભેગા કરી બાંધી રાખવા, દસ્ત નરમ આવે તેવી વ્યવસ્થા રાખવી.

## પ્રસવ પછીનું શુળ (મક્કલરોગ)

**વિવેચન**—પ્રસવ થયા બાદ કેટલીક વખતે ગર્ભાશયમા રક્ત અથવા બીજો કોઇ પદાર્થ રહી જવાથી કે વાયુના વિકારથી એક પ્રકારનું શુળ (વેણ) થતુ જણાય છે આને મક્કલ રોગ કહે છે આવું દર્દ પ્રસવ થયા પછી ત્રીણ ત્રીણ બે ચાર કલાક સુધી રહે છે, ઘણે ભાગે રહેલો દોષ દુર થવા માટેજ આ વેણ કુદરતી રિતે આવતી જણાય છે એટલે કંઇ પણ દવા આપવી નહિ પરતુ જો વેદના ઘણી હોય તો ઉપાય કરવા

**ઉપાય**—કપાસના મુળની છાલના ક્વાથ સાથે આકારકર્ભાદિ વટી આપવી દેવદાર્વ્યાદિ ક્વાથ સાથે જવખાર અને હિંગ મેળવીને

આપવુ. જરૂર જણાય તો સ્ત્રી વૈદ્યની મલાહ લેવી કેમકે અંદર રહેલો દોષ સાફ થયા સિવાય આ દરદ શાન્ત પડતુ નથી.

## ફેફસાંના પડનો વરમ (પ્લુરસી)

**કારણ**—આ એક પ્રકારનો ત્રિદોષજ્વર છે ખુલ્લો પવન, શરદિ વરસાદ, આહાર વિહારમા અનિયમિતતા, પેટમા બીગાડ વગેરે કારણોથી ફેફસાના પડ ઉપર વરમ થઇ તાવ પેદા થાય છે.

**લક્ષણ**—શ્વાસ લેતા અને ઉધરસ આવતા છાતીમા દર્દ થાય છે પેશાબ થોડો અને લાલ આવે છે તથા જે તરફ આ દર્દ હોય (ડાબા કે જમણા ફેફસાના પડ ઉપર) તે તરફ દરદી સુઇ શકતો નથી.

**ઉપાય**—અર્કાદિ ક્વાથ, સન્નિપાત ભૈરવ, લક્ષ્મીનારાયણ રસ, સુદર્શનકાટ વગેરે ફાયદા કારક છે.

**પથ્ય**—પેટ સાફ કરવુ, છાતીએ સેક કરવો ખોરાકમા મગનુ ઓસામણ, બાજરાની પાતળી રાબ વગેરે આપવુ છાતી ઉપર લાક્ષાદિ તેલ ચોપડવુ, ગરમ કપડા પહેરવા, બીછાનુ સ્વચ્છ રાખવું અને દરદીને સુકી હવા વાળા ઓરડામાં રાખવો. આ દરદમા લંઘન બહુજ હિત કારક છે.

## બદ (બ્યુબો–ગાંઠ)

**કારણ**—સાથળના મુળમા એક પ્રકારની ગાઠ થાય છે તે પાકે છે અથવા બેસી જાય છે તેને બદ ગાઠ કહે છે ઘણે ભાગે તે ફીરંગરોગ પરમિયો કે ઉપદંશના રોગને લીધે થતી જણાય છે.

**ચિન્હ**—બદ થવાની જગાએ કઠણ સોજો થઇ દુખવા લાગે છે ધીમે ધીમે તે ભાગ લાલ થઇ ચામડીના સ્વાભાવિક રંગમા ગાઠનુ સ્વરૂપ ધારણ કરે છે અને સોજો તથા પીડા સાથે ગાઠ પાકવા આવે છે તાવ, બેચેની, દરદ વગેરે સાથે માડ માડ પાકીને ફુટે છે.

**ઉપાય**—રક્ત શોધક દવાઓ આપવી, પેટ સાફ રાખવું શરૂઆતમા લેપ, સેક વગેરે ઉપાયો કરવાથી ઘણે ભાગે ગાંઠ બેસી જાય

છે પરંતુ એમ નહિ તો પકવીને ફોડવાના અથવા ચીરવાના ઉપાયો કરવા, તેનુ રીતસર ડ્રેસીગ કરવુ આરામ લેવો, કબજીયત થવા દેવી નહિ, પેશાબ સાફ આવે તેમ કરવુ

પથ્ય—ખોરાક હલકો, નરમ પૌષ્ટિક આપવો.

સુચના—આ રોગનુ કારણ જો ઉપદશ હોય તો તેના ઉપાય કરવા

## બરલ (પ્લીહા)

કારણ—ઘણા દિવસ સુધી શરીરમા તાવ રહેવાથી, મલેરીયા કે ટકજ્વરથી, મીઠા કે ચીકણા પદાર્થો વધુ ખાવા વગેરે કારણોથી આ દરદ પેદા થાય છે

લક્ષણ—પેટની ડાબી બાજુએ પાંસળીઓ નિચે બરલનુ સ્થાન છે સ્વાભાવિક રીતે ત્યા હાથ લગાડવાથી બરલ જોવામા આવતી નથી પરંતુ દરદ વાળી અવસ્થામા હાથથી દાબતા બરલ બહાર વધેલી જોવામા આવે છે તાવ રહે છે, દરદ થાય છે, કબજીયત, ખાસી, શ્વાસ મદાગ્નિ, ફીકાશ, આખમા પીળાશ, મોઢુ બેસ્વાદ વગેરે લક્ષણો થાય છે અને પેશાબ કમતી થઇ જાય છે

ઉપાય—કબજીયત હોય તો હમેશા પેટ સાફ રાખવુ. આરોગ્ય વર્ધની ન, ર સરપુખાના કલ્ક કવાથ સાથે આપવી, મડુર કે લોહવાળી બનાવટો, અગ્નિતુડી, શખદ્રાવ, લોહાસવ, અમૃતારિષ્ટ અર્કલવણ, વજ્રક્ષાર, રોહીતારિષ્ટ કે પ્લિહાન્તકરસ વગેરે આપવુ અગ્રેજીમા આ રોગ માટે ક્વીનાઇન, ફેરીમલ્ક તથા મેગમલ્કનુ મિક્શ્ચર વધારે સારૂ કામ કરે છે અને આયુર્વેદિક દવાઓમા લોહ, ક્ષાર અને કુમારીઆસવ જેવા પ્રયોગોથી સારો ફાયદો થાય છે

પથ્ય—રેચ, લઘન, રાતા ચોખા, મગ, છાશ, લસણ, સીગ, પરવળ, ગાયનુ દુધ, ગો મુત્ર, તથા હલકુ, તીખુ અને અગ્નિદીપન કરે તેવુ અન્ન હિતકારક છે.

## બહેરાપણું (બાધિર્ય)

**કારણ**—કાનમા મેલ ભરાવાથી, મસા થવાથી, રસી વ્હેવાથી, મગજના દરદોથી, કાનનો પડદો તુટી જવાથી, ક્વીનાઇન જેવી ગરમ વસ્તુઓ ખાવાથી, વૃધ્ધાવસ્થાથી, ધક્કો લાગવાથી, ભયંકર અવાજ સાંભળવો વગેરે કારણોથી બહેરાપણુ થાય છે એટલે કે કાનથી બરાબર સાંભળી શકાતું નથી.

**ઉપાય**—બિલ્વાદિ તેલ, અપામાર્ગક્ષાર તેલ, કર્ણાનંદ તેલ વગેરે કાનમાં નાખવુ, મગજને પુષ્ટિ આપે તેવા ઉપાયો કરવા. નારાયણ તેલ, વાતનાશક દવાઓ વગેરેનું સેવન કરવું. દશમુળ, અઘેડાનું પચાંગ, બીલીનો ગર્ભ વગેરેનો ગૌમુત્રમા ક્વાથ કરી તેમા બકરીનુ દુધ અને તેલ નાખી તૈયાર કરી તેના ટીપાં નાખવા, ખાટી અને ગરમ વસ્તુઓ ખાવી નહિ જરૂર હોય તો કાન ધોઇ સાફ કરવુ.

## બહૂમૂત્રતા (પેશાબ ઘણો થવો)

**કારણ**—દિવસે સુવાની ટેવ, માનસીક પરીશ્રમ કરવો અને શારીરિક પરિશ્રમ ન કરવો, અતિ વિલાસિપણું, દહી, મિષ્ટાન્ન, કફજન્ય વસ્તુ કે ચરબી વાળા પદાર્થોનું સેવન, વિર્યનો અતિપચથી નાશ વગેરે કારણોથી આ રોગ થાય છે.

**લક્ષણ**—મોઢામા શોષ, તરષ, કબજીયત વિર્યનુ પાતળાપણું, માથામા ચકકર આવવાં, મગજમા દરદ, હાથ પગનો દાહ, ભુખ વધારે લાગવી, (આ અસાધ્ય લક્ષણ છે) પેશાબ વધારે આવવો, પેશાબમાં સાકર ન હોવી વગેરે લક્ષણો હોય છે,

**ઉપાય**—લોહભસ્મ, શીલાજીત અને નાગકેશરનુ ચુર્ણ માખણ સાથે આપવું, જાબુના ઠળીયાની મીંજ, ગુલરના બીજ અને આંબળાનુ ચુર્ણ ઘી તથા મધ સાથે આપવુ. વડના ટેટા, ગુલરનાં ફળ, જાબુના ઠળીયા, પીપળની પેપડી (ફળ) અને આંબાની ગોટલીનો ક્વાથ કરી પીવાથી ફાયદો થાય છે.

**શાસ્ત્રિય ઉપાય**—ચંદ્રપ્રભા, વસંતકુસુમાકર, નવાયસલોહ, આકારકરભાદિ વટી, પુર્ણચંદ્રરસ વગેરે હિતકારક છે

**પથ્ય**—બનતા સુધી દ્રવ્લ પદાર્થો આપવા નહિં, કસરત કરવી કાળા તલનુ સેવન કરવુ અને મધુર પદાર્થો ઓછા આપવા.

## બાળકોનાં દરદ (બાલરોગ)

**વિવેચન**—આ પુસ્તકમાં જે કંઇ રોગોનુ વર્ણન કરી તેમા ચિકિત્સાક્રમ બનાવેલ છે તે પ્રમાણે નાના બાળકોની વ્યાધિ માટે પણ વિચાર કરી તેજ દવાઓ યોગ્ય માત્રાથી આપવામા આવે તો સારો ફાયદો થાય છે, એથી આ પ્રકરણમા લબાણુ ન કરતા કેટલાક ખાસ રોગોની દવાઓનુ સુચન આ નીચે નામવાર કરવામા આવે છે અને તે રોગને બરાબર સમજીને આપવાથી સારો ફાયદો થશે

**મોટીઉધરસ (ઉટાંટીયુ)**—ખોખલી નામની દવા

**કુકડીયા ખાંસી**—બાલ ચાતુંભદ્ર ચુર્ણ, ચવક્ષાર મેળવીનેઆપવુ

**સસણી કે વરાધ**—મહાલક્ષ્મિનારાયણ રસ, વાસાકંટકારી પુટપાક, અર્કમુળચુર્ણ, શિતભંજી રસ, શૃંગભસ્મ વગેરે.

**ધાવણ ન ધાવવુ**—હરડેનો ધમારો દરરોજ આપવો.

**નાભીપાક**—હળદર, લોધર, ધઉલા, જેઠીમધવગેરેનુ ચુર્ણલગાડવુ.

**મરડો**—કુમકુમવટી, ગુલાબી ચુર્ણ વગેરે,

**કર્ણશ્રાવ**—વજ, સમુદ્રફીણ, લીંબડાના પાન અને મરવાનાપાન વાટી લુગદી કરી તેલમા તળી લઇ તે તેલનાં ટીપા કાનમાં નાખવા.

**આંખ આવવી**—બકરીનુ દુધ કે એરંડીયું તેલ અથવા સાગરના પાનના પોલ (પેલ કે પોતા) બનાવી આંખે મુકવાં

**નબળાઇ**—કુમારકલ્યાણ રસ આપવો.

**ખાંસી**—બાલાર્કરસ, અગ્નિરસ કે ચવક્ષાર સાથે શૃંગ્યાદિચુર્ણ મધમાં આપવું.

**તાવ**—સઞ્જીવનીવટી કે અભયાદિકવાથ, મધ સાથે અથવા અતિવિષ કે મૃત્યુઞ્જય રસ

**આંચકી**-ફુલાવેલટકણ, મહાલક્ષ્મીનારાયણ રસ પાણીસાથે આપવો.

**દાંત આવવા**—દંતોદભેદગદાંતકરસ આપવો.

**રક્તદોષ**—સારિવાદ્યરિષ્ટ આપવુ

**કૃમિ**—કૃમિમુદગરરસ, વાવડીગની ફાકી, ડીકામાળીનુ ચુર્ણ વગેરે.

**ઉલટી**—છર્દીરિપુવટી, ચુર્ણોદક, શ્રુગ્યાદિચુર્ણ વગેરે

**હેડકી**—કાકડાસિંગી અને શંખભસ્મ મધ સાથે આપવુ

**ઝાડા**—બાલચાતુરભદ્રચુર્ણ, કુમકુમવટી, સ્વચ્છદભૈરવરસ, સઞ્જીવનીવટી, રાજેન્દ્રવટી વગેરે આપવુ

**લોહીના ઝાડા**—ગુલાબીચુર્ણ, દાડીમાષ્ટકચુર્ણ, પ્રવાહીકાવટી દાડમનુ શરબત, કુટજારિષ્ટ વગેરે આપવુ.

**આફરો**—હીંગ, સુંઠ, એલચી અને સિંધાલુણનુ ચુર્ણ મધ સાથે અથવા પંચલવણોદક કે કુમારીઆસવ

**ગળુ પડવુ**—હરડે, વજ, કુષ્ટ અને પીપરનુ ચુર્ણ મધ સાથે આપવુ

**તરષ**—કમળ અને વાળાનુ શરબત આપવુ

**મુખપાક**—શુધ્ધ ટંકણ અને મધ મેળવી મોમા લગાડી લાળ કાઢવી અથવા હીમજ (નાની હરડે) તથા સાકર મેળવી મોમા ઘસી લાળ કાઢવી

**કબજીયત**—ગરમાળાનો ગોળ, ગરણીના બીજ ઓદાર, અશ્વચોળી વિરેચન વટી વગેરે

**બાલશોષ**—શુધ્ધ ખાપરીયુ, વસંત માલતી કે પ્રવાલ

**રતવા**—સોના ગેરનો લેપ, દશાંગ લેપ અને રક્ત શોધક દવાઓ

**ગુદપાક**—નાભીપાક પ્રમાણેના ઉપાયો કરવા

**બાલગ્રહ**—જટામાંસી, કુષ્ટ, લોબાન, વાળો, બીલી અને સરસડાનો તૈયાર કરેલો ધુપ કરવો.

ગડ—દશાંગલેપ, અળશીની પોટીસ વગેરે

**બાળકોને ચાલુ વાપરવા માટે**—બાલરક્ષક વટી, બાલ રોગાન્તકારિષ્ટ, બાલપૌષ્ટિક ચાટણ વગેરેમાથી કોઇ પણ દવા દરરોજ આપવાથી બાળક નિરોગી રહે છે.

ઉપર પ્રમાણે બતાવેલ ઉપચારોમાથી યોગ્ય લાગે તે વિચારીને કરવા પથ્યાપથ્યમા જો બાળક ધાવતુ હોય તો તેની માને પથ્ય કરાવવુ અને રોગ શમન થાય તેવી દવા તેની માતાને પણ આપવી પરંતુ જો બાળક ખોરાક લેતુ હોય તો રોગ પ્રમાણે પથ્ય પળાવવુ અથવા દુધ અને ભાત કે જવનુ પ્રવાહી આપવુ.

## ભંગદર (ફીસ્ચુલા)

**કારણ**—મળદ્વારની આસપાસ શરૂઆતમાં એક નાનુ ગડ થાય છે તે કોઇવાર અંદર તો કોઇવાર બહાર મોઢુ કરીને ફુટે છે અને ધીમે ધીમે અંદર ફેલાતુ જાય છે નબળાઇ, હરસ, પ્રમેહ, કબજીયત, અને ગરમી વગેરેકારણોથી ઘણેભાગે આ દરદ થતુ જોવામા આવે છે. આ દરદ માંસાહારી માણસોને વધારે પ્રમાણમા થતું જણાય છે.

**લક્ષણ**—ગુદાની આસપાસ એક બે કે ત્રણ નાના નાના ગડ થઇ પાકે છે, ફુટે છે અને તે અંદરના ભાગમા વધે છે તથા સડે છે, તેમાં ઉંડા ખાડા થતા જાય છે અને કેટલીક વાર ,તેમાથી રસી પણ નીકળે છે, કેટલીક વખત રસી બંધ થઇ તેમા દરદ થઇ પાછુ ફરીથી પાકે છે અને ફુટે છે, કેટલીક વખતે સફરા સાથે તેનુ મોઢુ મળી ત્યાંથી રસી વહેવા લાગે છે આ દરદમાથી ઝીણો ઝીણો શ્રાવ હમેશાં થયા કરે છે તેથી આ દરદ ઘણુજ ખરાબ ગણાય છે

**સૂચના**—આ રોગ કેટલીક વખતે શસ્ત્રચિકિત્સાથીપણ મટી શકે છે માટે શસ્ત્ર વૈદ્યની સલાહ લેવી.

**શાસ્ત્રીય ઉપાય**—મજીષ્ઠાદિકવાથ, ત્રિફળાગુગળ, કીશોરગુગળ, ચદ્રપ્રભાવટી, કેશરાદિવટી, દેશી સાર્સાપરિલા વગેરે રકત અને વીર્ય શુધ્ધ કરનારી દવાઓ આપવી બહારને માટે પચગુણતેલ, દોષઘ્નલેપ, બીલાડીના દાતનો મલમ, જાત્યાદિમલમ કે કાસીસાદિમલમ વગેરે ઉપયોગી છે

**પથ્ય**—વમન, વિરેચન, પૌષ્ટિક, અને હલકો ખોરાક, ઘી, દુધ, ચોખા, મગ, મુળા, દુધી વગેરે પથ્ય છે

## (મસ્તકરોગ) માથાનુંદરદ

**કારણ**—મગજમારીનુ કામ વધારે કરવાથી, ભુખ્યા રહેવાથી, લઘન કરવાથી, અજીર્ણ ઉપર જમવાથી, બહુશ્રમ કરવાથી, ઉજાગરો કરવાથી, દિવસે સુવાની ટેવ હોવાથી અને શરીર કે મગજની ખાસ નબળાઇ વધારે હોવાથી, મગજ સબધી કેટલીક જાતની ફરીયાદો ઉત્પન્ન થાય છે

**લક્ષણ**—માથાનો દુખાવો, બેચેની, સુસ્તિ, કામ કરવામા કંટાળો, પડી રહેવાની ઇચ્છા, યાદ શકિતની ખામી અને ઘણી વખતે તો એટલુ બધુ સખત દર્દ હોય છે કે કાઇપણ સુઝતુ નથી અને કોઇ પણ વાત ગમતી નથી

**ઉપાય**—આ દરદમા હોજરી, પકવાશય, યકૃત, કે જ્ઞાનતતુની નબળાઈ વગેરેજે કઇ કારણ હોય તેને વિચારીને યોગ્ય ઉપાયો કરવાજોઇએ અને પેટ સાફ રાખવુ તે પ્રથમ જરૂરનુ છે, શીગ્રુનાદિવજ્ર. ષડ બિન્દુ તેલ, મહાલક્ષ્મિવિલાસ. સુવર્ણવસતમાલતી, ચ્યવનપ્રાસાવલેહ, સપ્તામૃત લોહ વગેરેમાથી યોગ્ય લાગે તે દવાનો ઉપયોગ 'કરવાથી આ દરદમા ઘણો ફાયદો થાય છે ગોદંતી ભસ્મ વાલ ૪ થોડા સાકરના ચુર્ણ સાથે ઘીમા મેળવીને આપવાથી તેમજ ચદનાદિ કે લક્ષ્મિ વિલાસ તેલનું માલીસ કરવાથી ફાયદો થાય છે

પથ્ય—દુધ, ભાત, મગ, પરવળ, સરગવો, દ્રાક્ષ, આંબળાં, દાડમ, લીબુ વગેરે પથ્ય છે જુલાબ અને છીક લાવનાર ઉપચારો (શીરોવિરેચન) હિતકારક છે.

## મરકી (પ્લેગ)

**કારણ**—ગદકી, ખગાબ હવાવાળુ મકાન, સુર્યના પ્રકાશની ખામી તેમજ ઋતુનો મિથ્યાયોગ થવાથી હવા દુષિત થઇ આ રોગ પેદા થાય છે આ રોગમા કારણરૂપ જતુઓ પણ હોય છે

**વિવેચન**—આ રોગના જતુઓ એકદમ ફેલાયછે અને જ્યારે તે રોગ પોતાનો બગાબર પ્રભાવ બતાવેછે ત્યારે મરણનુ પ્રમાણ વધી જાય અને ગામના ગામ ખાલી થઇ જાય છે. આ રોગના જતુઓ ઉદર ચાચડ, હવા અને ખાનપાનના પદાર્થો દ્વારા ગામે ગામ ફેલાય છે.

**લક્ષણ**—બેચેની, અરૂચિ, માથામા ગાઠ નીકળવી, માથામા દુખાવો તાવનો વેગ વધારે, નાડી ઉતાવડી, આખો લાલ, પેટમા બળતરા, તરપ, નદ્રા, ગાઠમા દરદ વગેરે લક્ષણો સાથે દરદી નિરાશ અને ગભરાયલો દેખાય છે. ઘણેભાગે રોગ વધારે હોય તો બેથી ચાર દિવસમા દરદી મરણ પામે છે અને કદાચ પાચથી સાત દિવસ નિકળી ગયા તો સુધારાપર આવી જાય છે

**ઉપાય**—ચદેશ્વરરસ, પપિતાની ગોળી, (પપીતાની ગોળી હોમિયોપાથીકમાં તૈયાર મળે છે તે અથવા પપિતાને ઓગ્સીયાપર પાણી સાથે ઘસી તે ઘસારાની મગની ફાડ જેવડી ગોળી બનાવી સુકવી રાખવી તે બબ્બે ગોળી પાણી સાથે આપવી) પપીતાનો અર્ક અને બીજી જવરધ્ન દવાઓ આપવી અકસીર ગણાય છે

આ રોગ ચાલતો હોય ત્યારે મળમૂત્રની સ્વચ્છતા રાખવાથી, સાફ અને ખુલ્લી હવા વાળા મકાનમા રહેવાથી, આરોગ્યવર્ધનીનુ દરરોજ સેવન કરવાથી અને હાથ ઉપર પપીતા બાધી રાખવાથી પ્લેગ થવાનો ભય રહેતો નથી

આ રોગની ઉત્પતિ થવાની હોય ત્યારે પ્રથમ હવા દુષિત થતાં ઉદરો મરવા માડે છે એ એક સુચના રૂપ છે, તેવે વખતે ઉદરવાળા મકાનમા રહેવુ ભયકારક છે માટે તે મકાન છોડી દેવુ, આવા સમયમા સર્વ લોકોએ ગામ બહાર ઝુપડામા રહેવુ તે હિત કારક છે તેમા જેને

ખાસ કરીને રોગ લાગુ પડયો હોય તેને ગામ બહાર ઝુપડામા રાખવો તે ખાસ ફાયદાકારક છે. જ્યા સુધી દરદી સપુર્ણ સારો ન થાય ત્યાંસૂધી કઇ પણ ખોરાક આપવો નહિ, દરદી પાસે સુગધી ધુપ વગેરેથી હવા સ્વચ્છ રાખવી બહુજ ઉપયોગી છે.

**બહારના ઉપચારો**—ગાઠ ઉપર વેગણને બાફીને તેની પોટીસ બાધવી, પપીતાને પાણીમા ઘસી લેપ કરવો, આકડાનુ દુધ ચોપડવુ, શેક કરવા ડામ આપવો વગેરે પૈકી યોગ્ય લાગે તે ઉપચારો ગાઠ ફેલાઇજાય નહિ તે બદલ કરવા જોઇએ, દવા કરવાથી ગાઠ પાકેલી જણાય તો તેને ફોડવાના કે ચીરવાના ઉપાયો કરવા અને તે પાકીને ફુટે એટલે વ્રણના ઉપાયો કરવા, સપૂર્ણ સ્વચ્છતા રાખવી.

## મરડો (આમાતિસાર)

કારણ—ગરમ કે મરચા મશાલાવાળા પદાર્થોનુ અતિસેવન કરવાથી કબજીયત કે અજીર્ણ થઇ ચુક આવવા લાગે છે અને તેથી આતરડામાં સોજો કે ક્ષત થઇ આવી મરડાનુ દરદ લાગુ પડ છે આ દરદ ઘણેભાગે મદાગ્નિ અજીર્ણ કે ઝાડામાથી શરૂ થાય છે

લક્ષણ—સખત પીડ સાથે થોડો થોડો દસ્ત આવે છે, અસહ્ય વેદના થાય છે, ઝાડાની હાજત મટતી નથી, દરદીને ત્યાજ બેસીરહેવાની ઇચ્છા થાય છે, થોડો લોહી યુક્ત ચીકણો ઝાડો આવે છે, જીભપર સફેદ થર બાઝે છે, એવા લક્ષણો થઇ આ દરદ એકાએક વધે છે અને જો તરતજ ઉપાય ન થાય તો તે ભયકર સ્વરૂપ ધારણ કરે છે ઘણીવાર મરડો અને સગ્રહણી એ મોતનુ કારણ બને છે

ઉપાય—પ્રથમ એરડીયુ તેલ આપી પેટ સાફ કરવુ પછી હરડે, સુઠ અને વરીયાળીની ફાકી (જુઓ વૈદ્યક ચિકિત્સાસારમા ભાગ લઘુહરીતકીચુર્ણ) બનાવીને આપવી, છાસ કે દુધ આ રોગનો સર્વોતમ ઉપાય છે દવા તરીકે જરૂર મુજબ કર્પુર રસ, પ્રવાહીકાવટી, આમ-રાક્ષસીગુટીકા, ગુલાબી ચુર્ણ, દાડીમાષ્ટકચુર્ણ, કર્પુરાસવ, અહિફેનાસવ,

કુટજારિષ્ટ, પચામૃતપર્પટી, દાડમનુ સરબત વગેરેમાથી યોગ્ય લાગે તે આપવું

**પથ્ય**—સપુર્ણ સ્વચ્છતા રાખવી ખોરાકમા દુધ કે છાસ, ધાણા અને સિધાલુણ નાખીને ભાત આપવો તરસ લાગે તો વાળાનુ પાણી, દાડમનુ સરબત તથા બીલીનો મુરબ્બો આપવો.

## મરડાઈ જવું (લચક)

**કારણ તથા લક્ષણ**—માડા ખાચાવાળી જમીન ઉપર ચાલતા પગ લચકી જવાથી, શરીરના કોઇ સાધાને આચકો કે ધક્કો લાગવાથી તેમજ તેવા બીજા અન્ય કારણોથી સાધો મરડાઇ જાય છે આ મરડ ખભા, કાડા, ગુડણ, પેટી અને કમર વગેરે સાધાઓમા થાય છે

**ઉપાય**—મહાનારાયણ તેલ, સિધવાદિ તેલ, વગેરેનુ મર્દન કરવું, સેક કરવા અસ્થિસધાનકલેપની પટી મારવી વગેરે

**સુચના**—દરદીને જ્યાસુધી બરાબર આરામ ન જણાય ત્યાસુધી બહુ માર્દનન કરવા દેવી નહિ.

## મીઠીપેશાબ (મધુપ્રમેહ)

**વિવેચન**—આ દરદમા પેશાબ ઘણો થાય છે અને પેશાબ સાથે સાકર પણ જાય છે એટલે તેને મધુપ્રમેહ કહેવામા આવે છે હોજરીમા સાકરનો ભાગ યોગ્ય પ્રમાણ કરતા વધી તે પેશાબદ્વારા નીકળી જાય છે અને તેથી લીવરની ક્રિયા બગડે છે અને આ દરદ પેદા થાય છે

**કારણ**—દારૂ અને સાકરના પદાર્થોનુ વધારે સેવન કરવાથી, પ્રમેહથી કે પ્રમેહના કારણોથી તથા કલેજુ બગડવાથી પ્રથમ ધાતુઓ બગડે છે અને પછી આ દરદ થાય છે. આ રોગ બે પ્રકારનો હોય છે, એક સાકરવાળો અને બીજો સાકર વગરનો

**લક્ષણ**—પેશાબ ઘણો થાય છે અને તેમા સાકર જાય છે, તરષ વિશેષ લાગે છે, પેશાબનો રગ ફીકકા પાણી જેવો, સ્વાદ મિઠો હોય

છે, મ્હોં, જીભ, ગળું સુકાય છે, ઝાડો કબજ રહે છે, શરીર હાડપિંજર જેવું બને છે, પુરૂષત્વ શકિત ઘટી જાય છે તેમજ ઘણીવાર આ રોગમાંથી પાકુ થઇ દર્દ વધી રોગી મરણ પામે છે.

**ઉપાય**—ખાનપાન ઉપર સપુર્ણ ધ્યાન આપવુ, શીલાજીત, વસંતકુસુમાકર, લોહભસ્મ, બંગભસ્મ, અફીણ, ચંદ્રપ્રભાવટી, અભ્રક ભસ્મ, તથા પુર્ણ-ચંદ્રરસ, વગેરેમાથી ઠીક જણાય તે આપવુ.

**પથ્ય**—પ્રમેહરોગ પ્રમાણેનુ પથ્ય રાખવુ તથા જવ, માખણ, વગેરે પદાર્થો યોગ્ય પ્રમાણમાં વાપરવા અને જેમાં સાકરનો ભાગ વધારે ન હોય તેવો ખોરાક લેવો.

## મુંઝારો (ન્યુમોનીયા)

**કારણ**—શરદિથી, અપથ્ય, આહાર વિહારથી, કબજીયતથી, તાવમા કફજન્ય પદાર્થો આપ્યા કરવાથી, ઉધરસ, સળેખમ, વગેરે હોય છતા ઔષધ ન કરવાથી, તથા તાવમા સંભાળીને સારવાર નહિ કરવાથી, કોઠો દુષિત થઇ કફનો વધારો થાય છે. અને તેથી છાતીમા ફેફસાતરફ સોજો ઉત્પન્ન થતા આ રોગ પેદા થાય છે.

**લક્ષણ**—પ્રથમ સાધારણ તાવ, ઉધરસ, છાતીમા દુખાવો, નાડી ઉતાવળી, માથામાં દુખાવો, પેશાબ થોડો તથા લાલ, કબજીયત, બકવાટ, શ્વાસ, ગળામા કફનો અવાજ, તાવનો વેગ ૧૦૩ થી ૧૦૫ કે તેથી વધુ, ઉધરસનુ જોર સખત, કેટલીકવાર કફમા લોહી આવવું, ક્ષીણતા, બેભાન અવસ્થા, ફેફસામા દરદ અને સોજો વગેરે લક્ષણો થાય છે,

**અસાધ્ય ચિન્હ**—ઉપરના બધાં લક્ષણોમા સુધારો થતો જણાય તો દરદી બચે છે. પરંતુ કોઈ એકાદ ઉપદ્રવનું જોર વધારે હોયતો દરદી મરણ પામે છે. તાવ ૧૦૫ થી વધુ હોય, શ્વાસનો અત્યંત વેગ હોય દરદી તોફાન કરે, અત્યંત પસીનો થાય, શરીર એકદમ ઠંડુ થઇ જાય, ગળામાથી કફ છુટે નહિ અને તેનો અવાજ ઘણો થાય, ફેફસા કફ અને

મોજાથી ભરાઇ ગએલા જણાય, પેશાબ કાળા રગનો આવતો હોય તો આ દરદમા સુધારાની આશા રહેતી નથી.

**ઉપાય**—મહાલક્ષ્મિનારાયણ રસ, શૃગભસ્મ, કફ ચિન્તામણિ, કફકેતુ, અભ્રકભસ્મ, સમિરપન્નગ રસ, દ્રાક્ષાસવ, સુદર્શનનો ફાટ, અભ-યાદિ ક્વાથ, ત્રિભુવન કિર્તિ રસ વિગેરેમાથી યોગ્ય લાગે તે આપવુ દોષોનુ પાચન થાય, મળમુત્ર ખુલ્લા થાય, થોડો થોડો પસીનો આવે, કફ છુટો થાય અને શ્વાસની ગતિ નિયમિત થાય એવા ઉપાયો કરવા તે એક અગત્યનો ઉપાય છે

પથ્ય—દરદીને કઇપણ ખોરાક બનતા સુધી આપવો નહિ ખુબ ઉકાળીને ઠારેલુ પાણી, જરૂર મુજબ તુલસીનો ચા, મગનુ ઓસા-મણ ખાસ આપી શકાય છે. ખુલ્લી હવા અને પ્રકાશવાળુ મકાન અળસીની પોટીસનો સેક, છાતી ઉપર કપુરના તેલનુ મર્દન, મકાનની હવા શુધ્ધ રાખવા માટે સુગધી ધુપ વગેરે હિતકારક છે. દરદીને શરદી થી બચાવવા ખાસ કાળજી રાખવી

## મૂર્છા

**કારણ**—નબળાઇ, ક્રોધ, શોક, મળમુત્રના વેગનો અવરોધ, વિરૂધ્ધ આહારનુ સેવન, દોષ, પ્રકોપ, તમોગુણ, આઘાત, ઝેર વગેરે કારણોથી જ્ઞાનેન્દ્રિના સ્થાનમા વાતાદિ દોષો પ્રવેશ કરે છે એટલે માણસ મુર્છિત થાય છે

**લક્ષણ**—હૃદયની ગતિ મદ પડે છે, મોળ, ઉલટી, કપારી, ટાઢ શરીરે ઠડી, પરશેવો થવો નાડી અને શ્વાસ ધીમો થવો, સ્નાયુઓ ખેચાવા, મનમા ગભરાટ વગેરે થઇ મુર્છા આવી દરદી તદન બેશુધ્ધ થઇ જાય છે કદાચ ઝાડો, પેશાબ પણ થઇ જાય છે મૂર્છામા પિત અને તમોગુણ મુખ્ય હોય છે ભ્રમમા પિત, વાયુ અને રજોગુણ મુખ્ય હોય છે તદ્રામા વાયુ, કફ અને તમોગુણ મુખ્ય હોય છે અને સજ્ઞાનાશમા કોપેલા દોષ જીવના સ્થાનમા જઇ વાણી અને ગતિને અટકાવી

પથ્ય—મોઢું સ્વચ્છ રાખવુ ખોરાક હલકો અને પ્રવાહી લેવો.

## યાદશકિતની ખામી(સ્મૃતિ હીનતા)

**વિવેચન**—મગજની નબળાઇ, ધાતુ ક્ષીણતા, જ્ઞાનતંતુઓની કમજોરી તેમજ બુધ્ધિને મંદ કરે તેવા પદાર્થોનુ સેવન કરવાથી આ દરદ થાય છે.

**લક્ષણ**—સ્વભાવ ભુલકણો થઇ જાય છે તરતની બનેલી હકીકત પણ યાદ રહેતી નથી. અને નબળા વિચાર આવે છે.

**ઉપાય**—બ્રાહ્મી, સતાવરી અને શંખપુષ્પિનો સ્વરસ કે કવાથ દરરોજ સવારે પીવો. સફેદમુશળી, જટામાસી, જેઠીમધ, કુષ્ટ, કચુરો, વંશલોચન અને આમળાનુ ચુર્ણ કરી માખણ અને સાકર સાથે લેવુ વજ ઘસીને દુધ સાથે લેવી .મેધ્યરસાયન, અશ્વગંધારિષ્ટ, બ્રાહ્મીનુ ઘી, બદામ, પીસ્તા, ધારોષ્ણદુધ અને અખરોટ વગેરેનુ સેવન ફાયદાકારક છે

## રકતપિ-ત (લોહી પડવું)

**કારણ**—તિક્ષ્ણ, ઉષ્ણ તથા ક્ષારવાળા પદાર્થોના અતિ સેવનથી, અતિશય કસરત, મૈથુન, શોક અને મદ્યપાનથી, પગેચાલીને લાંબા પ્રવાસ કરવાથી, તેમજ વિરૂધ્ધ આહારવિહાર વગેરેથી રકત બગડી પિતને બગાડે છે અને પિત બગડવાથી લોહી બગડી આ રોગ થાય છે.

**લક્ષણ**—આ રોગ ઘણોજ ભયંકર ગણાય છે તેમા મોઢુ, આંખ, નાક, કાન, મળદ્વાર, યોનિદ્વાર, મુત્રમાર્ગ વગેરમાથી લાલ રંગનુ લોહી અથવા પિત પડે છે લોહી વધારે જવાથી શરીર ફીકુ ઉદાસી અને દુર્બળ થઇ તાવ, ઉલટી, દાહ, આળસ, મોમા ખરાબવાસ વગેરે ઉપદ્રવો થાય છે. કેટલીકવાર ફેફસામાથી પણ લોહી આવવાનુ શરૂ થઈ ઉરક્ષત કે ક્ષય પણ થઈ જાય છે

**ભેદ**—કેવળ મોઢામાંથીજ લોહી આવવુ જેને ઇંગ્રેજીમા "સ્કર્વિ" કહે છે શરીરમાથી ઉપરથી કે નીચેથી લોહી વહે તેનુ નામ રકતપિત ગણાય છે.

**ઉપાય**—કુષ્માંડઅવલેહ, વાસાવલેહ, ચ્યવનપ્રાસાવલેહ, વાસાસ્વરસ, ઉશીરાસવ, દુર્વાદ્યઘૃત, ચંદ્રકળા શોણીનાર્ગલ વગેરે ફાયદાકારક છે

**પથ્ય**—દ્રાક્ષ, વાળો, કહોળુ, બકરીનું દૂધ, દાડમ, આંબળા, સતાવરી, જુના ચોખા, ઘઉ, મગ, તાન્દળજો, પીપળાની ટેટી, ઘી, સાકર વગેરે.

## રગતપિત્ત (વાતરકત–મહાકુષ્ટ)

**વિવેચન**—આ એક અત્યંત ચેપી દરદ છે અને તે કુદરતી નિયમ વિરુદ્ધ ખાનપાન લેવાથી પેદા થાય છે તેનું ખાસ કોઇ ચોકકસ કારણ અત્યાર સુધી મળી આવ્યું નથી આ રોગનું પુર્વરૂપ વાતરકત પ્રમાણે હોય છે અને તે ઉપદંશની પેઠે સ્પર્શથી ફેલાય છે

**લક્ષણ**—શરીરમાંથી અત્યંત પરસેવો આવે કે બીલકુલ બંધ થઇ જાય, સ્પર્શજ્ઞાન ઓછું થાય, અંગ જડ બને, મેદ, ભારેપણું, ચળ, બળતરા, શરીરપર ગાંઠો કાન, કપાળ, મ્હોં વગેરે અવયવો ઉપર સોજો કે રતાશ, હાથપગની આંગળીઓ વાંકી થવી, નખ ખવાઇને ખરી પડવા વગેરે થઇ છેવટે અત્યંત બળતરા સાથે પાણી ઝરી અને માંસ પણ ખરવા માંડે છે

**ઉપાય**—આ રોગનો ચોકકસ ઉપાય હજીસુધી હાથ લાગ્યો નથી છતાં શોધક, શિતળ, સારક અને રોપણ દવાઓ આપવાથી કંઇક ફાયદો થાય છે ગળોના સ્વરસમાં ગુગળ તથા એરંડીયું તેલ મેળવીને આપવું ચાલ મોગરાનું તેલ આપવું, મીંઢીઆવળનો જુલાબ વારંવાર આપવો, ગળોનો કવાથ, મહામજીષ્ઠાદિકવાથ, નિંબાદિકવાથ, કિશોર ગુગળ, મહાનિંબતૈલ, વીડંગતંદુલનો પ્રયોગ વગેરે દવાઓ વાપરવાથી જો દરદ નવું હોય તો ઘણેભાગે મટી જવા સંભવ છે હરતાલની કોઇપણ બનાવટ આ રોગમાં સર્વોતમ કામ કરે છે

**પથ્ય**—જુના ધાન્ય, ઘઉં, ચોખા, ઘી, દુધ, સિંધવ વગેરે હિતકારક છે

**સુચના**—આ દરદીને અન્ય માણસોના સંસર્ગથી દુર રાખવો

## રતવા (વિસર્પ)

**કારણ**—ખાટા, ખારા, કડવા કે ગરમ પદાર્થોનું નિરંતર સેવન, વાયુ અને રક્તનો પ્રકોપ કરે તેવી જાતનો આહારવિહાર કે લોહી બીગાડ, શસ્ત્રનો જખમ, ઝેર અથવા ઝેરી જનાવરના ડંખથી કે રતવાના ચેપનો સ્પર્શ થવાથી આ દરદ થાય છે

**લક્ષણ**—આ દરદમા પ્રથમ ચામડીપર વરમ થાય છે અને તે એક જગાએથી બીજી જગાએ ફેલાય છે સોજો થઇ આવે છે, દાહ થાય છે, ચામડી લાલ થઈ કળથીના દાણા જેવા ફોલ્લા થાય છે ને ફોલ્લાનો ચેપ જ્યા લાગે ત્યા આ દરદ ફેલાય છે ઉપરની ત્વચામા જો રતવા હોય તો તે સાધારણ ઉપચારથી મટે છે પરંતુ તેનું ઝેર નીચેથી ગ્રંથીના રૂપમા હોય તો તે સખત પ્રકાર ગણાય છે તે પાકે છે ફુટે છે અને બહુ વેદના સાથે સોજો થઇ દરદીને તાવ વગેરે ઉપદ્રવોથી હેરાન કરે છે કેટલીક વખતે તે અસાધ્ય પણ નિવડે છે

**ઉપાય**—રતાંજળી, મજીઠ, જેઠીમધ, વાળો, અને કપુરને દુધ સાથે વાટીને જાડો લેપ કરવો દશાંગલેપ ગુલાબજળમા બરાબર વાટી ચોપડવો હળદર, લોદર, જેઠીમધ, રસવંતી, સરસડાના બીજ વગેરે સુ-નાના પાણીમા વાટી લેપ કરવો, ગુલાબજળમા વાટીને સોનાગેરૂનો લેપ કરવો, અને તેટલી સ્વચ્છતા રાખવી, પંચવલ્કલ કે લીંબડાના પાનનું ઉકાળી તૈયાર કરેલુ પાણી ન્હાવા તથા વ્રણને ધોવામા વાપરવુ, જો તાવ વગેરે ઉપદ્રવ હોય તો અમૃતાદિક્વાથ, પર્પટક્વાથ, શંશમનીવટી, મંડુર, લોહ, અગ્નિતુંડીવટી, સારિવાદ્યરિષ્ટ, વગેરે આપવુ લોહી સુધારનારી દવાઓ આપવી પેટ સાફ રાખવુ

**પથ્ય**—સાદો, સાત્વિક અને શીતળ ખોરાક તથા સ્વચ્છતા રાખવી.

## રસોળી (અર્બુદ)

**વિવેચન**—શરીરના કોઇપણ ભાગમા એક પ્રકારની નરમાસ યુક્ત ગ્રથી થાય છે તેને રસોળી કહે છે. તે દાબતા પોચી જણાય છે અને ધીમે ધીમે વધ્યા કરે છે તેને પકવી ચીરી જોતા એક થેલી જેવુ માલુમ પડે છે જેમાથી ચીકણો મેદ જેવો પદાર્થ નિકળતો જણાય છે અને તેનું પરૂ બહુજ ખગબ ગધ વાળું હોય છે

**ઉપાય**—શરૂઆતમા રસોળીની ચારે બાજુએ ડામ દેવાથી કે ત્રોકાવવાથી (છુંદણા કરવાથી) દરદ વધતુ અટકે છે. દોપધ્નલેપ છાશમા વાટી જાડો લેપ કરવાથી ઘણો ફાયદો થાય છે ઘણા દિવસ આ ઉપચાર કરવાથી આ દરદ મટે છે જરૂર જણાય તો રક્તશોધક દવાઓ ખાવાને આપવી.

**સુચના**—જો રસોળી અડચણ ન કરતી હોય તો તેને છેડવી નહિ તેમજ અડચણ કરે તેવા સ્થાનપર હોય અને ઉપચાર કરવાથી ન મટતી હોય તો શસ્ત્રવૈદ્યની સલાહ લેવી.

## રંગીલું (ડેંગ્યુફીવર)

**વિવેચન**—આ એક ફોટી નિકળતો ચેપી રોગ છે તેમાં પ્રથમ તાવ આવે છે, સાધા અકડાઇ જાય છે, નાના મોટા સઘળા સાધા સુઝી જાય છે, દરદી હાથ પગ શુધ્ધા હલાવી શકતો નથી, સધિવાની માફક ઉઠવું બેસવું પણ મુશ્કેલ થઇ પડે છે, ઉલટી, અરૂચિ, માથામા દુખાવો, અગમા ગરમિ, કમર પેટ કે છાતીમા દરદ સાથે પાચમે કે છઠે દિવસે શરીર લાલ થઇ જાય છે

**ઉપાય**—શરૂઆતમા પેટ સાફ કરવા ઇચ્છાભેદી કે બીજો કોઇ જુલાબ આપવો, તાવ માટે ખડસલીયાના કવાથ સાથે ત્રિભુવનકિર્તી રસ આપવો. દુખતા સાધાઓ ઉપર વિષ ગર્ભ તેલ ચોળવુ સાધા ગરમ કપડાથી વીટી રાખવા આ રોગમા અર્કાદિ વટી આપવી પણ ઠીક છે.

**પથ્ય**—ખોરાકમા ફક્ત દૂધજ આપવુ દરદ મટયા પછી હલકો ખોરાક આપવો,

આ દરદ ઘણે ભાગે છઠે કે સાતમે દિવસે મટી જાય છે

## ઋતુવિકાર (સ્ત્રીઓના ઋતુનાં દરદ)

**વિવેચન**—આજકાલ જેવી રીતે પુરૂષોમા ધાતુરોગ વધારે પ્રમાણમા જણાય છે તેવી રીતે સ્ત્રીઓમા આર્તવરોગ બહુ પ્રમાણમા જણાય છે આ ઋતુ થોડુ આવે, વધારે આવે, પીડા સાથે આવે કે ન આવે વગેરે કેટલાક ભેદ જોવામા આવે છે.

**કારણ**—પાન્ડુ રોગ, મનની ચિન્તા, કબજીયત, અજીર્ણ, શુન્યતા, લોહીમીગાડ ગર્ભાશય દોષ, યોનિરોગ, શોક, બેસી રહેવાની ટેવ, શહેરી જીવન, નિયમ વિરૂધ્ધનુ વર્તન, અજ્ઞાનતા, નબળાઇ, વગેરે કારણોથી આ દરદ થાય છે

**લક્ષણ**—રતુ તદ્દન ન આવવુ, બે ચાર છ મહિને આવવુ, પંદર કે વિસ દિવસે આવવુ રતુ આવતી વખતે ઘણુજ કષ્ટ થવુ, પાચ સાત દિવસ સુધી રતુસ્રાવ થવો, તેમજ પ્રથમ દિવસે મ્હેજ રતુ દેખાયા પછી બધ થઇ જવુ, ખુલ્લાસેથી ન આવવુ કે અત્યંત આવવુ આવા જુદા જુદા ભેદો આ સબંધમા જોવામા આવે છે.

**ઉપાય**—ઉપરની જે કાંઇ અવસ્થા હોય તેને બરાબર જોઇ સમજી તેના કારણો સુધારી યોગ્ય ઉપાય કરવા યોની કે ગર્ભાશયનો ખાસ સ્વતંત્ર રોગ હોય તો સ્ત્રી વૈદ્યની સલાહ લેવી ઋતુ સાફ લાવવા માટે ઓજસઆદિ વટી કે શ્રી ગર્ભાન્તક વટી આપવી અત્યત ઋતુ આવતુ હોય તો ચંદ્રપ્રભા વટી કે સાકરમા પરવાળા પુષ્યાનુગ ચુર્ણ પ્રદરારી રસ વગેરે દવાઓ આપવી ખોરાક તદ્દન સાદો અને ઠંડો આપવો. મુશ્કેલીથી ઋતુ આવતુ હોય અને પીડા થતી હોય તો કુમારીઆસવ, યોગરાજ, ગુગળ, મંડુર ભસ્મ, કે પૌષ્ટિક દવાઓ આપવી અફીણ અને કેશરની બનાવેલી ગોળી ઋતુ સમયે આપવાથી આ દરદમા ફાયદો થાય છે એ સિવાય કબજીયત વગેરે જે કંઇ હોય તેને સુધારવાના ઉપાય કરવા

વિરેચની વટી (એળીયાવાળી બનાવટ)નુ નિત્ય સેવન કરવાથી ૠતુ બરાબર આવવા લાગે છે ફટકડીના પાણીની કે ત્રિફળાના ક્વાથની અથવા માયા ફળના ઉકાળાની પીચકારીનો ઉપયોગ જરૂરપ્રમાણે કરવાથી શ્રાવ નિયમિત થાય છે યોનીમા દવાઓની વાટ, પોતા કે સોગઠી ધારણ કરવાથી આ દરદમા સારો ફાયદો થાય છે

**પથ્ય**—પૌષ્ટિક તેમજ હલકો ખોરાક, શારિરીક કસરત, ખુલ્લી હવા તેમજ સાફ જીવન રાખવુ

## લકવો (પક્ષાઘાત)

**કારણ**—શરીરની શીરાઓ તથા સ્નાયુઓનુ વાયુ શોષણ કરીને સાધાના બધનો ઢીલા કરે છે તેથી આ રોગ થાય છે આ રોગનો ખાસ મગજની સાથે સબધ છે શરીરની હીલચાલનો આખો વ્યાપાર મગજ તથા બરડાની અદરના મજ્જા તતુઓ દ્વારા થાય છે જ્યારે મગજમા કઇ વિકાર થાય છે ત્યારે મગજની ઇચ્છાનો હુકમ બજાવવાને મજ્જા તતુઓ અશક્ત થાય છે તેથી આ રોગ થાય છે.

ઉપર બતાવેલા કારણોથી, મગજમા લોહી ચડી જવાથી, રક્તશ્રાવ થવાથી, દોષોનો સચય થવાથી, દારૂ પીવાથી, ઉપદશનો રોગ થઇ ગયો હોય તેવા દરદીમાથી, વૃધ્ધાવસ્થાને લીધે, મગજને પોષણ નહિ મળવુ વગેરેકારણોથી આ રોગ થાય છે

**લક્ષણ**—હાથ, પગ, મોઢુ, જીભ, ચ્હેરો અથવા અર્ધુ અગ સજ્ઞા રહીત કે શીથીલ થઇ જાય છે

**ઉપાય**—આ રોગમા સ્નાયુઓ ને તાકાત આપે તેવી જાતની ખાવાની દવાઓ કે માલીસ કરવાના તેલ, સેક, અભ્યગ, સ્વેદ વગેરે ક્રિયાઓ ઉપયોગી છે મહાલક્ષ્મિવિલાસરસ, વાત ચિન્તામણી, મલ્લ ચદ્રોદય, સમિરપન્નગ, મહાયોગરાજ, નારાયણ તેલ, વાતારી રસ, મહારાસ્નાદિ ક્વાથ, વિષતીન્દુક વટી વગેરે ઉપયોગી છે ગરમીને લીધે જો દરદ થયુ હોય તો કેશરાદિ વટી અને મહામજીષ્ઠાદિ ક્વાથ આપવો

**પથ્ય**—લસણ, ગ્રામ્યમાંસ, અને પૌષ્ટિક ખોરાક, ઘઉં દુધ, ઘી, ગરમપાણી, સરગવાની સિંગ, પરવળ, રીંગણા વગેરે.

## લુખસ (અલસક)

**વિવેચન**—ચામડી લુખી તેમજ ખરબચડી બની જાય છે, આખા શરીરપર બહુજ ચળ આવે છે અને પછી બારીક ફોલ્લીઓ નીકળી આવે છે તેમાં એટલી બધી ચળ આવે છે કે દરદી લોહી કાઢતાં સુધી ખણ્યાજ કરે છે અને પછી તેમા એકદમ બળતરા થાય છે

**ઉપાય**—ગંધક રસાયન, દેશી સારસાપરિલા, ગુલકંદ, મીઠી આવળની ફાકી, આમળાનો મુરબ્બો, મજીઠાદિ કવાથ, આરોગ્ય વર્ધની વગેરે રકત શોધક અને ઠંડી દવાઓ લેવી. શરીરે ખુબ તેલ ચોળીને ન્હાવુ, મનશીલ અને ચંદનનો ખરડ કરવો ગંધકનો મલમ દરદવાળી જગા પર ઘસવો. સ્નાનરજ ચુર્ણથી હમેશા નહાવુ કે ન્હાવા માટ લીંબડાના પાનનુ કે ધમાસાનુ ગરમ પાણી વાપરવુ અથવા દરીયાના પાણીથી સ્નાન કરવુ.

**પથ્ય**—સાદો, મધુર અને હલકો ખોરાક લેવો ઉતેજક, ગરમ અને ખાટા પદાર્થોથી તદન દુર રહેવુ

## લોહીવા (રકત પ્રદર)

**વિવેચન**—જેવી રીતે શ્વેત પ્રદર થાય છે તેવાજ કારણોથી આ દરદ પણ થાય છે આમા માત્ર રકતસ્રાવ હોય છે તે સીવાયના અન્ય લક્ષણો શ્વેત પ્રદરના જેવાજ હોય છે. એટલુ ધ્યાનમા રાખવું કે અત્યાર્તવ અને રકતપિતને આ દરદ સમજી ન લેવુ કેમકે તેના લક્ષણો રકત પ્રદરથી જુદાજ હોય છે

**ઉપાય**—શ્વેત પ્રદરમા બતાવેલા સઘળા ઉપાયો કરવા. પ્રદરરિપુરસ પ્રદરારિ લોહ, પ્રદરાન્તક, અશોકારિષ્ટ, બંગભસ્મ, ગોદંતી ભસ્મ, વાશિષ્ટચુર્ણ તેમજ બીજી રકત સ્થંભક દવાઓ તથા ગર્ભાશયને શુધ્ધ કરી ઉષ્ણતા મટાડે તેવા ઉપચાર કરવા

પથ્ય—પાષ્ટિક, સાદો અને સ્નિગ્ધ ખોરાક આપવો, બ્રહ્મચર્યનું પાલન કરવું વગેરે હિતકારક છે આ દરદમા દુધ સર્વોત્તમ પથ્ય છે.

## વધરાવળ (અંડવૃદ્ધિ)

કારણ—પરમિયો, ચાદી, હસ્તમૈથુન, આઘાત લાગવો, શરીરમા આમ અને વાયુનો વધારો વગેરે કારણોથી આ દરદ થાય છે.

લક્ષણ—એક અથવા બન્ને અડ ઉપર સોજો આવી મોટા થઇ જાય છે કેટલીક વખત દાબવાથી તેમા દરદ થાય છે પેટ સાફ આવતુ નથી તથા પેટ પેડુ અને અડકોષમા દર્દ થાય છે

ઉપાય—એરડીયાનો જુલાબ દરરોજ આપવો રસસિંદુર અને અભ્રકભસ્મને ત્રિફળાના કવાથ કે ગોમુત્ર સાથે આપવુ કે જમ્યા પછી વાતારિરસ કે અગ્નિતુડી આપવી

સ્થાનીક ઉપાય—દેવદાર, મનશીલ કુષ્ટ, અને ચિત્રક પાણીમા વાટી લેપ કરવો, તમાકુના પત્ર ઉપર શીલારસ કે ઘી ચોપડીને વૃષણ ઉપર બાધી લગોટ મારવો (આ ઉપાયથી ઉલટી થવા સભવ છે જો વધારે ઉલટી થાય તો બાધેલુ પાન કાઢી નાખવુ) વૃષણમા સખત દરદ હોય તો વિષગર્ભ તેલ ચોપડવુ કે ધતુરાના પાન વાટીને બાધવા, સોજો હોય ત્યા દોષઘ્ન લેપ લગાડવો ચાલુ રાખવો આ દરદમા વાત નાશક દરેક ઉપચારો કરવા ઠીક છે.

પથ્ય—હલકો નમજ કબજીયત કરે નહિ તેવો સ્નિગ્ધ ખોરાક આપવો દરદીને તદ્દન આરામ આપવો

## વરાધ (બાળકનું ભરાઇ જવું)

કારણ—શરદિ લાગવાથી, વાયુનળીમા ધુળ ધુમાડો કે ખરાબ હવા જવાથી, તાવ તથા ફેફસા કે રકતાશયના કોઇ ભાગમા કઇ વિકાર હોવાથી આ દરદ થાય છે.

લક્ષણ—તાવ, કબજીયત, ગળામા સોજો, વારવાર ઉધરસ આવવી,

જીભ પર છારી, ગળામા કફનો અવાજ થાય, છાતી ઉપસેલી જણાય, સુવાથી ખાંસીનુ જોર થાય છે, અવાજ જાડો થાય, શ્વાસ અને કફનુ જોર હોય વગેરે લક્ષણો સાથે છાતી ભીસાય છે અને ઘણી વખતે પેટ પણ ચડેલુ જણાય છે આ દરદ ખાસ કરીને નાના બાળકોને થાય છે લોકો એને ભરાઇ જવુ એ નામથી ઓળખે છે જો એકદમ નાના બાળકને આ દરદ થયુ હોય તો તે વધુ ભયકર ગણાય છે

**ઉપાય**—શીતભજીરસ, સૃગ્યાદિચુર્ણ અને જવખાર મેળવીને આપવુ. માણેક રસાદિગુટીકા કફચિતામણી, લક્ષ્મિનારાયણ રસ કે સમિરપન્નગ વગેરે ખાસ ફાયદાકારક છે. છાતી ઉપર કપુરનુ તેલ ચોપડવુ હિતકારક છે.

**પથ્ય**—સુકી હવા, પ્રકાશ, તડકો, સેક ગરમ કપડા વગેરે હિતકારક છે રૂચી પ્રમાણે તુલસીની ચા, ગરમ અને પ્રવાહી ખોરાક કે ઓસામણ આપવુ આ દરદ સભાળીને દવા કરવાથી મટે છે પરતુ બેદરકારી રાખવાથી તેમાંથી ક્ષય વગેરે થઇ જાય છે

## વાળો (સ્નાયુક)

**કારણ તથા લક્ષણ**—દુષિત જળ પીવાથી ઘણેભાગે આ દરદ થાય છે ચામડીમાથી સફેદ રગનો લાબો દોરડા જેવડો તતુ નીકળે છે. તેને વાળો કહે છે આ દરદ કેટલીકવાર ઉપરાઉપરી થયાજ કરે છે અને સતાવે છે આ દરદનુ કારણ એક પ્રકારના જતુઓ લોહીમા મળેલા હોય તેમ જણાય છે

**ઉપાય**—વાળાની જગાએ ધતુરાના પાનની થેપલી બાધવી, વાળાનો છેડો બહાર દેખાય કે તેને સભાળીને બાધી લેવો કેમકે તે તુટી જવાથી ભારે વિકાર પામી દરદીને હેરાન કરી મુકે છે વાળાની જગ્યાએ ગરમ પાણી રેડવાથી કે તેલ ઘસવાથી તે સહેલાઇથી બહાર આવે છે જો તે પાકે છે તો તાવ આવે છેઅને સોજો થઇ નિક્ષણ સ્વરૂપ ધારણ કરે છે.

ખાવાની દવા તરીકે હીંગ કે ગધક ઠીક છે એ સિવાય વાળો સુખડ, ગોરખમુડી, વાવડીંગ, ચોપચીની, દિકામાળી, હળદર, દારૂહળદર, ગળો, સુઠ. અજમો, અજમોદ, હરડે, શતાવરી, આસુઠ, ઉપલસરી, રસસિદુર, ગધક, પારદ, ગૈપ્યભસ્મ, વિગેરે સમભાગે લઇ વાટી તેમાથી એઆનીભાર ચુર્ણ દરરોજ સવાર સાંજ પાણી સાથે આપવુ બહારના ઉપચાર તરીકે ખપાટના પાનની પોટીસ, એરડાના પાન, આકડાના પાન, ધતુરાના પાન, લીંબડાનાં પાન, અફીણ અથવા હીંગમાથી ગમે તે ચીજનો ઉપયોગ કરવો.

## વાઇ (અપસ્માર)

**કારણ**—ચિન્તા, શોક, ધાતુક્ષય ગર્ભાશયની ખરાબ સ્થિતી, ઋતુદોષ, દાત આવવા, પેટના કૃમિ તેમજ વારસાથી પણ આ દરદ થાય છે

**લક્ષણ**—આખે અધારા આવે છે, દરદી જે સ્થિતિમા બેઠો હોય તેજ સ્થિતિમા વાઇ આવી બેશુદ્ધ થઇ જાય છે, પરતુ દરદના સખત રૂપમા દરદી જોરથી ચીસ પાડી બેભાન થઈ જમીન ઉપર પડી જાય છે, હાથ પગ ખેચાય છે, શ્વાસ રૂધાઇ જાય છે, ચ્હેરો લાલ થાય છે, મોઢામાથી ફીણ આવે છે, દાત, જોરથી ભીડાઇ જાય છે, થોડી વાર પછી નાગુ નરમ પડતા દરદી સુસ્ત થઇ પડી રહે છે, ત્યાર બાદ થોડી વાર પછી તદરુસ્ત દેખાય છે, આ દરદમા હૃદયમા પીડા, જડતા, સ્વેદ, મૂર્છા અને સ્મૃતિ નાશ વિગેરે લક્ષણો થાય છે

**ઉપાય**—ફીટ આવે ત્યારે દરદીની પુરતી સભાળ રાખવી કે દરદીને કોઇપણ રીતેનુકશાન પહોચે નહિ. જરૂર પડે તો એમોનિયા સુઘાડી જાગ્રત કરવો

**શાસ્ત્રિય ઉપાય**—અશ્વગધારિષ્ટ, ભુતભૈરવ, બ્રાહ્મીઘૃત, મેધ્યરસાયન, અમરસુદરી વટી કે જાતીફલાદી ચૂર્ણ ફાયદાકારક છે કહોળાના અને જટામાસીના રસમા હીગધ નાખી તે પીવાથી અને સુઘવાથી સારો લાભ થાય છે

**પથ્ય**—ખોરાક હલકો અને દૂધ વધારે આપવું કસરત કરાવવી દરદીને ખુલ્લી હવામાં આનંદમાં રાખવો

## વાજીકરણ (બળવર્ધક)

**વિવેચન**—ગ્રહસ્થાશ્રમી માણસોએ શરીરને ટકાવી રાખવા માટે બળ ક્ષીણ થતું અટકાવી રાખવા માટે દર વર્ષે શિયાળામાં વાજીકરણ ઔષધ (બળ વધારનાર)લેવાની વૈદ્યકશાસ્ત્ર આજ્ઞા કરે છે તેવા પ્રયોગો આ નીચે જણાવ્યા છે તેનો ઉપયોગ ખાસકરીને દરેક જણે કરવો જોઇએ.

**વાજીકરપ્રયોગો**—પૂર્ણચંદ્રોદયરસ, (મકરધ્વજ) મહાલક્ષ્મિ-વિલાસરસ, લસણ, વસંતકુસુમાકરરસ, કૌચબીજ, ગોખરૂ વગેરેની યોગ્ય બનાવટો, વાજીકરણચુર્ણ, રસાયનચુર્ણ, મકરધ્વજવટી, મનમથવિલાસરસ, અડદના પ્રયોગો, પૌષ્ટિક ખોરાકો, લોહ અભ્રક, કેશર, કસ્તુરી, અંબર વગેરેના પ્રયોગો સાલમપાક, હેમાભ્રરસસિંદૂર, શ્રીનીલકંઠરસ, સિંહવાહી-નીવટી, હેમરસાયન, આયુષ્યવર્ધકતેલ, અશ્વગંધાની બનાવટો, મુશળીની બનાવટો, અબલવિલાસગુટિકા, અમૃતવલીરસાયન વગેરે અનેક પ્રયોગો આયુર્વેદમાંથી મળી આવે છે તેમાંથી યોગ્ય લાગે તેનો ઉપયોગ કરવાથી બહુજ ફાયદો થાય છે

**પથ્ય**—આવા પ્રયોગો ચાલતા હોય ત્યારે બ્રહ્મચર્ય પાળવું કસરત કરવી, પચી શકે તેટલો પૌષ્ટિક ખોરાક લેવો

## વાનાં દરદ (વાતરોગ)

**કારણ**—શરદિ લાગવાથી, હમેશા અજીર્ણ કે વાયુ રહેવાથી, લુખુ અને ટાઢું ખાવાથી, પાચનક્રિયા મંદ પડવાથી, ઘણી મહેનત કરવી, લાંબા પંથ કરવા, તેમજ ચિન્તા, શોક, મળમુત્રના વેગનો અવરોધ, અતિશય ઉપવાસ, વાયુનું અતિસેવન, વગેરે કારણોથી વાના દરદો થાય છે

**લક્ષણ**—શરીર ઝલાય છે, તાવ આવે છે. કોણી, ગોઠણ, ખભો, અથવા શરીરના કોઇ બીજા ભાગમાં દરદ થાય છે જ્યાં દરદ થતું હોય ત્યાં બરાબર ઉપચારો ન થાય તો તે ભાગ સુકાતા જાય છે અને દરદી

લાચાર થતો જાય છે આયુર્વેદમાં ૮૪ પ્રકારના વાના રોગ કહેલા છે તે દરેકના નામ ઉપરથી તેના જુદા જુદા લક્ષણો સમજી શકાય તેમ છે.

ઉપાય—યોગરાજગુગળ, મહાયોગરાજગુગળ, સમિરપન્નગરસ, મલ્લચંદ્રોદયરસ, વાતારિરસ. વાતરાક્ષસરસ, મહારાસ્નાદિકવાથ, તથા માલીસ માટે નારાયણ તેલ, વિષગર્ભ તેલ વગેરેમાથી લક્ષણો જોઇ યોગ્ય લાગે તે ઉપચારે કરવા

પથ્ય—પેટ સાફ રાખવુ, કુવાનુ તાજુ પાણી, ગરમ કરેલુ પાણી દૂધ, ખીચડી, બાજરો દાળ, આદુ, લસણ, તજ, લવિંગ, મરી, ગરમ-કપડા, ખુલ્લી હવાવાળુ મકાન, ઉચી જગાએ વાસ વગેરે ફાયદાકારક છે શરીરે તેલનુ મર્દન કરી સેક કરવો તે હિતકારક છે

## વાળનાં દરદ

વિવેચન—વાળ ખરસટ થવા, ધોળા થવા કે ખરી પડવા અથવા ન વધવા વગેરે વાળના મુખ્ય દરદો છે

ઉપાય—મગજને પોષણ આપે તથા મગજને ઠંડક આપે તેવી દવાઓ આપવી જેવી કે જીવન, સપ્તામૃતલોહ, આંબળાનો મુરબ્બો, પ્રવાલ, ગુલકંદ વગેરે

બહારના ઉપચાર—સુગંધી તેલ, મહાસુગંધી તેલ, ભ્રંગરાજ તેલ અને આયુષ્યવર્ધક તેલ વગેરે ફાયદાકારક છે વાળ સાફ કરવા માટે કેશવર્ધક મશાલો (જુઓ વૈ ચિ પાન-૧૨) મેટ (મૂલતાની માટી) આબળા કે ચીકાખાઇનો ઉપયોગ કરવો સાબુનો કદીપણ ઉપયોગ કરવો નહિ માથાપર ગરમ પાણી નાખવુ નહિ

## વ્યા ફાટવી (હાથપગની ચામડી ફાટવી)

કારણ—ચામડી રૂક્ષ થાય તથા તેમા લોહી પહોચે નહિ તેમજ વાયુનુ પ્રમાણ વધે એવી જાતનો આહારવિહાર કરવાથી, અતિશય ઠંડી લાગવાથી, પાણીમા હાથપગ પડયા રહેવાથી, ઘણેભાગે શિયાળાની

મોસમમાં આ દરદ થાય છે. આ એક હલકી જાતનો કુષ્ટરોગ છે.

લક્ષણ—આ દરદ ઠંડીના દિવસોમા થાય છે અને તેથી હાથપગની ચામડી ફાટી તેમાં ચીરા પડે છે, થોડું થોડું દરદ તથા બળતરા થાય છે અને ચાલવાથી કે વાગવાથી તેમા વધારો થાય છે

ઉપાય—સ્નીગ્ધ અને પૌષ્ટિક ખોરાક લેવો, હાથપગમા હમેશા તેલનુ મર્દન કરવુ, મોજા કે બુટ પહેરી રાખવા, કોકમના તેલનુ માલીસ કરવુ તથા ઠંડા અને સ્નિગ્ધ ઉપચારો કરવા, શરદિવાળી હવાથી મુક્ત રહેવુ, હાથપગ વધુવાર સુધી પાણીમા રાખવા નહિ.

## શીળસ (શીતપિત)

કારણ—શીતવાયુથી, કફવાત કુપિત થઇ પિત સાથે મળી રક્ત દુષિત કરે છે તેથી અથવા બહુ ખાવા પછી બરાબર ઓડકાર નહિ આવતા ઘચરકાની માફક ખાટુ પાણી મોઢામા આવે છે તે પાણી જો પાછુ પેટમા ચાલ્યુ જાય તો તેથી પણ આ દરદ થાય છે

લક્ષણ—આ દરદ થતા શરીરપર ધામડા નિકળે છે, ખુબ ચળ આવે છે, કબજીયત રહે છે, શરીર સુસ્ત લાગે છે, અંગમા અને આંખમા દાહ અને મંદાગ્નિ વગેરે જણાય છે આ રોગને આપણી ભાષામા ઘચરકાવિકાર અથવા શીળસ ધાયુ પણ કહે છે.

ઉપાય—વમન, વિરેચન, પ્રલેપ વગેરે ઉપાયો કરવા. અડાયા છાણાની રાખ બારીક કપડામા પોટલી બાધી જ્યા ચળ આવે ત્યા છાટવી ગરમ કપડા કે ધાબળો ઓઢાડી દરદીને શાન્ત જગાએ રાખવો એક બાટલી પાણીમા સાજીખાર નાખી સ્નાન કરાવવુ સાકર, જેઠીમધ, ત્રિફળા અને પ્રવાલભસ્મ આપવાથી ઘણો સારો ફાયદો થાય છે કાળા મરી ઘીમા ચાટવાથી પણ ફાયદો થાય છે, રેવચીનુ લાકડુ કે નસોતર અથવા ઇન્દ્રવારૂણીના મુળની ફાકી કે સ્વરસ પણ ઠીક ફાયદો કરે છે લીબડાની છાલ, આમળા, ગળો અને પટોલપત્રનો કે ત્રિફળાનો ક્વાથ પણ ઠીક કામ કરે છે. યવક્ષાર અને સિંધવ તેલમા મેળવી લેપ કરવાથી

પણ ખાસ ફાયદો થાય છે.

**પથ્ય**—કટુ, તિક્ત અને કષાય પદાર્થો લેવા ઠીક છે.

## શીળી (સ્મોલપૉક્ષ).

**વિવેચન**—સાધારણ રીતે બાળકોનેજ ઘણે ભાગે આ દરદ થાય છે આ એક ચેપી દરદ છે અને તે એકાએક આખા ગામમા ફેલાય છે તેની મોસમ ચાલતી હોય ત્યારે ઘણે ભાગે બધા બાળકોને તે નીકળી જાય છે દરેક જણને બાલ્યાવસ્થામા એક વખત નિકળે છે કેટલીકવાર મોટા માણસોને પણ તે થતુ જોવામા આવે છે.

**લક્ષણ**—શીળીના વિષનો શરીરમા પ્રવેશ થયા પછી દસ કે પંદર દિવસે સાધારણ તાવની પેઠે ઉકળાટ, ગરમી, પીઠમા દરદ, ઉલટી વગેરે સાથે શરૂ થાય છે ગળામા સોજો વગેરે થવાની સાથે લગભગ બીજે કે ત્રીજે દિવસે શીળીના ઘણા દાણા શરીર પર દેખાય છે પ્રથમ મો, ગર્દન, માથુ, કપાળ, છાતી, પેટ વગેરે તરફ દાણાનો વધારો જોવામાં આવે છે દરદીના શરીરની ચામડીનો વર્ણ લાલ થવાથી આ રોગનુ પૂર્વરૂપ માની શકાય છે દાણા નીકળતા તાવ નરમ પડેછે પરતુ દાણા ભરાતા એકવાર ફરીથી તાવ જોર કરે છે સાતમે દિવસે જોર નરમ પડે છે અને ધીમે ધીમે દાણા સુકાઇ ભીંગડા વળે છે કેટલીક વખતે દરદ સાધારણ રૂપમા એટલે કે દાણા થોડા હોય છે પરંતુ કોઇ કોઇ દરદીમા તેનુ સ્વરૂપ એટલુ બધુ સખત હોય છે કે આખા શરીરમા તલ મૂકવા જેટલી પણ જગા રહેતી નથી આંખ અને જીભ સુદ્ધા પણ દાણા જોવામા આવે છે આવા સખત હૂમલામા બાળક કે મોટુ માણસ મુશ્કેલીથી બચે છે.

**સારવાર**—આ દરદ ચેપી છે એટલા માટે દરદીને સ્વચ્છ બીછાના ઉપર, એકાન્તમા, ખુલ્લી હવા વાળા ઓરડામા પ્રકાશ હોય ત્યા રાખવો મકાનમા તડકો આવે તેવી વ્યવસ્થા રાખવી લીંબડાના પાન બારી બારણા પર ખૂબ લટકાવવા, આ પાન દરરોજ તાજા લાવવા

સમજી તેની ઉપેક્ષા કરવી નહિ કેમકે સળેખમમાંથી ખાસી, ખાંસીમાંથી ક્ષય અને ક્ષયમાંથી મૃત્યુ પણ થઇ જાય છે.

**કારણ**—રૂતુના ફેરફારથી શરીર ઉપર થતી અસર, દિવસે સુઇ ઉઠયા પછી પાણી પીવાની ટેવ, એક પ્રદેશમાથી બીજા પ્રદેશમાં જવાથી ત્યાંના હવાપાણી અને ખોરાકની શરીર ઉપર જુદી અસર થતા, ઠંડી રૂતુ, છોબધ જમીન ઉપર સુવુ બેસવુ, ભારે, મીઠા, ખાટા, ચીકણા કે બહુ પ્રવાહી પદાર્થોનું સેવન, શારિરિક શ્રમ નહિ કરવાથી કે ધાતુ ક્ષય થવાથી વાર વાર શરદિ થઇ આવે છે.

**પથ્ય**—એવા માણસો ભાગ્યેજ હશે કે જેને સળેખમનો અનુભવ ન હોય શરૂઆતમા માથામા ભાર, નાકમા ખુશકી, છીંકો વધારે આવવી નાકની અંદરના પડમા વરમ, દમ લેવાની અડચણ અને વધારે સ્પષ્ટ ચિન્હો થતા ગળામા દાહ, નાક તથા આખમાંથી પાણી ઝરવુ, અવાજ બેસી જવો, જીભપર સફેદ છારી, ભુખ ઓછી થવી દસ્તની કબજીયત, થોડો ઘણો તાવ અને શરીરમા બેચેની વગેરે થાય છે.

**ઉપાય**—શરૂઆતમા પેટ સાફ કવુ, પીનસહેરી તમાકુ સુંઘાડવી, મીઠાવાળા પાણીથી નાક અને મો ધોઈ સાફ રાખવા, નાકમા સહેજ ગરમ ઘી લગાડવુ

**શાસ્ત્રીય ઉપાય**—સિતોપલાદિચુર્ણ, કફકેતુરસ, કસ્તુરીભૂષણ, લવગાદિચુર્ણ, આકારકર્ભાદિવટી, કફચિંતામણી, લક્ષ્મિવિલાસ, લાલગુડા, દ્રાક્ષાસવ, મહાલક્ષ્મિવિલાસ કે, સમિરપન્નગરસ આપવાથી ફાયદો થાય છે.

**પથ્ય**—કાજી, દાળ, ભાત, ચા, ખીચડી વગેરે હલકા અને ગરમ પદાર્થો લેવા, પગ ગરમ પાણીથી ધોઇ, સાફ કરી મોજાં પહેરી લેવા, ત્રિકટુ અને તુળશીની ચા અથવા ગરમ પાણી જરૂર મુજબ વારંવાર આપવુ

## સારણ ગાંઠ (આંત્રવૃદ્ધિ)

**કારણ**—પેટના પડદાના છીદ્ર વાટે આતરડું સાથળના મુળમાંથી સરીને નીચે ઉતરી આવે તેને સારણનો રોગ કહે છે. અતિ

જોર કરવાથી, ઘણો બોજો ઉચકવાથી, ઝાડે જતા બહુ કરાઝવાથી, દોડવાથી, કુદકા મારવાથી, સખત વ્યાયામ કરવાથી, કે સ્વાભાવિક રીતે પડદો તુટી જવાથી આ દરદ થાય છે

**લક્ષણ**—સાથળની એક કે બન્ને બાજુએ આ દરદ થાય છે, આતરડુ નીચે ઉતરે છે ત્યારે અડકોષ મોટો દેખાય છે તેમાં સહજ દરદ પણ થાય છે, ચાલવામા મુશ્કેલી પડે છે, હાથથી દાબતા ધીમેધીમે તે ઉપર ચડી જાય છે અને ઉતરે છે કેટલાકને એથી ઉલટું પણ હોય છે ચઢ ઉતર થતા કોઇવાર અટકી પડે તો દરદી બહુ હેરાન થાય છે

**ઉપાય**—આ રોગ નવો હોય તો શીર્સાસન કરવાથી મટી જાય છે આ દરદને માટે બાજારમાં પટા આવે છે તે પણ રોગ નવો હોતા મટાડી આપે છે જુના રોગ માટે ઓપરેશન સિવાય બીજો ઉપાય નથી ખાવાની દવા તરીકે વાતહર અને દિપન પાચન ઉપચારો કરવા કબજીયત થવા દેવી નહિ સાધારણ કસરત કરવી, લંગોટ બાંધી રાખવો, વાયડો ખોરાક (કઠોળ બટાટા મિઠાઇ) બનતા સુધી લેવો નહિ

**સુચના**—આ દરદનુ આક્રમણ થાય ત્યારે શંખવટી, પચસકાર ચુર્ણ તેમજ વાયુ ઘટાડે તેવી કોઇપણ દવા આપવી દરદની જગાએ ઇટથી સેક કરવો

## સુવારોગ (સુતિકારોગ)

**કારણ**—સુવાવડ કે કસુવાવડ થયા પછી શરીરમા કઇપણ દોષ રહી જાય તેનાથી કે તે સમયે આહારવિહારમા સ્વચ્છદતા રાખવાથી સ્ત્રીઓને જે કંઈ દરદો થાય છે તેને સુવારોગ કહે છે.

**લક્ષણ**—તાવ, ખાસી, ઝાડો, ઉલટી, શુળ, અરૂચિ, સોજા, મુખપાક, અજીર્ણ, પેટ ચઢવુ, કબજીયત, હાથપગનો દાહ, મો આવવુ, શીકાશ, પેશાબમા દાહ, જીર્ણજ્વર અને ખાસી વગેરે કરીયાદો થાય છે તેમજ ગર્ભાશય સબધી પણ વિકાર જણાય છે.

**ઉપાય**—દશમુળકવાથ, દેવદાર્વ્યાદિકવાથ, શશમની બત્રીસુ (કાટલુ) પુનર્નવાદિકવાથ, ચંદ્રપ્રભા, મહાયોગરાજ વગેરેમાંથી યોગ્ય લાગે તે દરદનું મંડુરવટી, લોહાસવ, દ્રાક્ષાસવ, સુતિકાવિનોદરસ, પ્રતાપલંકેશ્વરરસ, પુન-સ્વરૂપ જોઇ આપવુ

## સોજા (સોથ)

**કારણ**—યકૃતદોષ, હૃદયરોગ, મુત્રરોગ, રકતક્ષિણતા, અતિસાર, સંગ્રહણી, પાન્ડુ વગેરે કારણોથી તેમજ મર્મ સ્થાનપર આઘાત થવાથી વિષારી અન્નપાનનુ સેવન વગેરેથી ચામડીમા કે માસમા સોજો થાય છે

**લક્ષણ**—અરૂચિ, ઉધ, મંદાગ્નિ, ચામડી પાતળી તથ ચળકતી થવી, વેદના થવી, શીરાઓ બારીક થવી, બેચેની, રૂવાટા ઉભા થવા, હાથથી દાબતા ખાડો પડવો વગેરે લક્ષણો હોય છે

**સુચના**—સોજા એ સ્વતત્ર રોગ નથી અન્ય રોગના કારણોથી તે થાય છે ઘણી વખતે આગતુક કારણથી પણ સોજો થઇ આવે છે.

**ઉપાય**—રોગીને માફક આવે તેવુ વિરેચન મળમુત્રની શુધ્ધિ સેક, લેપ વગેરે ઉપયોગી છે.

**શાસ્ત્રીય ઉપાય**—પુનર્નવાષ્ટકકવાથ, પથ્યાદિકવાથ, પુનર્નવાદિકવાથ, પુનર્નવાદિમંડુર, આરોગ્યવર્ધની નં ૧ વગેરેમાથી યોગ્ય લાગે તે આપવુ બહારના ઉપચાર તરીકે દોષઘ્ન કે દશાંગ લેપ ખાસ ઉપયોગી છે જો કોઈ સ્વતત્ર રોગમાથી આ રોગ થયો હોય તેની ચિકિત્સા સાથે આ ઉપાયો બરાબર વિચાર કરીને કરવા

**પથ્ય**—દુધ સર્વોતમ પથ્ય છે રેચ, લંઘન, મગ, રાતાચોખા, સિંધવ, આદુ, લસણ, એરંડીયુ, સરગવાની સિંગ વગેરે ઉપયોગી છે

## સોમ રોગ (સ્ત્રીઓનો મુત્રાતિસાર)

**કારણ તથા લક્ષણ**—પુરૂષોની પેઠે સ્ત્રીઓને પેશાબ માર્ગે પુષ્કળ પાણી જેવો પ્રવાહ ચાલ્યો જાય છે જેને લીધે શરીર તદ્દન

ઘસાઇ હાડપિંજર બની જાય છે આ દર્દને વૈદ્યક શાસ્ત્રમા સોમ રોગ કહે છે આપણી ભાષામા તેને સ્રીયોનો મુત્રાતિસાર કહીએ તો પણ ચાલે તેમ છે આ રોગમાથી સ્રીઓને ઘણે ભાગે ક્ષય રોગ પણ થઇ જાય છે

**ઉપાય**—પ્રમેહમા કહેલા દરેક ઉપાયો વાપરી શકાય છે વસંત-કુસુમાકરરસ, ચંદ્રપ્રભા કે મકરધ્વજ અને અભ્રકભસ્મ સાથે મેળવી દરરોજ થોડું થોડુ આપવુ

**પથ્ય**—પૌષ્ટિક અને સ્થંભક ખોરાક આપવો બહુ પ્રવાહી પદાર્થોનો ઉપયોગ કરવો નહિ

## સંગ્રહણી (જુના ઝાડાનો રોગ)

**કારણ**—પ્રથમ અતિસાર વગેરે વ્યાધિ થયા બાદ તે અવસ્થા લગભગ દોઢ બે માસ ચાલુ રહે તો તે અવસ્થાને સંગ્રહણી રોગ કહેછે.

**લક્ષણ**—વારંવાર દસ્ત થવા, કાચા દસ્ત થવા, પેટમા ગુલ્મની શંકા થવી, ભોજન લીધા પછી તરતજ કાચો ઝાડો થવો, શરીર ઘસાતુ જાય, ભુખ, તરસ, દાહ, ક્ષીણતા વગેરે વધતુ જાય તેના ખાસ લક્ષણો છે

**શાસ્ત્રીય ઉપાય**—પંચામૃત પર્પટી, હિંગાષ્ટક ચુર્ણ, હિંગ્વાદિ ચુર્ણ, અગ્રામૃત પર્પટી! દુગ્ધ વટી, તક્રવટી, ગંગાધર ચુર્ણ, ગ્રહણી કપાટ રસ, અગ્નિકુમાર, મહાગંધક વગેરે આ રોગમા વિચારીને વપ-રાયતો ઠીક ફાયદો કરે છે

**પથ્ય**—અજીર્ણ, અમ્લપિત અને અતિસાર પ્રમાણે પથ્ય રાખવુ છાશ, જીરૂ, આદુ, હરડેછાલ, જુનો બાજરો, ગુડ, હીંગ, બીલીનો મુર-બ્બો, દાડમ, જુના રાતા ચોખા વગેરે

**સાધારણ ઉપાય**—બીલીના ફળ, ચિત્રક, ચવક, સુંઠ, હીંગ, લવણ, દાડમ, છાશ અને જુના ધાન્ય વગેરે ફાયદા કારક છે.

છે અને તે આહારવિહારની પ્રતિકુળતાથી કે કુદરતી ખામીને લીધે થાય છે.

**ઉપાય**—વાત, પિત કે કફ પૈકી કે જે દોષ મુખ્ય હોય તે જોઇ દરદનાં લક્ષણો પ્રમાણે દવાની યોજના કરવી, તેમજ યોની પ્રક્ષાલન, યોનીમા પોનાં (પીચુ) મુકવા, મોગડીઓ મુકવી વગેરે ઉપચારો કરવા. આ દરદની ચિકિત્સા કુશળ સ્ત્રી વૈદ્યને હાથે થાય તે ઇચ્છવા યોગ્ય છે

**વંધ્યત્વ**—આ રોગ બે પ્રકારનો ગણાય છે એક કુદરતી અને બીજો ગર્ભાશયની ખામીને લીધે જો કુદરતી હોય તેનો કંઇ ઉપાય નથી પરંતુ કોઇ અવયવની વિકૃતિ હોય તો કુશળ સ્ત્રી વૈદ્યની સલાહ દ્વારા જાણી તેના ઉપાય કરવાથી ફાયદો થાય છે જે જે ખામી હોય તેના પ્રથમ ઉપાયો કરી પછી રજ અને વિર્ય શુધ્ધ થાય તેવા ઉપાયો સ્ત્રી પુરૂષ બેઉ જણે કરવા ત્યાર બાદ ગર્ભ ધારણ કરવા માટે ગર્ભધારક યોગ, શીવલીગીના બીજનો પ્રયોગ તેમજ ફલઘૃત વગેરે દવાઓ લેવી ચદ્રપ્રભા, જીવન વગેરે લાંબો વખત લેવાથી ગર્ભાશયની કે યોનીની વિકૃતિ દુર થઇ અવયવો સુધરે છે આવા દરદોની ચિકિત્સા બહુ લાંબા વખત સુધી કોઇ સારા વૈદ્યની દેખરેખ નીચે વિશ્વાસ રાખી કરવાથી સારો લાભ મેળવી શકાય છે.

## સ્થંભનશકિતનોઅભાવ (શીઘ્રપતન)

**કારણ**—આ સ્વતત્ર રોગ નથી પરતુ ધાતુક્ષિણતાથી થનારી એક અવસ્થા છે અને તે આજકાલ બહુ મોટા પ્રમાણમાં જોવામા આવે છે

**લક્ષણ**—સ્ત્રી સમાગમ પ્રસગે સ્ત્રી સેવનની ઇચ્છા થતાં વીર્યશ્રાવ થઇ શિશ્ન સીથીલ થઇ જાય છે અને શરીરમા બળ હોવા છતા આ ખામીને લીધે સસારીક આનંદ લઇ શકાતો નથી તેમજ સ્ત્રીની પ્રસન્નતા જે સંતાન થવામા રહેલી છે તે કાર્ય પણ થઇ શકતુ નથી

**ઉપાય**—આ રોગનું કારણ ધાતુક્ષિણતા મુખ્ય હોવાથી તેને સુધારવા માટેના યોગ્ય અને સાદા ઉપાયો કરવા, અપીણુ ભાગ કે કનક-

બીજવાળી દવાઓથી બનતા લગી દુર રહેવુ જોઇએ ઉત્તેજક દવાઓ પણ લેવી નહિ પરંતુ વિર્યના પાતળાપણાને મટાડવા માટે અભ્રકભસ્મ (સારી બનાવટ) તેમજ વિર્યની વૃદ્ધિ કરવા માટે તેમા ચંદ્રોદયને (મકરધ્વજ) મિશ્ર કરી લાંબો વખત સુધી સેવન કરવાથી આ ફરીયાદ તદન દૂર થાય છે.

**પથ્ય**—પાષ્ટિક અને વાજીકર ખોરાક લેવો ઉત્તેજક પદાર્થોથી દુર રહેવું બ્રહ્મચર્યનુ પાલન કરવુ અને શ્રીગોપાલતેલનુ શરીરે માલીસ કરવુ

## સ્વરભંગ (સાદબેસીજવો)

**કારણ અને ચિન્હ**—શરદિ લાગવાથી, બહુ ગરમ પદાર્થોને ખુબ ખાવાથી, ખુબ જોરથી બોલવાગાવાથી, તેલ વાળા પદાર્થોનુ સેવન કરવાથી, ૠતુ બદલાવાથી કે જુદી જુદી જાતના પાણી પીવાથી આ દરદ થાય છે બોલવામા અને ગાવામા મુશ્કેલી પડે છે અને અવાજ બેસી જાય છે ધાતુ ક્ષીણતાથી પણ થાય છે

**ઉપાય**—ગળાને સ્નિગ્ધ રાખે તેવા, શિતળ અને કફઘ્ન ઉપચાર કરવા, પાનની જડ, અકકલકરો, જેઠીમધનોગીરો, ગુદ, કાથો, લવંગાદિ વટી, ખદીરાદિ વટી વગેરેમાથી કોઇ પણ ચીજ મો મા રાખી રાખી ચુસવી દ્રાક્ષાસવ કે વાસાવલેહ... થોડુ થોડુ વારવાર આપવુ ખાસી હોય તો તેના ઉપચારો જુદા કરવા

**સુચના**—ઘણી વખતે આ રોગ ધાતુ ક્ષિણતાથી કે ક્ષયથી થાય છે એટલે તેને માટે દરદના લક્ષણ અને કારણ જોઇ યોગ્ય ઉપચાર કરવા ક્ષયમા થએલો સ્વરભંગ અસાધ્ય ગણાય છે

**પથ્ય**—દુધ, ભાત, ખીચડી અને સાદો ખોરાક આપવો

## હરસ (અર્શરોગ)

**કારણ**—ઝાડે જતી વખતે વધારે જોર કરવુ, ખુરશી ઉપર બેસી રહેવુ, ઝાડાની વધારે કબજીયત રહેવી પેટના જુના દરદો, સંગ્રહણી,

આળેસ નરમ બીછાના પર પડયુ રહેવુ, વધારે વખત સુધી બેસી રહેવુ, ઈર્ષા ક્રોધ અતિ દારૂ સેવન વગેરે કારણોથી પિત્ત બગડી અર્શ પેદા થાય છે

**લક્ષણ**—અર્શ બે પ્રકારના છે, અંદરના અને બહારના, લીલા અને સુકા, તેમજ સહજ અને દોષજ ઝાડે જતી વખતે બહુ જોર કરવાથી સકરાની અંદરની ત્રણ વળી ઉપર મળનુ દબાણ થતાં તેમાથી લોહી વગેરે આવવા લાગે છે અથવા જોર કરવાથી મસા ફુલી દુઝવા લાગે છેએટલે ઝાડે જતી વખતે રકતશ્રાવ થાય છે વાતજ અર્શમા ઝાડાની કબજીયત વિષેશ હોય છે. લોહી હોતુ નથી

**ઉપાય**—પ્રાણદા વટી, સુરણવટી, ઇત્યારિષ્ટ, અર્શકુઠાર, શોણિતાર્ગલ, અભયારિષ્ટ, સ્વાદિષ્ટ વિરેચન, અર્શોધ્નિ વટી.

**સાધારણ ઉપાય**—ઉતમછાશ, નાગકેશર, ચિત્રકમૂળ, હરડે, સુરણ

**પથ્ય**—સાગકઠય, તલ, તક્ર, જુનુ ધાન્ય, મગ, સુરણ ઇત્યાદિ ઠીક છે

**સ્થાનીક ઉપાય**—ધોએલુ ઘી, કે માખણ, રસવતીનુ તેલ, લીબોળીનુ તેલ વગેરે લગાડવુ હિતકારક છે

## હાથીપગુ (સ્લીપદ)

**કારણ**—જે દેશમા દરેક ઋતુમાં શરદ હવા અથવા ભીનાશ વધુ હોય, જુનુ જામેલુ (ભરાઇ રહેલુ) પાણી વધારે પીવામા આવતુ હોય, તેવા સજોગોથી આ રોગ ઘણે ભાગે વિષેશ થાય છે,

**લક્ષણ**—પગ સુઝીને થાભલા જેવા કે હાથીના પગ જેવા જાડો થાય છે એ તેનુ ખાસ લક્ષણ છે કેટલીક વખતે હાથ, કાન, હોઠ, નાક, નેત્ર કે લીંગમા પણ આ લક્ષણો જાવામા આવે છે.

**ઉપાય**—રકત મોક્ષણ, સ્વેદન, વિરેચન, લઘન અને લેપ વગેરે ક્રિયાઓ આ દરદમા ખાસ ઉપયોગી છે. એરંડ તેલમા તળેલી હરડેનુ

ચુર્ણ ગોમુત્ર સાથે આપવુ, પીપર, ત્રિફળા, દેવદાર, સુઠ, વરધારો અને પુનર્નવાનું ચુર્ણ છાશ સાથે હમેશાં આપવું, સરગવાની છાલનો કવાથ ગોમુત્ર મેળવીને પીવો, શ્રેપધ્ન લેપ છાશમા વાટીને ચોપડવો, મજીષ્ઠાદિ કવાથમા એરંડીયુ તેલ મેળવી કિશોર ગુગળ સાથે આપવુ, માટીનો જાડો લેપ કરવાથી પણ કેટલીકવાર ફાયદો થાય છે, ધતુરો, એરંડપાન, નગોડ, સરગવો, સાટોડી તથા સરસવને પાણીમાં વાટી લેપ કરવો, (આ દરેક લેપ હથેળી જેટલા જાડા કરવા)

# હિસ્ટીરીયા (અપતંત્રક)

કારણ—સ્ત્રીઓમા ગર્ભાશયના વ્યાધિ, આર્તવદોષ, મગજની નબળાઇ, ભય, શોક, ખેદ, કામવિકાર, હસ્તમૈથુન, અતિશય વિષયા સક્તિ, સંસારિક કષ્ટ પતિ સહવાસનો અભાવ, અકાળે વૈધવ્ય, ઇશ્ક ભરેલી વિષયની કે પ્યારની વાતો સાભળવી કે ખ્યાલ કરવા તથા તેવી નોવેલો વાંચવી પતિ સાથે અણબનાવ કે અપ્રિતી, ઋતુ સાફ ન આવવુ, શારિરીક પરિશ્રમ ન કરવા તથા કબજીયત વગેરે કારણોથી આ દરદ થાય છે પુરૂષોની અપેક્ષાએ સ્ત્રીઓને આ દરદ વિશેષ પ્રમાણમાં થાય છે. લગભગ તેર વર્ષથી તે પાત્રિસ વર્ષ સુધીની વયમા આ દરદ જોવામા આવે છે કેટલીક સ્ત્રીઓને સંતાન થયા બાદ મટી જાય છે અને ગર્ભાવસ્થામા થઇ આવે છે

સામયિક લક્ષણો—ગ્લાની, હર્ષ, રડવુ, ધ્રુણવુ, બુમો પાડવી, ગોળો ચડવો, ગુંગળાવુ, અવાચક થવુ, દાત બધાઇ જવા, ચ્હેરો લાલ થવો, મુર્છા, પ્રલાપ, બકવાદ, ક્રોધ વગેરે અનેક ફરીયાદો જણાય છે

આગમ વાળી અવસ્થામા કેટલાક દરદીઓ તદ્દન સારા હોય તેવુ જણાય છે ત્યારે કટલાક અર્ધ ગાડા જેવી સ્થિતિમા હોય તેવી વર્તણુક કરે છે, નાની વાતને બહુ મોટુ સ્વરૂપ આપે છે, કોઇ કોઇ દરદીને આ રોગમા કામેચ્છા ઘણી પ્રબળ હોય છે

**ઉપાય**—દરદની અવસ્થામાં તાણ આવતી હોય તો મોઢા પર ગુલાબજળ કે ઠંડુ પાણી છાંટવું, અમોનિયાં કે કોઇ ઉત્તેજક દવા સુંઘાડવી, રોગીને ચોટ, અગ્નિ વગેરેથી બચાવવા સભાળ રાખવી, કપૂર, પિપરમેન્ટ અને અજમાના ફુલની દવા (રગધાગ) દાંત, નાક કે આંખ ઉપર લગાડવાથી દરદીને જાગ્રતિ આવશે.

વાત નાશક સઘળા ઉપાયો આ દરદમાં અકસીર છે. મૂર્છા, ઉન્માદ અને અપસ્મારના ઉપાયો તરફ ચિકિત્સકે ખાસ ધ્યાન આપવું જોઇએ.

**અનુભવી** ઉપાયો—મલ્લચંદ્રોદય, અમિરપન્નગ, બ્રાહ્મીન ઘી, મહાયોગરાજ, હિસ્ટીરિયા નાશકચુર્ણ, હિસ્ટીરિયા નાશક ક્વાથ, હિસ્ટીરિયા નાશક વટી આ ઉપાયો ખાસ અજમાવવા યોગ્ય છે કબજીયત ન થાય તે માટે પચસકાર ચુર્ણ કે વિરેચન વટી હમેશા આપવી

**પથ્ય**—દરદીને હમેશા પ્રસન્ન રાખવો, તેની મરજીઓ પ્રમાણે દરેક પ્રકારની અનુકુળતા કરી આપવી, હલકો પૌષ્ટિક અને સ્નિગ્ધ ખોરાક આપવો, ભારે, વાયડા અને શીતળ પદાર્થો દરદીને ખાસ ન આપવા જોઇએ

**સામાન્ય સુચના**—આ દરદ થવાનુ કારણ જાણવા દરદીનો પુર્ણ ઇતિહાસ મેળવી તેને દુર કરવાથી જલદી મટે તેમ છે આ વાત ચિકિત્સકે ખાસ ધ્યાનમા રાખવી

## હેડકી (હીકકા)

**કારણ**—કડણ રૂક્ષ તથા દસ્ત બંધ થાય તેવા પદાર્થોનુ સેવન, ધુળ કે ધુમાડો નાકમા જવો, ગરમિ તથા વાયુનુ અતિ સેવન, અપચો, અપવાસ, ટાઢું ભોજન કે પાણીનુ સેવન વગેરે હેડકીને ઉત્પન્ન કરનાર કારણો છે.

લક્ષણ—વારવાર હિક્ક ક્રનો અવાજ ઠેઠ નાભીમાથી શરૂ થઇ દર્દીને ત્રાસ આપે છે, આ રોગ સાધારણ સ્વરૂપમા હોય તો બહુ ભયકર નથી પણ કેટલીક વખત તે ભયકર નિવડે છે

ઉપાય—જરૂર લાગે તો ઉલટી કરાવવી અથવા પેટ સાફ કરવુ પછી મોર પીચ્છની ભસ્મ સાથે પીપરનુ ચુર્ણ મેળવી વારવાર ચટાડવુ કાકડા સિંગીનુ ચુર્ણ મધમા ચટાડવુ, સુઠને કુવારના રસમા ઘુટી ગોળી બનાવી પાણી સાથે આપવી હીંગ મરી અને ઘી મેળવીને કાગળ ઉપર લેપ કરી તેની બીડી કરી તેનો ધુમાડો લેવો. મનશીલ, સરસવ, કઠ, ગળ, અને દર્ભનો ધુમાડો લેવો કેળના કદનો સ્વરસ લઈ સાકર નાખી પીવાથી હેડકી મટે.

સુચના—શ્વાસને પકડી રાખવો, છીંક ખાવી, પેટ ઉપર તાણીને પાટો બાધવો કે પહાડ પર ચઢવાની માનસીક ક્રિયા કરવી. તે સિવાય શ્વાસ અને કફને શાન્ત કરે તેવા દરેક ઉપાય કરવા,

## ક્ષય (રાજયક્ષમા)

કારણ—મળમૂત્રના વેગને રોકવાથી, અતિશય ઉપવાસથી, ઇર્ષા ચિન્તા અને શ્રમ કરવાથી, અનિયમિત ખાનપાન, અભ્યાસનો બોજો, અતિ વિષય સેવન, અતિ બોલવુ ધાતુ ક્ષીણતા, કોઇ પણ બીમારી પછીની વધારે નબળાઇ, શરીરનો બાધો કમજોર હોવો, શ્વાસમા ધુમાડો કે કચરો જવો, ખાસી, શ્વાસ કે સળેખમનુ વારવાર થવુ વગેરે ક્ષયને માટે મુખ્ય કારણો ગણાય છે

લક્ષણ—હમેશા તાવ રહેવો કે બપોર પછી આવવો, અગ અને પડખામા દર્દ, હાથ પગમા સતાપ, અરૂચિ, ખાસી, શ્વાસ, સ્વરભગ, ગળફામા લોહી પડવુ, અપચો, કપાળ ઉપર પસીનો આવવો તથા હાથ પગમા દાહ વગેરે સાથે ધીમે ધીમે ધાતુઓ ક્ષય થતા જાય છે અને ફેફસામા જખમ થઇ ત્યા ગડો વધતો જાય છે, શરીર ઘસાતુ જાય છે તથા દર્દ અને તેના ઉપદ્રવો વધતા જાય છે. આ રોગ ખાસ

કરીને બે પ્રકારનો થાય છે એક અનુક્રમે રસાદિ ધાતુઓ ક્ષય થવાથી અને બીજો વીર્યક્ષય થવાથી આયુર્વેદમા તેને અનુલોમ અને પ્રતિલોમ ક્ષય કહે છે

**અવસ્થા**—આ રોગની ત્રણ અવસ્થા ગણાય છે, થોડા ઉપદ્રવો સાથે રોગની શરૂઆત તે પહેલી અવસ્થા ગણાય છે, શરીર ઘટવુ અને ઉપદ્રવો વધવા તે બીજી અવસ્થા છે અને ત્રિજી અવસ્થામા શરીર તદ્દન ઘટી જાય છે આ અવસ્થામા ઝાડા, ઉધરસ, તાવ અને રક્ત-શ્રાવ બહુ જોરાવર સ્વરૂપમા હોય છે, અનુક્રમે એકથી બીજી અવસ્થા ભારે ગણાય છે

**પથ્ય કારક ઉપાય**—સ્વચ્છ હવા, સપુર્ણ આરામ, ચિન્તા રહિત જીવન, સારા મકાનમા વાસ, પૌષ્ટિક અને સાદો ખોરાક, વિર્ય રક્ષણ, (બ્રહ્મચર્ય) આનદિત જીવન, સ્વચ્છ કપડા, ખુલ્લી હવામા કરવાની કસરત, કુવાનુ ગરમ કરીને ઠારેલુ પાણી, ઉચી જગાના વસવુ, સ્વચ્છ દુધ, ઘી, માખણ, મલાઇ, ઘઉની રોટલી, મગનુ ઓસા-મણ, બકરીનુ દુધ અને ઘી તથા જેને ખપે તેને બકરીનુ તાજુ માસ હિતકારક છે.

**શાસ્ત્રિય ઉપાય**—મહારાજમૃગાક રસ, કાચનાભ્ર રસ, સુવર્ણ-વસત માલતિ, મહાલક્ષ્મિ વિલાસ રસ, પચામૃત પર્પટી, અભ્રક ભસ્મ ન ૧, સુવર્ણ પર્પટી, ચદ્રોદય, ચ્યવનપ્રાસ, છાગલાદ્ય ઘી, સુવર્ણ ભસ્મ, ક્ષય કેશરી રોગ, ક્ષયહર પ્રયોગ, બળુલાશ્ષ્ટિ વગેરે પૌષ્ટિક તેમજ ક્ષય મટાડનાર ઉપાયો પૈકી યોગ્ય લાગે તે કરવા. લાક્ષાદિ તેલ કે બલાતેલ શરીરે ચોળવુ, અઠવાડિવામા બે કે ત્રણ વખત ગરમ પાણીથી સ્નાન કરવુ

**સાધારણ ઉપાય**—સિતોપલાદિ ચુર્ણ, વાશિષ્ટ ચુર્ણ, લવગાદિ ચુર્ણ, દ્રાક્ષાસવ, જીવન, વાસાસ્વરસ સુદર્શન ચુર્ણ, ગળોસત્વ, શશમનિ વગેરે ઉપાય પણ ઠીક છે,

---

# અકસીર ઉપાયો

૧ અજીર્ણ—શિવાક્ષાર પાચન ગ્રેન ૬૦ અગ્નિકુમાર ગ્રેન ૧૫
શંખભસ્મ ,, ૧૫
વાટી ત્રણ ભાગ કરવા સવાર બપોર સાંજ એકેક ભાગ ગરમ પાણી સાથે આપવો

૨ અજીર્ણ—ક્રવ્યાદ રસ ગ્રેન ૧૫ લવણભાસ્કર ગ્રેન ૬૦
શંખવટી ,, ૧૫
વાટી ત્રણ ભાગ કરવા, સવાર બપોર સાંજ એકેક ભાગ પાણી સાથે આપવો

૩ અતિસાર—આનંદભૈરવ રસ ગ્રેન ૧૫ નાડીમાષ્ટક ચુર્ણ ગ્રેન ૩૦
ઇન્દ્રયવ ચુર્ણ ,, ૩૦
વાટી ત્રણ ભાગ કરવા, દર ચાર ચાર કલાકે એકેક ભાગ છાશ સાથેઆપવો

૪ અમ્લપિત્ત—સુતશેખર ગ્રેન ૬ લીલાવિલાસરસ ગ્રેન ૧૨
વાટી ત્રણ ભાગ કરવા, દર ચાર ચાર કલાકે એકેક ભાગ આદુના રસ સાથે આપવો

૫ અરૂચી—રામબાણ રસ ગ્રેન ૧૫ લસુનાદિ વટી ગ્રેન ૩૦
વાટી ત્રણ ભાગ કરવા, જમવા પહેલા એકેક ભાગ પાણી સાથે આપવો

૬ અત્યાર્તવ-(ऋતુ ઘણુ આવવુ)— બોલપર્પટી ગ્રેન ૧૮
વાપિષ્ટચુર્ણ ,, ૪૦
સાથે મેળવી બે ભાગ કરવા, સવાર સાંજ એકેક ભાગ પાણી સાથે આપવો

૭ અનિદ્રા—જાતિફલાદિ ચુર્ણ ગ્રેન ૧૫ પીપરીમુળ ચુર્ણ ગ્રેન ૧૫
વાટી એક ભાગ કરી, રાત્રે ગોળ સાથે આપી ઉપર દુધ પીવા આપવુ

૮ આંચકી—પુર્ણચંદ્ર ટંકણખાર ગ્રેન ૫ સાથરના પાનનુ ચુર્ણ ગ્રેન ૨
મહાલક્ષ્મીનારાયણ ,, ૩
સાથે મેળવી ચાર ભાગ કરવા દર બબ્બે કલાકે એકેક ભાગ ગરમ પાણી સાથે આપવો

૯ આંચકી— અફીણ ગ્રેન ૧ કેશર ગ્રેન ૩
થોડા દુધમા ઘુંટી ચાર ભાગ કરવા દર બબ્બે કલાકે એકેક ભાગ આપવો પ્રથમ પેટ સાફ કર્યા બાદ આ દવા આપવી.

૧૦ આંખના ખીલ અને ફુલુ— ફુલાવેલ મોરથુથુ ગ્રેન ૪
શુધ્ધ ગુલાબજળ તોલા ૫
સાથે મેળવી ગાળી બાટલીમા ભરી લેવુ તેના ટીપા દરરોજ આખમા નાખવા

૧૧ આંખની રતાશ— ફુલાવેલ ફટકડી ગ્રેન ૧૦ ગુલાબજળ તોલા ૫
બન્નેનુ લોશન કરી તેના ટીપા નાખવા

૧૨ ઇન્ફલુએન્ઝા—મહાલક્ષ્મીનારાયણ રસ ગ્રેન ૮ શૃંગ ભસ્મ ગ્રેન ૮
શ્વાસકાળેશ્વર ,, ૬ હીંગ (કાચી) ,, ૨
અભ્રક ભસ્મ ,, ૬
વાટી ચાર ભાગ કરવા, દર ચાર ચાર કલાકે એકેક ભાગ મધ સાથે આપી ઉપર સુદર્શનનો ફાટ આપવો.

૧૩ ઇન્ફલ્યુએન્ઝા— અભ્રકભસ્મ ગ્રેન ૬ સમીરપન્નગ ગ્રેન ૬
સાથે મેળવી ચાર ભાગ કરવા દર ચાર ચાર કલાકે એકેક ભાગ મધમા ચટાડી ઉપર દ્રાક્ષાસવ પાવો

૧૪ ઉપદંશ (ફીરંગરોગ—રક્તદોષ)— સારિવાદ્યરિષ્ટ તોલા ૫
બ્રહત્મજીષ્ઠાદિક્વાથ તોલા ૫ પાણી તોલા ૧૦
ચવક્ષાર ગ્રેન ૨૦
સાથે મેળવી ચાર ભાગ કરવા, સવારસાજ એકેક ભાગ આપવો

૧૫ ઉપદંશ (ગરમીનો રોગ)—વ્યાધિહરણરસ ગ્રેન ૨ થી ૪ સવારસાજ એકેક ગ્રેન ઘીમા ચાટી ઉપર મજીષ્ઠાદિક્વાથ પાવો. પ્રથમ એક ગ્રેનથી શરૂ કરી બે ગ્રેન કરવું રાત્રે સુતી વખતે મજીષ્ઠાદિચુર્ણ લેવુ

૧૬ ઋતુ સાફ ન આવવુ—એળીઓ ગ્રેન ૪ હીરાબોળ ગ્રેન ૨
ટંકણ ગ્રેન ૨ સુઠ ,, ૨
તજ ,, ૨ મંડુરભસ્મ ,, ૪

સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાંજ એકેક ભાગ ઘી સાથે ચાટવાથી આઠ દિવસમા ઋતુ સાફ આવશે

**૧૭ કબજીયત (હરસની)**—મીઠીઆવળ ગ્રન ૩૦ જેઠીમધ ગ્રેન ૧૦
વરીઆળી ,, ૧૦ શુદ્ધગંધક ,, ૧૦
સાકર ,, ૬૦
સાથે મેળવી બે ભાગ કરવા, દરરોજ તેમાથી એકેક પડીકુ રાત્રે આપવુ.

**૧૮ કબજીયત**— પંચસકારચુર્ણ ગ્રેન ૯૦ સાકર ગ્રેન ૪૦
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાજ બે વખત આપવુ.

**૧૯ કમળો**— મંડુરભસ્મ ગ્રેન ૧૨ આરોગ્યવર્ધની ન. ૨ ગ્રેન ૪૮
નવસાર ,, ૨૪
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, દુધ સાથે ચાર ચાર કલાકે એકેક ભાગ આપવો

**૨૦ કર્ણશુળ**— ટીચર ઓપીયમ ટીપા ૧૦ ટીચર લવેંડર ટીપા ૩૦
ગ્લીસરાઇન ઔંસ ૧
સાથે મેળવી રાખવુ અને તેના ટીપા કાનમા નાખવા

**૨૧ કમળો**— કડુનુ ચુર્ણ ગ્રેન ૩૦ મંડુર ભસ્મ ગ્રેન ૧૮
ત્રિફલા ,, ૬૦ સાકર ,, ૬૦
નવસાર ,, ૧૨
સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ચાર ચાર કલાકે એકેક ભાગ પુનર્નવાદિ કવાથ સાથે આપવાથી કમળો સોજો, પાન્ડુ વગેરે મટે છે

**૨૨ કલેજાનું દરદ**—આરોગ્ય વર્ધની ન ૨ ગ્રેન ૪૮ નવસાર ગ્રેન ૧૨
સાથે મેળવી બે ભાગ કરવા, સવાર સાજ એકેક ભાગ આપવો સાથે બે વખત રોહિતારિષ્ટ ઉપર આપવુ. ખોરાક હલકો આપવો

**૨૩ કૃમિ (પેટના જીવડા)**— વાવડીગની છાલનુ ચુર્ણ ગ્રેન ૬૦
કૃમિકુઠાર રસ ગ્રેન ૧૮ કાકચની બીજનુ ચુર્ણ ,, ૧૨

સર્વ સાથે મેળવી ત્રણ ભાગ કરવા, દરરોજ સવારે એક ભાગ આપવો અને રાત્રે વિરેચન ચુર્ણ આપવું.

**૨૪ કુષ્ટ (ખસ)નો મલમ**–શુધ્ધ ગંધક તોલા ૦। શુધ્ધ પારદ તોલા ૦।
શુધ્ધ મનસીલ ,, ૦। ધોએલુ માખણ ,, ૦।
પ્રથમ પારદ ગંધકની કજલી કરી તેમા બીજી દવાઓ ઘુટી તેને માખણ સાથે મેળવી મલમ બનાવી રાખવો આ મલમ લગાડવાથી ખસ, ખુજલી, દાદર, ખરજવુ વગેરે મટે છે,

**૨૫ શ્વેતકુષ્ટ (કોઢ)**— બાવચી ગ્રેન ૨૪ શુધ્ધ મનસીલ ગ્રેન ૨૪
શુધ્ધ હરતાલ ,, કુવાડીયાના બીજ ,, ૨૪
બારીક વાટી સરસીયા તેલમા ઘુંટી મલમ બનાવી ચોપડવા આપવો

**૨૬ કોલેરા**— કપુર ૧ ભાગ અજમાના ફુલ ૧ ભાગ
પીપરમેન્ટનાફુલ ૧ ,, ટીચરકાર્ડામમકો ૧ ,,
સાથે મેળવી રાખવાથી પ્રવાહી રસ તૈયાર થશે તેમાથી દશ દશ ટીપા પાણી કે પતાસા સાથે દર બબ્બે કલાકે આપવા.

**૨૭ કોલેરા**— અગ્નિકુમાર રસ ગ્રેન ૧૮ ગંધકવટી ગ્રેન ૩૮
કૃમિકુઠાર રસ ,, ૧૮ અપામાર્ગક્ષાર ,, ૧૨
સાથે મેળવી છ ભાગ કરવા, દર બબ્બે કલાકે એકેક ભાગ પાણી સાથે આપવા આ પ્રયોગથી ઝાડા, ઉલટી, વાયુ વગેરે મટે છે અને દરદીને હુશીયારી આવે છે

**૨૮ કોલેરા**— મન્મથદ્રોદય ગ્રે। ૬ શુધ્ધ હીંગ ગ્રેન ૬
કાકચબીજ ,, ૧૨ વજ ,, ૧૨
કુષ્ટ ,, ૧૨ સંચળ ,, ૧૨
ત્રિકટુ ,, ૧૨ લવંગ ,, ૬
સાથે મેળવી છ ભાગ કરવા, દર ત્રણ ત્રણ કલાકે એકેક ભાગ આપવો સત્વર આરામ થશે.

૨૯ કંઠમાળ— ગળોનુ ઘન ગ્રેન ૨૦ ચંદ્રોદય વાટેલો ગ્રેન ૪
કાચનારગુગળ ,, ૨૦
સાથે મેળવી બે ભાગ કરવા સવાર સાંજ એકેક ભાગ મંજીષ્ઠાદિ ક્વાથ સાથે આપવો. પથ્યઃ સાદો અને પૌષ્ટિક ખોરાક આપવો

૩૦ ખાંસી— લવંગાદિચુર્ણ ગ્રેન ૩૬ પ્રવાલભસ્મ ગ્રેન ૧૨
સુવર્ણબંગ ,, ૬
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, અકેકેક ભાગ ચારચાર કલાકે મધ સાથે આપવો

૩૧ ખાંસી— મહાલક્ષ્મિવિલાસ ગ્રેન ૬ સીતોપલાદિ ગ્રેન ૨૪
પ્રવાલભસ્મ ,, ૧૨
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, સવાર બપોર સાંજ અકેકેક ભાગ મધ સાથે આપી ઉપર દૂધ પાવુ.

૩૨ ખાંસી (શરદિ)— શ્વાસકુઠારરસગ્રેન ૧૬ સાબરશૃંગભસ્મગ્રેન ૧૬
સીતોપલાદિચુર્ણ ,, ૪૮ અભ્રકભસ્મ ,, ૬
સાથે મેળવી ચાર ભાગ કરવા દર ચારચાર કલાકે અકેકેક ભાગ આપવો તેથી શરદિની ખાંસી મટી કફ છૂટો થાય છે

૩૩ ગુલ્મરોગ— કાંકાયનવટી ગ્રેન ૧૮ ગુલ્મકુઠાર ગ્રેન ૧૦
નારાયણચુર્ણ ,, ૬૦
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, દર આરઆર કલાકે એક ભાગ પાણી સાથે આપવો

૩૪ છર્દી (ઉલટી)— એલાદિચુર્ણ ગ્રેન ૪૮ લીંબુનોક્ષાર ગ્રેન ૧૨
સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ત્રણત્રણ કલાકે અકેકેક ભાગ પાણી સાથે આપવો

૩૫ છર્દી—મોરપીચ્છની ભસ્મ ગ્રેન ૩ શિવાક્ષારપાચન ગ્રેન ૭૨
સાથે મેળવી ઘુંટી ત્રણ ભાગ કરવા, પાણી સાથે અકેકેક ભાગ ત્રણત્રણ કલાકે આપવો

**૩૬ જલોદર**–કુમાર્યાસવ તોલા ૫ અપામાર્ગક્ષાર ગ્રેન ૨૦
યવક્ષાર ગ્રેન ૨૦ પાણી તોલા ૫
સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ત્રણત્રણ કલાકે અકેકેક ભાગ આપવો

**૩૭ જીર્ણજવર**–ગળોસત્વ ગ્રેન ૩૬ વસંતમાલતી ગ્રેન ૧૨
સુવર્ણમાક્ષિક ગ્રેન ૬ પ્રવાલભસ્મ ,, ૬
સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ મધમા ચાટી ઉપર દુધ પીવુ.

**૩૮ જીર્ણજવર**–સુવર્ણવસતમાલતી ગ્રેન ૮ ચોસઠપહોરીપીપર ગ્રેન ૧૬
ગળોસત્વ ,, ૨૪
સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ મધમા ચાટી ઉપર અમૃતારિષ્ટ બબ્બે તોલા પીવું

**૩૯ જવરાતિસાર**–કનકસુદરરસ ગ્રેન ૧૨ કડાછાલનુચુર્ણ ગ્રેન ૬૦
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ પાણી સાથે આપવો.

**૪૦ ઝાડા–જુના**–અષ્ટામૃતપર્પટી ગ્રેન ૧૨ બિલ્વાદિચુર્ણ ગ્રેન ૧૨૦
સાથે મેળવી ૭ ભાગ કરવા, દિવસમા ત્રણ ભાગ મધ સાથે સવાર બપોર સાજ આપવા

**૪૧ તાવ**–અતિવિષ ગ્રેન ૧૦ નવસાર ગ્રેન ૧૦
સુરોખાર ,, ૧૦ કાકચ ,, ૧૦
ફુલાવેલી ફટકડી ,, ૧૦
સાથે મેળવી ચાર ભાગ કરવા, સહેજ ગરમ પાણી સાથે દર ત્રણત્રણ કલાકે અકેકેક ભાગ આપવાથી પસીનો આવી તાવ ઉતરી જશે.

**૪૨ તાવ**–સુદર્શનચુર્ણ ગ્રેન ૪૦ ફુલાવેલી ફટકડી ગ્રેન ૧૨
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, થોડાક ગરમ પાણી સાથે અકેકેક ભાગ આપવાથી તાવ ઉતરે અથવા આવતો અટકે.

૪૩ દાહ (તરપ)—ચંદનશરબત તોલા ૨ ગુલાબ સરબત તોલા ૨
કમળનુ સરબત ,, ૨ પાણી ,, ૧૦
સાથે મેળવી બે ભાગ કરવા, થોડી થોડી વારે આ પ્રમાણે આપવું

૪૪ દાઝવુ (અગ્નિદગ્ધ)—ચુનાનુ પાણી તોલા ૫ તલનુ તેલ તોલા ૫
સાથે મેળવી લઇ મલમ જેવુ કરી બળેલા ભાગ ઉપર લગાડવો.

૪૫ દાઝવુ—પંચગુણતેલ—આમા કપાસ (રૂ) પલાળી બળેલા સ્થાનપર
પોતુ મૂકવું દાહ શાન્ત થઇ વ્રણ રૂઝાઇ જશે.

૪૬ ન્યુમોનિયા—મહાલક્ષ્મિનારાયણ ગ્રેન ૧૮ લાલગુડા ગ્રેન ૧૮
ગીતોપલાદિ ,, ૩૬ નવસાર ,, ૧૨
સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેક ભાગ અર્ક-
મુળકવાથ સાથે આપવો

૪૭ ન્યુમોનીયા—સમીરપન્નગરસ ગ્રેન ૬ શૃંગભસ્મ ગ્રેન ૧૨
વાશિષ્ટચુર્ણ ,, ૩૬
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, દર ત્રણત્રણ કલાકે અકેક ભાગ મધ
સાથે લઇ ઉપર દ્રાક્ષાસવ અથવા ત્રથીકાદિકવાથ આપવો.

૪૮ પ્રસુત સમયનાં દરદો—પ્રતાપલંકેશ્વર ગ્રેન ૧૦ અભ્રકભસ્મ ગ્રેન ૬
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાંજ અકેક ભાગ મધ સાથે આપી
ઉપર દશમુળકવાથ આપવાથી દરેક ફરીયાદો મટી દોષો શાન્ત થાય છે.

૪૯ પરમીયો (પુયપ્રમેહ)—સુવર્ણવંગ ગ્રેન ૬ પ્રવાલભસ્મ ગ્રેન ૬
શીલાજીત ,, ૧૨
સાથે મેળવી ત્રણ ગોળી કરવી, ચારચાર કલાકે અકેક ગોળી લઇ ઉપર
સારીવાસવ અકેક ભાગ પાણી સાથે મેળવી લેવો

૫૦ પથરી—યવક્ષાર ગ્રેન ૬ રાભાક્ષાર ગ્રેન ૬
અપામાર્ગક્ષાર ગ્રેન ૬ સારિવાસવ તોલા ૫
પાણી તોલા ૫

સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ત્રણત્રણ કલાકે અકેકેક ભાગ આપવા સાથે ચંદ્રપ્રભાની બબ્બે ગોળી આપતા રહેવુ

**૫૧ પાન્ડુરોગ(નવો)**–પુનર્નવામંડુર ગ્રેન ૧૨ આરોગ્યવર્ધની ગ્રેન ૧૨ સાથે મેળવી ત્રણ ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ દુધ સાથે લઇ ઉપર રોહિતારિષ્ટ અકેકેક ભાગ પીવો

**૫૨ બાલશોષ**–શુધ્ધખાપરીયુ ગ્રેન ૪ એલચીનાછોડાનુચુર્ણ ગ્રેન ૪
મંડુરભસ્મ ,, ૪

સાથે મેળવી ત્રણ ભાગ કરવા, ચારચાર કલાકે અકેકેક ભાગ મધ સાથે આપવો

**૫૩ બાળકોને ઝાડા સાથે તાવ**–ગુલાબીચુર્ણ ગ્રેન ૧૨
ફુલાવેલીફટકડી ,, ૪
નવીનસુદર્શનચુર્ણ ,, ૪

સાથે મેળવી ૭ ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ પાણી સાથે આપવો

**૫૪ બાળકોને તાવ**– શૃંગ્યાદિચુર્ણ ગ્રેન ૬ ગળોસત્વ ગ્રેન ૨
રત્નગીરીરસ(સાદો) ,, ૨

સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ મધ સાથે આપવો

**૫૫ બરલ**–કુવારને રસ તોલા ૫ નવસાર તોલો ૧
દ્રાક્ષાસવ ,, ૫ પાણી ,, ૧૦
અપામાર્ગક્ષાર ગ્રેન ૩૦

સાથે મેળવી ચાર ભાગ કરવા, તેમાથી દરરોજ સવાર સાંજ અકેકેક ભાગ લેવો

**૫૬ બાળકોની ખાંસી**–શૃંગ્યાદિચુર્ણ ગ્રેન ૮ યવક્ષાર ગ્રેન ૨
અપામાર્ગક્ષાર ,, ૨ ટંકણખારફુલાવેલો ,, ૨
શૃંગભસ્મ ,, ૨

સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ આપવા.

**૫૭ સુખપાક**—ટંકણખારફુલાવેલો ગ્રેન ૧૨ મધ તોલો ાા
સાથે મેળવી મોમા લગાડી લાળ કાઢવી અને ત્રિફળાનાકવાથથી કોગળા કરવા

**૫૮ સુખપાક**—ટંકણફુલાવેલ ગ્રેન ૧૨ કટકડી ફુલાવેલ ગ્રેન ૧૨
મોરથુથુફુલાવેલ ,, ૪ પાણી તોલા ૮૦
સાથે મેળવી તૈયાર કરી રાખવુ તેમાથી દિવસમા ત્રણવખત કોગળા કરવા

**૫૯ માથાનોદુખાવો (આધાશીશી)**—ગૌદંતીહરતાલભસ્મ તોલા ાા
સાકરનુચુર્ણ ,, ાા
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાજ અકેકેક ભાગ ઘીમા ચાટી ઉપર દુધ પીવુ

**૬૦ માથાનોદુખાવો**—ચ્યવનપ્રાશાવલેહ તો ૨ાા સુવર્ણવસંતમાલતી ગ્રે ૬
સાથે મેળવી બે ભાગ કરવા, સવાર સાજ અકેકેક ભાગ આપી ઉપર દુધ પીવા આપવુ અને માથામા મહાસુગંધી તેલ ઘસવુ

**૬૧ મેદરોગ**—આરોગ્યવર્ધની ન ૨ ગ્રેન ૬૦ શિલાચંદ્રોદય ગ્રેન ૩
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ દુધ કે ગરમ પાણી સાથે અથવા મધ અને પાણી સાથે આપવો

**૬૨ મરડો (પ્રવાહીકા)**-પ્રવાહીકાવટી નગ ૬
બબ્બે ગોળી સવાર બપોર સાજ મધમા ચાટી ઉપર દાડમસરબત આપવુ

**૬૩ મરડો—લોહી સાથે**—કર્પુરરસ ગ્રેન ૮ સર્જરસચુર્ણ ગ્રેન ૬૦
સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ પાણી સાથે આપવો ઉપર ગુલાબીચુર્ણ પાણી સાથે આપવુ

**૬૪ માથાનો દુખાવો**—શીરશુલાદ્રિવજ્ર ગ્રેન ૧૨ મહાલક્ષ્મિવિલાસ ગ્રેન ૪
સાથે મેળવી ત્રણ ભાગ કરવા દર ચારચાર કલાકે અકેકેક ભાગ મધમા ચાટી ઉપર દુધ પીવુ,

**૬૫ રતવા (વિસર્પ)**—દશાંગલેપ તોલા ૨ાા સોનાગેરૂ તોલા ૨ાા
સાથે મેળવી ગુલાબ જળમા વાટી લેપ કરવો, હમેશા ધોઇ સાફ રાખવુ, પીવાની દવામા રકતશોધક દવા સારસાપરિલા નગા ચ [illegible] આપવ

**૬૬ રક્તશ્રાવ**—કામદુધારસ ગ્રેન ૨૦ વાપિષ્ટચુર્ણ ગ્રેન ૬૦
સૌરાષ્ટ્રિ ,, ૮ શંખજીરૂ ,, ૧૨
સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ત્રણત્રણ કલાકે દુધ સાથે અકેકેક ભાગ આપવો.

**૬૭ રક્તશ્રાવ**—બોલપર્પટી ગ્રેન ૧૨ પ્રવાલપિષ્ટી ગ્રેન ૬
કડાછાલચુર્ણ ,, ૨૪
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ પાણી સાથે આપવો.

**૬૮ રસાયન (વૃધ્ધાવસ્થા અટકાવનાર)**પૂર્ણચદ્રોદય ગ્રેન ૪
આસુંઠ ,, ૨૦
શતાવરી ,, ૨૦
ગોખરૂ ,, ૨૦
લોહભસ્મ ,, ૬
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાજ અકેકેક ભાગ મધમાં ચાટી ઉપર દુધ પીવુ.

**૬૯ રસાયન**—અભ્રકભસ્મ ગ્રેન ૪ બગભસ્મ ગ્રન ૪
સુવર્ણમાક્ષિકભસ્મ ગ્રેન ૪ ગળોસત્વ ,, ૧૨
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાજ અકેકેક ભાગ ઘીમાં ચાટી ઉપર દુધ પીવું.

**૭૦ રક્તશ્રાવ**—કાકજધારિષ્ટ તોલા ૫ પાણી તોલા ૧૦
સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ આપવો.

**૭૧ રક્તશ્રાવ**—રસસિંદુર ગ્રેન ૨ ગળોસત્વ ગ્રેન ૧૨
સૌગષ્ટ્રિ ,, ૬
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ મધ સાથે આપવો

૭૨ વાજીકરણ (બળવર્ધક)–મકરધ્વજ ગ્રેન ૪ અભ્રક ગ્રેન ૬
કસ્તુરી ,, ૧ વરધાગનાબીજ ,, ૪
સાથે મેળવી બે ભાગ કરવા, અકેકેક ભાગ સવારસાંજ મધ સાથે ચાટી ઉપર દુધ પીવુ.

૭૩ વાગો–ગૈપ્યભસ્મ ગ્રેન ૬ રસસિંદુર ગ્રેન ૬
વાવડીગચુર્ણ ,, ૬૦ કાકચચુર્ણ ,, ૨૦
હીગ ,, ૧૦ લોહભસ્મ ,, ૪
સાથે મેળવી ચાર ભાગ કરવા, સવારસાજ અકેકેક ભાગ ઘી સાથે ચાટવો

૭૪ વાજીકરણ–મનમથાભ્રરસ ગ્રેન ૧૨ અશ્વગધાદિલોહ તોલો ૦ાા
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાજ અકેકેક ભાગ લઇ ઉપર દુધ પીવુ

૭૫ વાજીકરણ–બ્રહત્પુર્ણચદ્રરસ રતિ ૪ ચ્યવનપ્રાસાવલેહ તોલા ૨ાા
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાજ અકેકેક ભાગ ચાટી ઉપર દુધ પીવું

૭૬ વાતરોગ (લકવો)મલયચદ્રોદય રતિ ૧ કસ્તુરી ગ્રેન ૦ા
અભ્રકભસ્મ ,, ૧ સુવર્ણભસ્મ ,, ૦ા
અશ્વગધાદિચુર્ણ રતિ ૨૦
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાજ અકેકેક ભાગ ઘીમા ચાટી ઉપર મહારાસ્નાદિ કવાથ પીવો

૭૭ વાતરોગ–સમીરપન્નગરસ રતિ ૨ વાતારિરસ રતિ ૬
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાજ અકેકેક ભાગ ઘી સાથે ચાટવો

૭૮ વ્રણ–પચગુણતેલમા કપાસ (રૂ) ભીંજવી લગાડવાથી વ્રણ રૂઝાઇ જખમ ભરાઈ રૂઝ આવે છે દાહ શાન્ત કરી રસી બધ કરી નવુ માસ લાવે છે આ સિવાય રક્તશોધક દવાઓ ખાવા માટે આપવી.

૭૯ વાઈ (અપસ્માર)–ભુતભૈરવરસ રતિ ૪ કપુરકાચલી રતિ ૨
વજ ,, ૪ બ્રાહ્મી ,, ૪
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાજ અકેકેક ભાગ ઘી સાથે આપવો

**૮૦ વાઇ (અપસ્માર)**–અમરસુંદરીવટી રતિ ૯ સારસ્વતચુર્ણ રતિ ૧૬ સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાંજ અકેકેક ભાગ લઇ અશ્વગંધારિષ્ટ પીવા

**૮૧ શીળસ (શીતપિત)**–કાળાંમરી રતિ ૪ ઇન્દ્રવારૂણીનીજડ રતિ ૩
શંખભસ્મ ,, ૩ પંચસકારચુર્ણ ,, ૬૦
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાંજ અકેકેક ભાગ ગરમપાણી સાથે લેવાથી શીળસ--ઢામઠા મટે છે.

**૮૨ શુળ**–શંખક્ષાર રતિ ૩ અપામાર્ગક્ષાર રતિ ૩
શંખભસ્મ ,, ૩ કાકચચુર્ણ ,, ૯
સાથે મેળવી બે ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ આદુના રસ સાથે આપવો

**૮૩ સુવારોગ**–સુતિકાવિનોદરસ ગ્રેન ૧૬ સુવર્ણવસંતમાલતી ગ્રેન ૪
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાંજ અકેકેક ભાગ મધમા ચાટી ઉપર દેવદાર્વ્યાદિકવાથ પાવાથી સઘળી કરીયાદો દુર થાય છે

**૮૪ શ્વાસ**–અભ્રકભસ્મ નં ૧ રતિ ૩ અષ્ટાંગચુર્ણ રતિ ૧૨
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, સવાર બપોર સાંજ અકેકેક ભાગ મધ સાથે આપવો

**૮૫ સોજા**–કરીયાતુ રતિ ૧૦ સુંઠ રતિ ૧૦
પુનર્નવા ,, ૧૦ હરડેછાલ ,, ૧૦
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ પાણી સાથે આપવો જરૂર મુજબ દોષઘ્નલેપ લગાડવો

**૮૬ સોજા**–પુનર્નવામંડુર રતિ ૧૫ અપામાર્ગક્ષાર રતિ ૫
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ સરપુંખકવાથ સાથે આપવો

**૮૭ સોજા**–આરોગ્યવર્ધની નં ૧ રતિ ૧૦ નવસાર રતિ ૫
સોડાબાઇકાર્બ ,, ૫ ચવક્ષાર ,, ૫

સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ત્રણત્રણ કલાકે અકેકેક ભાગ આપી ઉપર પુનર્નવાદિક્વાથ પાવો.

૮૮ શ્વાસ–શ્વાસકુઠારરસ રતિ ૧૦ અભ્રકભસ્મ રતિ ૫
સીતોપલાદિચુર્ણ રતિ ૧૫

સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાંજ અકેકેક ભાગ મધ સાથે આપી ઉપર કનકાસવ પાવો

૮૯ શુક્રશ્રાવ–અકલકરો રતિ ૧ જાયફળ રતિ ૧
જાવંત્રી ,, ૧ અફીણ ,, ૧
લવંગ ,, ૧ ભાંગ ,, ૧
રસસિંદુર ,, ૧

સાથે મેળવી ત્રણ ભાગ કરવા, અકેકેક ભાગ હંમેશ રાત્રે લેવો ઉપર દૂધ પીવું (વીર્ય સ્થંભન થાય છે)

૯૦ સ્વરભંગ (ગળાનોવરમ)–અષ્ટાંગવલેહ તોલો ૧ પ્રવાલભસ્મ ગ્રે ૮
સાથે મેળવી ચટાડવુ ઉપર દુધ પાવું સવારસાંજ બેવખત આપવુ

૯૧ સંગ્રહણી–સુવર્ણપર્પટી રતિ ૩ યશદભસ્મ રતિ ૨
કડાછાલચુર્ણ ,, ૧૦ ઈન્દ્રયવચુર્ણ ,, ૧૦

સાથે મેળવી ત્રણ ભાગ કરવા, સવાર બપોર સાંજ અકેકેક ભાગ દુધ કે છાશ સાથે આપવો

૯૨ સંગ્રહણી–અષ્ટામૃતપર્પટી રતિ ૬ શતપત્રયાદિચુર્ણ રતિ ૩૦
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ દુધ સાથે આપવા

૯૩ સંગ્રહણી–પંચામૃતપર્પટી રતિ ૯ હિંગાષ્ટકચુર્ણ રતિ ૩૦
સાથે મેળવી ત્રણ ભાગ કરવા, અકેકેક ભાગ ચારચાર કલાકે છાશ સાથે આપવો

૯૪ હેડકી–મયુરપીચ્છભસ્મ રતિ ના કાકડાશીંગી રતિ ૪
સાથે મેળવી એકી વખતે મધમા ચાટી ઉપર ગરમપાણી પીવુ

**૯૫ હૃદયરોગ**–મહાલક્ષ્મિવિલાસ રતિ ૬ શુકિતભસ્મ રતિ ૬ સાથે મેળવી ચાર ભાગ કરવા, દર ત્રણત્રણ કલાકે અકેકેક ભાગ મધમા ચાટી ઉપર દુધ પીવુ.

**૯૬ હિસ્ટીરિયા**– મહાલક્ષ્મિવિલાસ રતિ ૪ મલ્લચદ્રોદય રતિ ૧
યશદભસ્મ „ ૧ વજ „ ૮
અશ્વગંધા „ ૮
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાજ અકેકેક ભાગ દુધ સાથે લેવો.

**૯૭ હીસ્ટીરિયા**–હીસ્ટીરીયાનાશકચુર્ણ રતિ ૩૦ મલ્લચદ્રોદય રતિ ૨ સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાજ અકેકેક ભાગ પાણી સાથે આપવો (અકસીર છે)

**૯૮ હરસ (સુકા)**–અર્શકુઠાર રતિ ૬ કડાછાલ રતિ ૬
ઇન્દ્રયવ ૬ શિવાચુર્ણ „ ૬
સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાજ અકેકેક ભાગ પાણી કે છાશ સાથે લેવો.

**૯૯ હેડકી**–શ્વાસકુઠારરસ રતિ ૧૨ શખભસ્મ રતિ ૬ સાથે મેળવી બે ભાગ કરવા, દર ચારચાર કલાકે અકેકેક ભાગ મધ સાથે આપવો.

**૧૦૦ ક્ષય (તાવ–ખાંસી)**–સુવર્ણવસતમાલતી રતિ ૩
ચોસઠપહોરીપીપર „ ૬
ગળોસત્વ „ ૬
અભ્રકભસ્મ ન ૧ „ ૩
પ્રવાલભસ્મ „ ૩
સાથે મેળવી ચાર ભાગ કરવા સવારસાજ અકેકેક ભાગ મધમાં ચાટી ઉપર દુધ પીવું.

**૧૦૧ ક્ષય (તાવ–ખાંસી)**–સીતોપલાદિચુર્ણ રતિ ૨૦ અભકભસ્મ રતિ ૨
શૃંગભસ્મ „ ૬ રસસિંદુર „ ૨

સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાંજ એકેક ભાગ મધમા ચાટી ઉપર દૂધ પીવું

**૧૦૨ ક્ષય [તાવ–ખાંસી]**–મહાલક્ષ્મિવિલાસરસ રતિ ૩ ગળોસત્વ રતિ ૧૨
સીતોપલાદિચુર્ણ ,, ૨૪

સાથે મેળવી ત્રણ ભાગ કરવા, સવાર બપોર સાંજ એકેક ભાગ મધમા ચાટી ઉપર દૂધ પીવુ

**૧૦૩ ક્ષય (તાવ–ખાંસી)**–સુવર્ણભસ્મ રતિ ૪ અભ્રકભસ્મ રતિ ૩
પ્રવાલભસ્મ ,, ૩

સાથે મેળવી બે ભાગ કરવા, સવારસાંજ એકેક ભાગ મધમા ચાટી ઉપર દૂધ પીવુ.

**૧૦૪ ક્ષય [ખાંસી–ઝાડા]**–સુવર્ણપર્પટી રતિ ૨ સુવર્ણમાલતી રતિ ૨
ચન્દ્રોદય ,, ૧ અભ્રક ,, ૨

સાથે મેળવી ત્રણ ભાગ કરવા સવાર બપોર સાંજ એકેક ભાગ મધ સાથે આપવો.

**૧૦૫ ક્ષય (ઉરઃક્ષત)**–મકરધ્વજ રતિ ૨ માક્ષિકભસ્મ રતિ ૩
અભ્રકભસ્મ , ૨ પ્રવાલભસ્મ ,, ૩
ગળોસત્વ ,, ૧૨ સુવર્ણભસ્મ ,, ૧
મુક્તાભસ્મ ,, ૧ વંસલોચન ,, ૭

સાથે મેળવી ચાર ભાગ કરવા, સવારસાંજ એકેક ભાગ મધ કે માખણ સાથે આપવો.*

———o.———

* સ્થળ સંકોચને લીધે આવા પ્રીસ્ક્રીપસનો વધારે લખેલા હોવા છતા મુકી દેવા પડ્યા છે, પ્રસંગ આવ્યે આ વિષયનો એક સ્વતંત્ર ગ્રન્થ બહાર પાડવાની ઇચ્છા છે

લેખક

# અગત્યની સૂચના

આ ગ્રન્થમાં જે જે તૈયાર દવાઓનાં નામ રોગ ચિકિત્સામાં તેમજ પ્રીક્રિસ્પશનોમાં આપેલા છે તેની બનાવટ માટે વૈદ્યક ચિકિત્સાસાર (અમારા તરફથી પ્રગટ થએલું) તેમજ રસાયનસાર સંગ્રહ (તરતમાં અમારા તરફથી પ્રગટ થનારૂં) માં જોઇ લેવું એ બે ગ્રન્થમાં લગભગ તમામ બનાવટનો ખુલાશો આવી જાય છે. એ શિવાય કેટલીક શાસ્ત્રિય દવાઓ કે જે પ્રસિદ્ધ બનાવટની છે તે માટે બીજા વૈદ્યકનાં ચાલુ ગ્રન્થોમાં જોઈ લેવું. કોઇ કોઇ સ્થાને અમારી પેટંટ દવાઓનો ઉલ્લેખ થએલો જણાય તો તેની બનાવટ માટે અમારા સુચીપત્રમાં જોઇ લેવું ત્યાં ખુલાશો મળશે. છેવટે કોઈપણ બનાવટ માટે કદાચ કંઇ પુછવું જરૂરી જણાય તો લેખકને પત્ર લખી ખુલાશો પુછી શકાય છે

લેખક.

# વિષ ચિકિત્સા POISON



વિવેચન—ઝેરના મુખ્ય બે પ્રકાર છે, સ્થાવર અને જગમ સ્થાવર વિષમા ખનીજ તેમજ વનસ્પતિનો સમાવેશ થાય છે અને જગમ વિષમાં સર્પ વિગેરે ઝેરી પ્રાણીઓનો સમાવેશ થાય છે દરેક વિષના લક્ષણ જુદા જુદા હોય છે, એ લક્ષણો જાણ્યા પછી વખતસર ઉપચાર થાય તો ઝેરના કેટલાક દરદીઓનો બચાવ કરી શકાય છે શરીરમા ઝેરનો પ્રવેશ બે રીતે થાય છે એક જાણી બુઝીને ઝેરી વસ્તુ ખાવાથી, બીજુ ઝેરી વસ્તુ ભૂલથી ખાઇ જવાથી અને ઝેરી પ્રાણીનો દશ થવાથી આ બાબતનુ સામાન્ય જ્ઞાન હોય તો તે ઉપયોગી થઇ પડે છે અને તાત્કાલીક મદદ મળતા ઘણી વખતે માણસની જીંદગીનો બચાવ કરી શકાય છે એટલા માટે અહિ ચાલુ ઉપયોગી મુખ્ય બાબતોનુ વર્ણન કરવામા આવે છે. આ બાબતોનો વિશેષ ખુલાસો જાણવા માટે અમારા તરફથી પ્રસિધ્ધ થયેલુ ન્યાય વૈદ્યક અને વિષતત્ર વાચવુ

## અફીણ

લક્ષણ—અફીણ ખાધા પછી માથુ ફરે છે, માથામા પીડ થાય છે, ઝોકા આવે છે, કર્ણેન્દ્રિયનુ જ્ઞાન ઓછુ થવા માડે છે, એ ભાની વધતી જાય છે, ફેર આવે છે, શ્વાસ ટુકો થતો જાય છે બોલેલુ સાભળી શકાતુ નથી, છાતીસ્થિર થાય છે, આખ બધ થાય છે, પોપચા ઉઘાડી જોતા કીકી એકદમ નાની જણાય છે, પરસેવો વળે છે, હોઠ કાળા પડે છે કોઇ વખત તાણ ખેચ અને લકવાની પણ અસર જણાય છે, તથા જીવ ગભરાય છે ખાલી પેટે આ ઝેરની અસર જલદી વધે છે વધારે ખાવામા આવ્યુ હોય તો તેની અસર અર્ધા કલાકમા થાય છે જો અફીણ ખાઇને સુઇ જવાય તો તેની અસર જલદી થાય છે. સાધારણ રીતે ત્રણથી છ રતિ ઉપરાત ખાવાથી તેના ઝેરની અસર થાય છે

**ઉપાય**—ઘણો વખત ન ગયો હોય તો પ્રથમ ઉલટી અને ઝાડાની દવા આપવી. ઉલટી માટે મીંઢળનો ઉકાળો અને જુલાબ માટે ઇચ્છાભેદીરસ આપવો અથવા સ્ટમક પંપ વડે હોજરી ધોઇ લેવી પરંતુ જો અફીણનુ વિષ લોહી સાથે મળી ગયુ હોય તો હીંગ અને અરીઠાનું પાણી પાવુ, રાઇ અને મીઠાના પાણીથી ઉલટી કરાવવી, દરદી ઉંઘે નહિ એટલા માટે તેને વારવાર જલદ કોફી પાવી માથા ઉપર ઠંડુ પાણી છાંટવુ, આ ઉપાયો કરતા ચોવીસ કલાક નિકળી જાય તો કોઇ જાતની ધાસ્તી રહેતી નથી. અફીણનો પ્રતિવિષ હિંગ છે.

## સોમલ.

**લક્ષણ**—સોમલ ખાધા પછી એક કલાકની અંદર તેની અસર થાય છે પેટમા દરદ, બેચેની, બળતરા, ઉબકા, ઉલટી, મરડો, આંકડી, તરષ, નાડીમા ક્ષીણતા, શ્વાસનુ રૂંધન, પસીનો થવો, ઝાડા પેસાબ બંધ થવો કે તેમા લોહી આવવુ, શરીરે અગલય ગરમી જણાય નાડી બેસી જાય, ચ્હેરો લેવાઇ જાય અને છેવટે હૃદય બંધ પડતા દરદી મરી જાય છે. સોમલના ઝેરનો દરદી છેવટ સુધી હુશીઆરીમા રહે છે. સોમલનો પ્રતિવિષ મંડુરભસ્મ અને ફેરીહાઇડ્રેટ છે.

**ઉપાય**—તાંદળજાનો રસ સાકર મેળવીને પાવો, ખાખરાના મૂળની છાલનો કવાથ કે લીંબડાના પાનનો રસ, મધ નાખીને આપવો સડ-સડાના પચાગના ઉકાળામા દહી સાકર મેળવીને પાવુ. સોમલના વિષમા ઉલટી એ સર્વોત્તમ ઉપાય છે માટે ગરમ પાણીમા રાઇ નાખી ઉલટી કરાવવી દૂધ અને લાઇમ વોટર પીવા આપવુ તરષ અને દાહ માટે બરફવાળુ પાણી કે સોડા વોટર અથવા લીંબુનુ શરબત આપવું. કાજી અથવા ઠંડા પદાર્થો આપવા ગળજીભી તાંદળજો કે લીંબડાનો રસ આપવો.

**સુચના**—આ ઝેરની અસર તરતજ અથવા દસ કલાક પછી પણ થાય છે અને તેની ઘાતક માત્રા ૨ થી ૩ ગ્રેન છે, સમય ૨૪ કલાક કે તેની અંદરનો છે

## હરતાલ અને મનસીલ.

આ બન્ને સોમલના ક્ષાર છે અને તેના ગુણ પણ તેના જેવાજ છે એટલે તેના દરેક ઉપચારો સોમલ પ્રમાણે કરવા

## ધતુરો.

લક્ષણ—માથામા ચક્કરી, ગળામા શોષ, તરષ, આંખોની કીકી પહોળી થવી, શ્વાસ ટુંકો થવા, મોહુંએ લાલ થવા, નાડી જલદ, ગાડા જેવો દેખાવ, હાથના ચાળા, બેશુદ્ધિ વગેરે લક્ષણો થાય છે આખની કીકી પહોળી થવી અને આખના ચાળા કરવા એ ખાસ લક્ષણ છે

ઉપાય—ઉલટી કરાવવા માટે મીંઢળનો ક્વાથ આપવો અને જુલાબ માટે ઇન્ડાબેલીરસ આપવો વારવાર કોફી આપી દરદીને ઉંઘ આવવા ન દેવી ચચર ... ગૌ મૂત્રમા વાટીને આપવુ. ગરમ કરીને ઘી ...ખગના મળ, વજ સડસડાના મળ, કાગુ- કરી મધ નાખીને આપવો. વજ સાકર, ...ન કરીને આપવુ.

...ંગ ઝેરી છે પણ તેનાં બીજ સૌથી વધારે ...ગના આવે તો ઝેર ચઢે છે ઘાતક માત્રા અને તેના ચિન્હ અર્ધા કલાકમાં જણાય છે.

## વછનાગ.

...તથા હોઠમા અગ્નિ અને તમતમાટ થાય થાય, શરીરમા કંપ થાય, આખમા અંધારા ..., શરીરે શૂન્યતા, શ્વાસ ધીમો, નાડી નબળી થાય, બેશુદ્ધિ વધતી જાય આખની કીકી પ્રથમ પહોળી થાય અને પછી સંકુચિત થાય છેવટે આચકી અને શ્વાસ રૂંધનથી ઘણે ભાગે મૃત્યુ થાય

સુચના—આ ઘણું ઉગ્ર વિષ છે, ઘાતક માત્રા ૩૦ થી ૬૦ ગ્રેન ચુર્ણની, સમય અરધા કલાકથી ૪ કલાક

**ઉપાય**—ઉલટી કરાવવાના ઉપાયો કરવા પેટ સાફ રાખવુ, જરૂર પડે બસ્તિ આપવી, જલદ કોફી આપવી, ગધનુ પાણી પાવુ, હાથ પગ ગરમ રાખવા, દરદીને ચતો સુવડાવવો અને ઉત્તેજક દવાઓ આપવી આ ઉપાયો કરવા.

## ભાંગ–ગાંજો–ચરસ.

**લક્ષણ**—આ બધી એકજ છોડની વસ્તુઓ છે પરંતુ અનુક્રમે એક બીજા કરતા વધારે તેજ છે તે લેવાથી આખો લાલચોળ થાય છે, દરદી તોફાન કરે છે, હસે છે, ગાંડો થઇ જાય છે, મારવા દોડે છે તથા ગાંડપણની સઘળી નિસાનીઓ થાય છે અને વધુ લેવાથી મૃત્યુ પણ થાય છે.

**ઉપાય**—ઉલટી અને જુલાબની દવા આપવી, માથા ઉપર ખૂબ ઠંડા પાણીની ધાર કરવી, એમોનિયા સુંઘાડવો, દરદીને ઉંઘવા દેવો નહિ અને અંધારામા રાખવો, દહીં, છાસ, લીંબુનો રસ કે લીંબુનું અથાણુ વગેરે ફાયદાકારક છે. છાસ અને ચોખા ખવરાવવા. અર્કમૂળત્વક પાણીમા નાખી ઉલટી કરાવવી

## ઝેરકોચલાં.

**લક્ષણ**—ખાધા પછી એકાદ કલાકની અંદર અસર જણાય છે તેના લક્ષણ લગભગ ધનુર્વાને મળતા છે નસોની ખેચતાણ થાય છે અને નાડી તેજ હોય છે, દરદી છેવટ સુધી જાગ્રત અવસ્થામા રહે છે. તાણ આવે અને તે વધારે વખત રહે એ લક્ષણ અસાધ્ય ગણાય છે.

**સુચના**—ઘાતક માત્રા ૩૦ ગ્રેન ચુર્ણ, સત્વ ૩ ગ્રેન, ઘાતક સમય ૫ મિનિટથી ૨ કલાક, મૃત્યુ ચિન્હ તાણ અને શ્વાસાવરોધ મૂખ્ય છે.

**ઉપાય**—ઉનુ ઘી પાવું, માખણ ઉનું કરી પીવા આપવુ, ફુલાવેલ ટંકણખાર પાચ પાચ મિનિટે બબ્બે વાલ મધ સાથે આપવો,

શ્વાસ રૂંધન થતું હોય તે માટે એમીલનાઇટ્રેટના ડચુળનો ઉપયોગ કરવો સ્નાયુ શૈથીલ્યકૃત દવાઓ આપવી, અફીણ, કપુર ક્લોરોફોર્મ, ક્લોરલ-હાઇડ્રેટ વગેરેમાંથી કંઇપણ આપવું, ખેંચતાણ બહુ હોય તો ક્લોરો-ફોર્મને રૂમાલપર છાંટી છેટેથી થોડુંથોડું સુંઘાડવું.

## કણેર.

**વિવેચન**—આ આખું ઝાડ ઝેરી છે પણ તેમાંથી તેનું મૂળ વિશેષ ઝેરી છે કેટલીકવાર તે દવાના કામમાં વપરાય છે તેની ઝેરી અસર થતાં ઉલટી, ચક્કર, ઘેન, બેશુધ્ધિ, ખેંચતાણ, સિતાગ, શ્વાસા-વરોધ વગેરે થાય છે, છેવટે નાડી નબળી પડે છે અને મૃત્યુ થાય છે

**ઉપાય**—દૂધમાં કે દહીંમાં સાકર નાખી આપવું, માખણ કે ઘી ચટાડવું, ઉલટી કરાવવી, અને ઉત્તેજક પદાર્થો આપવા.

**સૂચના**—ઘાતકમાત્રા મૂળની તોલો ૧, કવાથ ૧ ઔંસ, ઘાતક સમય ૧થી ૪ દિવસ.

## તમાકુ.

**વિવેચન**—તમાકુ એક સાધારણ વસ્તુ થઇ પડી છે, પરંતુ તેને લોકો જાણતા નથી કે તે ઝેરી છે, પ્રમાણથી વધારે લેવાય તો તેના ઝેરી ચિન્હો માલમ પડે છે.

**લક્ષણ**—નાડી જલદ, બેચેની, ફેર, ઉલટી, તોડ, ઝાડો, અશક્તિ શરીરમાં ઢીલાપણું, છેવટે રક્તાશય બંધ અને મૃત્યુ

**ઉપાય**—ઉલટી કરાવવી, એરંડીયાનો જુલાબ આપવો, ટેનિક-એસિડ આપવું, ફુગળીનો રસ પાવો, વગેરે ફાયદાકારક છે તથા કાકડી ખાવાથી પણ તમાકુના ઝેરની અસર ઓછી થાય છે.

## નેપાળો.

**લક્ષણ**—નેપાળો વિશેષ પ્રમાણમાં લેવાથી દાહ, શુળ, લોહી-નીઉલટી, ગુદામાં દરદ, પેશાબ બંધ થવું વગેરે થાય છે નાડી દેખાતી નથી અને ચામડી ટાઢી લાગે છે.

**ઉપાય**—દહીમા સાકર અને એલચી વાટીને ભાત સાથે આપવુ, ઘી પાવુ વગેરે ઉપાયો ફાયદાકારક છે

**સુચના**—ઘાતકમાત્રા ૫ ગ્રેઇન બીજની.

## ભીલામ.

**લક્ષણ**—ભીલામ ખાવાથી કે શરીરે અડકવાથી ચળ અને દાહ થાય છે તથા તે ફુટી નિકળે છે.

**ઉપાય**—ટોપરૂ ખાવા આપવુ, ટોપરાનુ તેલ કે માખણ શરીરે ચોપડવુ, દશાંગ લેપ કે આબલીનાં પાન બાફીને બાધવા, તલ સાકર અને ટોપરૂ ખાવા માટે આપવુ.

## આકડો.

**લક્ષણ**—આકડાનુ દુધ ઝેરી છે તેની અસરથી હોજરીમાં દાહ, મોઢામાં છાલાં, તાણ વગેરે થાય છે.

**ઉપાય**—રાઇના પાણીથી ઉલટી કરાવવી, એરડીયુ તેલ જુલાબ માટે આપવુ, ઉતેજક પદાર્થો આપવા, ઘી પાવું, દુધ ચામડી ઉપર લાગી ગયુ હોય તો આમલીના પાન વાટીને લેપ કરવો

## થોર.

થોરના ઝેરની અસર નાબૂદ કરવા માટે ઘી પાવુ કે ઠંડા પાણીમાં સાકર નાખી પીવા આપવુ. બહાર દુધ લાગ્યું હોય તો ઘી લગાડવું

## ચણોઠી.

ઘાતકમાત્રા ૨ા ગ્રેઇન, સમય ૧૮ થી ૪૮ કલાક

**ઉપાય**—ઘી પાવુ, તાદળજાના રસમા સાકર નાખી પાવી.

## દારૂ.

દારૂની વિષેશ અસર થઇ હોય તો ઘી તથા સાકર ચટાડવુ, માથાપર ઠંડુ પાણી રેડવું, કાકડી ખવરાવવી તથા ધાણા અને સાકર પાણીમા નાખી પાવાથી ફાયદો થાય છે.

## પારો—રસકપુર.

વિવેચન—પારો તેના અસલ સ્વરૂપમા ઝેરી નથી, તે જો એમ ને એમ લેવામા આવે તો શરીર સાથે નહિ મળતા ઝાડા વાટે બહાર નીકળી જાય છે, તેમાથી બનતી બનાવટો જેમકે રસકપુર, હીગળોક, કેલોમેલ વગેરેમાથી રસકપુર વધારે ઝેરી છે

લક્ષણ—રસકપુર લેવાથી મો, ગળુ અને હોજરીમા દાહ તથા ચાંદા પડે, ઉલટી અને ઝાડા થાય, તથા ઝાડામાં લોહી પડે, પેટમા દર્દ થાય મોટુ સુજીને આવી જાય, દાતના પારા ચઢી આવે, થુક બહુ નિકળે અને છેવટે આચકી અને તાણ આવી મૃત્યુ થાય

ઉપાય—દુધમા ઘઉનો લોટ નાખીને આપવો, અળસીની ચ્હા, પાણી દુધ, ઘઉના આટાનુ પાણી, ગુદનુ પાણી વગેરેની મેળવણી કરીને આપવુ જરૂરીયાત મુજબ જુલાબ આપવો, ઘી પાઇને ઉલટી કરાવવી, ત્રિફળાના કે બાવળની છાલના કવાથમા ફટકડી નાખી કોગળા કરાવવા પાનના રસમા ગધક આપવો, ગળજીભીનો સ્વરસ પાવો.

## મોરથુથુ. (તાંબાનો કાટ)

વિવેચન—તાંબાના વાસણમા ખાટી વસ્તુ રાખવાથી કે પકાવવાથી તેમા કાટ આવે છે, એવી કાટવાળી વસ્તુ ખાવાથી કે તેવા વાસણમા ભુલથી ખાવામા આવે તો તાંબાનુ ઝેર ચઢે છે

લક્ષણ—ઉલટી, પેટમા દર્દ, ઝાડા કે આચકી વગેરે લક્ષણો થાય છે

ઉપાય—રસકપુર માટે, બતાવ્યા પ્રમાણેના ઉપાયો કરવા, પાણીમા લીબુનો રસ અને સાકર પીવું કાચાનુ પાણી પીવાને આપવુ.

## સીસું.

લક્ષણ—લોહીની ઉલટી, કબજીયત, પેટમા સખત ચુક, હાથ-પગમા ખેચ, (ગળામા ... ... ... જાય વગેરે લક્ષણો થાય છે ... ... हो, लोम रहित ।

**ઉપાય**—વિલાયતિ મીઠાનો જુલાબ આપવો અથવા તો તે વધારે પાઇ ઉલટી કરાવવી. ગુદરનુ પાણી, દુધ અને બીજી ચીકણી ચીજો પીવાને આપવી

## કાચ.

**લક્ષણ**—કાચની ઝીણી ભુકી પેટમા જવાથી એક પ્રકારની ઝેરી અસર થાય છે અને તેથી ઉલટી, જુલાબ પેટ ચઢવુ, પેટમા દરદ, તાવ, તરષ, દાહ વગેરે લક્ષણો થાય છે

**ઉપાય**—દુધ, દહી અથવા ખુબ આમલી પાઇ ઉલટી કરાવવી. ચીકાશવાળા પદાર્થો આપવા ગોપીચદન કે નવસારનુ પાણી કરી પાવુ

## સર્પવિષ.

**લક્ષણ**—બન્ને બાજુએ ડાઢની નિશાની હોય છે, તથા થોડોક સોજો પણ હોય છે, ઝેર ધીમેધીમે ચઢે છે, હૃદય અને મસ્તક તરફ વિષનો વેગ વધે છે, રૂવાટા ઉભાં થાય છે, પ્રકાશ સહન થતો નથી, આખની કીકી ફેલાએલી હોય છે તથા ઉલટીની ઇચ્છા, ફેર શ્વાસરૂધન, જીભ ટુકી થવી, મોઢેથી ફીણ આવવુ, ઠડો પરસેવો આવવો. બેભાન થવુ વગેરે લક્ષણો થઇ દરદી છેવટે મરણ પામે છે જો સર્પ ઝેરી હોય તો ;બે થી ચાર કલાકમા મરણ નિપજે છે અને સાધારણ હોય તો માણસ મરતો નથી પરંતુ તેની ખરાબ અસર ઘણા દિવસ રહે છે

**ઉપાય**—સર્પ કરડે કે તુરત ડખના ઉપલા ભાગમા તાણીને પાટો બાધવો, ડખને કાપીને કાઢી નાખવો અથવા ડખને ખોતરી એસીડ કે બદુકના દારૂથી બાળી દેવો, સ્પીરીટ કે બ્રાન્ડી પાણીમા નાખી પાવું, જખમ ઉપર પોટાસપરમેગનીસ ઘસવુ, ખીલો તપાવીને ડામ દેવો. દરદીને ઉઘવા દેવો નહિ, બની શકે તેટલો તુલસીનો રસ પાવો, અને તેની આખા શરીરે માલીસ કરવી.

ડખ ઉપર ચીરો કરી તે ચીરા સાથે જીવતી મુરઘીની ગુદા બરાબર દાબી રાખવાથી ડંખમાનુ વિષ ચુસાવા લાગે છે અને

મુરઘી મરીગયા જેવી થઇ જાય છે, એવી રિતે એક પછી એક એમ છ સાત મુરઘીના અખતરાથી ઝેરની અસર તદન નાબુદ થઇ જાય છે. આ પ્રયોગમા ઝેરની અસરથી મુરઘીઓ મરી જતી નથી પરતુ કેટલીક વાર પછી તે સારી થઇ જાય છે આ પ્રયોગનુ વર્ણન અથર્વવેદમા આપેલું છે.

**સર્વવિષહરક્વાથ**—આકડાનુ મૂળ, કુકડવેલ, ધમાસો, નગોડ, કરીયાતુ, વજ, અરણીનાપાન, સિંધાલુણ, મડમડાના પાન, અતિવિષ, મોથ, હરડે, ખાખરાના મુળ, કેળનો કદ વગેરે સમ ભાગે લઇ તેનો ઉકાળો કરીને પાવાથી કોઇપણ પ્રકારનુ વિષ ઉતરી જાય છે. એ સિવાય સોમલના ફુલ આપવાથી પણ ફાયદો થઇ જાય છે

વાઝકટોલીનાકદનો ઉકાળો કે કડવી નાઇનો ઉકાળો પાવાથી સર્પવિષ ઉતરે છે.

દરદી પી શકે તેટલો કેળનો રસ પાવાથી સર્પના ઝેરની અસર નાબુદ થાય છે.

**સુચના**—સર્પદશ થયા પછી ઓછામા ઓછા ત્રણ દિવસ પડેલા દરદીને મરી ગએલો માની છોડી દેવો નહિ પરતુ બહારના અને અદરના ઉપચારો કરવા કેમકે ઘણી વખત ત્રણ દિવસ પછી પણ આ દરદીઓ સારા થયા હોય તેવુ બનેલુ છે

## વીંછીનું ઝેર

**લક્ષણ**—વીંછી કરડે ત્યારે પ્રથમ સોય વાગવા જેટલુ દર્દ થાય છે પણ થોડીવાર પછી અગ્નિ લાગ્યા જેવુ થાય છે અને દરદ વધે છે પાચ દસ મિનીટમા આખા શરીરમા તેની અસર ફેલાવા લાગે છે, અત્યત પરસેવો થાય છે, વિશેષ અસર હોય તો દરદી ઢડો પડી જાય છે અને કેટલીક વખતે ઝેરી વીછીથી મૃત્યુ પણ થઇ જાય છે.

**ઉપાય**—નેપાળાનુ બીજ પાણીમા કે લીબુના રસમા ઘસીને ચોપડવુ, ડંખ ઉપર ઓપીડનું ટીપુ મુકવુ કેરીનો ચોર (ચીક) લગાડવાથી

દપની તરતજ શાન્તિ થાય છે શરીરના ડાબાભાગમા દર્દ હોય તો જમણી તરફ અને જમણી બાજુએ હોય તો ડાબી તરફના કાનમા અને આંખમા મીઠાના પાણીના ટીપા નાખવા. હરતાલ, મનશીલ, નેપાળો, જવખાર વિગેરે ધતુરાના પાનમાં વાટી લેપ કરવાથી ફાયદો થાય છે

## ઉંદરવા.

ઝેરી ઉદરના કરડવાથી શરીરમા એક પ્રકારનો વિકાર થઇ ફુટી નીકળે છે વાતરક્ત જેવાં ચાઠા થાય છે અને તેમા દાહ થાય છે

ઉપાય—મીંઢીઆવળનો જુલાબ દરરોજ આપવો સોજો હોય તો મજીઠ હળદર ઉદરકાનીના પાન, સીંધાલુણ તથા કપુર વગેરે વાટીને લેપ કરવો, રક્ત શોધક દવાઓ આપવી, પરેજી સખત રાખવી કેમકે તેનુ વિષ છ માસ સુધી ઉથલો મારે છે

## હડકવા.

**વિવચન**—હડકાયુ કુતરૂ કે શિયાળ કરડવાથી શરીરે ઘણી ઝેરી અસર થાય છે આ બાબદ હજી સુધી કોઇ પણ ચોકકસ ઉપાય જાહેર થયો નથી પરતુ તેની રસી દ્વારા ચિકિત્સા કરવામા આવે છે જેને માટે સોલન, કસોલી તથા નિલગીરી તરફ કે જ્યા એ માટે ખાસ હોસ્પિટાલો બનેલી છે ત્યા દરદીને મોકલવો હિતકારક છે ત્યા દવા, સારવાર તથા અન્ય દરેક પ્રકારનો સારો પ્રબધ રાખવામા આવ્યો છે એમ કહેવાય છે

**પ્રચલીત** ઉપાય—ડખને કાષ્ટિકથી બાળી નાખવો કે ડામ દેવો, ગોળ તેલ અને આકડાના દૂધનો લેપ કરવો, સખત જુલાબ તથા ઉલટી કરાવવી, લીઓડીની બીજ મરી, સીંધાલૂણ, આકડાના મુળની છાલ વગેરે સમભાગમા લઇ ખાડી ભૂકો કરી તેમાથી દરરોજ પા થી અરધો તોલો પાણી સાથે આપવુ પરેજી બરાબર રાખવી, દરદીને અધારા ઓરડામા રાખવો, ઉલટી કરાવવી તથા થોડુ થોડુ અફીણ આ ઉપચારોથી ઝેરની અસર ઓછી થાય છે.

## ભમરી કે મધમાખ.

ભમરીના ડંખ ઉપર સઘળા ઠંડા ઉપચારો કરવા, પાણીમાં માટી ઘસીને લેપ કરવો અથવા સુરકો કે કોલન વોટર લગાડવું મર્મ-સ્થાન ઉપર દંશ થયો હોય તો સાપના ઇલાજ લેવા.

## ચાંચડ માકડ મચ્છર

સુરકો અને પાણી મેળવીને લગાડવાથી તથા સરસડાના પંચાંગનો ગૌમૂત્રમાં વાટી લેપ કરવાથી, ચાંચડ વગેરેના દંશની અસર નાબુદ થાય છે

---

આરોગ્ય સિન્ધુ { ગ્રન્થમાળા પુષ્પ બીજું. ના ગ્રાહકોને પ્રથમ ભેટ.

# વૈદ્યક ચિકિત્સા સાર.

## ભાગ ૧ લો.

વૈદ્ય ગોપાલજી કુંવરજી ઠક્કુર આયુર્વેદાચાર્ય:

અનેક વૈદ્યક ગ્રન્થોના સત્વરૂપ સેંકડો વખત અનુભવમા
સિદ્ધ થએલા ઉત્તમ પ્રયોગોનો સંગ્રહ

# વૈદ્યક ચિકિત્સા સાર.

(ભાગ ૧લો.)


લેખક અને પ્રકાશક—

આયુર્વેદાચાર્ય વૈદ્ય ગોપાલજી કુવરજી ઠક્કુર.

આચાર્ય શ્રીધન્વન્તરિ આયુર્વેદ વિદ્યાલય,

માલેક ધી કોહીનુર કેમીકલ વર્કસ,

તંત્રી, 'આરોગ્ય સિન્ધુ" કરાચી.



સને ૧૯૨૫ પ્રત ૧૦૦૦ સંવત ૧૯૮૧




મુલ્ય આના બાર.


તરણ-સાગર પ્રેસમા ગિરિજાશંકર બી ત્રિવેદીએ પ્રકાશકને
માટે છાપ્યું, કેમ્પબેલ સ્ટ્રીટ,-કરાચી

# વૈદ્યક ચિકિત્સાસાર.

એટલે

વૈદ્યો, ચિકિત્સકો, ડોકટરો અને આયુર્વેદ પ્રેમી સર્વ સજ્જનોને બહુજ ઉપયોગી થનાર અમૂલ્ય ગ્રન્થ

આ પ્રથમ ભાગના

અનુસંધાનમાં

 **બીજો ભાગ.** 

**પ્રેસમાં જવા માટે તૈયાર થઇ ગયો છે તે વાંચવાને ચુકશો નહિ.**

કારણ કે તેમા ઘણાંજ અમૂલ્ય અને અનુભવવા લાયક પ્રયોગો લખાયા છે.

[ આ ગ્રન્થ વાચી રહયા પછી તમારો મત આ ગ્રન્થને માટે શુ છે તે અમોને લખશો કે ? ]

પરમ સ્નેહાંકિત્

# શ્રીયુત્ ખીમજીભાઈ શીવજી પટેલ

નિવાસ સ્થાન, કરાચી.

આપ મારા એક સ્નેહી અને જુના મિત્ર છો. આપની મારા દરેક કાર્યો પ્રત્યે સારી લાગણી છે આપે આરોગ્ય સિન્ધુને બીજા વર્ષમાં સારી સહાયતા આપી આપની વિદ્યા વૃદ્ધિ અને જનસેવા પ્રત્યે જે શુભ લાગણી છે તે સિધ્ધ કરી બનાવી હતી. વળી આપ આપની જ્ઞાતિમા એક આગેવાન સુધારક, સદ્વિચાર ધરાવનાર સુખી શ્રીમત છો તેમજ આપની લાગણી, સદ્ વિચારોને ફેલાવવા દુખી જનોની જરુરિયાતોને બનતી મદદ કરવા પ્રત્યે હમેશા સારી રહે છે તે સર્વ આપના શુભ વિચારોને લક્ષ્યમાં લેતા આપનુ મુબારક નામ મારી આ પ્રથમ કૃતિમા કાયમ રહે તે માટે હુ આપને આ પ્રથમ પુષ્પ વૈદ્યક ચિકિત્સાસાર અર્પણ કરી કૃતાર્થ થાઉં છું

લી૦ હું છું આપનો હમેશનો મિત્ર

વૈદ્ય ગોપાલજી ઠક્કુર.



# પ્રસ્તાવના.

ચાલુ જમાનામા વૈદ્યક શિક્ષણના અભાવે આપણા દેશમા અનેક પ્રકારના રોગો ફેલાય છે અને તેથી લાખો જનસંખ્યા અકાળે મરણને શરણ થાય છે વળી અનેક મનુષ્યો રોગથી પીડાય છે તેમજ સમય અને પૈસાનો ખર્ચ પણ ઘણો મોટો એ દિશામા થઇ જાય છે. આ સર્વ થતુ અટકાવવાનો મુખ્ય ઉપાય એજ છે કે આરોગ્ય અને વૈદ્યક શિક્ષણનો પ્રચાર જેમ બને તેમ મોટા પ્રમાણમા કરવાની જરૂર છે પરંતુ આવા પવિત્ર કાર્યને માટે ભારત વર્ષમાં ગણ્યા ગાઠયા ચિકિત્સકોજ સાહસ ખેડી આ કાર્ય કરે છે જ્યારે મોટો સમુદાય કેવળ રોગોના ઉપાય કરી પોતાની આજીવીકા ચલાવી પેસા સચય કરવા-માજ રોકાયલો દેખાય છે ચિકિત્સકોની પહેલી ફરજ તો એ છે કે જેમ બને તેમ લોકોને રોગના પંજામા સપડાતા બચાવવા પરંતુ દુઃખની વાત છે કે જેવી રીતે વૈદ્યક જાણનાર સમુદાય આ બાબતમા સુસ્તી બતાવે છે તેવીજ રીતે જનસમાજ પણ ઘણીજ બેદરકારી રાખી હેરાન થયા કરે છે

એકાદ કુટુંબમા વૈદ્યક જ્ઞાનનો પ્રચાર કરવાથી કાર્ય પુરેપુરૂ થઇ જાય તેમ નથી પરંતુ આખા જનસમાજને એ શિક્ષણ મળે તેવી રીતે તેનો પ્રચાર કરવાની જરૂર છે ગુજરાતમા માત્ર બે ચાર વૈદ્યકના માસિક પત્રો પ્રગટ થાય છે અને તે સર્વ ઘણે ભાગે ખોટ વેઠીને પ્રગટ થતા જણાય છે. માસિક પત્ર વડે વૈદ્યકના પવિત્ર વિચારોનું વાતાવરણ ઘેરઘેર દરેક મનુષ્યને પહોચતુ કરવાનુ બની શકે એમ છે જેથી મે મારા તે વિચારોને અમલમા મુકવા આજે ચાર વર્ષ થયા કરાચીમાથી "આરોગ્ય સિન્ધુ" નામનુ ગુજરાતી વૈદ્યક માસિક પત્ર પ્રગટ કરવાની શરૂઆત કરી છે. અનેક નાના મોટા કષ્ટો ઉઠાવી ખર્ચનો મોટો બોજો સહન કરી બનતી નુકશાનીના ભોગે આ પત્ર શરૂ કર્યું અને હજી પણ એવીજ દશામા ચાલુ છે જ્યા સુધી મોટી સંખ્યામા ગ્રાહકો ન થાય ત્યા લગી આવા સાહસની ફતેહમંદી ઘણીજ ઓછી ગણાય એ સ્વભાવિકજ છે

ત્રીજા વર્ષના ગ્રાહકોને ભેટ આપવા માટે આ વૈદ્યક ચિકિત્સા સાર નામનું પુસ્તક આજે છપાઈને તૈયાર થાય છે. અને એ પુસ્તકમાં આશરે સવાસો જાતની આયુર્વેદિક શાસ્ત્રિય તેમજ અનુભવી બનાવટો કે જેને અમોએ અનેક વખત બનાવી વાપરી ખાત્રી કરી ને સત્ય તથા સારી જણાતા તેનોજ લાભ અમારા ગ્રાહકોને તથા સમાજને માટે કંઇ પણ સંકોચ ન રાખતા પવિત્ર દીલથી સ્પષ્ટ લખી બને તેટલી સરળ ભાષાથી તૈયાર કર્યું છે જો કે માસિક પત્રમાં ખોટ ખમી તે ચલાવીએ છીએ છતાં આવું ઉપયોગી ભેટનું પુસ્તક પણ આપી અમો અમારા ગ્રાહકોની બને તેટલી સેવા કરવાનું ભાગ્ય સમજીએ છીએ હવે ગ્રાહકો પણ આ કાર્યમાં બને તેટલી મદદ કરવા પત્રને મોટા કદનું બનાવવા ધારે તો ગ્રાહક વધારી મદદ કરી શકે છે

આ પુસ્તક આશરે ત્રણ ભાગમાં પુરૂ થાય તેમ છે પ્રથમ કરતા પણ બીજામાં વધુ સારી અને ઉપયોગી બનાવટોનો સંગ્રહ છે. વળી તે ભાગ ૧૯૨૫ના વર્ષમાં જે આરોગ્ય સિન્ધુના ગ્રાહકો હશે તેને ભેટમાં મળશે ત્રીજો ભાગ ૧૯૨૬ના ગ્રાહકો માટે તૈયાર થવાનો છે એ રીતે ત્રણે ભાગમાં આશરે ચારસો દવાઓની બનાવટનું એક સુંદર પુસ્તક તૈયાર થઇ જતા તે ઘણુંજ ઉપયોગી થઇ પડશે એમ અમારૂ માનવું છે જો કે વૈદ્યકના અનેક ગ્રન્થો પ્રગટ થયા છે પરંતુ આવા નાના કદમાં એકજ વિષયનો ખાસ જરૂરનો બની શકે અને વાપરવામાં કામ આવે તેવાજ ઉપાયોનો સંગ્રહ ગ્રન્થ અનુભવી વૈદ્યને હાથે હજી સુધી બહાર પડેલો અમોએ જોયો નથી જેથી અમોને ખાત્રી છે કે વૈદ્યોને, ડાકટરોને અને ગૃહસ્થોને તેમજ દેશી ચિકિત્સાનું રહસ્ય જાણનારને તે બહુજ મદદગાર થઇ પડવા સંભવ છે

થોડાક અંગ્રેજી બનાવટના નુસ્ખા પણ ઉપયોગી થઇ પડે ને ને વૈદ્યો બનાવી વાપરે તેવા હેતુથી આમાં ક્યાંક દાખલ કર્યા છે આશા છે કે તે પણ લાભદાયક થઇ પડશે મારા આ પ્રથમ પ્રયત્નમાં ક્યાંક હસ્તદોષ, ભાષાદોષ કે કે પ્રુફની ભૂલ જણાય તો અનુભવીઓએ મને તે બતાવી દેવા સૂચના કરી કે જેથી તેનો બીજીવાર સુધારો કરી લેવાય ઇતિશિવમ્

આપનો સેવક

વૈદ્ય ગોપાલજી કુંવરજી ઠક્કુર

# સાંકળીયું.

એ શિવાય પરિશિષ્ટ ૧ લુ કે જેમા દવાઓના તોલ માપનું કોષ્ટક તથા માત્રાનુ કોષ્ટક તેમજ કેટલીક અગત્યની સૂચનાઓ લખવામા આવી છે.



श्रीधन्वन्तरये नमः

# વૈદ્યક ચિકિત્સાસાર.

## (ભાગ ૧લો.)

## ૧ સુગંધી પવિત્ર ધૂપ.

બનાવટ—વાળો શેર ૦। સુખડ શેર ૦।
લોબાન કોડીઓ શેર ૦॥ ગુગળ શેર ૦॥
હઅગ શેર ૦॥ હરમળ શેર ૦॥
વજ તોલા ૧૦ કપુર કાચલી શેર ૦।
કચુરો શેર ૦॥ બાળચી તોલા ૧૦
અગરના છોડા શેર ૦। દેવદારનો ભુકો શેર ૦॥
લીંબડાના પાનનુ ચૂર્ણ શેર ૦॥ મોથ શેર ૦॥
પાનડી શેર ૦। ગુલાબના ફુલ શેર ૦।

રીત—દરેક વસ્તુને અધકચરી ખાંડી સાથે મેળવી એક ડબામા ભરી લેવુ

ઉપયોગ—હવા શુદ્ધિ માટે તથા જંતુઘ્ન તરીકે આ ધૂપને અગ્નિ (ધગધગતા કોલસા) ઉપર છાંટવાથી તેનો પવિત્ર ધુવાડો મગજને ફાયદો કર્તા તથા હવાને શુદ્ધ કર્તા થાય છે. ખરાબ હવા શુધ્ધ થાય છે

સમય—દરરોજ સવાર સાંજ રહેઠાણની જગાએ ધુપ કરવો. અથવા ખરાબ હવા જ્યા ચાલતી હોય ત્યા દરરોજ આમો વખત વાપરવો

# ૨ મંજીષ્ઠાદિ ચૂર્ણ.

બનાવટ—મજીઠ તોલા ૨॥ ગુલાબના ફુલ તોલા ૨॥
હરડે તોલા ૨॥ મીંઢીઆવળના પાન તો ૧૦
નસોતર તોલા ૨॥ સાકર તોલા ૪૦

રીત—દરેક વસ્તુનું બારીક ચૂર્ણ લઇ સાથે મેળવી કપડેથી ચાળી એક બાટલીમા ભરી રાખવુ.

પ્રમાણ—ાથી ા તોલો.

અનુપાન—પાણી કે દુધ

સમય—દિવસમા બે વખત સવારે અને સાંજે

ઉપયોગ—લોહીબિગાડ, ઉપદંશ, ખસ, ખરજવુ. જુનીકબજીઆત, ઉદરરોગ, મંદાગ્નિ, જીર્ણજ્વર, વગેરેમા શુધ્ધિ કરવા માટે વપરાય છે

---

# ૩ ગંધક યોગ.

બનાવટ—શુદ્ધ ગંધક તોલા ૨॥ હીમેજ તોલા ૨॥
સાકર તોલા ૫

રીત—સર્વ વસ્તુઓનુ બારીક ચૂર્ણ લઇ પ્રથમ ખરલમા ગંધક નાખી તેમા હીમેજ તથા સાકર ધીમે ધીમે નાખી મેળવી ઘુંટી બાટલી ભરી લેવી.

પ્રમાણ—બે આનીથી ચાર આની ભાર

સમય—સવાર સાંજ બે વખત કે રાત્ર સુતી વખતે.

ઉપયોગ—ખસ, ખુજલી, ગુહ્ય ભાગની ખંજવાળ, ચળ, લોહિબિગાડ વગેરે માટે રક્ત શોધક તથા મળ શોધક તરીકે સારો ફાયદો આપે છે. અને જુલાબ સાફ લાવે છે

પરેજી—આ દવા ઉપર સાંધારણ પરેજી પાળવી કારણ કે તેમાં ગધક આવે છે.

---

# ૪ પંચસમ ચૂર્ણ.

બનાવટ—હીમેજ તોલા ૫    નસોતર તોલા ૫
મરી તોલા ૫    શુઠ તોલા ૫
પીપર તોલા ૫

રીત—દરેક વસ્તુઓનુ સાથે ખાડીને ચૂર્ણ બનાવી લેવું
પ્રમાણ—તોલો ૦ાથી ૦ા સુધી
સમય—જરૂર જણાય ત્યારે અથવા રાતે સુતી વખતે
અનુપાન—નવશેકુ પાણી કે ચહા

ઉપયોગ—આફરો, શુળ, વાયુ, કબજીઆત, આમવાયુ, ચૂક માળ, ઉદરરોગ, સાધાનુ વાયુ, મદાગ્નિ, જીર્ણજ્વર વગેરેમા પેટ સાફ કરવા આ દવા વાપરી શકાય છે તેનાથી એક બે પેટ સાફ આવે છે

---

# ૫ સ્વાદિષ્ટ વિરેચન.

બનાવટ—શુદ્ધ ગધક તોલા ૨ા    વરીઆરી તોલા ૨ા
જેઠીમધ તોલા ૨ા    મીઢીઆવળ તોલા ૭ા
સાકર તોલા ૧૫

રીત—દરેક વસ્તુનુ પ્રથમથી બારીક ચૂર્ણ જુદુ જુદુ બનાવી લઇ તેને પ્રથમ ખરલમા ગધક નાખી તેમા એકેક વસ્તુ નાખતા જવું અને મેળવતા જવુ બધી વસ્તુઓ બરાબર મળી જાય ત્યારે બાટલી ભરી રાખી મુકવું

પ્રમાણ—૦ાથી ૦ા તોલા સુધી

**સમય**—જરૂર જણાય ત્યારે અથવા તો રાતે સુતી વખતે.

**અનુપાન**—નવસેકું કે સાદું પાણી.

**ઉપયોગ**—લોહિ વિકાર, હરસ, કબજીઅત, મરડો, ખસ ખોટી ગરમી વગેરેમા મળશુદ્ધિની જ્યા જરૂર જણાય ત્યા આ **આ સાદા જુલાબ તરીકે મીઠી ફાકીના** નામથી છુટથી વૈદ્યો વાપરેછે. તેનાથી એક કે બે પેટ સાફ આવે છે

---

# ૬ સિતોપલાદિ ચૂર્ણ.

**બનાવટ**—તજ તોલો ૧ એલચી તોલા ૨
પીપર જીણી તોલા ૪ વંસલોચન તોલા ૮
સાકર તોલા ૧૬

**રીત**—દરેક વસ્તુઓને જુદા જુદા ખાંડી સાથે મેળવી કપડે ચાળી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—વાલ ૪ (બે આની ભાર)

**અનુપાન**—મધ ઘી કે દુધ સાથે.

**સમય**—સવાર સાંજ બે વખત અથવા મરજી મુજબ

**ઉપયોગ**—ખાસી, તાવ, જીર્ણજ્વર, રકતપિત, ખાસીમા પડતું લોહી, ઉર ક્ષત, ક્ષય, બાળકોની નબળાઇ, ગળાનો વરમ, ક્ષીણતા, શરદી, વગેરે દરદોમા છુટથી વપરાય છે. **ખાંસીની અકસીર** દવા છે

---

# ૭ રકતપ્રદરની દવા.

**બનાવટ**—આરસપહાણ લાવી તેના કટકા કરી ચૂર્ણ કરેલુ હોય તે તોલા ૧૦, સોનાગેરૂ તોલો ૦ાા

રીત—ખરલમાં ઉપરની દવાને એક દીવસ ઘુટી કપડ છાણ કરી બાટલી ભરી રાખવી

પ્રમાણ—બે વાલ

સમય—દિવસમાં ત્રણ વખત

અનુપાન—સાકર ઘી સાથે મેળવી ચાટી જવું અથવા તો ઘી અને સાકર સાથે ચાટી જવું

ઉપયોગ—સ્ત્રીઓનો રક્ત પ્રદર, (લોહીવા) રક્તશ્રાવ મટે છે.

---

## ૮ લોહી અને પરૂવાળો મરડો.

બનાવટ—કાચની બાટલીને બંધ કરવાના બુચ આવેછે તે લઇ લેવા આસરે નો. ૧૦ સુધી (જુના હોય તોપણ ચાલે)

રીત—એક વાસણમાં મુકી તેમાં થોડા બળેલા કોલસા નાખી સળગાવવા. તે બળરો એટલે પેલા કોલસા કાઢી લઇ બુચને બાળી કોલસા કરી લેવા

પ્રમાણ—બે વાલ (૭ રતીભાર)

અનુપાન—દહી સાથે

સમય—દિવસમાં ત્રણ વખત

ઉપયોગ—લોહી અને પરૂ મીશ્રીત ઝાડો, મરડો તરતમાં મટે બહુ દર્દ હોય તોપણ બંધ થઇ આરામ થાય

---

## ૯ શૃંગ્યાદિ ચૂર્ણ.

બનાવટ—અતિવિષ, પીપર, કાકડાશીંગ

રીત—દરેક વસ્તુનું ચુર્ણ કરી કપડે ચાળી બાટલીમાં મેળવીને રાખી દેવું.

પ્રમાણ—વાલ ૧ સુધી

સમય—દિવસમા ત્રણ વખત, સવારે બપોરે અને સાંજ.

અનુપાન—મધ અથવા માનુ દુધ.

ઉપયોગ—બાળકોનો તાવ, ખાસી, ઝાડા, કબજીઆત, શરદી વાયુ, ચુંક વગેરે મટે છે. આને કેટલાક વૈદ્યો બાળદવાના નામથી ઓળખે છે.

---

# ૧૦ શિવાક્ષારપાચન.

બનાવટ—હિંગાષ્ટક ચુર્ણ તો ૧૦ બાલહરડે તોલા ૩૦
સોડાબાયકાર્બ તો ૧૦

રીત—પ્રથમ ખરલમા સોડાબાય કાર્બને બરાબર ઘુંટી તેમા ઉપરની બે દવાઓ ધીમે ધીમે મેળવી ઘુટીને કપડે ચાળી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—તોલો ૦ાથી ૦ાા

અનુપાન—સ્વચ્છ પાણી કે નવશેકુ પાણી.

સમય—રાતના, સવારના કે જરૂરત પ્રમાણે

ઉપયોગ—વાયુ, અજીર્ણ, કબજીઆત, અરુચી, શુળ, મોળ ઉલટી, હેડકી, અમ્લપિત, બાદી, આફરો, કોલેરા વગેરેમાટે પેટ સાફ કરી અજીર્ણ મટાડે છે ભૂખ લગાડી વાયુને છુટ કરે છે

---

# ૧૧ હિંગાષ્ટક ચુર્ણ.

| | |
|---|---|
| બનાવટ—શુઠ તો ૧ | મરી તોલો ૧ |
| પીપર તો. ૧ | સિધવ તો. ૧ |
| જીરૂ તો ૧ | શાહજીરૂં તો. ૧ |
| અજમોદ તો. ૧ | ગોધેલી ઉત્તમ હીંગ તોલો ૦ા (અથવા ચાલુ બજારી હીગ તો.૧) |

રીત—પ્રથમ દરેક વસ્તુને ખાંડી ચુર્ણ કરી કપડે ચાળી બાટલી ભરી રાખવી અથવા બની શકે તો લીંબુના રસમાં ઘુંટી સુકાવી ચાળીને બાટલી ભરી લેવી

પ્રમાણ—વાલ ૪થી ૮ સુધી.

સમય—ભોજન વખતે અથવા સવાર સાંજ કે જરૂરત પ્રમાણે મરજી મુજબ.

અનુપાન—ઘી સાથે અથવા સ્વચ્છ પાણી સાથે.

ઉપયોગ—વાયુ, મોળ, આફરો, ચુંક, અજીર્ણ, અરૂચી, પેટનો દુખાવો, કબજીઆત ઝાડા, કોલેરા, મંદાગ્નિ વગેરે મટી ભુખ લાગે તથા પેટ સાફ રહે, ઝાડો બંધાઇને આવે

---

# ૧૨ ત્રિફલા ચૂર્ણ.

બનાવટ—હરડેછાલ, બહેડાછાલ, આમળા સમભાગે

રીત—ત્રણે દવાઓ ઠળીઆ વગરની લઇ તેને સાથે ખાંડી કપડે ચાળી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૦। તોલાભાર કે તેથી વધુ શકિત મુજબ

અનુપાન—દુધ કે સ્વચ્છ પાણી અથવા મધ તોલા ૦। સાથે મેળવી મધમાં ચાટી ઉપર દુધ પીવું

સમય—સવારના કે રાતના સુતી વખતે

ઉપયોગ—કબજીઆત, મગજની ગરમી, પિત, નેત્રરોગ, દ્રષ્ટિની ખામી, આંખના દરદો, લોહી બિગાડ, વિર્ય વિકાર, ખસ, ખુજલી વગેરેમાં વપરાય છે. તેમજ કેટલીક ભસ્મો સાથે અનુપાન તરીકે પણ ઘણીજ વપરાય છે. લાંબો વખત સેવન કરવાથી જુના દરદો મટાડી શુક્ર (વીર્ય)નું શોધન કરે છે

---

# ૧૩ ત્રિકટુ ચૂર્ણ.

બનાવટ—સુંઠ મરી, પીપર સમભાગે

રીત—દરેક વસ્તુઓ સાથે લઇ ખાંડી કપડે ચાળી અને બાટલી ભરી રાખવી

પ્રમાણુ—બે આનીભાર સુધી

અનુપાન—મધ સાથે ચાટવુ

સમય—સવાર સાંજ બે વખત

ઉપયોગ—દવાના અનુપાનમાં કફન તરીક તમજ ગરમી લાવનાર તરીક વપરાય છે ખાસી શરદી, હૃદય (છાતીનુ) શુળ, દમ, કફ, હાકણુ, વગેરે માટે છે તેમજ સુંઘવાથી છીંકો આવી મગજ હલકુ થાય છે.

---

# ૧૪ પીનસહરી તમાકુ.

બનાવટ—મદ્રાસી છીકણી તો ૧ બીસ્મથ સબનાઇટ્રેટ તો. ના
પીપરમેન્ટ ફુલ તો. ૦ા કપુર તો. ૦ા
વાવડીંગનુ ચૂર્ણ તો ૧ા કાયફળનાં છોડાનું ચુર્ણ તો ૨

રીત—દરેક વસ્તુનુ બારીક ચુર્ણ ખરલમા નાખી સારી રીતે ઘુટીને બાટલી ભરી રાખવી.

પ્રમાણુ—એક બે ચપટી ભરી નાકમા સુઘવી.

સમય—સવાર, બપોર, સાજનાં ત્રણ વખત સુંઘવુ

ઉપયોગ—નાકના દરદો, સળેખમ, પરૂ નીકળવુ, મસ્તક શુળ, પીનસ રોગ, નાકમાથી ખરાબ ગધ નીકળવી વગેરે માટે ઉત્તમ છે કફન દવા સુઘવાથી આરામ થાય છે

---

## ૧૫ અસ્થિ સંધાનક લેપ.

બનાવટ—એળીઓ તો. ૧ હીરાબોળ તો ૧
ગુગળ તો ૧ ખશશ તો ૧
ગુંજાજર તો ૧ રેવતચીનીનો સીરો તો. ૧
મેંદાલકડી તો. ૧ આંબાહળદર તો ૧
માજીખાર તો ૧ લોદર તો. ૧
માચુ સરસ તો. ૧

રીત—સર્વે વસ્તુઓ ખાંડી ચુર્ણ કરી તેને બાટલીમા ભરી રાખી મુકવું.

ઉપયોગ—મુઢમાર, ચોટ, વાગવુ, સોજો, શુળ, હાડકાનું ભાગવું કે ઉતરી જવુ, સખ્ત માર, લોહીનો જમાવ વગેરે માટે ઠીક ઉપયોગી છે.

પ્રમાણ—જરૂર જણાય તેટલા પ્રમાણમા ભુકો લઇ તેને જરા ગરમ પાણીમા વાટી લેપની રીતે લગાડી ઉપર કપાસ લગાડી તેના પર પાટો બાંધી જરૂર હોયતો ખાપીઆ બાંધવા બેથી ત્રણ દહાડે લેપ ખોલી બીજો લેપ લગાડવો એથી ચાર લેપમા આરામ થઇ જાય છે

---

## ૧૬ જ્વરબિન્દુ.

બનાવટ—અતિવિષ તોલા ૨ા સુરાખાર તોલા ૨ા
ફુલાવેલ ફટકડી તોલા ૨ા સોનાગેરૂ તો ૦ા

રીતે—દરેક વસ્તુનુ અલગ અલગ ચુર્ણ લઇ તેને સાફ ખરલમા ત્રણ કલાક ઘુટી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૩થી ૧૨ રતીભાર

અનુપાન—નવશેકુ પાણી કે ચહા સાથે અથવા મધ સાથે.

સમય—તાવ ચડેલ હોય ત્યારે બબે કલાકે અથવા તો દિવ-
સમા ચાર વખત તાવ ન હોય ત્યારે.

ઉપયોગ—અણુઉતાર તાવ, વિષમજ્વર, નાના બાળકોનો
તાવ, ટાઢીઓ તાવ વગેરેમા તાવને ઉતારે છે.

---

# ૧૭ નવિન સુદર્શન ચૂર્ણ.

બનાવટ—મામેજવો (કડવીનાઇ કહે છે તે) તોલા ૧૦ કાળા
મરી તોલા ૨ાા.

રીત—એને બરાબર વાટી કપડ છાંણ કરી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૨થી ૪ વાલ સુધી દિવસમા ત્રણ વખત

અનુપાન—નવશેકુ પાણી અથવા ચહા સાથે.

ઉપયોગ—નવા અથવા જુના તાવમા વપરાય, તાવને ઉતારી
પસીનો લાવે છે. સ્વાદમા અતિ કડવો હોવાથી તાવને તરતજ મટાડી
મો સાફ કરે છે. જુના તાવમા તેમજ બાળકોના તાવમા પણ આમ
વાપરી શકાય છે.

સૂચના—બાળક માટે ૨થી ૪ ચણોઠીભાર અપાય

---

# ૧૮ દૂધનો મસાલો.

બનાવટ—જાયફળ, જાવંત્રી, તજ, લવગ એલચી, અકલકરો
સુંઠ, કેશર, કસ્તુરી.

રીત—દરેક વસ્તુઓ અકેક તોલો તથા કસ્તુરી ૧/૮ તોલો
લઇ દરેકનુ ચુર્ણ બનાવી તેમા કસ્તુરીને મેળવી ઘુટી એ ચુર્ણ બાટ
લીમા ભરી રાખવુ અને જ્યારે દુધ પીવુ હોય ત્યારે તેમાથી આશરે

૦। તોલો ચુર્ણ ગરમ કરેલા દુધમા નાખી વાપરવુ એ દુધમા બદામ પીસ્તા તથા સાકર મરજી મુજબ નાખી શકાય છે

પ્રમાણ—એક વખત માટે ૦। તોલો આશરે દુધ તોલા ૨૦ થી૩૦ હોય તે માટે.

સમય—સવારમા અથવા રાત્રે સુતી વખતે યાનો મરજી મુજબ લઇ શકાય

ઉપયોગ—વાજીકરણ ગુણ લાવવા, દુધ ન પચતુ હોય તો પચાવવા તેમજ શુક્ર અને શરીરને મજબુત બનાવવા આ મસાલો ઘણોજ ફાયદો આપે છે તેમજ દુધ પણ રૂચીકર થાય છે.

---

## ૧૯ વાજીકરણ ચૂર્ણ.

બનાવટ—સફેદ મૂશલી, કાળી મૂશલી, લવંગ, તજ, જાયફળ, જાવત્રી, સુંઠ, શતાવરી, એખરો, કબાબચીની, મુગલાઇ બેદાણા, બલદાણા, નાગકેસર, કૌચબીજ, સાલમ, ખસખસ, બહુફલી, ગોખરૂ, અકલકરો એલચી, હરડા જેઠીમધ, સાકર, દરેક સમભાગે લેવી પરંતુ સાકર દશ તોલા લેવી

રીત—દરેક વસ્તુઓનુ બારીક કપડછાણ ચુર્ણ બનાવી બાટલી ભરી રાખવી

પ્રમાણ— ૦॥ તોલાથી ૧ તોલો

સમય—સવારના તથા રાત્રે, દિવસમા બે વખત

અનુપાન—કેશરવાળુ અથવા સાદુ મીઠું દુધ રૂચી પ્રમાણે.

ઉપયોગ—ધાતુ ક્ષીણતા, નબળાઇ, મગજની નબળાઇ, હાથ પગ કે કમરનો દુખાવો, વીર્યશ્રાવ, માથાનો દુખાવો, પેશાબમા ધાતજવી, વાયુથી શરીરના કળતર થવા વગેરે ફરીયાદ મટી શરીર પુષ્ટ બને છે આશરે એક માસ દવા લેવી જોઇએ

## ૨૦ હિસ્ટીરિયા નાશક દવા.

બનાવટ—ગેરૂલી શુધ્ધ હીંગ તો. ૧ વજ તો ૨ કંકુ તો ૪ સંચળ તો ૮ વાવડીંગ તો ૧૬ બધી દવાઓ સાથે ખાંડી કપડે ચાળી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૪થી ૮ વાલ સુધી દિવસમાં ૩ વખત

અનુપાન—સ્હેજ ગરમ પાણી સાથે

ઉપયોગ—હીસ્ટીરિયા, વાયુ, આફરો, કોલેરા, ગુલ્મવાયુ કૃમી વગેરે ઉપદ્રવો મટાડી વાયુને શાંત કરે છે આ દવા હીસ્ટીરિયાવાળા ને માટે ખાસ લાભે વખત લેવાથી સારો ફાયદો થઇ જાયછે

---

## ૨૧ ગાંઠ પકવવાનો લેપ.

બનાવટ—સાજીખાર, પારેવાની ચરક, કલીચુનો ગુગળ ખશખશ, હીરાબોળ, અળીઓ, સાબુ, ગોળ, વિલાયતી કોલસો, એ ચીજો ને પાણીમા વાટી દુખાવો હોય તથા ગાંઠ હોય ત્યા લેપ લગાડવો ઉપરા ઉપરી બે ત્રણ લેપ તરતમા લગાડવાથી ગાંઠ ફુટી જઇ પીડા મટી જાયછે ફુટયા પછી રસી સાફ કરવાને માટે લીંબડાના પાનનુ પાક પાણી બનાવી તેના વડે ધોવુ અને રૂઝાવવા માટે મલમની પટી મારી સાફ થઇ જાય ત્યા સુધી સ્વચ્છતાથી પાટો બરાબર બાધવો.

---

## ૨૨ કેશ વર્ધક મસાલો.

બનાવટ—તેલમા તળેલા આંબળાનુ ચૂર્ણ તોલા ૮ ગોવાળ ટોપરૂ તોલા ૪ કપુરકાચલી, કચુરો, મોથ, વાળો, અગર, તગર,

સુખડ, ગુલાબના ફુલ, એ દરેક એકેક તોલો લઇ કુટી ચૂર્ણ કરી ડબી ભરી રાખવી.

**વાપરવાની રીત**—આશરે બે તોલા ભૂકો લઇ પથરપર ગુલાબજળ અથવા પાણીમા તેને વાટી લુગદી જેવુ કરી માથાના વાળમા ભૂસી સારીપેઠે ચોળી લઇ અને નહાઇ લેવુ કે તે ધોવાઇને સાફ થઇ જાય આ પ્રમાણે અઠવાડીએ એકાદ વખત કરવુ જોઇએ.

**ઉપયોગ**—વાળ વધારી નરમ સુવાળા અને તેજસ્વી બનાવે છે તેમજ શરીરે લગાડવાથી ખરાબ વાસ મારતો પસીનો, ચામડીના દોષ મટી સારી સુગધ આવેછે.

# ૨૩ દોષઘ્ન લેપ.

**બનાવટ**—સરગવાની છાલ, શુઠ, સરસવ, દેવદાર, સાટોડીના મુળ, એ સર્વ સમ ભાગે લઇ ચુર્ણ કરી ચાળી લઇ બાટલી ભરી રાખવી

**વાપરવાની રીત**—ખાટી છાસમા, પાણીમા કે દહીના પાણીમા આ લેપને પથરપર વાટી જાડો લેપ લગાડી ઉપર કોઇ પાન મુકી પાટો બાધી દેવો.

**ઉપયોગ**—વાયુથી, કફથી થનો કોઇ પણ જાતનો સોજો, વ્રણનો સોજો, ગાઠ, ગસોળી, ગુમડા વગેરેને પકવીને ફોડી નાખે છે અને સોજો ઉતારે છે

# ૨૪ દશાંગ લેપ.

**બનાવટ**—સરસડાની છાલ, તગર, જેઠીમધ રતાજળી, જટામાસી, હળદર, કઠ, વાળો, એલચી, એદશ ચીજો સમ ભાગે લઇ ચૂર્ણ કરી તેને જરા ઘીનો કરમો આપી બાટલી ભરી રાખવી

ક્યુરે, એ દરેક એકેક તોલો તથા તે સર્વના વજનથી અરધા વજનને કરીઆતુ લેવુ અને તેનુ બારીક ચુર્ણ કરી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૪થી ૮ વાલ સુધી દિવસમા ત્રણ વખત

અનુપાન—સ્વચ્છ પાણી.

ઉપયોગ—દરેક જાતના તાવ, ત્રિદોષજ્વર, અજીર્ણ, જીર્ણ-જ્વર, મંદાગ્નિ, જુનો તાવ, ટાઢીઓ તાવ વગેરે દરેક જાતના તાવમા અકસીર ઉપાય ગણાય છે.

સૂચના—ફાકી તરીકે ન લેતા સરળ રૂપમા લેવુ હોય તો પાણી તોલા ૧૦ ગરમ કરી તેમા સુદર્શન ચુર્ણ તોલો ૧ નાખી ઉકાળતા પાચ તોલા રહે ત્યારે ઉતારી ગાળી તેના બે ભાગ કરવા બીજી દવા સાથે અથવા એકલુ આ પ્રવાહી લેવાથી વધારે અનુકુળ થઇ પડે છે અને તરતજ ફાયદો આપે છે

---

## ૨૭ લવણ ભાસ્કર ચુર્ણ.

બનાવટ—મીઠુ તો૦ ૮ સચળ તો૦ ૫ બીડલવણ, સિંધવ, ધાણા, પીપર, પીપરીમુળ, શાહજીરૂં તમાલપત્ર, નાગકેશર, તાલીસપત્ર, અને અમલવેતસ એ દરેક બબે તોલા લેવા, દાડમબીજ ચાર તોલા, મરી, જીરૂ સુંઠ એ દરેક એકેક તોલો, તજ, એલચી એ અરધો તોલો લેવા સર્વેને ખાંડી ચુર્ણ કરી ચાળીબાટલી ભરી રાખવી

પ્રમાણ—બેથી ચાર આનીભાર

સમય—જમ્યા પહેલા જમવા સાથે કે જમ્યા પછી.

અનુપાન—સ્વચ્છ પાણી, છાસ, કે દહીનુ પાણી

ઉપયોગ—મંદાગ્નિ, અરુચી, આમવાયુ, અજીર્ણ, ઝાડા વાયુ, શુળ, અમ્લપિત, સંગ્રહણી, બરલ સોજા, હરસ, કબજીઆત, ખાસી, આમવાત, વગેરે મટેછે

# ૨૮ મળશુદ્ધિ ચુર્ણ.

બનાવટ—કાળા દાણા તોલા ૬ સંચળ તો. ૧ સુંઠ તો. ૧ લઇ ચુર્ણ કરી ચાળી લઇ બાટલી ભરી રાખવી

સમય—સવારના વખતે કે રાત્રે સુતી વખતે

પ્રમાણ—ાથી ાા તોલો

અનુપાન—ગરમ પાણી સાથે.

ઉપયોગ—એથી ચાર સાત જુલાબ લાગી પેટ સાફ થાય છે અને બરલ, તીવર, જીર્ણજ્વર, બધકુષ્ટ, સોજા શીળસ, અજીર્ણ, ઉદરરોગ, મટી લોહી સાફ થાય છે તેમજ ત્વચા રોગ પણ મટી જાય છે

સૂચના—જુલાબ લાગી રહ્યા પછી ઘી ભાત કે ખીચડી ખાવી અને જરૂર હોય તો મીઠી છાસ પીવી કે જેથી જુલાબ બંધ થશે

---

# ૨૯ ત્રિફળા પિપ્પલી ચુર્ણ.

બનાવટ—હરડેછાલ, બહેડાછાલ, આમળા, પીપર એ ચારે સમભાગ લઇ ચુર્ણ કરી બાટલી ભરી રાખવી

પ્રમાણ—એ થી ચાર આનીભાર

અનુપાન—મધ સાથે ચાટી ઉપર દુધ પીવુ.

ઉપયોગ—ખાસી, દમ, શ્વાસ, જીર્ણજ્વર, મંદાગ્નિ, કબજીઅત વગેરે મટી આમનું પાચન થઇ શરીર નિરામ બને.

---

# ૩૦ કડુ ભજીંત ચૂર્ણ.

બનાવટ—કડુને તવા ઉપર શેકી ચુંર્ણ કરી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૨થી ૮ વાલ સુધી.

અનુપાન—ગરમ પાણી

ઉપયોગ—તાવ, કલેજાનો ભગવો, કબજીઅત વગેરે મટી પેટ સાફ થાયછે તાવની શરૂવાતમા આપવું ઠીકછે.

---

# ૩૧ ત્રિભુવન કિર્તી રસ.

બનાવટ—હિંગળો શુધ્ધ, વછનાગ શુધ્ધ, શુંઠ,પીપર, મરી, ફુલાવેલો ટંકણખાર, પીપરીમુળ દરેક તોલો એક એક લેવા.

રીત—દરેક વસ્તુનુ અલગ અલગ ચૂર્ણ લઇ પ્રથમ એક ખરલમા હિંગળો નાખી તેને ઘુંટતા જવુ અને તેમા એકેક ચીજનું ચૂર્ણ નાખતાં જવુ અને ઘુંટતા જવુ જયારે બરાબર ઘુટાઇ જાય ત્યારે તુલશીનો રસ, ધંતુરાના પાનનો રસ આદુનો રસ, એ દરેકની એકેક ભાવના જુદીજુદી આપી ખરલમા ઘુટીને તેની ચણોઠી જેવડી ગોળી વાળી સુકવી બાટલી ભરી લેવી.

પ્રમાણ—૨થી ૪ ગોળી.

સમય—. સવાર બપોર અને સાંજ અથવાતો ચારચાર કલાકે,

અનુપાન—સુદર્શનના કાઢ સાથે અથવા પાણી સાથે

ઉપયોગ—પિતજવર, કફ કે વાયુનો જવર તથા ચાલુ તમામ જાતના તાવમા વપરાયછે અને સારો ફાયદો આપેછે. ઇન્ફલ્યુએઝા તથા મુદતના તાવમા પણ સારૂ કામ કરેછે



---

# ૩૨ પ્રદરારી રસ.

બનાવટ—શુધ્ધ હિંગળો તો૦ ૧ ટંકણખાર શુધ્ધ તો૦ ૧
બંગ ભસ્મ તો૦ ૧ લોહ ભસ્મ તો૦ ૧
યસદ ભસ્મ તો ૧ ચણકબાબનુ ચૂર્ણ તો૦ ૧૫.

રીત—સર્વ વસ્તુઓમાથી પ્રથમ હીંગળો તથા બીજી ભસ્મો ખરલમા ઘુંટી મેળવી તેમા બીજી દવા થોડેથોડે નાખી ખરલમા ઘુંટીને બાટલી ભરી રાખવી

પ્રમાણ—એકઆનીથી બેઆનીભાર

અનુપાન—દહી અને સાકર સાથે.

સમય—સવાર સાંજ બે વખત.

ઉપયોગ—પ્રદર, પ્રમેહ, પેસાબની ગરમી, ધાતજવી હરસ, રકતશ્રાવ, પેશાબની બળતરા વગેરે મટાડી ગરમી શાંત કરી રકતશ્રાવ બંધ કરેછે

---

# ૩૩ નારાયણ જ્વરાંકુશ.

બનાવટ—શુધ્વ સોમલ તો૦ ૧ વછનાગ તો૦ ૧
ગંધક તો૦ ૧ પારો તો૦ ૧
હરતાલ તો૦ ૧ શુઠ તો૦ ૧
મરી તો૦ ૧ પીપર તો૦ ૧
પીળી કોડીની ભસ્મ તો૦ ૧ ભાગ તો૦ ૧
ધતુરના બીજ તો૦ ૧ ટંકણખાર તો૦ ૧
આ દરેક વસ્તુઓ શુધ્ધ લેવી જોઇએ.

રીત—દરેકનું ચૂર્ણ લઇ પ્રથમ પારદ ગંધકની કજળી કરી પછી તેમા એકેક વસ્તુને કુટતા જવું અને મેળવતા જવુ તમામ

દવાઓ મેળવી આદુના રસમા ખુબ ઘુંટી બાજરીના દાણા પ્રમાણે ગોળી બનાવી લેવી

પ્રમાણુ—એકથી બે ગોળી

સમય—તાવ હોય ત્યારે ઉતારવા તથા તાવ ન હોય ત્યારે અટકાવવા દર ત્રણત્રણ કલાકે વાપરવી

અનુપાન—તાજુ પાણી.

ઉપયોગ—જ્વર, વિષમ જ્વર, (ટાઢીઓ તાવ) જુનોતાવ, વગેરેમા તાવને ઉતારે તથા આવતા તાવને અટકાવે

સૂચના—ધ્યાનમા રાખવુ કે આ દવામા સોમલ જેવી ઝેરી દવા વપરાયલીછે માટે ખાનપાનમા અપથ્ય ન કરવુ, તેમજ જુનો તાવ હોયતો ખોરાકમા ઘી લઇ શકાય, પરતુ નવો તાવ હોયતો દુધ લેવુ

---

# ૩૪ સૂત સેખર રસ.

બનાવટ—પારો, ગધક, ટકણ, વછનાગ, શંખભસ્મ, સુવર્ણ ભસ્મ, તામ્ર ભસ્મ, શુંઠ, મરી, પીપર, ધતુરાના બીજ, તજ, તમાલપત્ર, નાગકેશર એલચી, બીલીનો ગરભ, કચુરો, એ દરેક સરખે વજને લઇ લેવુ.

રીત—શુધ્ધ વાસાણા તથા ભસ્મો જુદી રાખી પ્રથમ પારા ગંધકની કજલી કરી તેમા શુધ્ધ કર્યો નાખી પછી તેમા બીજી વસ્તુઓ ધીમેધીમે મેળવી દેવી અને તેને બરાબર ઘુટી તેમા ભાગરાનો રસ નાખી ઘુટી રતી ભારની ગોળી બનાવી સુકવી બાટલીમા ભરી રાખવુ.

પ્રમાણુ—એકથી ત્રણ રતીભાર

અનુપાન—સ્વચ્છ પાણી અથવા જરૂરત પ્રમાણે.

સમય—સવાર સાજ બે વખત અથવા જરૂરત પ્રમાણે.

ઉપયોગ—અમ્લપિત, ઉલટી શળ, ગુલ્મરોગ, ખાસી, સગ્રહણી, આમ, અતિસાર, શ્વાસ, મદાગ્નિ હેડકી, ઉદાવર્ત રોગ, જ્વર, ક્ષય વગેરે વ્યાધિઓ મટી આરામ થાયછે

# ૩૫ અશ્વચોળી.

બનાવટ—શુધ્ધ પારો, ગંધક, વછનાગ, ટંકણખાર, શુદ્ધ હરતાલ, હરડાં, બહેડાં આમળાં, સુંઠ, મરી, પીપર શુધ્ધ નેપાળો.

રીત—પ્રથમ પારા ગંધકની કજ્જળી કરી તેમા બીજી દવાઓ નાખી કુટી ભાંગરાના રસના ત્રણ પુટ આપી ચણીબોરની ગોળી બનાવી સુકવીને રાખવી

પ્રમાણ—ગોળી ૧ થી ૪ ચાર.

સમય—રાતના અથવા જરૂરત પ્રમાણે

અનુપાન—સ્વચ્છ પાણી

ઉપયોગ—સારા જુલાબ તરીકે આ દવા દીકે. બાળકને પણ આપી શકાય છે ચાર ગોળી લેવાથી, બે દસ્ત સાફ આવે છે ઓછી લેવાથી એકજ પેટ સાફ આવે છે. બાળક માટે એકથી અરધી ગોળી અપાય છે જવરમા પ્રથમ પેટ સાફ કરવા આ ગોળી જુલાબ તરીકે આપવાનો વધારે રિવાજ છે હમેશા જુલાબ માટે આ દવા વાપરવી સલાહ કારક નથી

---

# ૩૬ ઇચ્છા ભેદીરસ.

બનાવટ—શુધ્ધ પારો, શુધ્ધ ગંધક, ટંકણ, મરી સુંઠ એ દરેક એકેક તોલો શુધ્ધ નેપાળો ત્રણ તોલા.

રીત—પારા ગંધકની કજ્જળી કરી તેમા બીજાં વસાણાં મેળવી લીંબુના રસમા બાર કલાક ઘુંટી વટાણા જેવડી ગોળી બનાવી સુકાવી રાખવી.

પ્રમાણ—એકથી બે ગોળી

અનુપાન—ઠંડુ પાણી

સમય—સવારના ખાલી પેટે અથવા જરૂરત પ્રમાણે

ઉપયોગ—લોહીબિગાડ ખસ, ઉપદંશ, ઉદરરોગ બગળ, તાવ અથવા જયા જુલાબની જરૂર જણાય ત્યા આ ગોળી આપવાથી ત્રણચાર કલાકમા એક ગોળીથી ત્રણ અને બે ગોળીથી છ આસરે જુલાબ લાગી કોઠો સાફ થાયછે

સૂચના—જુલાબ હમેશા ખાલી પેટે લેવો અને જુલાબ લીધા પછી વચ્ચે પાણી ન પીવુ જ્યારે જુલાબ બધ કરવો હોય ત્યારે દહી ભાત અથવા ખીચડી, ઘી, છાસ ખાવાં જો તેથી પણ કદાચ જુલાબ બધ ન થાયતો સાકરવાળુ પાણી પીવાથી જુલાબ તરતજ બધ થઇ જાયછે.

---

## ૩૭ આનંદ ભૈરવ રસ.

બનાવટ—શુધ્ધ હિંગળો, શુદ્ધ વછનાગ, શુધ્ધ ગંધક, ટંકણ, સુઠ, મરી, પીપર, હરેડ બીજ સમ ભાગે લેવી

રીત—પ્રથમ હીગળા સાથે ગધક મેળવી તેમા બીજી દવાઓ નાંખી ઘુંટી લીબુના રસમા વટાણા જેવડી ગોળી કરવી

પ્રમાણ—ગોળી ૧ થી ૨

અનુપાન—મધ અથવા સ્વચ્છ પાણી યાતો નાગર વેલનુ પાન

સમય—સવાર સાજ બે વખત—અથવા જરૂરત પ્રમાણે

ઉપયોગ—તાવ, ખાસી, ઝાડા, શરદી, દમ સગ્રહણી અતિસાર, શળેખમ, કફ, વગેરેમા વપરાય છે.

---

# ૩૮ રામબાણ રસ.

બનાવટ—શુધ્ધ પારો તો૦ ૧  શુધ્ધ વછનાગ તો૦ ૧
લવંગ તો૦ ૧  શુધ્ધ ગંધક તો૦ ૧
મરી તો૦ ૨  જાયફળ તો૦ ॥

રીત—પ્રથમ પારદ ગંધકની કજ્જળી કરી તેમા બીજાં વસાણા મેળવી ઘુટી તેને આમલીના કાનગના રસની ભાવના આપી ગોળીઓ કરી સુકવી રાખવી

પ્રમાણ—ચણા જેવડી ૧થી બે ગોળી

અનુપાન—સ્વચ્છ પાણી

સમય—દિવસમા ત્રણ વખત

ઉપયોગ—સંગ્રહણી, આમવાત, મંદાગ્નિ, કફ, દમ. ખાસી, પેટના કૃમી, અરૂચી, ઉલટી, વગેરે મટેછે

---

# ૩૯ ક્રવ્યાદ રસ.

બનાવટ—શુધ્ધ પારો તો૦ ૧  શુધ્ધ ગંધક તો૦ ૪
તામ્ર ભસ્મ તો૦ ॥  લોહ ભસ્મ તો૦ ॥

રીત—ઉપરની વસ્તુઓને પર્પટીની પેઠે કડાઇમા ગરમ કરી કેળના પતા પર ઢાળી લઇ ખરલમા નાખી ઘુટીને લીંબુના રસની તથા *પંચકોલની એકેક ભાવના આપી ત્યાર બાદ તેમા ટંકણખાર બીડલવણ, મરી એકેક તોલો મેળવી છેવટ ચણાના ખારની સાત ભાવના આપી એકેક વાલની ગોળી બનાવી સુકાવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—ગોળી બે થી ચાર

સમય—જરૂર પ્રમાણે અથવા સવાર, બપોર, સાંજ

---

* પંચકોલ એટલે પીપર. પીપરીમુળ, ચવક, ચિત્રક, શુંઠ

અનુપાન—છાશ અથવા સ્વચ્છ પાણી

ઉપયોગ—ઉલટી, અજીર્ણ શુળ, ગોળો ચડવો, મળાવરોધ, અગ્નિમાંદ્ય, બરળ તેમજ તમામ ઉદર રોગમાં આ દવા સારી વખણાય છે.

---

# ૪૦ અગ્નિકુમાર રસ.

બનાવટ—શુધ્ધ પારો ગંધક, ટંકણ, કોડીની ભસ્મ, સાજીખાર, પીપર, શુંઠ, દરેક તોલો એક એક, શુધ્ધ વછનાગ તો૦ ૩ કાળામરી તોલા ૮

રીત—પારા ગંધકની કજ્જળી કરી તેમાં બીજા વસાણા નાખી બાર કલાક લીંબુના રસ સાથે ખરલમાં ઘુંટી રતીભારની ગોળી બનાવી સુકવી બાટલીમાં ભરી રાખવી

પ્રમાણ—૨થી ૪ ગોળી.

અનુપાન—સ્વચ્છ પાણી

સમય—દર બબે કે ત્રણત્રણ કલાકે

ઉપયોગ—કોલેરાનું શુળ, ઝાડા, વાયુ અજીર્ણ અગ્નિમાંદ્ય વગેરે પાચન ક્રિયાના દરદો માટે ઉતમ છે

---

# ૪૧ શ્વાસકુઠાર રસ.

બનાવટ—પારો, ગંધક, વછનાગ ટંકણ, મનશીલ, દરેક તોલો એકએક

મરી તો૦ ૧૦ પીપર તો૦ ૨ શુંઠ તો૦ ૨

રીત—પારાગંધકની કજ્જળી કરી તેમાં બાકીના વસાણા મેળવી ઘુંટી તેમાં નાગરવેલના પાનનોરસ નાખી ત્રણ પુટ આપી સુકવી ચુર્ણ કરી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—વાલ ૧ સુધી

અનુપાન—નાગરવલનુ પાન અથવા મધ

સમય—સવાર સાંજ અથવા જરૂરત પ્રમાણે.

ઉપયોગ—ખાસી, શ્વાસ, કફ, દમ, હાંફણુ, નગ્દી, તાવ, વગેરે માટે

---

# ૪૨ રત્નગીરી રસ.

બનાવટ—મનશીલ શુધ્ધ, હિંગળો શુધ્ધ, લવંગ, જાયફળ, સમ ભાગે લઇ બારીક ચુર્ણ કરી લેવુ.

રીત—ઉપરના બારીક ચુર્ણને ખરલમા ઘુટી તેને આદુના રસના બે પુટ આપવા પછી તેની એકેક રતીભારની ગોળી કરી સુકવી બાટલી ભરી રાખવી,

પ્રમાણ—૧થી ૩ રતીભાર

સમય—તાવ હોય ત્યારે તાવ ઉતારવા માટે.

અનુપાન—ધાણા તોલો ૦ા લઇ કચરી તેને એક કલાક પાણીમા પલાળી હાથ વડે ચોળી તે પાણી તો૦ ૨ા ગાળી તેની સાથે આપવું અથવા એકલા દુધ સાથે અપાય

ઉપયોગ—અણ ઉતાર તાવ, બાળકોનો તાવ, વગેરેમાં નિર્ભય પણે અપાય છે. સંતોષકારક ફાયદો આપે છે

---

# ૪૩ આરોગ્ય વર્ધની

બનાવટ—શુધ્ધ પારો, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ, તામ્રભસ્મ, એ દરેક એકેક તોલો

ત્રીફલા ચુર્ણ તો૦ ૧૦, ચિત્રક ચુર્ણ તો૦ ૨૦,
શુધ્ધ ગુગળ તો૦ ૨૦, શિલાજીત તો૦ ૧૫,
કડુ ચુર્ણ તો૦ ७૦

રીત—પ્રથમની પાચ ચીજો લઇ તેને પારા ગંધકની કજ્જળી કરી તેમા મેળવો ત્યાર બાદ તેમા દરેકના છુટાછુટા ચુર્ણો મેળવા દઇ પછી શીલાજીતને પાણીમા રસ બનાવીને મેળવી ત્યાર પછી તેમા જોઇએ તેટલું લીબડાનુ રસ નાખી ઘુટવુ એવુ ત્રણ દિવસ લીબડાના રસમા ઘુટી ઇચ્છાનુસાર તેની ગોળી બનાવવી યાતો સુકાવી ચુર્ણ કરી બાટલીમા ભરી રાખવુ

પ્રમાણ—બે આનીથી પાવલીભાર

સમય—દિવસમા બેથી ત્રણ વખત (સવાર, બપોર અને સાજ)

અનુપાન—દુધ અથવા તાજુ પાણી

ઉપયોગ—ઉદરરોગ, જુનોતાવ, સોજા, લીવરનુ દરદ, કુષ્ટરોગ, લોહીબિગાડ, મંદાગ્નિ, અરૂચી વગેરે ફરિયાદો મટાડી પેટને સાફતથા નરમ બનાવેછે અને સોજા, પાડુ વગેરે મટાડી શરીરમા રતાશ તેમજ તેજી લાવે છે ઘણાં લાબા વખતના હઠીલાં દરદો મટાડી શરીરને કચન સરખુ બનાવે એવી આ માત્રા છે

---

## ૪૪ સપ્તામૃત લોહ

બનાવટ—હરડેછાલ તો૦ ૫ બહેડાંછાલ તો૦ ૫
આમળા તો૦ ૫ જેઠીમધ તો૦ ૫
લોહ ભસ્મ સારી તો૦ ૫

રીત—પ્રથમની ચાર ચીજોનુ અલગ અલગ ચુર્ણ લઇને તેને બારીક વાટી ખરલમા ઘુટી કપડે ચાળી તેમા લોહ ભસ્મ મેળવી ઘુટી બાટલી ભરી રાખવી

પ્રમાણ—ચાર વાલ યાને બે આનીભાર.

સમય—સાજના આઠવાગે અથવા સવારના આઠવાગે.

**અનુપાન**—મધ તો૦ ાા તથા ઘી તો૦ ા લઇ સાથે મેળવી તેમા ઉપરની દવાનું એક પડીકું બે આનીભારનું મેળવી ચાટી ઉપર રૂચી પ્રમાણે દુધ પીવુ.

**સુચના**—આ દવા લીધા પછી ૭ કલાક પહેલા કંઇપણ ખોરાક ન લેવા. ફક્ત દવા ઉપર રૂચી પ્રમાણે દુધ પીવુ.

ઉપયોગ—સંપુર્ણ નેત્રના રોગ ટુકી નજર, આખની ઝાખપ વગેરે મટાડી મગજને પુષ્ટી આપે છે. માથાનુ દરદ, ધાતુની ક્ષીણતા વીર્યશ્રાવ. નબળાઇ, રક્તદોષ, વગેરે મટાડીને રસાયન ગુણ બતાવે છે માત્ર લાભ વખત સુધી આ દવા લેવી જોઇએ, સંપુર્ણ ફાયદા માટે ૭ માસ દવા લેવી જોઇએ.

પથ્ય—આ દવા ચાલતી હોય તે દરમ્યાન સાત્વિક ખોરાક લેવો મરચું, તેલ, ખટાશ, બજારની મીઠાઇ, અથાણું, વાસીઅન્ન, વગેરેનો ત્યાગ કરી આપવો, અજીર્ણ થવા ન દેવુ.

---

# ૪૫ પંચામૃત પર્પટી.

બનાવટ—પારદ, તો૦ ૪ લોહ ભસ્મ, તો૦ ૨
તામ્ર ભસ્મ, તો૦ ાા અભ્રક ભસ્મ, તો૦ ૧
તથા ગંધક તો૦ ૮

**રીત**—પ્રથમ પારદ ગંધકની કજળી બનાવી તેમા બીજી ભસ્મો મેળવી ધુટી લોટાની કડાઇમા અગ્નિ ઉપર ગરમ કરી ઉપર નીચે છાણ ગાયનું મુકી તેમા વચ્ચે બે કેળના પાતર ગોઠવી એક પાતર પર ઢાળી દઇ ઉપર બીજુ પાતર તથા છાણ ઢાકી લઇ પછી કાઢી લઇ ઘુટી બાટલી ભરી રાખવી

**પ્રમાણ**—રતી ૬ રતીભાર બે વખત

**અનુપાન**—કડાછાલ, પીપરના ચુર્ણ સાથે મધમા ચાટવી

**ઉપયોગ**—ઝાડા, હરસ, મંદાગ્નિ, સંગ્રહણી, મરડો, ક્ષય, પાંડુ, અમ્લપિત, સ્ત્રીઓના દરદો વગેરેમા ઠીક ફાયદો આપે છે. પેટના જુના દરદો માટે ઉતમ છે

**પથ્ય**—મીઠી તાજી છાસ તથા ગતા ચોખાના ખોરાક પર રહી આ દવા વાપરવાથી અનેક દરદીઓ સારા થયા છે

**સૂચના**—અનુકુળ સંજોગ હોયતો દુધ તેમજ બીજો ખોરાક પણ આપી શકાય છે

---

# ૪૬ સુવર્ણ પર્પટી.

**બનાવટ**—પારદ શુધ્ધ તો૦ ૪ ગંધક તો૦ ૪
મેળવી ઘુટી તેમા સોનાનો વરખ તો૦ ૦॥
મેળવી કજજળી બનાવી લેવી.

**રીત**—એક લોઢાની કડાઇમા પ્રથમ જરા ઘી લગાવી તેમા ઉપરની કજ્જળી નાખી ધીમે તાપે ગરમ કરવી તે રસ જેવુ થાય ત્યારે ગાયના છાણ ઉપરે કેળનુ પાન સરાખું મુકી તેના ઉપરે પર્પટી ટાળી ઉપર બીજુ પાન મુકી ને ઉપર છાણ વડે ઢાંકી દેવુ આ પ્રમાણે કર્યા પછી થોડીવારમા તે બે પાન વચ્ચે જામેલો ટુકડો લઇ ખરલમા નાખી તેને ઘુટી તે ઉપરે બળદાણા તથા ગનાવરીની જુદીજુદી અકેક ભાવના આપી સુકાવી બાટલી ભરી રાખવી

**પ્રમાણ**—૧ાાથી ત્રણ રતીભાર, દિવસમા બે વખત

**અનુપાન**—માખણ કે મધ સાથે ચાટી જવી.

**ઉપયોગ**—તમામ જાતની સંગ્રહણી, ઝાડા, મરડા, ક્ષય, બાસી, હરસ, નબળાઇ વગેરે માટે તેમજ શરીરને દ્રઢ અને નિરોગી બનાવે

# ૪૭ અષ્ટામૃત પર્પટી.

બનાવટ—પારદ તો૦ ૧૦ ગંધક તો૦ ૨૦
સુવર્ણ ભસ્મ તો૦ ૧ રૌપ્ય ભસ્મ તો૦ ૩
મોતીની ભસ્મ તો૦ ૧ પ્રવાળ ભસ્મ તો૦ ૨॥
તામ્ર ભસ્મ તો૦ ૩ અભ્રક ભસ્મ તો૦ ૨॥

રીત—પ્રથમ પારદ ગધકની કજ્જળી કરી તેમા બીજી ચીજો ઘુંટી પર્પટીની રીતે (સુવર્ણ પર્પટીમા બતાવ્યા મુજબ) ઢાળીને તૈયાર કરી બાટલીમા ભરી રાખવી

પ્રમાણ—૨થી ૪ રતીભાર, દિવસમા ૨ વખત

અનુપાન—મધ સાથે ચાટી જવી.

ઉપયોગ—સંગ્રહણી, મંદાગ્નિ ઝાડા, મરડા, હરસ, વગેરેમા વાપરવાથી તત્કાળ ફાયદો આપેછે.

---

# ૪૮ શિલાજીત પ્રયોગ.

બનાવટ—શિલાજીત તો૦ ૨ ચદ્રોદય, લોહભસ્મ બંગભસ્મ અભ્રકભસ્મ, સુવર્ણમાક્ષિકભસ્મ, નાગભસ્મ, હરડે, આમળા મોચરસ, એ દરેક તોલો એકએક લેવા

રીત—છેલ્લા ત્રણ વસાણાંનુ ચૂર્ણ કપડછાણ લઇ જુદું રાખવું. અને માત્રાઓ સર્વ એક ખરલમા ઘુંટી તેમા તે ચૂર્ણ મેળવી દેવું, પછી બરાબર ઘુટાઇ જાય ત્યારે શિલાજીતને દૂધમા ઓગાળી તેની સાથે ઉપરનુ ચુર્ણ ખરલમા ઘુટી ચણા જેવડી ગોળી વાળી છાંયે સુકાવી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૨ ગોળી એક વખતમા, તેવા સવાર સાંજ બે વખત.

**અનુપાન**—તાજું ઘી અથવા માખણ સાથે ગોળીનો ભુકો કરી ચાટી ઉપર દુધ પીવું.

**ઉપયોગ**—મગજની નબળાઇ, માથાનો દુખાવો, અકાળે વૃધ્ધાવસ્થા આવવી ધાતુ ક્ષીણતા, નબળાઇ પ્રીકાશ વગેરે મટાડી દિર્ઘાયુષ્ય બનાવે છે. રસાયન ગુણ લાવવા માટે લાંબો વખત સેવવાની જરૂર છે

**પથ્ય**—સાદો અને પૌષ્ટિક ખોરાક લેવો. ગરમ તેમજ ખાટા પદાર્થોનો ત્યાગ કરવો. એક વર્ષ પથ્ય રાખી સેવન કરનાર નવયુવાન જેવો થાય

---

## ૪૯ ચંદ્રોદય=મકરધ્વજ.

**બનાવટ**—સોનાનો વરખ તો૦ ૧ શુધ્ધ પારો તો૦ ૮
શુધ્ધ ગધક તોલા ૪૮

**રીત**—પારા સાથે સોનાના વરખ ઘુટી તેમા ગધક નાખી કજ્જળી તૈયાર કરી તેને રાતા કપાશના ફુલના રસમા એક દિવસ ઘુટી સુકાવી તૈયાર કરી સાત વખત કપડ માટી કરેલી આગન શીશીમા ભરી વાલુકા યત્રમા મુકી એક ચુલા પર ચડાવી નીચે ધીમેથી તાપ શરૂ કરવો, પછી અગ્નિ વધારતા જઈ મદ અને મધ્ય પછી તિવ્ર અગ્નિથી ત્રણ રાત્ર ને ત્રણ દિવસ અગ્નિ આપી તયાર કરવો. ઠડુ થયે ઉતારી શીશીને ખોલી તેને સંભાળથી ફોડી લઇ તેના ગળામા જામી ગયેલો રાતા વર્ણનો સિંદુર સરખો ચોટેલો પદાર્થ સંભાળથી ઉખેડી લઇ બાટલીમા લઇ રાખવો

**પ્રમાણ**—બાથી એક રતીભાર

**અનુપાન**—જાયફળ, જાવત્રી, ભીમસેનીકપુર, લવંગ, મરી, પીપર. કસ્તુરી એ સર્વનું કરેલું ચુર્ણ વાલ ૧થી ૨ લઇને સાથે મેળવી તેને મધમા મેળવી ચાટી ઉપર કઢેલું દુધ પીવુ.

ઉપયોગ—ધાતુની નબળાઇ, અશક્ત ક્ષય, મંદાગ્નિ, જીર્ણ જ્વર, મસ્તક શુળ, કોઇપણ પ્રકારની નબળાઇ મટાડી શરીરમા શક્તિ લાવે અને નપુંશકપણુ મટાડી નમોમા ચૈતન્ય લાવે છે.

પથ્ય—ગરમ, ખાટા, અને રૂક્ષ પદાર્થો નખાવા, પરંતુ સારો ઘી વાળો અને પૌષ્ટિક ખોરાક પચે તેટલા પ્રમાણમા બરાબર ખાવા દુધ, ઘી વધારે વપરાય તેમ કરવુ જોઇએ.

---

# ૫૦ લોહ પર્પટી.

બનાવટ—શુધ્ધ પારદ તો૦ ૫ શુધ્ધ ગંધક તો૦ ૫
જાબુના રસમા તૈયાર કરેલી લોહ ભસ્મ તો૦ ૫

રીત—પ્રથમ પારદ ગંધકની કજ્જળી કરી પછી તેમા લોહ ભસ્મ મેળવી, પર્પટીની રીત પ્રમાણે ઢાળી તૈયાર કરી ઘુંટી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૨થી ૪ રતીભાર દિવસમા બે વખત.

અનુપાન—કુટજાવલેહ અથવા મધ સાથે લેવી.

ઉપયોગ—પાડુ, ઝાડો, મરડો, નબળાઇ, સંગ્રહણી, અજીર્ણ શીતાશ, ગુલ્મ, બરલ, મંદાગ્નિ વગેરેમા વપરાય છે

પથ્ય—રોગાનુસાર ખોરાક લેવો.

---

# ૫૧ રસ પર્પટી.

બનાવટ—શુધ્ધ પારો તો૦ ગા શુધ્ધ ગંધક તો૦ ૨ા
એ બેની કજ્જળી કરી લેવી.

રીત—લોઢાની કડાઇમા નાંખી ધીમે તાપે ઓગળી જાય ત્યારે નીચે છાણુ પાથરી ઉપર કેળાનુ પાન મુકી તેપર ઢાળી દેવું.

અને તેના પર તરનજ બીજુ કેળનુ પાન ઢાકી ઉપર ભાણુ ઢાખી દેવુ. જરા વાર પછી કાઢી લઇ વાટી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૩થી ૬ રતીભાર બે વખત દિવસમા લેવી

અનુપાન—મધ અને પીપર સાથે ચાટી જવુ

ઉપયોગ—સંગ્રહણી, હરસ, અતિસાર, શુળ કમળો, પાંડુ ગુલ્મ, જ્વર, જલોદર, ભસ્મક રોગ, સોજા, કુષ્ટરોગ, અમ્લપિત, મંદાગ્નિ, વગેરે વ્યાધિઓને મટાડે છે.

પથ્ય—રોગાનુસાર યોગ્ય હલકો ખોરાક લેવો.

---

# ૫૨ સુવર્ણ બંગ.

બનાવટ—શુધ્ધ પારો તો૦ ૫ શુધ્ધ કલઇ તો૦ ૫.
નવસાર તો૦ ૫, શુધ્ધ ગધક તોલા ૫,

**રીત**—પ્રથમ શુધ્ધ કલઇને એક લોઢાના વાસણમા ગાળી પારો નાખી ચકી બનાવી લેવી. પછી તેને ખરલમા નાખી ઘુટી તેમા ગધક નાખી કજ્જળી બનાવી પછી તેમા નવસાર મેળવી ઘુટી સાત કપડ માટી કરેલી એક મોટી શીશીમાભરી તે શીશીને વાલુક યંત્રમા મુકી ત્રણ પહોર અગ્નિ આપવો અને શીશીમા વારવાર લોઢાની શળી ફેરવતા જવુ કે જેથી શીશીનુ મો બધ ન થાય અને ધુમાડો નીકળતો રહે જયારે ગવક બળી રહે અને ધુમાડો નીકળતો બંધ થાય ત્યારે શીશીને બુચ મારી જરા તીવ્ર અગ્નિ આપી થોડીવાર પછી ઉતારી લેવું. અને ઠડુ થાય ત્યારે તેને કાઢી સંભાળથી શીશીને ફોડી અંદર તળીઆમાં રહેલી સોનાના રગ જેવી સુંવાળી ભસ્મ લઇ લેવી અને તેને એક કાચની બરણીમા ભરી રાખવી. એને કેટલાક વૈદ્યો **સુવર્ણરાજમૃગાંક** ના નામથી ઓળખે છે

પ્રમાણુ—૨થી ૪ રતીભાર દિવસમાં બે વખત

અનુપાન—માખણ, મલાઇ કે મધ સાથે ચટી જવા

ઉપયોગ—ક્ષય, પ્રમેહ, વીર્યસ્ત્રાવ, ખાસી, વગેરે મટાડે છે. ખાસ કરી પ્રમેહ માટે ઠીક વખણાય છે

---

# ૫૩ આરોગ્ય વર્ધની નં૦ ૧.

બનાવટ—પારો તો૦ ૧ ગંધક તો૦ ૧
લોહ ભસ્મ તો૦ ૧ અભ્રક ભસ્મ તો૦ ૧
તામ્ર ભસ્મ, તો૦ ૧ હરડેછાલ તો૦ ૨
બહેડાછાલ તો૦ ૨ આમળા તો૦ ૨
શિલાજીત તો૦ ૩ ગુગળ તો૦ ૪
ચિત્રકછાલ તો૦ ૪ કડુ તો૦ ૨૨

રીત—પ્રથમ પારદ ગંધકની કજ્જળી બનાવી તેમા બીજી ભસ્મો મેળવી બાકીની પાચ વસ્તુઓનુ ચુર્ણ તેમા મેળવી દઇ ગુગળનો જુદો પાક કરી તેમા શિલાજીત મેળવી ચુર્ણ નાખી ઘુટી લેવુ અને તેને લીબડાના પાનના રસમા ત્રણ દિવસ બરાબર ઘુંટી મુકવી ગાટલી ભરી રાખવી

પ્રમાણુ—૨થી ૪ વાલ દિવસમા બે વખત કે ત્રણ વખત.

અનુપાન—દુધ અથવા પાણી.

ઉપયોગ—સોજા, લીવર, બરલ, ઉદરરોગ, કમળીઆત જવર, જીર્ણજવર. પાંડુરોગ, મંદાગ્નિ, કુષ્ટરોગ, લોહીબિગાડ. પિતનો વધારો, સર્વાંગસોથ, મેદરોગ, ઋતુની અટકાયત વગેરે મટાડી શરીર હલકું તથા તેજસ્વી બનાવે છે.

સુચના—આ દવા ચાલે ત્યારે બનતા સુધી માત્ર દુધ અથવા દુધ ભાતનો ખોરાક લેવાથી દવા તગત સારી અસર કરે છે જુના રોગો મટાડવા દવા લાબો વખત લેવાની જરૂર છે

# ૫૪ કુમાર કલ્યાણ રસ.

બનાવટ—રસસિંદુર મોતીભસ્મ, સુવર્ણભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, સુવર્ણમાક્ષિકભસ્મ, સમ ભાગે લઇ કુવારના રસમા મર્દન કરી મગની દાળ જેવડી ગોળી કરી સુકવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૧થી ૨ ગોળી નાના બાળકોની અવસ્થા પ્રમાણે આપવી

અનુપાન—સાકરવાળું દૂધ અથવા ધાવણ સાથે

ઉપયોગ—તાવ, સાસ, ખાસી, ઉલટી, બાલશોષ, બાલગ્રહ રોગ, ધાવણ ન ધાવવુ, ઝાડા કમળો, ઉદરરોગ, મંદાગ્નિ, નબળાઇ, વગેરે રોગો મટાડી શરીરને પુષ્ટિ આપે છે.

સુચના—દરેક રોગમા આ દવા સાથે કોઇપણ સાદી એકેક દવા અનુપાનમા આપવાથી વધારે અનુકુળ થઇ પડે છે અને તરત્નજ ફાયદો આપે છે

---

# ૫૫ ગર્ભપાળ રસ.

| | |
|---|---|
| બનાવટ—શુંઠ તો૦ ૧ | મરી તો૦ ૧ |
| તજ તો૦ ૧ | તમાલપત્ર તો૦ ૧ |
| એલચી તો૦ ૧ | ધાણા તો૦ ૧ |
| ગાઉજીરૂ તો૦ ૧ | ચવક તો૦ ૧ |
| દ્રાક્ષ તો૦ ૧ | દેવદારુ તો૦ ૧ |
| નાગ ભસ્મ તો૦ ૧ | બંગ ભસ્મ તો૦ ૧ |
| શુધ્ધ હિંગળો તો૦ ૦॥ | લોહ ભસ્મ તો૦ ૦॥ |

**રીત**—સર્વ ઔષધોનુ ચૂર્ણ લઇ તેમા ભસ્મો મેળવી ખરલમા ઘુટી તેને શ્વેત ગરણીના રસથી સાત ભાવના આપવી. વટાણા પ્રમાણે ગોળી બનાવી સુકવી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૧થી ૨ ગોળી દિવસમા બે વખત.

**અનુપાન**—કાળી દરાખને પાણીમા પલાળી તેનો સ્વરસ કાઢી તે તોલા ૨ તથા ઉપરની દવાની માત્રા સાથે લઇ ઉતારી જવી.

**ઉપયોગ**—ગર્ભિણી સ્ત્રીના તમામ દરદોમા વપરાય છે તે સિવાય ગર્ભ રહ્યા પછી તે પ્રસુતિ થવા સુધી નવ માસ આ દવા અપાય છે. તેથી ગર્ભશ્રાવ થવાની ધાસ્તી રહેતી નથી, અને ગર્ભશ્રાવની ટેવ હોયતો તે મટી જઇ બાળક તંદુરસ્ત અવતરે છે. અને ગર્ભિણી સ્ત્રીની શકિત કાયમ રાખે છે

**સુચના**—ગર્ભિણીની ગમે તે વ્યાધિમા યોગ્ય અનુપાન સાથે રોગ પ્રમાણે સાદા ઓસડીયાનો કોઇ પણ કવાથ બનાવી તે સાથે આપવાથી તરતમા સારો ફાયદો આપે છે

---

# ૫૬ રસભાસ્વાન.

**બનાવટ**—શુદ્ધ પારો તો૦ ૨ શુદ્ધ ગંધક તો૦ ૨
લોહ ભસ્મ તો૦ ૧ાા અભ્રક ભસ્મ તો૦ ૧
રસ સિંદુરનો તો૦ ૦ાા તામ્ર ભસ્મ તો૦ ૦ા

કડુ, નાગકેસર, એલચી, કેસર, ચણકબાબ, જીરૂ બલદાણા, શતાવરી, મોચરસ, બાવળનો ગુંદ, એ દરેક બબે તોલા લઇ ચૂર્ણ કરી પ્રથમ પારદ ગંધકની કજજળી બનાવી તેમા બીજી ભસ્મો મેળવી પછી ચુર્ણ મેળવી દેવુ અને તેને ખરલેમા ઘુંટી તેને દરરોજ આમળાના રસની અકેકભાવના આપતા તેવી સાત ભાવના આપી સુકવી બબે રતીભારની ગોળી બનાવી સુકાવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—બબે ગોળી સવાર સાંજ બે વખત લેવી.

અનુપાન—મધ કે ઘીમા ચાટી ઉપર દુધ પીવુ

ઉપયોગ—પ્રમેહ, મધુ પ્રમેહ, શુક્રશ્રાવ, સ્વપ્નશ્રાવ, પેશાબમા દાહ થવો, મુત્ર કૃચ્છ, ગરમી આવવી, ગુરદાના દરદ, અમ્લપિત, છાતીના દરદ મગજનું ખાલીપણુ, ચકર આવવા, નબળાઇ વગેરે મટી દીર્ઘાયુષ્ય થાય છે.

પથ્ય—બજારની મીઠાઇ, ખાટા, અને બહુ ગરમ કે તીખા પદાર્થોનુ સેવન દવા ચાલુ હોય ત્યારે ન કરવુ

---

# ૫૭ શીતભંજી રસ.

બનાવટ—શુધ્ધ પારો, શુધ્ધ ગંધક, તામ્રભસ્મ, શુધ્ધ વછનાગ, શુઠ, મરી, પીપર, ટંકણખાર, એ સર્વે સમભાગે લેવાં,

રીત—કજ્જળી બનાવી બીજી દવાઓનુ ચુર્ણ તથા ભસ્મો તેમા મેળવી સારી પેઠે ઘુંટી તેને ચિત્રકના રસના કે ઉકાળાના ત્રણ પુટ આપવા અને ઘુટતા જવુ. પછી આદુના રસના સાત પુટ આપવા અને ઘુટતા જવુ. પછી નાગરવેલના પાનના રસના ત્રણ પુટ આપવા અને ઘુંટતા જવું છેવટે ગોળી વાળવા જેવું થતા સંભાળથી મગના દાણા જેવડી ગોળી વાળી સુકવી બાટલીમા ભરી રાખવી

પ્રમાણ—૧ થીર ગોળી, જરૂર જણાય ત્યારે દિવસમા ત્રણ વખત.

અનુપાન—આદુનો રસ અથવા શુંઠનુ પાણી લઇ તેમા ગોળી ઘસીને પાવી

ઉપયોગ—કફજ્વર, હાફ, શીતતા, (શીતાંગ) ત્રિદોષજ્વર. કફવાતજ્વર, શ્વાસ, અણઉતારતાવ વગેરેમા અકસીર છે જ્યારે તાવ ઉતરી શરીર ઠંડુ તથા બેશુધ્ધિ જેવુ થઇ જાય છે ત્યારે આ

દવાની એક માત્રા આપતા તરતજ ગરમાવા આવી દરદી શુધ્ધીમા આવી જાય છે વિલાયતિ ઇન્જક્સન જેવુ આ દવા કામ આપી ચમત્કાર બતાવે છે પેટનુ ચડવુ, વાયુ, પેટના દુખાવા વગેરેને પણ મટાડી આપે છે. ગુણમા ગરમ છે માટે સભાળથી વાપરવા સુચના છે

---

# ૫૮ મૃત્યુંજય રસ.

**બનાવટ**—મરી, પીપર, ટંકણખાર, શુધ્ધ ગધક, શુધ્ધ વછનાગ, એ દરેક એકેક તોલો તથા લીબુના રસમા શોધેલો હિગળો તો૦ બે લઇ સાથે ઘુટી તેને આદુના રસમા તથા લીબુના રસમા જુદુ જુદુ વાટી ભાવના આપી ગોળી વાળવા જેવું થતા મગ જેવડી ગોળી બનાવી સુકવી બાટલી ભરી રાખવી

**પ્રમાણ**—૨થી ૪ ગોળી દિવસમા ત્રણ વખત

**અનુપાન**—સ્વચ્છ પાણી સાથે અથવા મધ સાથે તુળશીના પાનના રસ સાથે, ખડસલીઆના સ્વરસ સાથે કે આદુના રસ સાથે દોષ જોઇ યોગ્ય અનુપાનમા આપવો.

**ઉપયોગ**—નવીન જ્વર, ટાઢીઓ તાવ મલેરીયા તાવ વિષમ જ્વર, અણઉતાર તાવ, વાત જ્વર, જીર્ણ જ્વર, ત્રિદોષ, ન્યુમોનીઆ, અતિસાર, કૃમીજ્વર, વગેરેમા ઉતમ કામ આપે છે

**સુચના**—બરલ મોટી થઇ હોય તેને, ગર્ભણી સ્ત્રીને, નાના બાળકને, અતિદુર્બળ રોગીને, હેડકી, શ્વાસવાળા દરદીને આ દવા ન આપવી જોઇએ. અથવા બહુજ સંભાળથી સુક્ષ્મ માત્રા આપવી જોઇએ

---

# ૫૯ હેમગર્ભ પોટલી રસ.

બનાવટ—તામ્ર ભસ્મ તો૦ ૧ શુધ્ધ પારો તો૦ ૧
શુધ્ધ ગંધક તો૦ ૧ સુવર્ણનાવર્ક અથવા ભસ્મ તો૦ ૦ાા
લોહ ભસ્મ તો૦ ૦ાા રસ સિંદુરનો તો ૦ાા
ચાંદીની ભસ્મ તો૦ ૦ાા

રીત—પ્રથમ એ ચીજોને ખરલમા નાખી કુંટી ઘેટીના દુધમા સારી રીતે મર્દન કરી ત્રણ પુટ આપવા, અને પછી તેની યોગ્ય માત્રામા સોગઠી બનાવી મુકવી રાખવી બરાબર સુકાઇ જાય ત્યારે તેના પર નવુ સારૂં કપડુ બાંધી દોરાથી મજબુત બાંધી એક માટીના વાસણમા લાકડીઓ ગંધક નાખી દીવાના તાપ ઉપર ગરમ કરી તેમા એ પોટલી ડુબે તેવી રીતે અગ્રો કલાક તાપ આપી બહાર કાઢી લઇ તરતજ કપડુ જુદુ કરી અંદરથી ગોળી કાઢી લેવી અને સહેજ ગરમ પાણીથી ધોઇ સાફ કરી રાખી મુકવી આ ગોળી એટલીનો સખત થઇ જશે કે હથોડી મારતા પણ તરત તુટશે નહિ

ઉપયોગ—ત્રિદોષ, મુર્છા, બેભાન, શીતાંગ, ન્યુમોનીઆ, નબળાઇ, શ્વાસ, કફ, શરદી, તાવ, દમ, વગેરેમા આ માત્રા જરા પાણી સાથે ઘસીને આપવાથી તત્કાળ ચમત્કારીક રીતે ફાયદો બતાવે છે

પ્રમાણ—આશરે એક તલભાર દવાનો ઘસારો એક વખત આપવો, જરૂર જણાયતો બે બે કલાક પછી ફરી પણ અપાય.

---

# ૬૦ ક્રમીમુદ્ગર રસ.

બનાવટ—શુધ્ધ પારદ તો૦ ૧ શુધ્ધ ગંધક તો૦ ૮
અજમોદ તો૦૩ વાવડીંગ તો૦ ૪
ઝેર કોચલા તો૦૫ ખાખરાના બીજ તો૦ ૬
એ સર્વને ખાંડી પારદ ગંધકની કજ્જળી બનાવી બાટલી ભરી રાખવી

**અનુપાન**—મોથના ઉકાળા સાથે અથવા પાણી સાથે.

**પ્રમાણ**—૩થી ૬ ગોળી દિવસમા ત્રણ વખત લેવી. ત્રણ દીવસ દવા લેવાની ખાસ જરૂર છે

**ઉપયોગ**—પેટના કૃમી તેમજ કૃમીને લીધે થતા બીજા વિકારોને મટાડી જઠરાગ્નિ પ્રદિપ્ત બનાવે છે ત્રણ દિવસ સગસગ લેવાથી પેટના કરમીયા નીકળી જાય છે

---

## ૦ ૬૧ સ્વાદિષ્ટ પાચનવટી.

**બનાવટ**—લીબુનો ક્ષાર ( સાઇટ્રીક એસીડ ) તો૦ ૪

| | |
|---|---|
| શુંઠ તો૦ ૪ | મરી તો૦ ૮ |
| પીપર તો૦ ૪ | સિંધાલુણ તો૦ ૪ |
| હીંગ શુધ્ધ તો૦ ૪ | કાળી દરાખ તો૦ ૮૦ |

**રીત**—દરેક વસ્તુનુ જુદુ જુદુ ચુર્ણ કરી ખરલમા વાટીને એક બાજુ જુદુ રાખવુ. કાલી દરાખના બીજ કાઢી નાખી તેને એક સારી પત્થરની ખરલમા ઘુંટી લોદા જેવુ થાય કે તેમા ઉપરનું ચુર્ણ મેળવતા જવુ. બરાબર મળી જાય ત્યારે તે ૭ કલાક મુકી દેવુ જરા કઠણ જણાય ત્યારે ગોળીઓ જોઇએ તે પ્રમાણની બનાવી સુકવી લેવી. અને તે ગોળીઓ મુકવવા માટે ચીનીનુ વાસણ લેવું કારણકે આ દવા સ્વાદમા ખાટી છે તેથી બીજા ધાતુ પાત્રમા રાખવાથી બગડી જાય છે.

**પ્રમાણ**—ચણા જેવડી ૨થી ૪ ગોળી દિવસમા બેથી ત્રણ વખત

**અનુપાન**—સ્વાદિષ્ટ હોવાથી જરૂર પડતી નથી છતા પાણી લેવુ હોયતો લઇ શકાય

સમય—જમ્યા પહેલા કેવળ અરધો કલાક આગળ કે પાછળ અથવા દિવસમાં ત્રણ વખત

ઉપયોગ—વાયુ, મોળ, અરૂચી, મંદાગ્નિ, કબજીઆત ભુખ ન લાગવી, ખાટા ઓડકાર આવવા, અમ્લપિત વગેરે પાચન ક્રિયાને માટે સારી અને સ્વાદિષ્ટ દવા છે

## ૬૨ છર્દિરિપુ.

બનાવટ—કપુર કાચલી તો૦ ૧૦ જોઇએ તેટલુ પાણી.

રીત—પ્રથમ કપુર કાચલીનુ ચુર્ણ બારીક લઇ તેને ખરલમા નાખી પાણી સાથે બરાબર ઘુંટી ચણા જેવડી ગોળી બનાવી છાયે તડકે મુકી લઇ બાટલીમા ભરી રાખવી

પ્રમાણ—મોટા માણસને ૩થી ૬ ગોળી બાળકને ૧થી બે ગોળી

અનુપાન—સ્વચ્છ પાણી તોલા બે લઇ દવા મેળવી તૈયાર કરી લેવી.

સમય—જરૂર જણાય ત્યારે અથવા બબે કલાકે

ઉપયોગ—ગમે તે કારણથી આવતી ઉલટી, ખાલી ઉબકા, વાયુની મોળ, બાળકને આવતી વાયુની ઉલટી વગેરેમા વપરાય.

## ૬૩ હેડકી નાશક પ્રયોગ.

બનાવટ—શંખભસ્મ તો૦ ૨ કાકડાશીંગનુ ચુર્ણ તો૦ ૪

રીત—બન્ને દવાઓને એક કલાક ખરલમા ઘુંટી રાખવી

પ્રમાણ—૬થી ૧૨ રતીભાર સુધી

અનુપાન—મધ સાથે ચાટી ઉપર ચહા કે નવસેકુ પાણી પીવુ

સમય—દર એક કે બે કલાકે અથવા હેડકી આવે ત્યારે

ઉપયોગ—હેડકી માટે અક્સીર છે વધુમા વધુ ૭ પડીકા લેવાથી હેડકી તદન બંધ પડી આરામ થાય છે

---

## ૬૪ વિષમજ્વર નાશક ગુટીકા.

બનાવટ—એળીઓ તો તોલો ૧ અતિવિષ તો. ૧ કીડામારી તો. ૧ કાકચનાબીજ તો ૧ મરી તો ૧ શંખભસ્મ તો. ૧

રીત—દરેક દવાઓનુ બારીક ચૂર્ણ લઇ તેને ખરલમા નાખી તેમા તુલસીપત્રનો રસ કાઢીને તે નાખી બરાબર ઘુટી વટાણા જેવડી ગોળી બનાવી તેને તડકે બરાબર સુકવી બાટલી ભરી લેવી

પ્રમાણ—૨થી ૪ ગોળી દિવસમા ચાર વખત

સમય—દર ત્રણ ત્રણ કલાકે અથવા જરૂર પ્રમાણે

અનુપાન—ઠંડુ પાણી કે ચહા સાથે.

ઉપયોગ—જુનો તાવ, વિષમજ્વર, જીર્ણજ્વર, ટાઢીઓ તાવ, નવીન જ્વર વીગેરેમા સારો ફાયદો આપે છે

---

## ૬૫ શિલાજીતની ગોળી.

બનાવટ—શુદ્ધ શિલાજીત તો. ૫, રસ સિંદુર તો. ૩, કેશર તો. ૧, લોહભસ્મ તો. ૨, અફીણ તો ૧, સોનાના વર્ખ તો ૧, કસ્તુરી તો ૧, જાયફળ તો ૧॥, જાવત્રી તો. ૧॥, લવંગ તો ૧॥, પીપર તો. ૧॥, અકલકરો તો. ૧॥, તજ તો. ૧॥, શુદ્ધ ભાંગ તો. ૩, જેઠીમધ તો. ૩.

રીત—ઉપરની સર્વે દવાઓ અલગ અલગ વાટેલી લઇ તેમાથી પ્રથમ રસસિંદુરને ખરલમા બરાબર વાટી તેમા બીજી સર્વ દવાઓ તથા સોનાના વર્ખ મેળવી આદુના રસનો એક પુટ નાગરવેલના પાનનો રસનો એક પુટ, ત્રીકટુના કવાથનો એક પુટ, ત્રીફલાના કવાથનો એક પુટ, આપી બરાબર ખરલમા ઘુટી રતીભારની ગોળી કરી સુકવી બાટલી ભરી રાખવી.

ઉપયોગ—ખાસી, ક્ષય, સગ્રહણી, શ્વાસ, વાયુ, સરદી, મુઝારો, અશકિત, વિર્યદોષ, નસોની શીથીલતા, કમર અને હાથનો દુખાવો, ધાતુની નબળાઇ વગેરેમા વપરાય

પ્રમાણ—૨થી ૪ ગોળી દિવસમા બે વખત.

અનુપાન—મધ-ઘી કે દુધ સાથે,

પથ્ય—સાધારણ પરેજી પાળવી. પૌષ્ટિક ખોરાક પચે તે પ્રમાણે લેવુ.

---

# ૬૬ જુના તાવની ગોળી.

બનાવટ—અતિવિષ તો૦ ૪ — કડુ તો૦ ૨
કવીનાઇન તો૦ ૧ — એન્ટીફેબ્રીન તો૦ ૧
સીન્કોના તો૦ ૨

રીત—દરેક વસ્તુનુ ચુર્ણ લઇ ખરલમા ઘુટી મધ સાથે વટાણા જેવડી ગોળી બનાવી લેવી અને તેને બાટલીમા ભરી રાખવી.

પ્રમાણ—૨ ગોળી એક વખત માટે દિવસમા ૯થી વધુ ન લેવી.

સમય—સવાર, બપોર સાજ અથવા જરુરત પ્રમાણે

અનુપાન—પાણી અથવા ચહા સાથે

ઉપયોગ—જુના અને લાબી મુદતના હઠીલા તાવ માટે તેમજ તાવ, માથાનો દુખાવો મલેરીયા જ્વર વગેરે માટે ઠીક ઉપયોગી છે

---

## ૬૭ મરડાની ગોળી.

બનાવટ—અફીણ તો૦ ૧ કેશર તો૦ ૧
જાયફળ તો૦ ૧ જાવત્રી તો૦ ૧

રીત—સર્વ વસ્તુઓનુ ચુર્ણ લઇ અફીણનો કસુઓ જુદો બનાવી તેમા ઉમરડા (ગુલર) નુ દુધ નાખી ઘુટીને મગ જેવડી ગોળી બનાવી સુકાવી લેવી

પ્રમાણ—એક ગોળી થીએ ગોળી.

સમય—દિવસમા ત્રણ વખત

અનુપાન—સ્વચ્છ પાણી

ઉપયોગ—પરૂવાળો, આમવાળો ઝાડો, મરડો, સુળ, મટે છે મરડા માટે અકસીર છે તથા તેને ત્રણ દીવસમા મટાડી આરામ આપે છે

---

## ૬૮ વાયુનાશક પૌષ્ટિક ગોળી.

બનાવટ—શુધ્ધ કુચલા તો૦ ૪૦ જાયફળ તો૦ ૪
જાવત્રી તો૦ ૪ લવગ તો૦ ૮
અકલકરો તો૦ ૧૬ મરી તો૦ ૮
કેશર તો૦ ૪

રીત—દરેક વસ્તુનું ચુર્ણ લઇ ખરલમા ઘુટી ચાળી તૈયાર કરવું પછી તેમા લવગ તો૦ ૧૦ મરી તો૦ ૧૦ તેને પાણી તોલા

ઉકાળવા. ઉકાળતાં ૮૦ તોલા બાકી રહે ત્યારે તે ગાળીને પાણી વડે ઉપરના ચૂર્ણને ખરલમાં ઘુંટવું. એ સર્વ તમામ કાઢો પાયા પછી તેની મરી જેવડી ગોળી બનાવવી. એ ગોળી સુકાવી બાટલીમાં ભરી રાખવી.

પ્રમાણ—૨થી ૩ ગોળી દિવસમાં બેથી ત્રણ વખત

સમય—સવારના બપોરના તેમજ રાતના અથવા જમ્યા પછી

અનુપાન—જમ્યા પછી લેવી હોયતો પાણી સાથે તેમજ જમ્યા પહેલાં સવારે કે રાતે લેવી હોયતો દૂધ સાથે લેવી જોઇએ

ઉપયોગ—કબજીઆત, મંદાગ્નિ, જ્ઞાનતંતુઓની તથા ધાતુની નબળાઇ, વાયુ, કળતર, સુસ્તી, વીર્યસ્રાવ, અરૂચી, અજીર્ણ વગેરે મટાડી ભૂખ લગાડી શક્તિ લાવે છે કબજીઅત મટાડી ઝાડો સાફ લાવે છે

---

## ૬૯ સ્ત્રીગદાંતક વટી.

બનાવટ—એલીઓ તો૦ ૪ હીરાબોળ તો૦ ૪

હીરાકસી શુદ્ધ તો૦ ૨ ટંકણખાર તો૦ ૨

તજ તો૦ ૪ શુંઠ તો૦૨

કવીનાઇન તો૦ ૨

રીત—સર્વ દવાઓનું બારીક ચૂર્ણ લઇ પ્રથમ ખરલમાં ઘુંટી તેમાં થોડુંક જોઇતા પ્રમાણમાં ગ્લીસરાઇન મેળવી ચણા જેવડી ગોળી વાળી તેને સુકવવા માટે તેના પર મેગનેસીઆ કાર્બ નો ભુકો છાંટી એક બાટલી ભરી રાખવી

પ્રમાણ—બે ગોળી

સમય—સવાર, બપોર, સાંજ, અથવા જરૂર જણાય ત્યારે

# ૭૫ સુખવાસ વટી.

બનાવટ—તજ, જાવત્રી, લવગ, શુક અકકરો, જાયફળ, કેશર, એલચી, જેઠીમધના શીરો, કબાબચીની, કપુર, પીપરમેન્ટના ફુલ. સાકર, એ હરેક વસ્તુ સમ ભાગે

રીત—હરેક વસ્તુઓનુ બારીક ચુર્ણ લઇ કપડછાણ કરી લઇ તેને ખરલના નાખી પાણી સાથે ગોળી મગના દાણા જેવડી બનાવી સુકની બાટલી ભરી રાખવી.

પ્રમાણ—એક વખતે ૨થી ૪ ગોળી આખા દિવસમાં ૨૫ ગોળી. સુધી પાન સાથે અથવા એમજ જમ્યા પછી કોઇ પણ વખતે મુખવાસ તરીકે વાપરવી

ગુણ—ખાસી, વાયુ, શરદી, મોળ, ઉલટી, ચકરી, માથાનો દુખાવો, કફ, પેટનુ દરદ, આફ એસી જવો, અપચો. શુળ, વગેરે મટી શરીર સતેજ બને છે.

---

# ૭૬ ચંદ્રોદયની ગોળીઓ.

બનાવટ—ચંદ્રોદય ઘુટેલો તો૦ ૧ કાળા મરી તો૦ ૧
લવગ તો૦ ૧ જાયફળ તો૦ ૧
જાવંત્રી તો૦ ૧ ભીમસેની કપુર તો૦ ૧
અકલકરો તો૦ ૧ કસ્તુરી તો૦ ૦।

રીત—હરેક વસ્તુઓનુ બારીક કપડછાણ ચુર્ણ લેવુ અને પ્રથમ એક ખરલમા ઘુટેલો ચંદ્રોદય નાખી તેમા ઉપરનું ચુર્ણ થોડુ થોડુ મેળવતા જવુ પછી તે જ્યારે બરાબર ઘુટાઇ જાય ત્યારે તેમા નાગરવેલના પાનનો રસ જોઇતા પ્રમાણમા નાખી ત્રણ કલાક ઘુટી ચણા જેવડી ગોળી વાળી સુકની બાટલી ભરી રાખવી

પ્રમાણ—૨થી ૪ ગોળી દિવસમા બે વખત સવાર સાંજ

અનુપાન—દુધ સાથે અથવા પાનમા ખાઇ ઉપર દુધ પીવુ.

ઉપયોગ—ધાતુની નબળાઇ વિર્યશ્રાવ, નસોનુ શીથીલપણુ, મંદાગ્નિ, વાયુ, શરદી, ખાસી, ક્ષય, દમ, પ્રમેહ, મગજની નબળાઇ વગેરે મટાડી વીર્યનો વધારો કરે છે તથા વાજીકરણ શક્તિ વધારે છે

પથ્ય—સારો અને પૌષ્ટિક ખોરાક લેવો, ગજારની મીઠાઇ. વાયડા કે ખાટા અને ગરમ પદાર્થોનો ઉપયોગ ન કરવો તેમ બ્રહ્મચર્ય પાળવુ ખાસ જરૂરનું છે

---

# ૭૭ વાયુહરી વજવટી.

બનાવટ—વજ ખુરાસાણી તો૦ ૨ આંબળા તો૦ ૪ સાકર તો૦ ૮ એ ત્રણે ખાંડી ચુર્ણ કરી પાણીમા ઘુંટી ટીકડી બનાવી સુકાવી બાટલી ભરી રાખવી. આશરે ચાર આનીભારની ટીકડી બનાવવી

પ્રમાણ—એકથી બે ટીકડી સવાર સાંજ બે વખત.

અનુપાન—દુધ અથવા પાણી સાથે

ઉપયોગ—વાયુના દરદો, હીસ્ટીરીયા અપસ્માર, ઉન્માદ તથા મગજનો કોઇપણ વાયુ મટી આરામ થાય છે

---

# ૭૮ યષ્ટીમધુ વટી.

બનાવટ—જેઠીમધનો સીરો, આંબળા, વરેઆળી, મીઠીઆવળ સાકર, તજ, એ ૭ ચીજો સમભાગે લઇ ખાંડી બારીક ચુર્ણ કરી થોડા દુધમા ઘુંટી, ગોળીઓ ચણા જેવડી બનાવી સુકવી બાટલી ભરી રાખવી

પ્રમાણ—એક ગોળીથી દશ ગોળી સુધી

વાપરવાની રીત—મોમા રાખી ચુસવી.

ઉપયોગ—ખાસી, ગળાનો દુખાવો, સ્વરભંગ, કફ, થનો ક્ષય, સળેખમ, સુસ્તી, સુખી ખાસી વગેરે માટે છે ગોળી સ્વાદમા સારી થાય છે અવાજ સુધારે છે

---

# ૭૯ કેશરાદિ વટી.

બનાવટ—શુધ્ધ રસકપુર, કેશર, માકર, ધમેલી સુખડનું ચુર્ણ, લવંગ, જાવંત્રી, એ સમ ભાગે લઇ એક સારી ખરલમા નાખી પાણી સાથે ઘુટી મગના દાણા જેવડી ગોળી બનાવી સુકવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૨થી ૪ ગોળી દીવસમા બે વખત.

અનુપાન—ઘીમા ગોળી લપેટી ઉતારી જવી ( ગળી જવી ) ચાવવી નહિ જોઇએ

ઉપયોગ—લોહીબિગાડ, ઉપદંશ, ચાંદી, વિસ્ફોટક, ગરમીનો રોગ, ગરમીનો સધિવા, ગુમડા, વ્રણ રોગ, ગંભીર વ્રણ, કુષ્ટરોગ, ગલગંડ, લોહી તથા ત્વચા,ના તમામ જુના અને હઠીલા દરદો, કુષ્ટ નાડીવ્રણ વગેરે દરદો માટે આ દવા ઘણી જાણીતી છે.

સુચના—આ દવા સાથે ગંધક રસાયન તેમજ મહામજીષ્ઠાદિ કવાથ અથવા તો કોઇપણ રક્ત શોધક ગુગળ અને ત્રીફલા સાથે ગંધક મેળવી વાપરવાથી તરતમા સારો ફાયદો આપે છે. અને મોઢુ આવ્યા સિવાય જીર્ણરોગને દુર કરે છે પરંતુ ધ્યાન રાખવુ કે તેમા રસકપુર જેવી ઝેરી વસ્તુ આવે છે માટે પથ્ય બરાબર રાખી વૈદ્યની સલાહ પ્રમાણે દવા ચાલુ રાખવી.

પથ્ય—મીઠા વગરના ભાત, રોટલી, મગની દાળ, ઘી, દુધ, સાકર, માખણ, વગેરે લેવુ બીજો તમામ ખોરાક બંધ રાખવા.

---

## ૮૦ ગોક્ષુરાદિ ગુગળ.

બનાવટ—ગોખરૂનુ પચાંગ તો૦ ૧૧૨ તેને અધકચર્યું કરી તેમા પાણી તો૦ ૮૯૬ નાખી ક્વાથ કરી અરધુ રહે ત્યારે ઉતારી ગાળી નીચોવી લેવુ તે ક્વાથને ફરી ચુલે ચડાવી તેમા શુધ્ધ ગુગળ તો૦ ૨૮ મેળવી પાક કરવો પછી તેમા શુઠ, મરી પીપર, હરડેછાલ, બહેડાછાલ, આમળા, મોથ, એ સાતે દવાઓ દરેક ચાર ચાર તોલા લઇ તેનુ ચૂર્ણ કરી તે ઉપરના પાકમા નાખી ગોળી વાળવા જેવુ થતા ઉતારી ઠંડુ કરી ગોળી બનાવી લેવી. સુકવી બાટલી ભરી રાખવી

બનાવટ—૩થી ૬ ગોળી દરેક વખતે–દિવસમા ૨થી ૩ વખત લેવી

અનુપાન—સ્વચ્છ પાણી અથવા દુધ સાથે

ઉપયોગ—પ્રમેહ, મુત્રકૃચ્છ, પ્રદર, મુત્રાઘાત પથરી, શુક્રદોષ, વિર્યશ્રાવ, વાતરક્ત, લોહીબિગાડ વગેરેમા સારો ફાયદો આપે છે

---

## ૮૧ વિષતિન્દુક વટી.

બનાવટ—શુદ્ધ પારો, શુદ્ધ ગધક, શુદ્ધ વછનાગ, અજમો, હરડે છાલ, બહેડા છાલ, આમળા પચલવણ, ચિત્રકમુળ જીરૂ, વાવડીગ, શુઠ, મરી, પીપર, એ દરેક ચીજો એકેક તોલો લેવી. શુધ્ધ કુચલા તો૦ ૧૮ લઇ તેને લીબુના રસમાં ઘુટી રતીભારની ગોળી બનાવી સુકવી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૧ થી ૨ ગોળી દિવસમા બે વખત જમ્યા પછી લેવી

અનુપાન—પાણી સાથે

ઉપયોગ—વાયુના જુના દરદો શુક્રદોષ, મગજનારોગ, હોજરીની નબળાઇ, મંદાગ્નિ, શુક્રની નબળાઇ વગેરે મટી શક્તિ લાવે તથા ભુખ લગાડી ખાધુ પચાવેછે

---

# ૮૨ મંડુર વટી.

બનાવટ—દેવદાર, મોચ, દારૂહળદર, શુઠ, મરી, પીપર, ચવક, ચિત્રક, પીપરીમુળ, તજ, વાવડીંગ, હરડેછાલ, બહેડાછાલ, આમળા, સુવર્ણ માક્ષીક ભસ્મ, એ ૫દર ચીજો સમાન ભાગે એટલે દરેક એકેક તોલા કરતા ૫દર તોલા, મડુરભસ્મ તો૦ ૩૦ ગૌમુત્ર તો૦ ૪૪૦ તેને એક લોટાના વાસણમા ગૌમુત્ર નાખી ઉપરના વસાણાનુ ચૂર્ણ તથા ભસ્મો મેળવી ધીમે તાપે ઉકાળી ગોળી વાળવા જેવુ થાય ત્યારે ઉતારી લઇ સુકવી ગોળી ચણા જેવડી બનાવી મુકવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૧ થી ૪ ગોળી દિવસમા બે વખત

અનુપાન—છાસ અથવા પાણી સાથે.

ઉપયોગ—કમળો, પાડુ, હરસ, પ્રમેહ સોજા, નબળાઇ, બરલ અજીર્ણ, મદાગ્નિ, કુષ્ટરોગ, કફરોગ વગેરેમા વખણાય છે

---

# ૮૩ કુંમકુમ વટી.

બનાવટ—કેશર, અફીણ સમભાગે લઇ મધમા ચોખાપુર ગોળી બનાવી સુકવી રાખવી.

પ્રમાણ—ગોળી ૨ થી ૪ બાળક માટે એકજ ગોળી

માઝુખાર, સિવાલુણ, મચળ, બીડલવણ સુવર્ણ માક્ષિકભસ્મ એ દરેક તો૦ ૦ાા, નસોતર, દતીમુળ, તજ, તમાલપત્ર, એલચી વાંસકપુર, દરેક તોલા બે બે, લોહભસ્મ તોલા૦ ૪, સાકર તોલા ૮. શીલાજીત તોલા ૧૬, ગુગળ તોલા ૧૬, એ સર્વેનુ ચુર્ણ કરી લેવુ પ્રથમ ગુગળને પાણીમા કવાથ બનાવી તેમા ઉપરનુ ચુર્ણ તથા શિલાજીત મેળવી દેવા બરાબર ઘટ થાય ત્યારે ગોળી વાળવા જેવુ થતા તેને જરા ઘી વાળો હાથ આપી ચણાપુર ગોળી વાળી છાયે સુકવી લઈ બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૨ થી ૪ ગોળી દિવસમા બે વખત

અનુપાન—પાણી, દુધ અથવા રોગાનુસાર.

ઉપયોગ—સ્ત્રીઓના ઋતુદોષ, પુરૂષોના ધાતુદોષ, વીર્ય વિકાર, પ્રદર, પ્રમેહ, ઉનવા, ભગદર, વીર્યસ્ત્રાવ, મુત્રકૃચ્છ, મુત્રાઘાત, પાડુ પથરી, અડવૃદ્ધિ, કમળો, દાહ, નેત્રરોગ, પિતદોષ વગેરે મટાડી શરીરને પુષ્ટ બનાવેછે લાંબો વખત સેવન કરવાથી રસાયનીક ગુણ બતાવે છે

---

## ૮૮ મુખ દુર્ગંધ નાશક વટી.

બનાવટ—મોથ, ઘહુલા, જેઠીમધ, કુષ્ટ, ધાણા, એલચી, જાવત્રી, જાયફળ, તજ, કપુર, તેનુ ચુર્ણ કરી પાણીમા વાટી ગોળીઓ બનાવી લેવી સુકવી બાટલી ભરી રાખવી.

ઉપયોગ—મોઢામાથી પરૂ જેવો ખરાબ વાસ નીકળતી હોય તો તે મટાડવા માટે આ ગોળી મોમા રાખી ચુસવી થોડી વારમા ખરાબવાસ બદલી સારી વાસ આવશે અને હમેશા વાપરવાથી કાયમ નો મુખ રોગ પણ મટી જશે

સૂચના—પેટ સાફ રાખવા ધ્યાનમા રાખવુ, કેમકે કબજીઆત થીજ આ દરદમા વધારો થતો જણાયછે

---

# ૮૯ પ્રમેહાંતક ગોળીઓ.

બનાવટ—વસંતપુટ શીલાજીત, રૂમીમસ્તકી, બબુલ ગુંદ, ચીનીકબાલા એલચી દાણા, એ સર્વ સમ ભાગે લઈ વાટી ચૂર્ણ બનાવી સુખડના તેલમા ઘુંટી વટાણા જેવડી ગોળી બનાવી લઈ બાટલી ભરી રાખવી

પ્રમાણ— ૨ ગોળી દીવસમાં ત્રણ વખત

ઉપયોગ—તાજુખીયો પ્રમેહ, ઉનવા, પેશાબમા બળતરા થવી, રસી આવવી વગેરે તમામ દરદોને તરતમા આરામ આપે છે ચોવીશ દહાડા છ રોજ લેવાથી તદ્દન શાન્તિ થાય છે

---

# ૯૦ સુગંધી તેલ.

| | |
|---|---|
| બનાવટ—વાળો તો. ૧૦ | કપુરકાચરી તો ૫ |
| કચુરો તો. ૫ | પાનડી તો ૫ |
| નખલા તો. ૨॥ | ચંદુલા તો ૨॥ |
| સુખડનો વહેર તો. ૧૦ | બાળચી તો ૨॥ |
| નગર તો ૨॥ | અગર તો ૫ |
| જાવત્રી તો ૫ | મોથ તો. ૧૦ |
| ગુલાબના ફુલ તો ૫ | તજ તો ૨॥ |
| તમાલપત્ર તો ૨॥ | તલનુ તેલ શેર ૮ (તો ૬૪૦) |

રીત—ઉપલાં વસાણા અધકચરાં ખાંડી તેમા તેલ નાખી એક વાસણમા આઠ દીવસ પલાળી મુકવુ પછી સુકા આમળા શેર ૦॥ (તો ૪૦) લઈ તેને પાણી શેર ૧૦મા ઉકાળી ફરી પાણી શેર ૫ રહે ત્યારે તેમા ઉપલા વસાણા અને તેમા નાખેલ તેલ એ સર્વ નાખી ચુલે ચડાવી ધીમે તાપે પકાવવુ. પાણી બળી જાય ત્યારે તેમા રંગ

લાવવા માટે લીલા આમળાના પાનનું ચુર્ણ તો. ૨૦ આશરે નાખવુ યાતો લાલ રંગ લાવવુ હોય તો જાસુદીના ફુલ તો. ૫ નું ચુર્ણ નાખી બરાબર પાક થાય કે ઉતારી લેવુ ધ્યાન રાખવુ કે પાણી ને તેલ બે સાથે પકાવવાના છે તેથી ઉભરો આવી બહાર ન નીકળી જાય માટે અગ્નિ ધીમી રાખવી. વાસણ ચારગણુ મોટુ રાખવુ તો હરકત થશે નહિ. બરાબર પાકી જાય ત્યારે ઉતારી લઇ ઠંડુ થયે કપડાથી બેવાર ગાળી બાટલીમા ભરી રાખવુ

**ઉપયોગ**—શરીરે ચોળવા, માથામા નાંખવા આ તેલ ઘણુંજ ઉત્તમ છે. સ્વચ્છ અને ચીકાશ રહીત હોવા સાથે ગુણમા ઠંડુ બાલ વધારનાર તથા બાલને કાળા ને મજબુત બનાવે છે. આ તેલ લાંબો વખત સુધી બગડતુ નથી કારણ કે તે પાકુ થએલુ છે

---

## ૯૧ મહા સુગંધી તેલ.

**બનાવટ**—રતાજળી, ચંદન, અગર, દેવદાર, પતંગ, પદમક, કપુર, કેશર, કસ્તુરી, જાયફળ, જાવંત્રી ગુગળ, નાગકેશર, લવંગ, એલચી, મોટી એલચી, ચીનીકબાલા, તજ, તમાલપત્ર, વાળો, છડીલો, દારૂહળદર, મોરવેલ, કચુરો, શિલાજીત, નાગરમોથ, નગોડનાફુલ, ચઉલા, લોબાન ગુગળ, કાળોવાળો, નખલા, ધાવડીનાફુલ, પીપરીમુળ, મજીઠ, તગર, મીણ, એ દરેક એકેક તોલો લઇ તેને ખાંડી જાડો ભુકો કરી તેમા પાણી શેર ૪ (તોલા ૩૨૦) નાખી કવાથ બનાવવો ચતુર્થાંસ બાકી કવાથ રહે ત્યારે ગાળી તેમા તલનુ તેલ તોલા ૨૫૦ નાખી ધીમે તાપે પાક કરી પાણી બળી જાય ત્યારે ઉતારી તેમા કસ્તુરી, કેશર, મીણ, શીલાજીત, કપુર, ગુગળ, એ છ વસ્તુઓ પ્રથમ નહિ નાખતા પછી તેમા નાખી દેવી અને ઠંડુ થાય ત્યારે ગાળી બાટલી ભરી રાખવી.

વાપરવાની રીત—શરીરે માલીશ કરવાથી તેમજ માથામાં નાખી ઘસવાથી નીચે લખેલા ફાયદા થાય છે

ઉપયોગ—ખોટી ગરમી, ભમ, ખુજલી, લોહીવિકાર, ત્વચારોગ માનાના ચાઠા, નબળાઇ, માથાનો દુખાવો, બાલ ખરીજવા, આંખોની ગરમી, આંખોનુ તેજ કમી થવુ, ધાતુ ક્ષીણતા, હાથ પગમા થતો દાહ, જીર્ણજ્વર, વગેરે મટાડી શરીરમા બળ લાવે છે તેમજ ચામડી સુવાળી નરમ મખમલ જેવી બનાવે છે સુગંધ સારી હોવાથી માથામા નાખવા માટે પણ સારૂ છે.

---

# ૯૨ બ્રાહ્મી તેલ.

| | |
|---|---|
| બનાવટ—બ્રાહ્મી તો૦ ૨૦ | નગોતર તો૦ ૨ા |
| હતીમુળ તો૦ ૨ા | કચુર તો૦ ૨ા |
| વાળો તો૦ ૫ | મરી તો૦ ૧ |
| કપુર કાચલી તો૦ ૨ા | વાઇંગ તો૦ ૨ા |
| વહુંલા તો૦ ૧ | ચંદન તો૦ ૨ા |
| ગરમાળો તો૦ ૫ | આમળા તો૦ ૨૦ |
| તલનુ તેલ શેર ૫ | પાણી શેર આઠ |

રીત—એક મોટા વાસણમા ઉપરની વસ્તુઓનુ જુદુ ચૂર્ણ નાખી પાણીમા ક્વાથ કરતા ચતુર્થાશ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઇ તે પાણીમા તેલ નાખી ધીમે તાપે પાક કરતા પાણી બળી જાય ત્યારે ઉતારી ઠંડુ થયે છાણી લઇ બાટલીઓ ભરી રાખવી

ઉપયોગ—માથાની ગરમી, અપસ્માર, વાઇ, ઉન્માદ, યાદ શક્તિની નબળાઇ, હીસ્ટીરીયા, વાયુ, માથાનુ દરદ, વાળ ખરી જવા ખોડો થવો, વગેરે મટી વાળ વધારેછે અને બુધ્ધિની વૃધ્ધિ કરેછે

વાપરવાની રીત—માથામા ઘસવુ

# ૯૩ વાતનાશક તેલ.

બનાવટ—મરગડાના પાન તો૦ ૫ ધતુરાનાં પાન તો૦ ૫
શતાબના પાન તો૦ ૨॥ અજમો તો૦ ૧॥
ખુરમાણી વજ તો૦ ૧॥ કપુર તો૦ ૧
વછનાગ તો૦ ૧ સિંધાલુણ તો૦ ૨॥
શુઠ તો૦ ૨॥

સર્વને સાથે વાટી ખાડી લુગદી બનાવી લેવી પછી તલનુ તેલ તો૦ ૬૦ લઇ તેને બરાબર ગરમ કરી તેમા ઉપરની તૈયાર કરેલી લુગદી નાખી ધીમે તાપ પાચન કરવુ. અને બરાબર તેમા રગ આવી ફીણ આવતુ બધ પડે ત્યારે ઉતારી કપડાથી ગાળી ઠડુ થયે બાટલી ભરી રાખવી

**વાપરવાની રીત**—દુખતી જગાને પ્રથમ સ્હેજ ગરમ પાણીથી ધોઇ સાફ કરી તેના પર તેલથી નરમ હાથે સારી રીતે માલીશ કરવી અને ઉપર શેક કરવો

ઉપયોગ—વાયુના વિકારથી થતુ શુળ, અંગ ઝલાઇ જવુ લકવા, પક્ષાઘાત, ઉરૂસ્તભ, કપવા, હાડકુ કે માસ સુકાઇને પીડા થવી, વાયુને લીધે સોજો થઇ આવવો વગેરે વાત વ્યાધિમા આ તેલ લગાડવાથી તરત સારો ફાયદો થાય છે.

**સૂચના**— તેલ લગાડયા પછી તેલ વાળા હાથ સાબુ વડે બરાબર ધોઇ સાફ કરવા કેમકે આ તેલ ખાવામા ન વપરાય તેવી બનાવટનુ છે

---

# ૯૪ બિલ્વાદિ તૈલ.

બનાવટ—બીલીનુ ગરભ તો૦ ૨॥ તલનુ તેલ તો૦ ૧૦
ગૌમુત્ર તો૦ ૧૦

રીત—પ્રથમ બીલીનુ ગરભ લાવી તેમા થોડુ ગૌમુત્ર નાખી લુગદી બનાવી લેવી અને તે લુગદીને એક જગા પર મુકી ધીમા તાપ ઉપર

એક શેર તેલ માય તેવા મોટા લોટાના વાસણમા તેલ મુકી તેમા ગૌમુત્ર થોડુ નથા તે લુગદી નાખી ધીમી આચે પકાવવું ગૌમુત્ર બળી જાઇ લુગદા ગતી થઇ જાય ત્યારે ઉતારી લઇ ઠડુ થયે કપડે ગાળી શીશી ભરી લેવી

વાપરવાની રીત—કાનમા ટીપા બે થી ચાર નાખવા.

ફાયદો—કાનનું શુળ, બહેરાપણુ, રસી વહેવી, વગેરે કાનના રગો મટે છે દિવસમા બે વખત નાખવુ

---

# ૯૫ જાત્યાદિ ઘૃત.

બનાવટ—જાઇનાપાન, કડવા લીંબડાનાપાન, પટોલપત્ર, હળદર, દારૂહળદર, કડુ, મજીઠ, જેઠીમધ, મીણ, કરજના બીજ, વાળો, અનતમુળ, મોરથુથો એ સર્વને કુટી પાણીમા વાટી લુગદી બનાવી લેવી ઉપરની દરેક દવા અકેક તોલાના વજને લેવી પછી તે માટે એક લોઢાની કડાઇમા જુનુ ઘી તોલા ૫૨) લઇ ગરમ કરી તેમા ઉપરની લુગદી નાખી ધીમે તાપે પકવવી. જ્યારે ઘી દવાઓને લીધે લીલુ થઇ જાય અને ઔષધીઓનો સત્વ બરાબર આવી જાય ત્યારે પાકો થયો સમજી ઉતારી ગાળી ઠડુ થાય કે બાટલી ભરી રાખવી

વાપરવાની રીત—નાડીવ્રણ વગેરેમા વાટ બોળીને કે મલમના રૂપે લગાડી પાટો બાધવો.

ઉપયોગ—જુના નાડીવ્રણ, વ્રણ, મોટા વારા, ગભીર વ્રણ દુષ્ટ વ્રણ, ચાઠા વગેરે મટાડવા આ દવા અનુભવીઓમા બહુ વખણાય છે અને પ્રસિદ્ધ છે તેમજ સારો ફાયદો બતાવે છે

---

# ૯૬ વાસાવલેહ.

**બનાવટ**—અરડુસીના લીલાપાન તો ૧૦૦ તથા પાણી તો૦ ૧૬૦૦ લાવી તેને ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યાં સુધી ઉકાળો કરી ઠંડુ થયે ગાળી લેવું.

**રીત**—ઉકાળેલા ક્વાથના પાણીમા હરડેનુ બારીક ચૂર્ણ તો૦ ૧૨૮ તથા સાકર તો૦ ૧૨૮ નાખી મન્દાગ્નિવડે અવલેહ જેવો પાક તૈયાર કરવો તૈયાર થાય ત્યારે પીપર તો૦ ૨, વંશલોચન તો૦ ૪ તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર એ ચાર મળી તો૦ ત્રણ એ સર્વનુ ચૂર્ણ નાખી નીચે ઉતારી ઠંડુ થયે તેમા મધ તો૦ ૨૦ નાખી ચીનીની બરણીમા ભરી રાખવુ.

**પ્રમાણ**—૧થી ૨ તોલા જરૂર જણાય ત્યારે દિવસમા બે વખત

**અનુપાન**—દવા ચાટી ઉપર દૂધ પીવુ

**ઉપયોગ**—ખાસી, ક્ષય, ઉરક્ષત, રક્તપિત, લોહીવાળી ખાસી, જીર્ણજ્વર, કફ, હૃદયરોગ, વગેરે મટાડેછે

---

# ૯૭ ચ્યવન પ્રાશાવલેહ.

**બનાવટ**—કાડચ, અરણી બીલી, અરડુસો શીવણ, ગોખરૂ, શાલપર્ણી, પૃશ્નપર્ણી, ભોરીગણી, ઉભીરીંગણી, (આને દશમુળ કહેછે) પીપર, કાકડાશીંગ, દ્રાક્ષ, ગળો, હરડેછાલ, મળદાણા ભોઆમળા, અરડુસી, મીઠી ખરખોડી, કચૂરો, શતાવરી, આશુંદ, વિદારીકંદ, વારાહીકંદ, મોથ પુષ્કરમુળ, પીલુડી, સાટોડી, કમડકાકડી, જંગલીમગ જંગલી અડદ, એલચી, અગર, સુખડ, એ દરેક તોલા ચાર ચાર લઇ અધકચર્યા કરી લઇ તેનો પાણી તોલા ૨૫૦૦ મા ક્વાથ કરવો. ક્વાથનું અર્ધું પાણી બળે ત્યારે તેમા લીલા આમળા નગ ૫૦૦

નાખી દેવા જ્યારે કાઢો અષ્ટમાસ રહે ત્યારે ઉતારી કપડેથી ગાળી લઇ જુદો રાખવો, અને આમળા જુદા લઇ તેને કલઇવાળા વાસણમા રાખી છુદી લઇ જાડા કપડાથી છાણી માવો કાઢી જુદો મુકવો ત્યાર બાદ ઘી તોલા ૩૦ લઇ તેમા આમળાનો માવો બરાબર શેકી લઇ લાલ થાય ત્યારે ઉપરનો રહેલ ક્વાથ નાખી તેમા સાકર તોલા ૪૦૦ નાખી ધીમે તાપે પાક કરવો, બરાબર ચાટણ જેવું થાય ત્યારે તેમા પીપર તો૦ ૮, વંસલોચન તો૦ ૧૬, તજ, તમાલપત્ર, નાગકેશર, એલચી એ દરેક તોલો ૧ાા એ સર્વનુ ચૂર્ણ બારીક કરેલું હોય તે ઉપર નાખી ચુલેથી ઉતારી ટાઢુ થાય ત્યારે મધ તો૦ ૬૦ નાખી મેળવી સારા વાસણમા ભરી રાખવુ, ( બનેતો ચીનીના કે કાચના કે માટીના વાસણમા ભરી રાખવુ )

**પ્રમાણ**—ભૂખે પેટે ૨ થી ૪ તોલા, સવાર સાંજ બે વખત

**અનુપાન**—તાજુ કે ગરમ કરેલુ દુધ રૂચી પ્રમાણે પીવુ

**ઉપયોગ**—ક્ષય, ધાતુક્ષીણતા, મંદાગ્નિ નબળાઇ, માથાનું દરદ, ખાસી શ્વાસ, હ્રદયરોગ, મુત્રદોષ, નેત્રરોગ વગેરે મટી દુધ પાચન થાયછે અનેક જુના રોગો મટાડી પુષ્ટિ આપેછે

---

# ૯૮ પંચામૃત ચાટણ.

**બનાવટ**—શુંઠ, મરી પીપર, સિંધાલુણ એ દરેક એકેક તોલો કાળીદ્રાક્ષના બી કાઢી લીધેલ ચોખો મેંદા જેવો લોદ્દો તો૦ ૪૦

**રીત**—પ્રથમની ચાર વસ્તુઓનુ બારીક ચૂર્ણ કરી પછી કાળી દ્રાખના લોદ્દાને ખરલમા નાખી ઘુંટવુ ને તેમા ઉપરનું ચુર્ણ મેળવી દઇ એક નાની બરણી પહોળામોની લઇ તેમા ભરી રાખવુ

**પ્રમાણ**—તો૦ ૦ાા થી ૨ સુધી.

**સમય**—જરૂર પ્રમાણે અથવા સવાર સાંજ

**અનુપાન**—રૂચી પ્રમાણે ગમે તે અથવા કાંઇ પણ નહિ હોય તો પણ ચાલશે.

**ઉપયોગ**—અરૂચી, વાયુ, કફ, ખીકાશ મોઢાની, મોળ, ઉલટી રાગ્દી, તાવ, ખામી, મંદાગ્નિ, ઇન્ફ્લુએન્ઝા, ત્રિદોષ, તાવ, કબજીઆત વાયુની ચુક, વગેરેમા રૂચી લાવી દરદ ક્રિયાદને શાંત કરી પેટને સાફ કરેછે

---

# ૯૯ બ્રાહ્મી સરબત.

**બનાવટ**—સુકા બ્રાહ્મીના પાન તો૦ ૮૦ ને સાફ કરી લેવા તેમજ સાકર શેર અઢી (પાચ રતલ) સ્વચ્છ પાણી શેર ૪

**રીત**—પ્રથમ એક સારા કલઇ કરેલા તપેલામા બ્રાહ્મીના સાફ કરેલા પાન લઇ તેમા પાણી શેર ચાર નાખી તેનો ધીમા આંચ ઉકાળો તૈયાર કરવો ચતુર્થાંસ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવુ, ગાળેલો ક્વાથ હોય તેમા સાકર નાખી રાબત જેવા ઘટ્ટ ચાસણી કરી લઇ ઉતારી કપડે ગાળી ઠંડુ થયે બાટલી ભરી રાખવી, આશરે ૫ થી ૬ રતલ શરબત થશે.

**પ્રમાણ**—૧। તોલો, આખા દિવસમા અઢી તોલા

**સમય**—સવાર સાંજ બે વખત

**અનુપાન**—પાણી સાથે મેળવીને લેવુ

**ઉપયોગ**—મગજની, જ્ઞાનતંતુઓની તેમજ લોહીની નબળાઇ, યાદશકિતની ખામી, માથાનુ દરદ, ચકકરી, ઉન્માદ, હીસ્ટીરીયા, વાયુ, ગાંડપણ વગેરેમા બુદ્ધિ વર્ધક તથા ઉતેજક તરીકે વપરાય છે

**સૂચના**— આ દવા વાપરતા જો ગરમ જણાય તો એક અઠવાડીયુ દવા વાપરી ત્રણ ચાર દિવસ બધ કરી ફરી પાછું શરૂ કરવું, આ પ્રમાણે વાપરવાથી ગરમ નહિ જણાય.

# ૧૦૦ સાલમપાક.

| | |
|---|---|
| બનાવટ—સાલમ શેર ૦। | ધોરી મુશળી તો ૫ |
| કાળી મુશળી તો ૫ | ગોખરુ તો. ૨॥ |
| નગોડી તો. ૨॥ | પીપર તો ૨॥ |
| અક્કલગરો તો ૨॥ | બલદાણા તો. ૨॥ |
| કૌંચબીજ તો. ૧૦ | જાયફળ તો ૨॥ |
| જાવત્રી તો ૨॥ | કેશર તો ૧ |
| તજ તો ૨॥ | તમાલપત્ર તો ૨॥ |
| સુંઠ તો ૫ | લવંગ તો ૨॥ |
| વંસલોચન તો ૫ | શીંગાડા તો ૫ |
| ચીનીકબાલા તો ૫ | આસુંઠ તો. ૫ |
| મરી તો. ૨॥ | એલચી તો. ૫ |
| નાગકેશર તો ૫ | ભીમસેની કપૂર તો ૧। |
| બદામ બીજ શેર ૦। | પીસ્તા શેર ૦। |
| કસ્તુરી તો ૦। | અંબર તો ૦। |
| ઘી શેર ૮ | સાકર શેર ૮ |
| ભેંસનુ દુધ શેર ૨૦ | અડદની દાળનો લોટ શેર ૧। |

**રીત**—પ્રથમ દુધમાં સાલમનો ભુકો નાખી માવો બનાવી તેની ઘીમાં કીટી કરી લેવી. પછી અડદની દાળનો લોટ લઇ તેની કીટી કરી લેવી. એ જુદા રાખી સાકરની ચાસણી બનાવી તેમાં કીટી નાખી પાકની રીતે પાક બનાવવો. કીટી નાખ્યા પછી ઉપરની સર્વ વસ્તુઓનું ચુર્ણ નાખી મેળવી તેમાં ઘી તમામ નાખી દઇ તે ઉપર કેશર, બદામ, પીસ્તા, અંબર, કસ્તુરી વગેરે નાખી દેવા અને ઇચ્છા હોય લોહભસ્મ તો. ૨, પ્રવાળભસ્મ તો ૨, બંગભસ્મ તો ૨, તથા અભ્રકભસ્મ તો ૨ મેળવી નાખી દઇ મોટા વાસણમાં પાકના ચોસલાં પાડી દેવાં. ટાઢું થએ કાઢી બરણીમાં ભરી રાખવાં.

# ૧૦૨ બાલરોગાન્તકારિષ્ટ.

બનાવટ—જેઠીમધ તો૦ ૨૦ હરડે તો૦ ૨૦
શતાવરી તો૦ ૨૦ આમળા તો૦ ૨૦
કાળી દ્રાખ તો૦ ૮૦ કડુ તો૦ ૧૦
કરીઆતુ તો ૧૦ ગળો તો૦ ૧૦
કાકડાશીંગ તો૦ ૧૦ નાગરમોથ તો૦ ૧૦

આ સર્વ વસ્તુઓને ઉપરના તોલથી લઇ કચરી લેવી

રીત—અધકચરેલી ઉપરની વસ્તુઓ લઇ તેને પાણી તોલા બે હજારમા નાખી ઉકાળો કરી બાકી તોલા ૫૦૦ જ્યારે રહે ત્યારે ઉતારી કપડાથી ગાળી તેમા મધ તો૦ ૧૦૦ તથા સાકર તો૦ ૧૦૦ નાખી તેને આઠ દિવસ ખુલ્લી બરણીમા કપડુ ઢાકી રાખી મુકવુ ખમીર આવી જાય ત્યારે ફરી કપડેથી ગાળી તેમા નીચેની વસ્તુઓનુ જાડું ચુર્ણ કરી નાખી બરણી પેક કરી એક માસ સુધી રાખી મુકી પછી તેને ગાળી બાટલીમા ભરી ત્રણ માસ રાખી મુકવુ. અને ત્યાર બાદ વાપરવુ

ચીજોના નામ—તજ તો૦ ૨ તમાલપત્ર તો૦ ૨
એલચી તો૦ ૨ અતિવિષ તો૦ ૨
પીપર તો૦ ૨ કેશર તો૦ ૦॥
મંડુરભસ્મ તો૦ ૨ ધાવડીના ફુલ તો૦ ૧૦
દાડમછાલ તો૦ ૨

પ્રમાણ—૧થી ૧૨ માસ સુધી માટે ૩૦ ટીપા, એક વર્ષથી તે ૮ વર્ષ સુધી માટે ૬૦થી ૧૦૦ ટીપા સુધી

વાપરવાની રીત—દવાના સમ ભાગે પાણી લઇ તે સાથે મેળવી લેવુ

સમય—દિવસમા બેથી ત્રણ વખત આપવું.

ઉપયોગ—બાળકોનો તાવ, ખાસી, ઝાડા, ઉલટી, શરદી કબજીઆત, લોહીબિગાડ, નબળાઇ, મંદાગ્નિ, અપચો, બાળશોષ વગેરે તમામ દરદોમા વાપરી શકાય છે.

---

# ૧૦૩ રક્ત શોધીની

| | |
|---|---|
| બનાવટ—અનંતમૂળ તો૦ ૧૦૦ | દરાખ તો૦ ૧૦૦ |
| પાણી શેર ૨૫ (બંગાલી) | જેઠીમધ તો૦ ૫ |
| આમળા તો૦ ૨ાા | હરડેછાલ તો૦ ૨ાા |
| લવંગ તો૦ ૧ | તજ તો૦ ૧ |
| પીપર તો૦ ૧ાા | મરી તો૦ ૧ાા |
| ધાવડીના ફુલ તો૦ ૧૦ | શાકર શેર ૩ |

રીત—પ્રથમ અનંતમુળ તથા કાળી દરાખનો કાઢો વિધીસર કરી ઠંડુ થયે કપડે ચાળી તેમા શાકર મેળવી તથા ઉપરના નવ વસાણાનું ચુર્ણ (જરા જાડુ) મેળવી બરણીમા પેક કરી બે માસ સુધી રાખી મુકવુ. અને ત્યાર બાદ ગાળી બાટલી ભરી જરૂર પડે ત્યારે ઉપયોગમા લેવું.

પ્રમાણ—તો૦ ાા થી ૨ાા.

સમય—સવાર સાંજ બે વખત.

અનુપાન—દવાના પ્રમાણ જેટલુ પાણી મેળવી લેવુ

ઉપયોગ—ગરમીનો મધિવા, ઉપદંશ ખુજલી, લોહીબીગાડ, ખસ, દાદર, મધિવા, ગરમી, આંટોદાહ, મગજની ગરમી પેશાબની મુશ્કેલી, પ્રમેહ વગેરે ગરમી-પીતની સર્વ વ્યાધિ મટાડી દસ્ત સાફ લાવેછે

---

# ૧૦૪ રોહીતારિષ્ટ.

**બનાવટ**—રગત રોહીડાની અંતરછાલ તો૦ ૨૦૦ી અધકચરી લઇ તેમા પાણી તો૦ ૨૦૦૦ નાખી ચતુર્થાંશ ક્વાથ બનાવી ગાળી લઇ તેમા ગોળ તો૦ ૪૦૦ નાખી મેળવી દેવુ અને તેમા ધાવડીના ફુલ તો૦ ૩૨ પીપર પીપરીમુળ, ચવક, ચિત્રક, શુંઠ તજ, તમાલપત્ર એલચી, હરડા, બહેડા આમળા, એ દરેક ઓષધો બબ્બે તોલા લઇ ફરી ખાંડી ચાલણીમાથી ચાળી તેમા મેળવી એક બરણીમા ભરી દોઢ માસ રાખી મુકવુ. અને ત્યાર બાદ ગાળી લઇ તેને પંદર દીવસ ઝગુવા દઇ ફરી ગાળી લઇ ઉપયોગમા લેવુ.

**પ્રમાણ**—૧॥ થી ૨॥ તોલા સુધી દિવસમા બે વખત

**અનુપાન**—પાણી સાથે મેળવીને લેવુ.

**ઉપયોગ**—હરસ, મંદાગ્નિ, પાંડુરોગ, પ્લીહા, યકૃતરોગ, ઉદરરોગ, સોજા, કલેજાના દરદો, સંગ્રહણી, હૃદયરોગ, અરૂચી વગેરે મટાડી દસ્ત સાફ લાવેછે

---

# ૧૦૫ લોહાસવ.

**બનાવટ**—લોહભસ્મ તો૦ ૮, શુંઠ, મરી, પીપર, હરડે, બહેડા આમળા, અજમોદ, વાવડીંગ, નાગરમોથ, ચિત્રકછાલ એ દરેક ચારચાર તોલા લઇ તેનુ ચુર્ણ કરી તેમા લોહભસ્મ મેળવી તેમા ધાવડીના ફુલ તોલા ૨૦ નાખી પછી એક વાસણમા નાખી તેમા મધ તોલા ૬૪ ગોળ તો ૧૦૦ અને પાણી તોલા ૫૦૦ મેળવી હલાવી એક બરણીમા ભરી પેક કરી દોઢ માસ રાખી મુકવુ ત્યાર બાદ ગાળી ફરી પંદર દહાડા રહેવા દઇ પછી ફરી ગાળી લઇ ઉપયોગમા લેવુ

**પ્રમાણ**—તોલા ૧॥ થી ૨॥ સવાર સાંજ બે વખત

અનુપાન—પાણી સાથે મેળવીને પીવો.

ઉપયોગ—પાંડુ, સોજા, ગુલ્મ અરૂચી, ઉદરરોગ ભસ્મ, કોઢ પ્લીહા, ખુજલી, ખાસી. શ્વાસ, ભગંદર, અરૂચી, સંગ્રહણી, હૃદય રોગ વગેરેમા વાપરવાથી ઠીક ફાયદો આપે છે જુના દરદો મટાડે છે.

# ૧૦૬ દ્રાક્ષાસવ.

બનાવટ—કાળી દરાખ તોલા ૨૦૦ પાણી તોલા ૨૦૦૦મા કવાથ બનાવી ચર્તુર્થાંસ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું

રીત—ઉપરના ગાળેલા કવાથમા સાકર તોલા ૧૫૦ તથા મધ તોલા ૧૫૦ નાખી મેળવી તેમાં ધાવડીના ફુલ તોલા ૩૨ ચણકબાબ, લવંગ, જાયફળ, મરી, તજ, એલચી. પીપર, નાગકેસર તમાલપત્ર, રેણુકબીજ, ચવક. ચિત્રક, પીપરીમુળ, એ તેર ઔષધો દરેક બબે તોલા લઇ એ સર્વને ખાંડી જરા જાડી ચાળણીથી ચાળી બરણીમા ઉપરના મીશ્રણ સાથે મેળવી કોઢ મામ ભરી રાખવું અને પછી ગાળી લઇ પંદર દીવસ છણવા દઇ ફરી વાર ગાળી લઇ પછી ઉપયોગમા લેવુ

પ્રમાણ—રા થી રાા તોલા જરૂર પડે ત્યારે

અનુપાન—પાણી સાથે મેળવીને પીવો

ઉપયોગ—ઉરક્ષત ખાસી, સંગ્રહણી, મંદાગ્નિ અર્શ ગુલ્મ, કૃમી. ઉદરરોગ નબળાઇ, અરૂચી સુસ્તી, થાક, જવર. નેત્રરોગ. પાંડુ રોગ, અનિદ્રા વગેરે મટાડી ભૂખ લગાડે તથા દસ્ત સાફ લાવે છે અને હુશીયારી લાવે છે

# ૧૦૭ અશોકારિષ્ટ.

બનાવટ—આશોપાલવની છાલ તોલા ૨૦૦ને અધકચરી કરી તેમા પાણી તોલા ૨૦૦૦ નાખી ધીમે તાપે ઉકાળો કરી ચોથા ભાગનુ

પાણી બાકી રહે ત્યારે ઉતારી લઇ કપડ ગાળી લેવુ તેમા ગોળ તોલા ૨૦૦ મેળવી દેવા પછી ધાવડીના ફુલ તોલા ૩૨ શાહજીરૂ, મોથ, શુઠ, દારૂહળદર, કમળકાકડી, હરડેછાલ, બહેડાછાલ, આમળા, આંબાની ગોટલી, જીરૂં, અરડુસાની છાલ સુખડ એ દરેક વસ્તુ બએ તોલા લઇ ખાંડી ચુર્ણ કરી ઉપરના પ્રવાહીમા મેળવી બરણી ભરી દોઢ માસ રાખી મુકી પછી ગાળી લેવુ ત્યાર બાદ પંદર દિવસ છણવા દઇ કરી ગાળી ઉપયોગમા લેવુ

પ્રમાણુ—તોલા ૧ાથી ૨ાા દિવસમા બે વખત

અનુપાન—ચોખાનુ ધોણ અથવા સ્વચ્છ પાણી સમ ભાગે

ઉપયોગ—શ્વેત પ્રદર, રકતપ્રદર, જવર રકતપિત રકતશ્રાવ, અર્શ મદાગ્નિ, અરૂચી, પ્રમેહ, સોજા વગેરે સ્ત્રીઓના તમામ રોગોમા સારો ફાયદો આપી ગર્ભાશય શુદ્ધ બનાવે છે.

---

## ૧૦૮ વાસાસવ.

બનાવટ—અરડુસીના તાજા પાન તોલા ૨૦૦ તેને અધ્ધ કચર્યાં કરી તેમા પાણી તોલા ૧૬૦૦ નાખી ઉકાળો કરી ચતુર્થાંસ બાકી રહે ત્યારે ઉતારી લઇ ગાળી લેવુ. અને તેમા ગોળ તોલા ૪૦૦ નાખી મેળવી દેવુ પછી તેમા ધાવડીના ફુલ તોલા ૩૨ તજ, તમાલ પત્ર, એલચી, નાગકેસર ચણકબાબ, મરી, વાળો, દરેક તોલા ચાર ચાર લઇ તેનુ ચુર્ણ કરી મેળવી દઇ બરણીમા ભરી રાખવુ દોઢ માસ રાખ્યા પછી ગાળી લેવુ ને પદર દહાડામા છણો રહે કે ગાળી પીવાના ઉપયોગમા લેવું.

પ્રમાણુ—તોલા ૧ાથી ૨ાા દિવસમા બે વખત

અનુપાન—સમભાગે પાણી મેળવીને પીવુ

ઉપયોગ—ઉધરસ, ક્ષય, ઉરક્ષત, જીર્ણજવર, સોજા વગેરેમા સારો ફાયદો આપે છે

---

# ૧૦૯ કુમાર્યાસવ.

**બનાવટ**—પાકેલી કુવારના લફગ તોલા ૧૦૨૪ ગોળ તોલા ૪૦૦ હરડેછાલનુ ચૂર્ણ તોલા ૧૦૦ પાણી તોલા ૧૦૨૪ એ સર્વેને ઉકાળવુ જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી લઇ ગાળી લેવુ ને તેમા, મધ તોલા ૨૫૬ ધાવડીના ફુલ તોલા ૬૪ જાયફળ, લવગ, કબાબચીની, જટામાસી, ચવક, ચિત્રક, જાવત્રી, કાકડાસીગ, બહેડા છાલ, પુષ્કરમુળ, એ દરેક તોલા ૪ લઇ તેનુ ચુર્ણ કરી તે સાથે લોહભસ્મ તોલા ૨ તામ્રભસ્મ તોલા ૨ નાખી મેળવી બરણી ભરી દોઢ માસ સુધી રાખવુ પછી ગાળી લઇ ૫૬૭ દહાડા છણી રહે ત્યારે ઉપયોગમા લેવું.

**પ્રમાણ**—તોલા ૧ાથી ૨ાા દિવસમા બે વખત

**અનુપાન**—સમભાગે પાણી મેળવીને પીવુ.

**ઉપયોગ**—સ્ત્રીઓના ઋતુદોષ, ગુલ્મ, રક્તગુલ્મ, ખાસી શ્વાસ ક્ષય, ઉદરરોગ, હરસ, વાતરોગ, અપસ્માર, મંદાગ્નિ કોઠાનુ શુળ, બરલ વગેરે પેટના તમામ રોગો મટે છે.

---

# ૧૧૦ બબુલારિષ્ટ.

**બનાવટ**—બાવળની છાલ તોલા ૨૦૦ પાણી તોલા ૨૦૦૦મા નાખી ઉકાળો કરી પાચસો તોલા પાણી રહે ત્યારે ઉતારી કપડે ગાળી તેમા ગોળ તોલા ૩૦૦ નાખી મેળવી તથા તેમા નિચેની વસ્તુઓનુ ચૂર્ણ નાખી દોઢ માસ સુધી એક બરણીમા નાખી ભરી રાખવુ

ધાવડીના ફુલ તોલા ૧૬, પીપર તોલા ૨ જાયફલ, કબાબ ચીની, એલચી તમાલપત્ર, તજ, નાગકેસર, લવગ, મરી એ દરેક એકેક તોલો લઇ ચૂર્ણ કરી મેળવી દેવુ દોઢ માસ રાખ્યા પછી ગાળી લઇ છણી રહે ત્યાર બાદ ઉપયોગમા લેવુ

પ્રમાણ—૧થી ૨॥ તોલા દિવસમા બે વખત

અનુપાન—સમભાગે પાણી મેળવીને પીવુ

ઉપયોગ—ખાસી, ક્ષય, સ્વરભગ, કુષ્ઠ, અતિસાર પ્રમેહ, શ્વાસ વગેરે દર્દો મટી ગળુ સાફ થાય છે. શ્વાસ નળીના દર્દો અને સુકી ખાસી માટે સારો ઉપાય છે

---

# ૧૧૧ સારસ્વતારિષ્ટ.

બનાવટ—બ્રાહ્મી તોલા ૮૦, શતાવરી તોલા ૨૦, વિદારીકંદ તોલા ૨૦, વારાહીકંદ તોલા ૨૦, હરડેછાલ તોલા ૨૦, વાળો તોલા ૨૦, આદુ તોલા ૨૦, વરીઆળી તોલા ૨૦ પાણી તોલા ૧૬૦૦ મધ તોલા ૧૦૦, સાકર તોલા ૧૦૦ તથા ધાવડીના ફુલ તોલા ૨૦ રેણુકબીજ, પીપર, વજ, આસુંદ, ગળો, વાવડીગ, નસોતર, લવગ, કુષ્ઠ, બહેડા એલચી, તજ, સોનાના વર્ક એ દરેક અકેક તોલો લેવા એનું ચૂર્ણ કરી જુદુ રાખવુ

રીત—પ્રથમની આઠ દવાઓ અધકચરી બનાવી તેમા પાણી નાખી ક્વાથ બનાવી ચતુર્થાંશ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઇ તેમા મધ તથા સાકર મેળવી પછી તેમા નીચેની તેર દવાઓ નાખી દઇ અને સોનાના વર્કને સાકરમા ઘુટી મેળવી દેવા અને તેને દોઢ માસ સુધી બરણીમા નાખી મો પેક કરી રાખી મુકવુ પછી તેને કાઢી ગાળી ૫૦૦ દીવસ જુણી રહે કે ઉપયોગમા લેવુ

પ્રમાણ—તોલા ૧થી ૨॥ દીવસમા બે વખત.

અનુપાન—સ્વચ્છ પાણી સમ ભાગે લઇ મેળવીને પીવુ

ઉપયોગ—મગજના તમામ દર્દો વાણીની અશુદ્ધતા, યાદ શક્તિની ખામી, મદબુધ્ધિ માથાનુ દર્દ વાઇ, હીસ્ટીરીયા વાયુ, જ્ઞાનતતુઓની નબળાઇ વગેરે મટી જઇ યાદ શક્તિ વધે તથા બુધ્ધિ સુધરે છે

# ૧૧૨ પુનર્નવાદિકવાથ.

**બનાવટ**—સાટોડી, દારૂહળદર, હળદર, શુંઠ, હીમજ, ગળો, ચિત્રકમુળ, ભારંગમુળ, દેવદાર, સર્વ સમભાગે લઇ કવાથ જેવો જાડો ભૂકો કરી એક ડબીમા ભરી રાખવો અને જરૂર જણાયે કવાથની રીતે કાઢો બનાવી ઉપયોગમા લેવો (એક ભાગ દવા ૧૬ ભાગ પાણી અષ્ટમાશ રાખવુ)

**પ્રમાણ**—પ્રવાહી કવાથ રા તોલા (ભુકો તોલો ૧)

**ઉપયોગ**—સર્વાંગસોથ, હાથ, પગ મો અને ઉદર પરનો સોજો આ કવાથથી તરતમા મટી જાય છે

**સૂચના**—લગાડવા માટે **અરણીનાં પાનનો** રસ આખા શરીરે લગાડવો તથા ખાવા માટે રોગાનુસાર કોઇપણ દવા અથવા **આરોગ્યવર્ધનીરસ** નામની દવા વાપરવાથી તરતમા સારો ફાયદો થાય છે.

---

# ૧૧૩ દેવદાર્વાદિકવાથ.

**બનાવટ**—દેવદાર, વજ, કઠ, પીપર, શુંઠ, કાયફલછાલ, મોથ, કરીઆતુ કડુ, ધાણા, હીમેજ, ગજપીપર, બેઠી ભોરીંગણી. ગોખરૂ, ધમાસો, મોટી ભોરીંગણી અતિવિષ, ગળો, કાકડાશીંગી, શાહજીરૂં સમભાગે લઇ કવાથ કરવા જેવો જાડો ભુકો ખાડી ડબામા ભરી રાખવો જરૂર જણાયે કવાથની રીતે કાઢો બનાવી ઉપયોગમાં લેવો.

**પ્રમાણ**—પ્રવાહી કવાથ તોલા રા (ભુકો તોલો ૧)

**અનુપાન**—શંખભસ્મની ગોળી સાથે આપવો.

**ઉપયોગ**—સુવાવડી સ્ત્રીના સર્વ રોગ, સુવારોગ, પેટનુ શુળ ખાસી, તાવ, શ્વાસ, મુર્છા, મસ્તકશુળ કફ, વાયુ, તાણ વગેરે મટી સુવાવડમા વગર ઉપદ્રવે શરીરને નિરોગી રાખે છે અને તેથીજ સુવાવડીને આ કવાથ બાર દીવસ પીવરાવવાનો ચાલ છે

# ૧૧૪ મહામંજીષ્ઠાદિક્વાથ.

બનાવટ—મજીઠ, નાગરમોથ, કડાછાલ, ગળો, કડુ, શુંઠ ભારંગી ભોરીંગણી, વજ નીમછાલ, હળદર, દારુહળદર, હરડે, બહેડા, આમળા પટોલપત્ર, કડુ મોરવેલ, વાવડીંગ, બીયો, ચિત્રક, શતાવરી, ત્રાયમાણ પીપર, ઇંદ્રજવ, અરડુસીના પાન, ભાંગરો, દેવદાર કાળીપાટ, કાથો, ગળાજળી નસોતર, વાયવરણો, કરીઆતું, બાવચી, ગરમાળાનો ગોળ આગની છાલ ગદાનની મની છાલ, કરંજનીછાલ, અતિવિષ, વાળો, ઇંદ્રવારણીનુ મુળ ધમાસો, ઉપલસરી, ખડસલીઓ દરેક સમભાગે લઇ અધકચર્યાં કરી ડબામા ભરી રાખવુ. અને જરૂર જણાયે ક્વાથની રીતે તૈયાર કરી વાપરવુ

પ્રમાણ—પ્રવાહી ક્વાથ તોલા ૨॥ (સુકો ભુકો તોલો ૧।)

અનુપાન—કાઇ પણ ગુગળ વાળી લોહી સુધારનારી બનાવટ સાથે આ ક્વાથ વાપરવાથી સારો ફાયદો આપે છે

ઉપયોગ—કુષ્ટ રોગ (ચામડીના રોગો,) વાતરક્ત, અડદાઓ વાયુ, ઉપદંશ ગરમીનો રોગ, શ્લીપદરોગ, ચામડીબ્હેરી થવી, પક્ષાઘાત મેદરોગ, નેત્રરોગ વગેરે મટાડી રક્ત શુદ્ધ બનાવે છે લોહી સુધારનાર દવા તરીકે આ ક્વાથ બહુજ પ્રસિદ્ધ છે.

---

# ૧૧૫ મહારાસ્નાદિક્વાથ.

બનાવટ—રાસ્ના ધમાસો, બલબીજ, એરંડમુળ, દેવદાર, કચુરો, વજ, અરડુસીના પાન, શુંઠ, ચવક, હરડે, નાગરમોથ, સાટોડી ગળો, વરધારો, વર્યાળી ગોખરૂ, આસુંદ, અતિવિષ, ગરમાળાનો ગોળ સતાવરી, પીપર, નાટા શેળીઆના મુળ, ધાણા, બન્ને ભોરીંગણી, એ સર્વ સમભાગે લેવી પરંતુ રાસ્ના ચાર ભાગ લેવા અને તેનો

વિધીસર ખાંડી જાડો ભુકો કરી ડબી ભરી રાખવી અને ઉપયોગ વખતે ઉકાળો કરી વાપરવો

પ્રમાણ—પ્રવાહી ક્વાથ ૨॥ તોલા. (ભુકો ભુકો ૧। તોલો)

અનુપાન—શુંઠ, પીપર, એરંડ તેલ, યોગરાજ ગુગળ કે બીજી કોઇપણ દવા ચાલુ હોય તે સાથે આ ક્વાથ પીવો

ઉપયોગ—સર્વાંગવાયુ. કંપવાયુ, અર્ધાંગવાયુ, કુબ્જત્વ અપબાહુક, ગ્રધસી, આમવાત, શ્લીપદરોગ, અપતાનક, અંત્રવૃદ્ધિ, પક્ષાઘાત, આફરો. જાગનોવાયુ, વીર્યાશય અને મુત્રાશયમા રહેલો વાયુ, વંધ્યાદોષ, યોનીદોષ વગેરેમા આ ક્વાથ વપરાય છે

---

# ૧૧૬ દશમુલક્વાથ.

**બનાવટ**—શાલપર્ણીના મુળ, પ્રશ્નપર્ણીના મુળ, બેઠીભોરીંગણીના મુળ, ઉભી રીંગણીના મુળ, ગોખરૂના મુળ, અથવા (એને લઘુપંચમુળ કહે છે.) એના દરેકના પંચાગ તથા બીલીના મુળ ઉપરની છાલ, અરડુસાના મુળની છાલ, શીવણના મુળની છાલ પાટલાના મુળ, અરણી મોટીના મુળની છાલ એ દશ ઔષધો સમભાગે લઇ અધકચરી કરી ડબી ભરી રાખવી અને જરૂર જણાય ત્યારે ક્વાથની રીતે પ્રવાહી ક્વાથ કરી લેવો

**પ્રમાણ**—પ્રવાહી ક્વાથ તોલા ૨॥ (ભુકો તોલો ૧।)

**સમય**—દિવસમા બે વખત

**ઉપયોગ**—વાતકફજ્વર, ત્રિદોષજ્વર, સુવાવડી સ્ત્રીના સર્વ વિકારો. શોષ, શીતતા ખાસી, અતીપરસેવો, શ્રમ, દમ. તંદ્રા, મસ્તક શુળ, વગેરે મટે છે સુવાવડીને ત્રીજે દીવસથી દશવામા સુધી આ ક્વાથ પાવાથી સર્વ વિકારો થતા અટકી શરીર શુધ્ધ થાય છે

---

# ૧૧૭ અભયાદિકવાથ.

બનાવટ—હરડેછાલ નાગરમોથ, ધાણા, રતાજલી, પદમક અરડુસીના પાન, ઇંદ્રજવ, વાળો, ગળો, ગરમાળાનો ગોળ, કાળીપાટ, શુંઠ, કડુ એ સર્વ સમભાગે લઇ ત્યારે કુટીમા ભરી રાખવું અને કવાથ બનાવવાની રીત પ્રમાણે તૈયાર કરી લેવું

પ્રમાણ—પ્રવાહી ક્વાથ તોલા ગા (ભુકો તોલો ૧) દિવસમા બેથી ત્રણ વખત

અનુપાન—પીપરનું ચુર્ણ કવાથમા નાખીને પીવું

ઉપયોગ—ત્રિદોષજ્વર, સાંનિતાવ, ઉનઝીઆત, તરસ, દાહ, ખાસી, લવલવાટ, ભ્રમ, ઘેન, શોષ, અરૂચી વગેરે મટાડી મળ, મુત્ર, વાયુને છુટ કરી ઉનટી, હેડકી મટાડે છે આ ક્વાથ સુદતીયા તાવ તથા ત્રિદોષમા વખણાય છે

---

# ૧૧૮ સર્વનેત્રરોગહર અંજન.

બનાવટ—ટીમેજ ઘીમા તળેલી તોલા ૧૦, ગાયના દુધનો માવો તોલા ૫, શુધ્ધ મોરથુથો તોલો ૧, ટંકણખાર તોલો ૧ સાચી રસવંતી તોલો ૧, ચીમેડનો મગજ તોલો ૧ જેઠીમધનો સીરો તોલો ૧ એ સર્વને જુદા જુદા બારીક વાટી એકત્ર કરી ખરલમા નાખી દાડ઼ડીના રસમા ઘુટી ગોળી વાળવા જેવું થતા તેની લાંબી લાંબી વાટ બનાવી સુકાવી રાખવી

ઉપયોગ—દુખવા આવેલી આખો માટે, નેત્રવ્રણ, ફુલા, ખીલ નાપોડીઆ, વારવાર થતી આંજણી, પાણી ઝરવું, નવો મોતીઓ, વેલ, છારી, પરવાળા, રતાધળાપણું, ઝાખ, પાપણ ખવાઇ જવી ઇત્યાદી દરદોમા આ દવા સારૂ કામ આપે છે. આખને સાફ અને તેજસ્વી બનાવે છે

**વાપરવાની રીત**—પથર પર જરા પાણી મુકી ઘસીને આખમા અજન કરવુ અને થોડીવાર મુઇ રહેવુ સોજો વગેરે હોય તો બહાર પણ આખની ચારે બાજુ કીનારી પાપણ પર પણ દવા લગાડી આખી સુઇ જવું કે આરામ કરવો

---

# ૧૧૯ નેત્રબિન્દુ.

**બનાવટ**—ટકણખાર ફુલાવેલ તોલો ૦।, અફીણ તોલો ૦।, ફુલાવેલી ફટકડી તોલો ૦।, મોરથુથો તોલો ૦।= વરઆરી તોલો ૦। સાકર તોલો ૦। ગુલાબજળ તોલા ૨૦.

**રીત**—પ્રથમ દરેક મુકી વસ્તુનુ બારીક ચૂર્ણ લેવુ અને અફીણને એક ચીનીના પ્યાલામા કે ખરલમા થોડા ગુલાબજળમા ઘુટીને રસ બનાવી તેમા ઉપરની વસ્તુઓનુ ચૂર્ણ નાખી સાફ ખરલમા ઘુંટી તેમા ધીમે ધીમે ગુલાબજળ ઉમેરી આપી એક બાટલીમાં ભરી ખુબ હલાવી બાર કલાક રહેવા દેવુ અને ત્યાર પછી વગર રુલાએ કપડેથી છાણી લઇ એક કાચની ઝુચવાળી સ્વચ્છ શીશીમા ભરી રાખવુ.

**સમય**—સવાર બપોર અને રાતના અથવા જરૂર મુજબ

**પ્રમાણ**—બેથી ચાર ટીપા આખમા નાખવા.

**ઉપયોગ**—આખ આવવી, રતાસ છારી, ફુલુ, ખટકો, ઝાખ, પાણી ગળવુ, તાપોડીઆ, ખોટી ગરમી, ચીપડા થવા આખ સુજી જવી વગેરે નેત્ર રગમા સ્ત્રી બાળક કે પુરુષ સર્વ નિર્ભયપણે વાપરી શકે છે

---

# ૧૨૦ દંતમંજન.

બનાવટ—શુદ્ધ મોગ્રુયુ તોલા ૧૦ ફુલાવેલ ટંકણખાર તોલા ૪૦ ફુલાવેલ ફટકડી તોલા ૪૦ ચાકનુ ચુર્ણ તોલા ૧૦૦ તજનુ ચુર્ણ તોલા ૫, લવગનુ ચુર્ણ તોલા ૫

રીત—દરેક વસ્તુનુ બારીક ચુર્ણ લઇ સાથે મેળવી કપડાથી ચાળી ડબીઓ કે બાટલીઓ ભરી લેવી

પ્રમાણ—એક ચપટી જેટલુ

સમય—સવારના કે સવાર સાંજ બે વખત

ઉપયોગ—દાંતે ઘસવાથી દાત સ્વચ્છ તથા મજબુત બને છે શુળ રસી, સડો વગેરે દાતની ક્રિયાઓ મટી મો સ્વચ્છ તથા દાત મજબુત બને છે દાતનુ દરદ હોય તેમણે આ મંજન ખાસ વાપરવુ મંજન લગાડી પછી તરતજ સ્વચ્છ પાણીથી પુષ્કળ કોગળા કરી નાખવા.

ચેતવણી—આ મંજન મોમા ગળા નીચે ઉતરી ન જાય તેની ખાસ સંભાળ રાખવી કારણ તેથી ઉલટી થશે

---

# ૧૨૧ સર્વવ્યાધિનાશક રસ.

બનાવટ—કપુર તોલા ૨॥, પીપરમેન્ટના ફુલ તોલા ૨॥ અજમાના ફુલ તોલા ૨॥ એલચીનો અર્ક તોલો ૧॥ (ટીંચર કાર્ડામમ્‌ડા) લવેન્ડરનો અર્ક તોલો ૧॥ (ટીંચર લવેન્ડુલા) સર્વ દવાઓ લઇ લવી

રીત—પ્રથમ કપુરને ખરલમા છુટી કરી એક કાચના બુચવાળી બાટલીમા નાખી તેમા બાકીની ચીજો નાખી જરા હલાવી ચાર કલાક એક જગ્યાએ બંધ બાટલી રાખી મુકવાથી રતા રગનુ પ્રવાહી તૈયાર થશે તેને કપડે ગાળી મજબુત બુચવાળી (સ્ટોપર) બાટલીમા ભરી મુકવુ

પ્રમાણ—૫થી ૧૦ ટીપા બાળક માટે ૧થી ૨ ટીપા

અનુપાન—સ્વચ્છ પાણી અથવા પતાસામા નાખીને લેવી

સમય—જરૂરત પ્રમાણે અથવા બેથી ચાર કલાકે

ઉપયોગ—ઝાડા, ઉલટી, વાયુ, સુક શરદી ખાસી, તાવ, ન્યુમોનીઆ, કોલેરા, મસ્તક શુળ, શળેખમ, ઝેરી પ્રાણીઓના ડખ, દાઢનુ દરદ, પેટના તમામ દરદો, કોલેરા, પ્લેગ પ્લેગની ગાંઠ સોજા વાનુ દરદ, કમરનું દરદ, છાતીનુ દરદ, પાર્શ્વશુળ, આચકી, બાળકોના ઝાડા, શ્વાસ ખાસી, દાત આવની વખતે થતા દરદો ખુજલી વગેરે વ્યાધિ માટે લગાડવાથી તથા પીવાથી સારો ફાયદો તરતમા થાય છે

---

# ૧૨૨ માથાનો મલમ (બામ).

બનાવટ—દાલચીનીનુ તેલ તોલા ૨ાા, એલચીનું તેલ તોલા ૨ાા પીપરમેન્ટ તોલા ૨ાા, કપુર તોલા ૨ાા, અજમાના ફુલ તોલા ૨ાા ચાનુ તેલ તોલો ૧ાા વેસેલાઇન રતલ એ.

રીત—પ્રથમ થોડી ગરમી ઉપર એક ચીનીના વાસણમા વેસે લાઈન ગરમ કરી તેમા ઉપરના વસાણા મેળવી દેવા અને પછી કાચની પેચવાળી શીશીઓ લાવી તેમા દવા ઝટ ભરી લેવી.

ઉપયોગ—ફક્ત લગાડવા માટેજ

ફાયદો—માથાનુ દરદ મધિવા, શરદી, ખાસીનુ દરદ લચક શળેખમ, પીઠનું દરદ, પાર્શ્વશુળ ઝેરી પ્રાણીઓનો ડખ વગેરે પર દવા ઘસવાથી આરામ થાય છે

---

# ૧૨૩ દાદરની દવા.

બનાવટ—ગધક ૧ ભાગ ફટકડી ૧ ભાગ, ટંકણ ૧ ભાગ

રીત—ત્રણ વસ્તુઓનુ ચૂર્ણ લઇ ખરલમા બારીક વાટી તેમા થોડુક લીબુનુ રસ નાખી ઘુંટવાથી એક રસ મલમ જેવો થઇ જશે

ઉપયોગ—જ્યાં દાદર હોય ત્યાં લગાડવી

સમય—રાતના દરરોજ ઉપર દવા ચોળી સવારે જરા ગરમ પાણીથી કે સાબુથી ધોઇ સાફ કરવું.

ફાયદો—તમામ જાતની દાદર જડમાંથી મટી ચામડી સ્વચ્છ બને છે.

## ૧૨૪ મુખપાકનાશક ગંડુષ.

બનાવટ—ફટકડી તોલો ૧ ટંકણખાર તોલો ૧
મોરથુથો તોલો ૦ા પાણી તોલા ૮૦

રીત—પ્રથમ એક સાફ વાસણ લઇ તેમાં ઉપરની દવાઓ તથા પાણી મેળવી હલાવી કપડે ચાળીને બાટલી ભરી રાખવી

પ્રમાણ—એક ગ્લાસ આશરે ઉપરનું પ્રવાહી લઇ તેના કોગળા કરવા

સમય—દિવસમાં ત્રણ ચાર વખત કોગળા કરવા

ઉપયોગ—મુખપાક, મોની ચાંદીઓ, છાલા, રસી, દાતનું દરદ જાતની રસી, મંડો, વગેરે મટી મો સ્વચ્છ થાય છે

## ૧૨૫ બાલામૃત.

બનાવટ—કેલશીયમ હાઇપોફાસ્ફેટ તોલા ૧૦, પાણી તોલા ૮૦માં નાખી મેળવી તૈયાર કરી લેવું પછી સાકર શેર ૪ (રતલ ૮) લઇ પાણીમાં નાખી ઉકાળી ચાસણી તૈયાર થાય ત્યારે તેમાં ઉપરની દવા નાખી દેવી અને ફરી પાછું પાણી બળતાં મધ્યમ પાક શરબત જેવી ચાસણી થાય ત્યારે ઉતારી લેવી, અને કપડે ગાળી ઠંડુ થયે બાટલી ભરી રાખવી રંગ લાવવા માટે વિલાયતી કલર થોડાક નાખી દેવા કે જેથી ગુલાબી રંગ સારો થશે

પ્રમાણ—વાલથી ૧ તોલો દિવસમાં બે વખત

અનુપાન—પાણી કે દૂધ સાથે

ઉપયોગ—ખામી, નબળાઈ, હાડકાનો ક્ષય, બાળશોષ, પગા-બમા ક્ષાગ જવા, શરીરે કૃશ રહેવુ વગેરે નાના મેટા બાળકોને અસ્થીની નબળાઈના દરદ્દ મટાડી શરીરે હૃષ્ટ પુષ્ટ બનાવે છે.

સૂચના—વિલાયતી બનાવટ છે માટે સભાળીને બનાવવુ તથા વાપરવુ એકદમ શરદીના ઉપદ્રવમાં આ દવા નાના બાળકાને આપવી નહીએ.

# ૧૨૬ એગ્યુમિક્શ્ચર.

બનાવટ—કુવીનાઇનસલ્ફ ઓંસ ૧, એસીડ નાઇટ્રોમ્યુગટીક ડાઇલ્યુટ ઓંસ ૧ા, ગ્લીસરાઇન ઓંસ ૧ા, લાઇકર આર્સેનીકલીસ ડ્રામ ૫ એમોનીઆ કલોરાઇડ ઓંસ ૨ા. ટીચર ઓરેન્ચાઇ ઓંસ ૧ા શરબત આદુ ઓંસ ૧૬

રીત—પ્રથમ કાચના વાસણમા કુવીનાઇન મુકી તેમા ઉપરથી ધીમેધીમે એસીડ નાઇટ્રોમ્યુ નાખવુ પછી તે પીગળી જાય ત્યારે તેમા એકેક દવા નાખતા જવુ અને હલાવી બરાબર મેળવી દેવુ છેવટે ગરબત મેળવી કુલ્લે ૨૪ ઓંસ માપ કરી લઇ તેમા લાલરગ લાવવા માટે શરબતમા વપરાય છે તેવો ગુલાબી કલર દશ ટીપા નાખી હલાવી કપડે ગાળી બાટલી ભરી રાખવી

પ્રમાણ—ડ્રામ ૧ થી ૧ા સુધી દિવસમા ૩ વખત

અનુપાન—મિક્શ્ચર સાથે દરેક ભાગમા પાણી ઔસ એક મેળવીને પી જવુ

ઉપયોગ—તાવ અટકાવવા તથા ઉતારવા માટે આ દવા વપ-રાય છે બજારમા પેટટથી મિક્શ્ચરો મલે છે તેમાના કેટલાક આવીજ બનાવટના છે વિલાયતી બનાવટ છે માટે સભાળથી વાપરવુ

સૂચના—પ્રથમ જુલાબ આપી પેટ સાફ કરી પછી આ દવા આપવાથી તરત સારી અસર થાય છે

# પરિશિષ્ટ ૧લું.

## દવાઓનું તોલ તથા માપ.

| | | | |
|---|---|---|---|
| ૧ ગ્રેન | આશરે | ૧ ઘઉંભાર | |
| ૨ ગ્રેન | ,, | ૧ રતીભાર | |
| ૩ રતી | , | ૧ વાલ | |
| ૮ રતી | ,, | ૧ માસો | |
| ૧૨ રતી | ,, | ૪ વાલ ૧/૮ તોલો | સુકી દવાઓ માટે. |
| ૨૪ રતી | ,, | ૮ વાલ ૧/૪ તોલો | |
| ૪૮ રતી | ,, | ૧ ગદીઆણો ૧/૨તો. | |
| ૯૬ રતી | ,, | ૧ તોલો | |
| ૮૦ તોલા | ' | ૧ શેર (બંગાલી) | |
| ૪૦ શેર | " | ૧ મણ (બગાલી) | |

આ ગ્રન્થમા ઉપરનુ તોલ ખાસ કરીને ઉપરનુ તોલ માપ વપરાએલ છે.

| | | | |
|---|---|---|---|
| ૧ મીનીમ | .. | ૧ ટીપુ | |
| ૬૦ ટીપા | ,, | ૧ ડ્રામ | |
| ૪ ડ્રામ | ,, | ૦॥ ઓંસ ૧। તો | |
| ૮ ડ્રામ | ,, | ૧ ઓંસ ૨॥ તો | પ્રવાહી દવાઓ માટે. |
| ૧૬ ઓંસ | ,, | ૧ પૌંડ (રતલ) | |
| ૨ રતલ અને બે રૂપીઆ ભાર | ,, | ૧ શેર (બગાલી) | |
| ૪૦ શેર | ,, | ૧ મણ (બગાલી) | |

## ઉમર પ્રમાણે દવાની માત્રા આપવાની સમજણનો કોઠો.

| ૧૭થી ૬૦ વર્ષ સુધી. | ૧૦થી ૧૬ વર્ષ સુધી | ૫ થી ૯ વર્ષ | ૩ થી ૪ વર્ષ. | ૧માસથી ૨વર્ષ |
|---|---|---|---|---|
| ૩ રતીભાર | ૧॥ રતીભાર | ૦॥ રતીભાર | ૧ ગ્રેન | ૦॥ ગ્રેન |
| ૬ રતીભાર (બેવાલ) | ૩ રતીભાર (૧ વાલ) | ૧॥ રતીભાર | ૧ રતીભાર | ૧ ગ્રેન |
| ૦। તોલો | બે આનીભાર | બે વાલ | ચાર રતીભાર | ૩ ગ્રેન |
| એક તોલો | ૦॥ તોલો | ૦। તોલો | બે આનીભાર | ૨ વાલ |
| અઢી તોલા | ૧। તોલો | ૦॥ તોલો | ૦। તોલો | ૪ વાલ |

ઉપર મુજબ ખાસ અનુકુળ પ્રમાણ સાધારણ દવાઓ માટે ગોઠવેલુ છે પરંતુ ધ્યાનમા રાખવુ કે ઝેરી દવાઓ હોય ત્યારે પુરો વિચાર કરી દરદીનુ બળ, રોગનું પરિબળ, સમય, પ્રકૃતિ દેશ, કાળ વગેરેનો યોગ્ય વિચાર કરી અવસ્થાનુસાર દવા આપવી જોઈએ

# દવાઓ બનાવવા માટે તેમજ બીજી કેટલીક સૂચનાઓ.

૧ પાઠમા લખ્યા પ્રમાણે વજન કરી દરેક દવા લેવી જોઇએ. જ્યા વજન લખેલું ન હોય અને સમભાગ લખેલુ હોય ત્યા દરેક દવાનુ ગમે તેટલુ એકજ તોલ પ્રમાણે વજન લેવુ જોઇએ. દરેક દવા સુકી, સારી, નવી અને ખાત્રો કરીને લેવી જોઇએ જે જે દવાઓ લીલી મળતી હોય ને ત્યા લખેલુ હોય કે લીલી લેવી તે દવા તેટલા લખેલા પ્રમાણુમાજ લેવી જોઇએ

૨ મધ જુનું એટલે એક વર્ષ પછીનુ લેવું. અને જ્યા નવુ લખેલુ હોય ત્યા તાજુ લઇ શકાય જુનુ મધ કફ ઘટાડવા માટે તેમજ નવુ મધ પૌષ્ટિક કામમા વપરાય છે બનાવટી મધ મધના ગુણથી વિરૂદ્ધ અસર બતાવે છે માટે તે ન લેવાય તેની ખાત્રી પ્રથમીજ કરી લેવી જોઇએ

૩ તમામ ઝેરી દવાઓ જેમકે સોમલ, વછનાગ, ગંધક, હરતાલ, પારો, હિંગળો, રસકપુર, ઝેરકોચલા, મનસીલ, ભીલામા, કણેર આકડો, મોરથુથુ, ટંકણ નેપાળો, ચણોઠી, ધાતુ, ઉપધાતુ, વિષ, ઉપ વિષ ઇત્યાદિ શુધ્ધ કરીને લેવા જોઇએ. આ ગ્રન્થમા કયા પણ તે માટે કદાચ સૂચના કે શુધ્ધ ન લખાયુ હોય ત્યા તેની દવાઓ માટે શુધ્ધ દવા લેવી એમ સમજવુ

૪ ઓષધો અને તેની બનાવટ આ મથાળા નીચે બીજા ભાગના અંતમા આપેલા પરિશિષ્ટમા બધી બનાવટોની રીત જાણી લેવાની છે બનતા સુધી દરેક બનાવટમાજ યોગ્ય ખુલાશો લખવામા આવેલ છે. છતા વધુ જાણવા માટે ત્યા ખુલાસો જોઇ લેવાનો છે.

૫ દવાઓનુ તોલ માપ જાણવા આ સાથે કોષ્ટક તથા માપ આપેલા છે. જે હાલના સમયને અનુકુળ તથા પ્રાચિન રીતને મળતા આવે તેવાજ રૂપમા ગોઠવ્યુ છે અને આ ગ્રન્થમા પણ તેજ તોલ માપ પ્રમાણે સર્વ જગ્યાએ લખવામા આવલુ છે

૬ ચૂર્ણ ત્રણ માસ પછી, ગોળી એક વર્ષ પછી, ગુગળવાળી બનાવટ બે વર્ષ પછી અને કવાથના ભુકા બે માસ પછી હીન ગુણવાળા થતા જણાય છે. પરતુ રસાયન દવાઓનુ મીશ્રણ હોય તેવી બનાવટો ચારથી છ વર્ષ સુધી સારી હાલતમા રહેતી જણાય છે જ્યારે ભસ્મ, આસવ, કુપીપકવ રસાયન, ધાતુની કે રસની મુળ બનાવટો હોય તે તો જુના થાય તેમ વધુ ગુણવાળી બને છે. દવાને હમેશા સભાળીને બધ બુચવાળી બાટલીમા કબાટમા સંભાળી રાખવી જોઇએ. ખુલ્લી દવા રાખવાથી તે તરતજ ખરાબ થઇ જાય છે

૭ દરેક દવા બનાવ્યા પછી સારી પેઠે સુકવી કે સાફ કરી પછીજ બાટલીમા ભરી રાખવી. જરા પણ ભીનાસ રહેતા ચૂર્ણ કે ગોળી અથવા ગુગળ બગડી જવા સભવ છે

૮ વનસ્પતિને ખુલી હવામા રહે તેવી રીતે ગુણીમાં રાખવી ડબામા ભરી રાખવાથી જલદી બગડે છે. ભરી રાખેલી દવા હમેશા જોવી કે તડકે સુકવવી એ બગડતી અટકાવવા સારો ઉપાય છે

૯ કવાથ વગેરે માટે ધાતુ પાત્ર પીતળના તપેલા કલઇ આપેલા હોય તે વધુ અનુકુળ થાય છે તેલની બનાવટ માટે પણ આવુજ પાત્ર અથવા લોખડનું કડાઇયુ ઠીક થાય છે

૧૦ આસવ માટે માટીના રીઢા વાસણ મળે તો તે વાપરવા પરંતુ તે શહેરોમા મળવા કઠણ હોવાથી તેની જગ્યાએ એસીડવાળી ખાલી ચીનાઇ માટીની બરણી આવે છે તે વધુ ઠીક થઇ પડે છે

૧૧ દવા બનાવવા માટે જેમ બને તેમ પોતાની રૂબરૂમા તૈયાર કરવી. બહારનો કચરો અંદર ન આવે તથા કોઇ પણ તેમા બગાબ વસ્તુ ન ચાલી જાય તે ધ્યાનમા રાખવુ. ખાટી દવા હોય ત્યા ખાસ કરી માટી, પત્થર, કે ધાતુનુ કલાઇ કરેલુ વાસણ લેવુ જોઇએ નહિં તો ખટાશથી કાટ લાગી દવાનો પાક બગડી જઇ લાભને બદલે હાની કર્તા થઇ પડે છે.

૧૨ દવા બનાવ્યા પછી દવાની બાટલી પર હમેશા તેનુ નામ માત્રા અનુપાન વગેરે ખુલાસો સારા અક્ષરે લખીને તેનુ લેબલ ચોડી દેવુ કેમકે તેમ ન કરવાથી વખતે ભૂલ થાય છે અને પરિણામે હાની ભોગવવી પડે છે.

૧૩ દવા બનાવવા માટે ખરલ, બતો, ખાયણી, દસ્તો, ચાળણી વગેરે ચીજો સાફ રખાવવી દવા બનાવ્યા પહેલા તે બરાબર સાફ કરી પછી કામમા લેવું જોઇએ

૧૪ ઝેરી દવાઓને હમેશા સુરક્ષીત સ્થળે બંધ કબાટમા રાખવી કેમકે તે દવાઓથી વખતે ભૂલચુક થવા ન પામે

૧૫ દવા બનાવી તૈયાર કર્યા પછી તેનો રંગ સ્વાદ, વાસ, રૂપ ઇત્યાદી બરાબર જોવુ અને તેજ દવા ફરી જ્યારે બને ત્યારે તેવાજ રૂપમા થાય તેની ખાસ કાળજી રાખવી જોઇએ. તેમ કરવાથી તે દવા ગુણમા પ્રથમ જેવી (સારી) શંકા વગરની અને એકજ ધોરણ વાળી બને છે જેથી બીજા લઇ જનાર ગ્રાહકોને શંકા આવે નહિ

૧૬ ભસ્મો બનાવવાની રીત, રસાયન પદાર્થોની શુધ્ધિ તથા દવાની તમામ બનાવટ તથા ઔષધ પ્રતિનીધી વૈદ્યકના અઘરા શબ્દોનો કોષ, યંત્રો બનાવવાની રીત વગેરે બીજા અથવા ત્રીજા ભાગના અંતમા ખુલાસાવાર બતાવવામા આવશે

૧૭ થોડા પ્રયોગોમા કેટલીક વિલાયતિ રૂપમા મળતી દવાઓ (જે દેશીની જગ્યાએ વિલાયતી વધુ માફ હોવાથી વપરાય છે) જેમકે સોડા બાયકાર્બ (સાજીખાર) એમોનીઆ ક્લોરાઇડ (નવસાર) આવી દવાઓ બજારમા વિલાયતી દવા વેચનારને ત્યાથી મળે છે તે જરૂર જણાયે ત્યારે લઇ લેવી

૧૮ આ ગ્રન્થમા જે કઇ પ્રયોગો લખેલા છે તે અમારા અનુભવી છે જો કે તેમાના ઘણે ભાગે તો શાસ્ત્રિય હશે પરતુ જ્યા તેમા કંઇ ફેરફાર કે જુદાઇ જણાય ત્યા શકા નહિ કરવી કેમકે તેવા સ્વરૂપમા અમોએ બરાબર વિચારીનેજ ગોઠવેલા છે.

૧૯ અનુભવના ખાનગી પ્રયોગો કેટલાક અમારે ત્યા પેટટ રૂપમા પણ તૈયાર કરી વેચવામા આવે છે પણ તેમા કઇ ફેરફાર કર્યા શિવાય અમોએ તે બરાબર લખેલા છે

૨૦ ક્યાંય પણ શકા જણાતા બરાબર વિચારીને કામ કરવુ અને અમારી ભુલ કે શરત ચૂક જણાય તો અમોને સૂચના આપવા ચૂકવુ નહિ કઇ પણ ખુલાશો અમોને પુછવાથી અમો આપશુ

**પ્રથમ ભાગ સમાપ્ત.**

અમારા ઔષધોની લોકપ્રિયતા માટે તેની સારામાં સારી ઘરાકી
અને ખાત્રી માટે પ્રમાણપત્ર તેમજ ચાંદ મળેલા છે.
વળી વૈદ્યો તથા ડોકટરો પણ તે વાપરે છે.

સુંદર, સુઘડ, સસ્તી અને સચોટ

# સ્વદેશી દવાઓ

ખરીદવાની જરૂર જણાય ત્યારે બીજે ક્યાંય પણ
જવાની ફીકર ન રાખતાં

## આખા સિન્ધ પ્રાંતમાં

થોડાજ વખતમાં લોકપ્રિય થએલું જુનું સ્વદેશી
ઔષધ કાર્યાલય.

## ધી કોહીનુર કેમીકલ વર્કસ,

ઠે. નાનકવાડા અને ગણેશદાસ લાઈન,
કરાચી.

સૂચના—સેંકડો દવાઓ તયાર રહે છે બહાર ગામના ઓરડરો પર પુરતુ ધ્યાન અપાય છે ખુલાસા માટે સૂચીપત્ર મંગાવી જુઓ.

આરોગ્ય સિન્ધુના ગ્રાહકોને ભેટ.

આરોગ્ય સિન્ધુ ગ્રન્થમાળા પુષ્પ ૩જું.

# વૈદ્યક ચિકિત્સાસાર.

## ભાગ ૨ જો.



લેખક—

વૈદ્ય ગોપાલજી કુંવરજી ઠક્કુર, 'આયુર્વેદાચાર્ય',

કરાચી ( સિંધ )

અનેક વૈદક ગ્રન્થોના સત્વરૂપ, સેંકડો વખત અનુભવમાં
સિદ્ધ થએલા ઉત્તમ પ્રયોગોનો સંગ્રહ

# વૈદ્યક ચિકિત્સાસાર.

## (ભાગ ૨ જો)

લેખક અને પ્રકાશક—
આયુર્વેદાચાર્ય વૈદ્ય ગોપાલજી કુંવરજી ઠક્કુર.
નિ. ભા. આયુર્વેદ મહામંડળની સિન્ધ પ્રાંતિય સ્થાયી
સમિતિના મંત્રી તથા નિ. ભા. આયુર્વેદ
વિદ્યાપીઠ (કાનપુર) ના કરાચી કેન્દ્રના
વ્યવસ્થાપક
માલેક ધી સિન્ધ આયુર્વેદિક ફાર્મસી. (રજીસ્ટર્ડ)
તંત્રી "આરોગ્ય સિન્ધુ' કરાચી

સને ૧૯૨૫ ડીસેંબર પ્રત ૧૦૦૦ સંવત ૧૯૮૨



મુલ્ય આના ૧૨.

બન્ને ભાગ સાથે રૂા ૧-૮-૦

તરૂણ-સાગર પ્રેસમાં ગિરિજાશંકર બી ત્રિવેદીએ પ્રકાશકને
માટે છાપ્યુ, કેમ્પબેલ સ્ટ્રીટ,-કરાચી

પરમ પુજ્ય,

# શ્રીમાન ડૉ. આર. જે. વેદાંત

નિવાસ સ્થાનઃ વડગાદી, મુંબઇ.

આપ આયુર્વેદ વૈદ્યકના પરમ ઉપાસક છો. દેશી વૈદ્યકની મારી દરેક પ્રવૃતિ પ્રત્યે આપ સારી લાગણી અને માન રાખી દરેક પ્રકારે મને ઉત્સાહીત રાખો છો તેમજ મારા વિદ્યાભ્યાસ વખતે મને એક સુરબ્બી અને વડીલ તરીકે આપે અનેક પ્રકારે સહાયતા અને સાધનો આપી મારા વિચારોને દ્રઢ અને પરિપૂર્ણ રૂપે વદ્યકમા ટકાવી રખાવ્યા છે આ સર્વ આપના સદગુણો યુક્ત મારા પરના અનેક ઉપકારોથી હુ માત્ર ત્હેની યાદગીરી રૂપે આપનુ શુભ નામ આ મારા એક નાનકડા પુસ્તકમા અમર રાખવા આ વૈદ્યક ચિકિત્સાસાર બીજો ભાગ આપના ચરણ કમળમા અર્પણ કરી કૃતાર્થ થાઉ છુ.

લી૦ હુ છુ આપનો બાળક,
વૈદ્ય ગોપાલજી ઠક્કુર,
ના સવિનય પ્રણામ

# પ્રસ્તાવના.

હાલના સમયમા પ્રાન્તિક ભાષામા વૈદ્યકના કેવા પુસ્તકો પ્રગટ કરવાની જરૂર છે તે જાણવા માટે મેં મ્હારા તરફથી ગયા વર્ષમા વૈદ્યક ચિકિત્સાસાર ભા ૧ લો જેમા મારી કાર્મગીમા તૈયાર થતી અને મારા અનુભવમા જે જે દવાઓ ઠીક જણાઇ તેનો સંગ્રહ બ્હાર પાડેલ હતો આ સગ્રહને જન સમાજ તરફથી ઠીક વધાવી લેવામાં આવ્યો છે. આ સગ્રહના અનુસધાનમાજ આ વૈદ્યક ચિકિત્સાસાર ભા. ૨ જો લખી બ્હાર પાડવામા આવે છે. જેવી રીતે પેલા ભાગનો સગ્રહ સમાજને ઉપયોગી જણાયો છે તેવીજ રીતે મને આશા છે કે આ બીજો ભાગ પણ ઉપયોગીજ થશે આમાં મેં મારા ખાનગી કે શાસ્ત્રીય પ્રયોગોનો કંઇપણ ભેદ રાખેલ નથી માત્ર જેમા મને પુરી ખાત્રી છે ને અને જે વૈદ્યોના અનુભવમા યોગ્ય જણાયુ છે તેજ આમા મે દાખલ કરેલ છે

પ્રથમ ભાગ માટે હિંદી અને બગાળી વૈદ્યોએ આ ગ્રન્થ માટે "આ સમયને અનુકુળ અને બહુજ ઉપયોગી વસ્તુ છે" એવો અભિપ્રાય આપી તેનો લાભ લીધો છે. ગુજરાતમા આવી શૈલીનું આ પ્રથમજ પુસ્તક હોવાથી ગુજરાતના વૈદ્યોએ તથા વૈદ્યક પ્રેમી ગૃહસ્થોએ અને બીજા પત્રકારોએ પોતાનો મત આ ગ્રન્થને માટે બહુજ સારો આપ્યો છે એ જાણી મને મારો શ્રમ સફળ થયો છે એમ સમજી વધુ ઉત્સાહથી આ કાર્ય ચાલુ રાખેલ છે અને આ શૈલીના ચાર ભાગ પુરા કરવા પુરો નિશ્ચય કરેલ છે. બીજા બે ભાગ માટે ચૂટણી થઇ ગઇ છે અને તે બને તેટલી ત્વરાથી પ્રગટ થઇ જશે.

આ ચુટાયલા પ્રયોગોમા જે જે ગ્રન્થમાથી કે કોઇ સગ્રહમાથી જેના જેના ઉપાયો લેવામા આવ્યા છે તેને માટે તે સર્વ ભાઇઓનો હુ આ સ્થળે આભાર માનું છું.

પહેલા ભાગના વાચનારાઓએ મને એક સૂચના આપી હતી કે દરેક પ્રયોગ કયા કયા ગ્રન્થનો છે તેનુ નામ આપવુ મને આ સૂચના

ગણીકે પણ તેનો અમલ આ વખતે થયો નથી. તેનું કારણ કે પ્રથમ ભાગમાં ને થયું નથી, અને બીજા ત્રીજામા થાય તે ઠીક નથી. એટલે હવે તો બીજી આવૃતિમા આ સુધારો અવશ્ય કરી દેવામા આવશે

આરોગ્ય સિન્ધુના ગ્રાહકોને આ પુસ્તક મને ૧૯૨૫ મા જેઓ ગ્રાહક તરીકે રહી લવાજમ ભરી ચુકયા છે તેમને ભેટ આપવામા આવશે જ્યારે છુટક ખરીદનારાઓને માટે માત્ર બારજ આના રાખવામા આવેલ છે.

આવી ઢબના સરળ ભાષામા વૈદ્યકના પુસ્તકો પ્રગટ થવાથી સાધારણ જનસમાજ કે જે દેશી દવાઓ વાપરવાની ઇચ્છા રાખે છે તેને બહુજ ઉપયોગી થઇ પડેલ છે વિદેશી દવા વાપરનાર ડૉકટરો અને બીજા ગૃહસ્થો પણ આમાંથી ઠીક લાભ ઉઠાવી શકયા છે તેનુ કારણ કે સરળ ભાષામા અને ટુંકાણમા, ખાસ ઉપયોગી બાબતોની માહીતી સાથેજ આ પુસ્તકમા દરેક પ્રયોગ ગોઠવાયા છે, જેથી કોઇ પણ પ્રયોગ બનાવી વાપરતા તેમને જરાપણ તકલીફ જણાતી નથી અને તેથી તેમને ફાયદો પણ થયો છે, ખર્ચમા ફાયદો થવાની સાથે તેઓ દેશી દવા વાપરવા પણ અવશ્ય લલચાય છે. આથી મને પુરી ખાત્રી થઇ છે કે આવી શૈલીના પુસ્તકોથી સાધારણ શિક્ષીત વર્ગમા અને ડૉકટરોમા આયુર્વેદિક ઔષધોનો પ્રચાર જલદીથી અને સરળતા થઇ શકે છે ખરો.

છેવટે આ કાર્યમા મને સહાનુભૂતિ આપી ઉત્સાહ આપનાર આરોગ્ય સિન્ધુના ગ્રાહકોનો અને બીજા ફાર્મસીના ગ્રાહક વર્ગનો પણ હું આ સ્થળે આભાર માનુ છું કેમકે તેમની સહાનુભૂતિ શિવાય આ બીજો ભાગ પ્રગટ થાત કે કેમ ? તે નિશ્ચય નહોતુ અંતમા પરમકૃપાળુ પરમાત્માનો આભાર માનુ છુ કેમકે તેમની કૃપા શિવાય તો આમાનુ કંઇપણ થઇ શકેજ કયાથી

આપનો નમ્ર સેવક.

વૈદ્ય ગોપાલજી ઠકકુર.

# ભાગ બીજાની અનુક્રમણિકા.

श्रीधन्वन्तरये नमः

# વૈદ્યક ચિકિત્સાસાર.

## (ભાગ ૨ જો.)

## ૧૨૭ સ્નાનરજ ચૂર્ણ.

**બનાવટ**—લોદર, વજ, ધાણા, હળદર, દારૂ હળદર, શુદ્ધમનશીલ મરસવ, મગની દાળનો લોટ, પ્રથમની સાત દવાઓ દરેક એકેક તોલો લેવી. જ્યારે છેલ્લી દવા તે સાત દવાઓના વજન જેટલી લેવી અને તેનું ચૂર્ણ કરી બાટલી ભરી રાખવી.

**ઉપયોગ**—ઉપરના ચૂર્ણને થોડાક પાણીમા ચોળી શરીર પર ઘસવું. અને તેને પાચ દશ મીનીટ સુધી શરીરપર મસળી ઠંડા જળવડે સ્નાન કરી લેવુ

**ફાયદો**—આ પ્રમાણે સ્નાન કરવાથી ચામડી સ્વચ્છ અને તેજસ્વી બને છે. ખરાબ પસીનાને લીધે આવતી ગંધ દુર થઇ શરીરમાથી સારી વાસ આવે છે અને ચામડીના દરદો મટી ચામડી રેશમ જેવી બને છે.

**સૂચના**—નહાતી વખતે દવાનો ભાગ પેટમા નજાય તેનુ ખાસ ધ્યાન રાખવુ જોઇએ.

---

## ૧૨૮ અગ્નિમુખ ચૂર્ણ.

**બનાવટ**—હિંગ તો. ૧
પીપર તો. ૩
અજમો તો. ૫
ચિત્રકમુળની છાલ તો. ૭
વજ તો. ૨
શુંઠ તો. ૪
હરડે છાલ તો. ૬
ઉપલેટ તો. ૮

રીત—દરેક દવાનુ છુટુ છુટુ ચૂર્ણ લઈ વાટી મેળવી કપડે ચાળી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૧૨થી ૨૪ રતીભાર અથવા બેથી ચાર આનીભાર.

અનુપાન—સ્વચ્છ પાણી સાથે

સમય—દિવસમાં ત્રણ વખત જમવા પહેલા

ઉપયોગ—હોજરીને બળ આપે, ખોરાક પચાવે, વાયુને ઓછો કરે, દસ્ત સાફ લાવ, અગ્નિદીપન કરી વાયુ, ગોળો, મંદાગ્નિ, કફ, ઝાડા, સુળ વગેર મટાડે છે.

---

# ૧૨૯ તાલીસાદી ચૂર્ણ.

બનાવટ—તાલીશ પત્ર ૧ તોલો, મરી ૨ તોલા, શુંઠ ૩ તોલા પીપર ૪ તોલા, વંશલોચન તોલા ૫, તજ ૦II તોલો, એલચી ૦II તોલો, સાકર તોલા ૩૨ એનું બારીક ચુર્ણ કરી કપડે ચાળી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૦I થી ૦II તોલો

અનુપાન—પાણી સાથે.

ઉપયોગ—અરૂચી, ખાસી, ઉલટી, હૃદયરોગ, પડખાનુ શુળ, વગેરે મટી ભૂખ લગાડે છે.

---

# ૧૩૦ ચોપચીનીઆદિ ચૂર્ણ.

બનાવટ—ચોપચીની તોલા ૧૬ સાકર તોલા ૪ પીપર, પીપરી મુળ, મરી, લવંગ, અકલકરો, શુંઠ, વાવડીંગ, હરડે, બહેડા, આમળા અને બંગભસ્મ એ દરેક અર્ધ અર્ધ તોલો લેના. તેનુ ચુર્ણ કરી કપડે ચાળી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૦I થી ૦II તોલો

અનુપાન—મધ અથવા ઘી સાથે.

ઉપયોગ—વીશ પ્રકારનો પ્રમેહરોગ, ઉપદંશ રોગ, વાતરક્ત, વ્રણ, કુષ્ટ ગરમીનો સધીવા, ધાતુક્ષીણતા, વાયુ વગેરેમા સારો ફાયદો આપે છે

---

# ૧૩૧ મહાપંચનિંબ ચૂર્ણ.

બનાવટ—લીંબડાનુ પંચાગ તોલા ૧૫, લોહભસ્મ, હીમેજ, કુવાડીયાના બીજ, ચિત્રકમુળ, ભીલામ, વાવડીંગ, સાકર, આમળા, હળદર, પીપર, મરી, શુંઠ બાવચી, ગરમાળાનો ગોળ, ગોખરૂ એ દરેક વસ્તુ એકેક તોલો લેવી

રીત—ઉપરની દવાઓ ખાંડી કપડે ચાળી તેને ભાગરાના રસની, ખેરના કવાથની, બીજલાના કવાથની, એકેક ભાવના આપી સુકવી કપડે ચાળી બાટલીમા ભરી લેવુ.

અનુપાન—મજીષ્ઠાદિ કવાથ અથવા ખેરના કવાથ સાથે

પ્રમાણ—ા થી ાા તોલો સવાર સાંજ બે વખત

ઉપયોગ—ચામડીના તમામ દરદો તથા કુષ્ટરોગ અને રક્તવિકાર મટે છે દવા લાંબો વખત લેવી જોઇએ

---

# ૧૩૨ લવંગાદિ ચૂર્ણ.

બનાવટ—લવંગ, કપુર, એલચી, તજ, નાગકેશર, વાળો, જાયફળ, શુંઠ, શાહજીરૂ, કાળોઅગર, વંસલોચન, જટામાસી, કાળુંકમળ, પીપર સુખડ, તગર, વાળો, કંકોળ, એ સર્વ એકેક તોલો લઇ તેનુ ચુર્ણ કરી કપડે ચાળી લેવુ અને તેમા વાટેલી સાકરનો ભુકો તોલા ૯ મેળવી રાખવુ.

પ્રમાણ—બે થી ચાર આની ભાર

અનુપાન—મધ અથવા પાણી

ઉપયોગ—ક્ષય, ખાસી, કંઠનોરોગ, હેડકી, પીનસરોગ, શ્વાસ, અતિસાર, પ્રમેહ, ઉરક્ષત, અરૂચી, ગુલ્મ, સંગ્રહણી વગેરેમાં ઠીક છે

## ૧૩૩ સરસ્વતિ ચુર્ણ.

બનાવટ—કુષ્ટ, આસુંઠ સિંધાલુણ, અજમોદ, જીરૂં, શાહજીરૂ શુંઠ, મરી, પીપર, કાળીપાટ, સખાનળી. એ દરેક અકેક તોલો તથા ઘોળોવજ તોલા ૧૧ લઇ વાટી ચુર્ણ કરી કપડે ચાળી તેને બ્રાહ્મીના સ્વરસની કે કવાથની ત્રણ ભાવના આપી સુકવી લેવુ.

પ્રમાણુ—ા થી ાા તોલો. સવાર સાંજ બે વખત.

અનુપાન—મધ અને ઘી સાથે ચાટી ઉપર દુધ પીવુ.

ઉપયોગ—ઉન્માદ, અપસ્માર, મગજના દરદો મટાડી બુદ્ધિને વધારે, યાદશકિત ખીલવે, ધીરજ અને સ્મરણ શકિત વધારે. વિદ્યાર્થીઓ માટે તેમજ અભ્યાસ કરનાર સુરત બાળકો માટે સારૂ ગણાયછે

## ૧૩૪ હરસની અકસીર દવા.

બનાવટ—શુદ્ધ ગંધક વાલ ૨ ક્રીમ ઓફ ટાર્ટર (વિલાયતી દવા છે) વાલ ૪

રીત—ઉપરની દવાને ખરલમા ઘુંટી બે પડીકા કરવા

અનુપાન—માખણ સાથે દવા ચાટી જવા.

સમય—સવાર સાંજ અકેક પડીકુ લેવું.

ઉપયોગ—હરસમા પડતું લોહી બંધ કરે, અને દસ્ત સાફ લાવી પીડા ઓછી કરે છે.

## ૧૩૫ યકૃતરોગનાશક પ્રયોગ.

બનાવટ—કડુ તોલા ૨૦ નવસાગર તો ૧૦
સિંધાલુણ તો. ૪ સંચળ તો ૪
હીંગ તો. ૨

રીત—ઉપરની દવાઓનું બારીક ચુર્ણ કરી તેને પ્રથમ ગૌમુત્રની તથા ચિત્રકના કવાથની અને કુંવારના રસની ત્રણ ત્રણ ભાવનાઓ આપી ઘુટી વટાણા જેવડી ગોળી બનાવી સુકવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—દરેક વખતે બબે ગોળી.

સમય—દિવસમા ત્રણ વખત,

અનુપાન—સ્હેજ ગરમ પાણી સાથે અથવા કુમાયાસવ સાથે

ઉપયોગ—યકૃત, પ્લીહા, પેટની કોઇ પણ ગાઠ આ પ્રયોગથી બરાબર મટી ભૂખ લાગે છે અને લોહી સાફ થઇ પેટ ચોખું થાય છે '

---

## ૧૩૬ ક્ષયહર પ્રયોગ.

બનાવટ—ગળોસત્વ તો ૦૧ પીપર તો. ૦૧

સુવર્ણમાક્ષિક ભસ્મ તો. ૦૧ પ્રવાલ ભસ્મ તો. ૦૧

રીત—ઉપરની દવા વાટી તેના આઠ પડીકા બનાવી લેવા તેમાથી દીવસમા ચાર પડીકાં દર ત્રણ ત્રણ કલાકે મધ સાથે આપી ઉપર દુધ પીવરાવવુ.

ઉપયોગ—નબળાઇ, ક્ષય, ક્ષીણતા, શરીરની કૃષ્ણતા, ઉધરસ, શ્વાસ, જીર્ણજ્વર વગેરે મટે છે.

---

## ૧૩૭ ક્ષય કેસરી યોગ.

બનાવટ—મરી, પીપર, ફુલાવેલીફટકડી, નવસાર એ દરેક બે બે તોલા, શુદ્ધ વછનાગ ૧ તોલો મેલવી તેને બારીક વાટી રાખવુ

પ્રમાણ—૧ થી ૩ રતીભાર. દિવસમા ત્રણ વખત.

અનુપાન—સાકરના ભૂકામા ઉપરની દવા લેવી. અને ઉપર દુધ પીવું.

ઉપયોગ—ક્ષય, ઉધરસ, શળેખમ, શરદી, તાવ અને ઈટાટીઆની ખાસી મટે છે.

---

## ૧૩૮ પુષ્યાનુગ ચુર્ણ.

બનાવટ—કાળીપાટ, રસવતી, મોથ, જુખુના કડીયા, આંબાની ગોટલી, પાષાણભેદ, લોધ્ર, મજીઠ, કમળનીકેશર, બીલીનો ગરભ મોચરસ, નાગકેશર મોનાગેરૂ, શુંઠ, કાયફલ, મરી, રક્તચંદન, અરડુંમો, ધાવડીના ફુલ, દ્રાક્ષ, મારીચામુળ, જેઠીમધ, કડાછાલ, અતિવિષ અર્જુનછાલ, કાળીપાટ, સમભાગે લઇ ચુર્ણ કરી બાટલી ભરી રાખવી.

અનુપાન—મધ સાથે ચાટી ઉપર ચોખાનું ધોણ પીવું.

પ્રમાણ—૦। તોલો સવાર સાંજ બે વખત

ઉપયોગ—પ્રદર, રક્તપ્રદર, રક્તાર્શ, અતિસાર, રક્તાતિસાર, યોનીદાહ, કૃમિરોગ, ઋતુદોષ વગેરે મટે છે. આ દવા ખાસ કરી પ્રદર રોગમાં બહુજ વપરાય છે.

---

## ૧૩૯ દશન સંસ્કાર ચુર્ણ.

બનાવટ—શુંઠ, હરડેછાલ, મોથ, કાથોઉચો, બાળેલી સોપારીના કોલસા, મરી, લવંગ, તજ એ દરેક ચીજ એકેક તોલો લેવી તથા ચાકનો બારીક ભુકો તોલા ૮ લેવો.

રીત—દરેક ચીજને વાટી ધુટી કપડે ચાળી લેવું

ઉપયોગ—આ મંજન સવારે દાંતે ઘસવાથી દાંત સાફ રહે છે દરદ મટે છે, પરૂ થતું અટકે છે મોઢાના દરદો મટી દાંત મજબુત બને છે. મોઢામાંથી ખરાબ વાસ નીકળતી બંધ પડી મોં સુવાસિત બને છે. હમેશા વાપરવામાં વાંધો નથી.

સૂચના—મંજન લગાડયા બાદ તે ઘસીને પછી સ્વચ્છ પાણીથી કોગળા કરી નાખવા જોઇએ.

# ૧૪૦ જાતીફલાદિ ચુર્ણ.

બનાવટ—જાયફલ, વાવડીંગ, ચિત્રક, શુંઠ, તગર, તલ, તાલીસ પત્ર, સુખડ, લવંગ, કલોજી, કપુર, હરડે, આમળા, મરી, પીપર, તજ, વંશલોચન, એલચી તમાલપત્ર, નાગકેશર, એ દરેક તોલો તોલો લેવા તથા શુધ્ધ ભેકેલીભાંગ તોલા ૯ અને સાકર તોલા ૨૯ લઇ કુટી ચુર્ણ કરી બાટલી ભરી રાખવી

પ્રમાણ--૬થી ૧૨ રતીભાર.

અનુપાન—મધ સાથે

ઉપયોગ—ક્ષય, ઉધરસ શ્વાસ, સંગ્રહણી, ઝાડા, મરડો, મંદાગ્નિ, મળેખમ વગેરે મટે તથા ઉંઘ લાવે છે અને દરદને મટાડે છે માથાનુ દરદ તથા ઉન્માદમા પણ વપરાય છે,

---

# ૧૪૧ યવાનીખાંડવ ચુર્ણ.

બનાવટ—અજમો, દાડમબીજ, શુંઠ, આમલીની છાલ અમ્લવેતસ, ખાટાંબોર એ દરેક ચાર ચાર તોલા, કાળા મરી રા તોલા, પીપર તોલા દશ, તજ, સંચળ, ધાણા અને જીરૂં એ દરેક બબે તોલા સાકર ૬૪ તોલા. એ સર્વને ખાંડી બારીક ચુર્ણ બનાવી કપડે ચાળી બાટલી ભરી લેવી.

પ્રમાણ—૧૨ થી ૨૪ રતીભાર સવાર સાંજ બે વખત પાણી સાથે.

ઉપયોગ—પાંડુરોગ, હૃદયરોગ, સંગ્રહણી, જ્વર ઉલટી, શોષ, અતિસાર, બરલ, કબજીઆત, અરૂચી, શુળ, મંદાગ્નિ, અર્શરોગ, જીભ અને ગળાના દરદો વગેરેમા ઠીક ફાયદો આપે છે

---

# ૧૪૨ હિંગ્વાદિ ચૂર્ણ.

બનાવટ—શેકેલીહીંગ, કાળીપાટ, હરડેછાલ, ધાણા, દાડમબીજ, ચિત્રકછાલ, કચુરો, શુંઠ, અજમોદ, મરી પીપર, પળાશી, અમલવેતસ, તુલશીપાન, આમલીની છાલ, જીરૂ, પુષ્કરમુળ, વજ, ચવક, સાજી ખાર, જવખાર, સિંધાલુણ, સચળ, બીડલુણ, મીઠું, વડાગરૂં મીઠુ એ દરેક ચીજ સમભાગે લેવી. અને ચુર્ણ કરી ચાળી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૧૨થી ૨૪ રતીભાર.

સમય—જમ્યા પ્હેલા ન્હેજ ગરમ પાણી સાથે અથવા છાશ સાથે.

ઉપયોગ—વાયુ, ગોળો, હૃદયરોગ, કમળીઆત, બસ્તીશુળ, પાર્શ્વશુળ, ગુદશુળ, મુત્રકૃચ્છ, પાડુરોગ, હેડકી, યકૃતરોગ, પ્લીહા, શ્વાસ કંઠરોગ, ખાસી, મંગ્રહણી, અર્શ વગેરે મટે છે. હમેશા વાપરી શકાયછે અને સ્વાદિષ્ટ છે

---

# ૧૪૩ નારાયણ ચૂર્ણ.

બનાવટ—ચિત્રકછાલ, હરડે, બહેડા, આમળાની છાલ, શુઠ, મરી, પીપર, પલાશી, વજ, અજમો, જીરૂ, પીપળીમુળ, વરેઆળી, તુલશીનાપાન, અજમોદ, કચુરો, ધાણા, વાવડીગ, કાળુંજીરૂ, ઉપલેટ, પુષ્કરમુળ, સાજીખાર, યવક્ષાર, સિન્ધાલુણ, સંચળ, બિડલવણ, વડાગરૂંમીઠું, મીઠું એ દરેક એકેક તોલો ઈંદ્રવારૂણીના મુળ બે તોલા, નસોતર ૩ તોલા, દાતીમુળ ૪ તોલા, કાટાળા થોરનુ મુળ ૨ તોલા, એ દરેક ચીજને બારીક વાટી ચુર્ણ કપડછાણ કરી બાટલીમા ભરી લેવુ.

પ્રમાણ—૦થી ૦॥ તોલો. સવાર સાજ બે વખત.

અનુપાન—રોગ પ્રમાણે અથવા છાશ કે ગરમ પાણી સાથે,

ઉપયોગ—અર્કચૂર્ણ કબજીઆત હૃદયરોગ, પાંડુરોગ, ખાસી, શ્વાસ, ભગંદર, મંદાગ્નિ, જ્વર, કુષ્ટ, સંગ્રહણી, સ્થાવર જંગમવિષનો વિકાર વગેરેમા સારો ફાયદો આપી તમામ ઉદરરોગ મટાડી શરીર શુધ્ધ બનાવે છે

---

## ૧૪૪ નવાયસ લોહ.

બનાવટ—ચિત્રકમુળની છાલ, હરડેછાલ, બહેડા છાલ, આમડાની છાલ, પીપર, નાગરમોથ, શુંઠ, વાવડીંગ, મરી એ સર્વ દવા એક એક તોલો તેનુ ચુર્ણ કરી તેમા લોહભસ્મ તો. ૯ મેળવી ઘુંટી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૬થી ૧૨ રતીભાર સવાર સાંજ બે વખત.

અનુપાન—મધ અથવા ઘી સાથે ચાટી ઉપર દુધ પીવુ. અથવા છાશ પીવી.

ઉપયોગ—પાંડુરોગ, ભગંદર, સોજો, કુષ્ટરોગ અર્શ, ઉદરરોગ, મંદાગ્નિ, કૃમીરોગ, ત્રિદોષ, નબળાઇ વગેરે મટે છે.

---

## ૧૪૫ શિરશૂલહર ચુર્ણ.

| | | |
|---|---|---|
| બનાવટ—ફેનાસીટીન | ગ્રેન | ૫ |
| કેફીનસાઇટ્રસ | ગ્રેન | ૫ |
| સાકરનો ભુકો | ગ્રેન | ૧૦ |

રીત—ઉપરની દવાને બારીક વાટી તેના બે ભાગ કરવા. અને તેમાથી એક ભાગ દશ ચહા સાથે લઇ બીજો ભાગ દવાનો ત્રણ કલાક પછી તેવીજ રીતે લેવો.

ઉપયોગ—માથાનો સખ્ત દુખાવો, ચસકા અને શુળ મગજના એ દરદોને તરતજ આદવાથી આરામ થાય છે.

સુચના—આ દવા દમેની વાપરવી નહિ. કબજીઆત જરૂર પડએ વાપરી શકાય કેમકે હરરોજ વાપરવાથી હાની થાય છે તેમ અતિ નબળા માણસે પણ લેવી નહિ

---

# ૧૪૬ સુખવિરેચન.

બનાવટ—સુંઠ ૧ ભાગ, વરેઆરી ૧ ભાગ, સોંદીસંચળ ૧ ભાગ સાકર ૪ ભાગ, દરેકનુ ચુર્ણ એક સાથે મેળવી કપડે ચાળી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—ા થી ાા તોલા ભાર

અનુપાન—સહેજ ગરમ પાણી સાથે.

ઉપયોગ—કબજીઆત મટાડે, બનનાક સારી દસ્ત, આફરો, શુળ, વાયુ અજીર્ણ મળ બંધ વગેરે મટાડે છે. રાત્રે આ દવા ગરમ પાણી સાથે લેવાથી સવારે એક બે પેટ સાફ આવી જાય છે.

---

# ૧૪૭ અવિપતિકર ચુર્ણ.

બનાવટ—ત્રીફલા, ત્રિકટુ, મોથ, વાવડીંગ, એલચી તમાલ પત્ર, એ દશ દવા એકેક તોલો, લવંગ દશ તોલા, શાકર તોલા ૬૦ નસોતર તો ૪૦ એનુ ચુર્ણ કરી બાટલીમા ભરી લેવું

પ્રમાણ—ા થી ાા તોલો. જમ્યા પહેલાં સવાર સાંજ,

અનુપાન—નાળીએરનુ પાણી અથવા ઠંડુ પાણી

ઉપયોગ—અમ્લપિત, શુળ, હરસ, પ્રમેહ. પથરી મુત્રાઘાત વગેરે મટે, છે,

પથ્ય—દુધ, ભાત ખાવાથી. જલદી ફાયદો થાય.

---

# ૧૪૮ ગંગાધર ચુર્ણ.

બનાવટ—નાગરમોથ. ઈંદ્રયવ. બીલી, લોદ્દર, મોચરસ, ધાવડી, નાગુલ, શુંઠ, કડાછાલ, કાળીપાટ, વાળો. અતિવિષ, આબાની, ગોગલી, શુધ્ધ હીંગળો એ દરેક ચીજ સમ ભાગે લેઇ ચુર્ણ કરી લેવુ અને કપડે ચાળી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૧૨ થી ૨૪ રતીભાર દિવસમા ત્રણ વખત.

અનુપાન—મધ સાથે અથવા ચોખાના ધોણ સાથે

ઉપયોગ—અતિસાર, પ્રવાહીકા, સંગ્રહણી, મરડો મટે છે અને મળ બંધાઇને આવે છે

---

# ૧૪૯ આયુષ્યવર્ધની ગુટીકા.

| | |
|---|---|
| બનાવટ—શુંઠ તોલા ૧૨, | હરડેછાલ તોલા ૧૨, |
| પીપર તોલા ૮ | પીપરીમુળ તોલા ૮ |
| મરી તોલા ૪ | ચવક તોલા ૪ |
| તાલીસ પત્ર તોલા ૪ | નાગકેશર તોલા ૪ |
| એલચી તો ૨ | વાળો તોલા ૨ |
| તજ તો ૧ | તમાલ પત્ર તો, ૧ |

રીત—ઉપરની દવાઓનુ બારીક ચુર્ણ કરી વાટી તેમાં ખપે તેટલો (આશરે તોલા ૩૦ સુધી) જુનો ગોળ મેળવી તેમાથી ચણીઓર પ્રમાણે ગોળી બનાવી લેવી'

પ્રમાણ—૨થી ૪ ગોળી દિવસમા ત્રણ વખત,

ઉપયોગ—હરસ, મંદાગ્નિ, પીનસરોગ વગેરેમા વપરાય છે છાશ અને દુધનુ સેવન રાખવાથી સારી અસર બતાવે છે.

---

# ૧૫૦ સુરણવટી નં. ૧

**બનાવટ**--સુરણને સુકવી તેનુ ચુર્ણ તોલા ૩૨, ચિત્રક છાલ તોલા ૧૬ શુઠ તોલા ૪ કાળા મરી તોલા ૨ એ સર્વનુ ચુર્ણ લઇ તેના સમ ભાગે તેમા જુનો ગોળ મેળવી ગોળી બનાવી રાખવી.

**પ્રમાણ**-- ૦॥ થી ૧ તોલો દિવસમા બે વખત.

**ઉપયોગ**--છ પ્રકારનો હરસ રોગ મટાડવા તથા તેમા થતી પીડા ઓછી કરવા આ દવા વપરાય છે.

---

# ૧૫૧ સુરણવટી નં. ૨

**બનાવટ**--સુરણનો સુકવી કરેલો ભુકો તોલા ૧૬, વરધારો તોલા ૧૬, સફેદ મુશલી તો. ૮, ચિત્રકછાલ તો. ૮, હરડા બહેડા, આમળા, વાવડીંગ, શુઠ, પીપર, ભીલામ, પીપળીમુળ, તાલીસપત્ર, એ દરેક ચાર ચાર તોલા તજ, એલચી, મરી એ બે બે તોલા એ દરેકનું ચુર્ણ તથા તેના સમ ભાગે જુનો ગોળ નાખી ગોળી બનાવી રાખવી.

**પ્રમાણ**--॥ થી ૦॥ તોલો, દિવસમા બે વખત.

**ઉપયોગ**--મંદાગ્નિ, અર્શ, સંગ્રહણી, શ્વાસ, ખાસી ક્ષય, બરલ, હાથીપગું, સોજા, હેડકી, પ્રમેહ, ભગંદર, નબળાઇ વગેરે મટે છે. ખાસ કરી હરસના દરદીઓ માટે આ દવા ઉતમ ગણાય છે.

---

# ૧૫૨ કાંચનાર ગુગળ.

**બનાવટ**--કાચનાર વૃક્ષની છાલનો ભુકો તો ૮૦ ત્રીફળાનો જાડો ભુકો તો ૪૦ લઇ તેમા પાણી તો ૧૦૦૦ નાખી ચતુર્થાંસ કવાથ કરી કપડે ગાળી લઇ તેને ફરી ગરમ કરવું. તે કવાથ ઘટ્ટ થાય ત્યારે તેમા ત્રીફલા ચુર્ણ તો. ૨૦ ત્રીકટુચુર્ણ તો ૧૦ વરણાની છાલ તોલા ૪ એલચી, તજ, તમાલ પત્ર એ દરેક તોલો એક એક

નાખી દેવુ તથા શુધ્ધ ગુગળ તોલા ૫૦ નાખી જાડો પાક થાય ત્યારે ઉતારી લઇ પછી જરા ઘી વાળો હાથ કરી ચણી બોર પ્રમાણે ગોળી બનાવી બરાબર સુકવી બાટલીમા ભરી રાખવુ.

પ્રમાણ—૦। થી ૦॥ તોલો, સવાર સાંજ બે વખત,

અનુપાન—પાણી અથવા કાચનારનો ક્વાથ અથવા મહામંજીષ્ઠાદી ક્વાથ સાથે લેવો.

ઉપયોગ—કંઠમાળ, અપચી, અર્બુદ, ગ્રન્થી, વ્રણરોગ, ગુલ્મ, કુષ્ટરોગ, ભગંદર, રકતવિકાર વગેરે દરદોમા આ દવા લાંબો વખત દેવાથી બહુજ સારૂ પરિણામ આવે છે,

---

# ૧૫૩ કિશોર ગુગળ.

બનાવટ— હરડે બહેડા, આમડા અને ગળો એ દરેક ચીજ ૬૪ ચોસઠ તોલા જુદી જુદી લઇ ખાંડી તેના જાડા ભુકાને પાણી તોલા ૧૩૫૬ મા ઉકાળવુ અરધું પાણી રહે ત્યારે ઉતારી કપડે ગાળીને કવાથને ફરી ચુલે ચડાવી તેમા સુધ્ધ ગુગળ તોલા ૬૪ નાખી ઘટ પાક કરવો. પછી તેમાં હરડા બહેડા આમડા એ દરેકનું ચુર્ણ તોલા બે બે, ગળોનું ચુર્ણ તોલા ૪, શુંઠ, મરી, પીપર અને વાવડીંગ એ દરેક તોલા બે બે, દંતીમુળ તોલો ૧ નસોતર તોલો૧ એ સર્વનુ ચુર્ણનાખી તેને કુટી ઘી વાળા હાથથી તેની ગોળીઓ ચણી બોર પ્રમાણે કરી લઇ સુકવી બાટલી ભરી રાખવી

પ્રમાણ—તો. ૦। થી ૦॥ સુધી સવાર સાંજ બે વખત

ઉપયોગ—વાતરકત, ખરજવુ, કુષ્ટ, વ્રણ, પ્રમેહ, ઉદરરોગ, અગ્નિમાંધ, ખાંસી, સોજા, પાંડુરોગ, રકતવિકાર વગેરે મટે છે, અને શરીર શુધ્ધ થાય છે

અનુપાન—પાણી અથવા દુધ સાથે દવા લઇ ઉપર બનેનો મહામંજીષ્ઠાદિ કવાથ પીવો તો સારો ફાયદો આપે છે

ઉપયોગ—મોમા ગળી દવા ચુસવી જોઇએ તેથી ગળાના, હોઠના મોટાના તમામ દર્દો મટી મુખપાક વગેરેમા આરામ થાય છે. તથા દંતરોગ મટી દાત મજબુત બને છે મો અને દાતના દર્દોમા ઉતમ હોવાની સાથે ખાસી સ્વરભંગમા ઠીક છે.

---

# ૧૫૮ અમરસુંદરી ગુટીકા.

બનાવટ—શુઠ, મરી, પીપર, હરડે, બહેડા, આમળા પીપરી મુલ, રેણુકબીજ, ચિત્રક, લોહભસ્મ, તજ, તમાલપત્ર, એલચી, નાગ. કેશર, શુધ્ધ પારદ, શુધ્ધ ગધક, શુધ્ધ વછનાગ, વાવડી ગ, અકલકરો, મોથ, આ દરેક ચીજ સરખે વજને લઇ ચુર્ણ કરી ખરલમા ઘુટી લેવું.

રીત—પ્રથમ પારદ વગેરે રસ દ્રવ્યની ખરલમા કજજલી બનાવી તેમા બીજી દવાઓનું ચુર્ણ મેળવી, આ દવાનુ જે વજન થાય તેથી બમણા વજને ગોળ લઇ તેમા બધી દવાઓ ઘુટી લઇ ગોળી વાળવા જેવુ થતા ચણા જેવડી ગોળી બનાવી છાયે સુકવી રાખવી.

પ્રમાણ—૧ થી ૩ ગોલી.

અનુપાન—પાણી

સમય—દર ત્રણ ત્રણ કલાકે

ઉપયોગ—અપસ્માર, સન્નિપાત, દમ, ખાસી, હરસ, સર્વ જાતના વાયુના દરદો, ઉન્માદ વગેરે મટાડી જ્ઞાન તતુઓને પોતાના સરળ કાર્યમા મદદ કરે છે

---

# ૧૫૯ શંશમની નં. ૧

બનાવટ—લીબડાના ઝાડ ઉપર ચડેલી લીલોગળો લાવી તેના અકેક ઇચના ટુકડા કરી તેને પાણીથી ધોઇ લાકડાની ખાડણીમાં

નાખી છુટી તેનાથી ચાર ગણા પાણીમા ત્રણ કલાક પલાળી મુકવા પછી તેને હાથ વડે ખુબ ચોળી મસળી કુચા જેવો ભાગ હોયતે કાઢી બહાર નાખી દેવા અને જે પાણી રહે તેને કપડે ગાળી લઇ ચુલે ચડાવી દેવા અને તે ધીમે ધીમે તાપે ઉકાળી ઘટ અવલેહ ઘન-જેવો બનાવી નીચે ઉતારી મુકવી દેવા જયારે તે ખરલમા ઘુંટવા લાયક થાય ત્યારે તેમાં તે ઘનનુ વજન તોલા ૧૦ હોયતો તેમા લોહભસ્મ તો. ૧ નાખી ઘુટી લેવુ અને જરા ઘી વાળો હાથ કરી તેની મરી જેવડી ગોળી બનાવી છાયે સુકવી પછી બાટલી ભરી રાખવી,

પ્રમાણ—એક ગ્રેનની ગોળી દરેક વખતે ૪ થી ૮ સુધી લેવી

સમય—સવાર સાજ બે વખત.

અનુપાન—પાણી અથવા દુધ

ઉપયોગ—નબળાઇ, ધીકારા, જીર્ણજ્વર, પાડુ, દાહ, અગ્નિની મંદતા, ક્ષય, હૃદયરોગ, ધાતુની નબળાઇ. વગેરેમા બહુ ઉપયોગી છે. કટુ પૌષ્ટક તરીકે અને શોધક તરીકે ઠીક છે નબળા દરદીઓ માટે સારી ગણાય છે

---

## ૧૬૦ શંશમની નં. ૨

બનાવટ—શશમની નં. ૧ ની ઉપર જે બનાવટ આપવામા આવીછે તે મુજબ કાળારંગનો ગળોનોઘન તૈયાર થાય તેમા લોહ ભસ્મ નહિં નાખતા તેમા સુવર્ણ માક્ષિક ભસ્મ ઉપરના વજન પ્રમાણે નાખી ઉપર મુજબ ગોળી બનાવી રાખવી.

પ્રમાણ—એકેક ગ્રેનની ગોળી દરેક વખતે ૪ થી ૮

સમય—સવાર સાજ બે વખત

અનુપાન—દુધ કે પાણી.

ઉપયોગ—નબળાઇ, સફેદ પ્રદર, પાંડુરોગ, ધીકારા, જીર્ણજ્વર, ક્ષય, હૃદયરોગ વગેરેમા ઠીક છે

રીત—સમ ભાગે ચીજો લઇ બારીક વાટી પાણી સાથે ખરલમા ઘુટી રતીભારની ગોળી બનાવી લેવી

પ્રમાણ—૧ થી ૨ ગોળી પાણી સાથે.

ઉપયોગ—અતિસાર, મરડો, સંગ્રહણી, કોલેરા, અજીર્ણ વગેરેમા પાચન શકિત સુધારી તરત ઝાડા બંધ કરેછે મરડા અને કોલેરામા ખાસ ઉપયોગી છે રકતાતિસાર પણ બંધ કરે છે

---

# ૧૬૫ પથ્યાદિ વટી

બનાવટ—હરડે સારી લાવી તેનું ચુર્ણ તોલા ૫ લઇ તેમા સુંઠનુ ચુર્ણ તોલા ૨॥ નાખી મેળવી તેમા ખપે તેટલો ગોળ નાખી ઘુટી ગોળી ચણાેાર પ્રમાણે કરી રાખવી.

પ્રમાણ—૩થી ૬ ગોળી એક વખતે લેવી,

અનુપાન—પાણી અથવા રોગ મુજબ.

સમય—રાત્રે અથવા જરૂર જણાય ત્યારે

ઉપયોગ—તમામ રોગમા વપરાય તેવી ઉતમ દવા છે આ દવાથી દસ્ત સાફ આવી વાયુ શાંત થાયુ છે અને આજકાલ સર્વ રોગનુ મુળ તપાસીશું તો તેમા પ્રથમ વાયુ અને કબજીઅતજ મુખ્ય જણાય છે. આ સાદી દવાથી મહાત્મા લોકો ભયંકર વ્યાધિઓ મટાડી ચમત્કાર બતાવી ગયા છે તેજ આ શાસ્ત્રીય પ્રયોગ છે. દરેકને બનાવી વાપરવા ભલામણ છે.

---

# ૧૬૬ રાજેન્દ્ર વટી.

બનાવટ—કસ્તુરી તો૦ ૨    ભીમસેની કપુર તો૦ ૪

અફીણ તો૦ ૪    કેશર તો૦ ૮

જાયફળ તો૦ ૮    જાવંત્રી તો૦ ૮

તજ તો૦ ૮ લવંગ તો૦ ૮

એલચી તો૦ ૮ અકલકરો તો૦ ૮

રીત—દરેકનું બારીક ચૂર્ણ લઇ નાગરવેલના પાનના રસમા ઘુંટી મગના દાણા પ્રમાણે ગોળી વાળી સુકવી બાટલી ભરી રાખવી,

પ્રમાણ—૧ થી ૪ ગોળી દુધ સાથે

ઉપયોગ—શરદી, ખાસી, શળેખમ, શ્વાસ, નબળાઇ, ઝાડા, અજીર્ણ, વાયુ, ધાતુશ્રાવ, વીર્યનું, પાતળાપણું, સ્વપ્નશ્રાવ, બાળકોની નબળાઇ, ઝાડા, ખાસી, સરદી, આચકી વગેરે તમામ દરદોમા તરતજ ફાયદો આપે છે અને સ્ટીમ્યુલંટ (ઉતેજક) દવા તરીકે કોઇપણ દરદમાં સારો ફાયદો બતાવે છે.

સુચના—આખા દિવસમા ૧૨ થી વધારે ગોળી ન લેવી. અને બચ્ચાને એક ગોળીથી વધારે એક વખતમા ન આપવી આખા દીવસમા બાળકને ત્રણ ગોળી આપી શકાય છે.

---

# ૧૬૭ જાતીફલાદી વટી.

બનાવટ—જાયફળ, અફીણ, ખારેકનો ભૂકો. દરેક એકેક તોલો લઇ વાટી પાણી સાથે ઘુટી રતીભારની ગોળી બનાવી રાખવી.

પ્રમાણ—એકથી બે ગોળી.

અનુપાન—પાણી કે છાશ સાથે,

સમય—દર ચાર ચાર કલાકે દિવસમા ત્રણ વખત.

ઉપયોગ—અતિસાર, સંગ્રહણી, આમાતિસાર કે પ્રવાહીકા મટે

સૂચના—આ દવામા અફીણ મુખ્યભાગે સમ ભાગે આવે છે માટે ધ્યાન રાખીને વાપરવી અને બાળકને આ દવા બનતાં સુધી આપવીજ નહિ

---

પથ્ય—આ દવા ચાલુ હોય ત્યારે પચે તેવો પૌષ્ટિક ખોરાક લેવો અને દરદને અનુકુળ થાય તેવુ પથ્ય પાળવુ

# ૧૭૯ મહાલક્ષ્મીવિલાસ રસ.

બનાવટ—લોહભસ્મ તો. ૧, શુધ્ધ ગંધક તો, ૨, રસસિંદુર તો, ૨, અભ્રક ભસ્મ તો ૪, બંગ ભસ્મ તો, ૧, રૌપ્ય ભસ્મ તો. ૧, તામ્રભસ્મ તો, ૧, સુવર્ણ માક્ષિક ભસ્મ તો. ૧, જાયફળ તો. ૧, જાવત્રી તો. ૧, વરધારાના બીજ તો. ૧, કનકબીજ શુધ્ધ તો, ૧. ધોળી મુશલી તો ૨, ભીમસેની કપુર તો. ૧, શુંઠ, મરી, પીપર, લવંગ, એલચી, મોથ અને શુધ્ધ ભાંગ એ દરેક અકેક તોલો તથા સુવર્ણ ભસ્મ તો ાા

રીત—દરેક વસ્તુ જુદી જુદી બારીક વાટેલી લેવી અને તેને એક પછી એક ખરલમા મેળવતા જવુ, બરાબર ચીજો મળી જાય ત્યાર બાદ એક દીવસ ઘુંટી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૨ થી ૩ રતીભાર

સમય—સવાર સાંજ બે વખત.

અનુપાન— મધ અથવા માખણ સાથે ચાટી ઉપર દુધ પીવું

ઉપયોગ— ક્ષયરોગ, ખાસી, શરદી, શળેખમ, હૃદયરોગ, છાતીનુ શુળ, પ્રદર, પ્રમેહ, મધુપ્રમેહ, દમ, અતિશયનબળાઇ, માથાનુ દરદ વગેરે મટે છે તેમજ મગજ પુષ્ટ થઇ ધાતુ ક્ષીણતા મટી અશકિત દુર થાય છે. વાજીકરણ ગુણ સાથે પૌષ્ટિક અને ઉતેજક છે

# ૧૮૦ મન્મથવિલાસ રસ.

બનાવટ—રસસિંદુર તો, ૧, પારદ તો. ૨, ગંધક તો ૨, અભ્રકભસ્મ તો ૧ાા- લોહભસ્મ તો ૧૦, સફેદ મુશળી તો. ૪, ભીમસેની કપુર તો ૧, ચોપચીની, જાયફળ, લવંગ, અજમોદ, મરી

ગળી, એલચી બીજ એ દરેક ગોક એક તાલા એખરો, જાવત્રી, સીંડીપીપર કેનકબીજ શુંક, અકલકરો એ દરેક દોઢ દોઢ તોલા, સેમળાની છાલ તો પાા, આસુંદ તો ૫. ઝેરકાચલા તો ૪, બળદાણા તો, ૯ આમળા તો, ૫, શતાવરી તો પાા,

રીત—પ્રથમની પાચ વસ્તુઓ ખરલમાં જુદી મેળવી પછી તેમા બામસેની કપુર નાખી દેવુ અને ત્યાર બાદ દરેક વસ્તુનુ બારીક ચુર્ણ લઇ તેમા મેળવી દઇ ખરલમા ઘુટી નાગરવેલના પાનના રસમા ચણોઠી પુરની ગોળી બનાવી છાયે મુકવી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૨ થી ૪ ગોળી

સમય—સવાર સાંજ બે વખત.

અનુપાન—દુધ અથવા પાણી અનુકુળ જણાય તે.

ઉપયોગ—આરોગ્ય સાચવવા તથા શકિત વર્ધક પૌષ્ટિક દવા તરીકે ચાલુ વાપરી શકાય છે. બીમારી પછીની નબળાઇ, નેત્રરોગ, વીર્યશ્રાવ, મગજની કે ધાતુની નબળાઇ મટાડી શકિત વધારે, તથા વીર્ય, બળ, કાંતિનો વધારો કરે હમેશા વાપરવાથી સારો ફાયદો બતાવે સુવાનો માટે ઉતમ દવા છે

સુચના—નાના બાળકો કે સ્ત્રીઓ માટે પણ પાષ્ટિક તરીકે વપરાય છે.

---

## ૧૮૧. કૃમિકુઠાર રસ.

બનાવટ—કપુર તો૦ ૮
અજમો તો૦ ૨
વાવડીંગ તો૦ ૧
કેશર તો૦ ૧
પીતપાપડો તો૦ ૧
ત્રાયમાણ તો૦ ૧
કડાછાલ તો૦ ૧
હીંગળો શુધ્ધ તો૦ ૧
વછનાગ શુધ્ધ તો૦ ૧

રીત—દરેક દવાનુ ચૂર્ણ લઇ ખરલમા ઘુટી તેને પ્રથમ પલાશી પછી ભાંગરો પછી ઉંદરકાનીના રસની અથવા ક્વાથની એકેક

બંગ ભસ્મ તો૦ ૩ મુક્તાપિષ્ટી તો૦ ૪
પ્રવાલપિષ્ટિ તો૦ ૪ કસ્તુરી તો૦ ૦।
ભીમસેની કપુર તો૦ ૦।।

રીત—પ્રથમની સાત દવાઓને ખરલમા નાખી ઘુટી તેને ગાયનુ દુધ, અરડુશીનો રસ, હળદરનો ક્વાથ, કેળના કદનો રસ, ગુલાબના ફુલનો સ્વરસ, ચમેલીના ફુલનો રસ, તુલસીના પાનનો રસ, એ દરેકની એકેક ભાવના આપી સુકવી તેમા કસ્તુરી તથા ભીમસેની કપૂર મેળવી ઘુટી બાટલી ભરી લેવી.

પ્રમાણ—૧ થી ૨ રતીભાર સવાર સાંજ બે વખત

અનુપાન—માખણ અથવા મધ સાથે ઉપર દુધ પીવું

ઉપયોગ—તમામ પ્રકારના પ્રમેહ, મધુપ્રમેહ, વીર્યશ્રાવ, નમર્દાઇ, ધાતુક્ષીણતા, સ્વપ્નશ્રાવ, પ્રદર, બહુમુત્ર, સોમરોગ વગેરે મટાડી અને શક્તિ આપે છે વીર્યવર્ધક અને કામોતેજક છે.

---

## ૫૮૫ જયવટી.

બનાવટ—શુધ્ધ મનશીલ ૧ તોલો, શુધ્ધ હરતાલ ૧ તોલો શુધ્ધ ગંધક ૧ તોલો, શુધ્ધ પારદ તોલો ૧।। લઇ મર્દન કરી તેમા તામ્રભસ્મ તોલા ૪।। નાખી ઘુટી આકડાના દુધમા તથા ભોરીગણીના રસમાં, ગળોના રસમા, ત્રિફલાના ક્વાથમા, ચિત્રકના અને ચવકના ઉકાળામા જુદી જુદી એક એક ભાવના આપી મર્દન કરી એક ગોળો કરી લેવો. તે ગોળાને સુકવી તેનાપર આકડાના પાન વીંટીને ઉપર દશ કાપડ માટી કરી તેને સુકવી કુકુટ પુટમા પકાવી લેવું. ઠંડુ થયા બાદ ઉપરની કપડ માટી તથા પાન વગેરે દુરકરી બહુજ સભાળથી તેમાનો ગોળો કાઢી લઇ ખરલમા ઘુટી તેનું વજન સાત તોલા થાય તો તેમા શુદ્ધ વછનાગ, ફુલાવેલો ટંકણખાર, પીપર, કાળા મરી, એ દરેક દવાઓ ચૌદ ચૌદ આનીભાર તથા શુદ્ધ નેપાળો તોલા ૩।।

નાખી મર્દન ઘુંટી તેને લીંબુનો રસ તથા આદુનો રસ નાખી એકેક ભાવના આપી ઘુંટી મગ પ્રમાણે ગોળી બનાવી લેવી.

પ્રમાણ—એક ગોળી વધુ જરૂર હોયતો બે ગોળી સવાર સાંજ દેવી.

અનુપાન—પતાસામાં મુકી ચાવી જવી અથવા મધ સાથે લેવી.

ઉપયોગ—કફજ્વર, વાતજ્વર, શ્વાસ, ખાંસી, મંદાગ્નિ, હરસ પાંડુરોગ, ભગંદર વગેરેમાં હીત છે. ખાસ કરી આ ગોળીથી દસ્ત બે ત્રણ આવી પેટ સાફ થઇ જ્વર ઉતરી જાય છે અનુપાન ભેદથી તમામ દરદમાં વપરાય છે.

---

## ૧૮૬ સૂતરાજ રસ.

બનાવટ—શુધ્ધ પારો, શુધ્ધ ગંધક, શુધ્ધ વછનાગ, ફુલાવેલો ટંકણખાર, દંતિ બીજ એકેક તોલો, શુધ્ધ ધતુરાના બીજ તો ૪

રીત—ઉપરની દવાઓનું બારીક ચૂર્ણ લઇ એક દિવસ ખરલમાં વાટી તેને ધતુરાના બીજ તો ૧ તથા વછનાગ તો. ૧ લઇ તેનો ઉકાળો કરી તેના ત્રણ પટ આપવા પછી ત્રિકટુ તો. ૨॥ લઇ તેનો ઉકાળો કરી તેના પાંચ પટ આપવા અને પછી અડદના દાણા જેવડી ગોળી બનાવી સુકવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—બે ગોળી.

અનુપાન—પાણી સાથે.

ઉપયોગ—કફજ્વર શળેખમ શરદી ન્યુમોનીઆ ઇન્ફલુએંઝા વગેરેમાં સારો ફાયદો આપે છે

---

## ૧૮૭ કર્પૂર રસ.

બનાવટ—શુદ્ધ હિંગળો, અફીણ, મોથ, ઇંદ્રજવ, જાયફળ, કપુર સર્વ સમભાગે લેવા.

રીત—દરેકનુ બારીક ચુર્ણ લઇ પાણીમા ઘુટી રતીભારની ગોળી બનાવી સુકવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૨થી ૪ ગોળી.

અનુપાન—પાણી સાથે.

સમય—દર ચાર કલાકે દિવસમા ત્રણ વખત લેવી

ઉપયોગ—જવરાતિસાર, સંગ્રહણી, ઝાડા, રક્તાતિસાર વગેરે મટે.

---

## ૧૮૮ ગંધક રસાયન.

બનાવટ—પ્રથમ ગંધક આમળસારો શેર ૦॥ લાવી તેનો ભૂકોકરી તેને ઘી શેર ૦॥ માં નાખી ધીમે તાપે ગરમ કરી જયારે તે રસ થાય ત્યારે એક વાસણ મોટુ લઇ તેમા દુધ શેર ૨ નાખી ઉપર કપડુ જીણું બાધી તેના ઉપર ગરમ કરેલુ ગંધક ઘી સાથે રેડવુ ઘી અને દુધને વાસણમા મુકી દઇ તેમાથી ગંધક કહાડી લઇ તેને ગરમ પાણીથી ધોઇ સાફ કરી તેનો ભૂકો બનાવી ખરલમા વાટવુ અને તેને ગાયનુ દૂધ, એલચીનો ઉકાળો, તજનો ઉકાળો, તમાલપત્રનો ઉકાળો, નાગકેશરનો ઉકાળો, ગળોનો રસ, હરડેનો ઉકાળો, બહેડાનો ઉકાળો, આમળાનો ઉકાળો, શુંઠનો ઉકાળો, ભાંગરાનો રસ, તથા છેવટે આદુના રસની એમ દરેકની જુદી જુદી એક એક ભાવના આપી ઘુટતા ઠીક સુકાય ત્યારે કપડે ચાળી લેવુ.

પ્રમાણ—૬ થી ૧૨ રતીભાર

અનુપાન—બે આનીભાર સાકરના ભુકામા દવા લઇ દુધથી ઉતારવી

સમય—સવાર સાજ બે વખત.

ઉપયોગ—મંદાગ્નિ, ખસ, ખરજવુ, ચેળ, પાડુરોગ, અંડવૃધ્ધિ, જીર્ણજવર, વાતરકત, પ્રમેહ, ધાતુક્ષય, શુળ, કુષ્ટરોગ, સોમરોગ, હરસ, વાતરોગ, રકતવિકાર, વગેરેમા વપરાય છે

પથ્ય—આ દવા ખાનારે મરચા, તેલ, ખટાઇ, અને અથાણા વિગેરેથી દુર રહેવુ તથા ઘી દુધનુ વધારે સેવન રાખવુ.

---

## ૧૮૯ ગ્રહણીકપાટ રસ.

બનાવટ—ગુંદ, મરી, પીપર, શુધ્ધ ગંધક, ટંકણખાર ફુલા-વેલા, શુધ્ધ પારદ, કોડીની ભસ્મ, શુધ્ધ વછનાગ એ દરેક દવા સમ ભાગ લેવી.

રીત—ઉપરની દવાનુ બારીક ચુર્ણ લઇ પ્રથમ પારદ ગંધ-કની કાજલી કરી તેમા ઘુંટી લીબડાના પાનનો રસ નાખ ઘુટી અડદ જેવડી ગોળી બનાવી સુકવી રાખવી,

પ્રમાણ—૨થી ૮ ગોળી, દીવસમા બે વખત.

અનુપાન—મરી, સાકર અને ઘી સાથે ઉતારવી. ઉપર પાણી પીવુ,

ઉપયોગ—સંગ્રહણી અને ઝાડાના રોગમા ઉતમ છે

---

## ૧૯૦ ચંદ્રકળા રસ.

બનાવટ—શુધ્ધ પારદ, તો ૧ શુધ્ધ ગંધક તો ૨, તામ્ર ભસ્મ તો ૧ અભ્રક ભસ્મ તોલો ૧ કડુ તો ૧ ગળોસત્વ તો ૧ ખડસલીઓ તો ૧ ચદનનો ભૂકો તો. ૧ વાળો તો, ૧,, માધવી તો. ૧ સારીવા તો ૧ સર્વનુ બારીક ચુર્ણ લેવુ

રીત—ઉપરની માત્રાઓ ઘુટી તેમા ચુર્ણ મેળવી ને સર્વને નાગરમોથનો કવાથ, દાડમનો રસ, ધ્રોખડનો સ્વરસ, કેવડાનો સ્વરસ, દુધ, સહદેવીનો રસ, કુવારનો રસ ખડસલીઆનો કવાથ રામતુલશીનો રસ, શતાવરીનો કવાથ કે રસ, કાળીદરાખનો કવાથ એ દરેકની જુદી જુદી એકેક ભાવના આપી ઘુટી સુકાવી બાટલી ભરી લેવી

પ્રમાણ—૨થી ૪ રતીભાર દિવસમા બે વખત.

## ૧૯૫ કાળો રસ.

બનાવટ—શુધ્ધ પારો તો. ા શુધ્ધ ગંધક તો ા ફુલા-વેલ ટંકણખાર તો. ૨. શુધ્ધ નેપાળો તો ૩ા એરંડીની બીજ તો. ૪ શુંઠ તો રા કાળા મરી તો. ૧ા નસોતરની છાલ તો. રા હરડે છાલ તો. ૬ એ દરેકનુ ચુર્ણ લેવું.

રીત—પ્રથમની બે દવાની કજળી કરી તેમા બીજી દવાઓ કુટી મેળવી સાત દીવસ ખરલેમા વાટવુ એટલે કાળો રસ થશે

પ્રમાણ—રતી બે ભાર અથવા તેથી ઓછો, પ્રકૃતિ પ્રમાણે લેવાય

અનુપાન— ગરમપાણી સાથે લેવુ

ઉપયોગ—પેટનુ શુળ, શ્વાસ, ઉધરસ, સમણી, વરાવ, અજીર્ણનુ રોગ, હડખવા, પાંડુરોગ, જવર, શાળસ, વિષમજ્વર જીર્ણજવર, ત્રિદોષ ટક મળવિકાર વગેરેમા પેટ સાફ કરી જુલાબ લાવે અને શરીરનુ શોધન કરી ઉપરની દરેક વ્યાધિ મટાડે

સુચના—જુલાબ બંધ કરવા ખીચડી, ઘી ખાવુ અને તરસ લાગે કે જુલાબ બંધ કરવો હોયતો સાકર વાળુ પાણી પીવુ, અને જુલાબ ન લાગે તો તડકે બેસવુ, અને ચહા પીવો.

---

## ૧૯૬ પશુપતિનાથ રસ.

બનાવટ—શુધ્ધ પારદ ગંધક, હિંગળો, શુંઠ, મરી, પીપર, લવંગ, સિંધાલુણ, સચળ, વડાગરું મીઠુ, ટીગ, લોહભસ્મ. કપુર, હરડેછાલ, ટંકણખાર, કોડીની ભસ્મ, શંખ ભસ્મ, છીપ ભસ્મ દરેક ચીજ એકેક તોલો લેવી

રીત—દરેક વસ્તુનુ ચુર્ણ લેવુ તેમા પ્રથમ પારદ ગધકની કજ્જલી કરી તેમા હીંગળો મેળવી ઘુટી બીજી બાકીની ચીજો મેળવી દઇ તેને લીંબુના રસમા ઘુટી ચણા જેવડી ગોળી વાળી છાયે સુકવી બાટલીમા ભરી રાખવું.

પ્રમાણ--૪થી ૬ ગોળી.

સમય—સવાર સાંજ બે વખત

અનુપાન--ઘી સાથે ચાટવી અથવા પાણી સાથે લેવી.

ઉપયોગ--અજીર્ણ, મંદાગ્નિ અરૂચી, મોળ, ગુલ્મ, શુળ, અગ્લ, લીવરની ગાંઠ, ટાલ્હી ગાંઠ વગેરે તમામ પેટના દરદો મટે છે,

---

## ૧૯૭ પ્રતાપ લંકેશ્વરરસ.

બનાવટ—શુધ્ધ પારદ ૧ ભાગ, અભ્રક ભસ્મ ૨ ભાગ
ગંધક શુધ્ધ ૧ ભાગ, મરી ૩ ભાગ,
લોહ ભસ્મ ૪ ભાગ, શંખ ભસ્મ ૮ ભાગ,
વછનાગ ૧ ભાગ, અડાયાછાણાની રાખ ૧૬ ભાગ

રીત—આ દવાને બારીક વાટી કપડછાણ કરી બાટલીમા ભરી રાખવુ.

પ્રમાણ--૩ થી ૬ રતીભાર

અનુપાન—મધ સાથે

ઉપયોગ—સુવાવડી સ્ત્રીના તમામ રોગોમા આ દવા અજબ કામ કરે છે તાવ, ખાસી, માથાનું દરદ, વાયુ, શરદી, આચકી, સુક વાતરોગ, કફરોગ, ત્રિદોષ, અતિસાર, વગેરેમા વપરાય છે અને સારો ફાયદો આપે છે

---

## ૧૯૮ પ્રદરારી રસ.

બનાવટ—રસસિંદુર તો૦ ૨ બંગભસ્મ, લોહભસ્મ, યશદ ભસ્મ, અફીણ, કેળનો કંદ, કમળનો કંદ, શતાવરી, એ દરેક તો. એક એક લેવા

રીત—દરેક વસ્તુનું બારીક ચુર્ણ લઇ તેને ખરલ કરી તેમા આગોપાલવની છાલના ઉકાળાની ત્રણ ભાવના આપી ઘુટી ચણા જેવડી ગોળી વાળી રાખવી

પ્રમાણ—૩થી ૬ રતીભાર,

અનુપાન—મધ સાથે ચાટી જવું.

સમય—સવાર, બપોર અને સાંજ ત્રણ વખત.

ઉપયોગ—તમામ જાતના પ્રદરને મટાડે છે

---

## ૧૯૯ કલ્પતરૂ રસ.

બનાવટ—શુધ્ધ પારદ ૧ તોલો, શુધ્ધ ગંધક ૨ તોલા,
શુધ્ધ વછનાગ તોલો ૧, શુધ્ધ મનશીલ ૧ તોલો
સુવર્ણ માક્ષિકભસ્મ તો, ૧ ફુલાવેલ ટંકણખાર તો ૧
શુઠ તો. ૨ પીપર તો. ૨
મરી તોલા ૧૦

રીત—પ્રથમ પારદ ગંધકની કજજલી કરી તેમા બીજી ચીજો અનુક્રમે ધીમેથી મેળવી ઘુટી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૬થી ૧૨ રતીભાર,

અનુપાન—મધસાથે

ઉપયોગ—કફજ્વર, શરદી, ખાસી, શ્વાસ, હાફણ, વગેરે મટે છે તથા મુર્છા વાળા દરદીને આ દવાની ચપટી ભરી નાકમા નાખવાથી શુદ્ધિ આવે છે. બાળકોના તાવ અને ખાસીમા ઠીક ફાયદો આપે છે.

---

## ૨૦૦ હેમાભ્રરસસિંદુર.

બનાવટ—અભ્રકભસ્મ રસસિંદુર અને સુવર્ણભસ્મ સમ ભાગે લઇ તેને આદુના રસમા ઘુંટી રતીભારની ગોળી બનાવી લેવી.

ઉપયોગ—ક્ષય, ખાસી, શ્વાસ, પાડુરોગ, કમળો, સંગ્રહણી, ધાતુક્ષય નબળાઇ વગેરે મટે છે

પ્રમાણ—૨ ગોળી. અનુપાન—દુધ સાથે સવાર સાંજ લેવી.

# ૨૦૧ શ્વાસચિંતામણી રસ.

બનાવટ—શુધ્ધ પારદ, ગધક, તામ્રભસ્મ, શુકિતભસ્મ, શખ ભસ્મ એ દરેક એક એક તોલો તથા અભ્રક ભસ્મ તો. ૧।। મુકતા ભસ્મ તો. ૦। સુવર્ણભસ્મ તો ૦। રૌપ્યભસ્મ તો ૦। સુવર્ણમાક્ષિક ભસ્મ તો. ૧ ટકણખાર, વછનાગ, શુઠ, મરી, પીપર, મનશીલ, કન ટબીજ એ દરેક તોલો એક એક દરેકને માફકરી જુદા જુદા વાટેલા લેવા

રીત—ઉપરની દવાઓમાંથી પ્રથમ માત્રાઓને ખરલમા ઘુટી તેમાં બીજી દવાઓનુ બારીક ચુર્ણ મેળવી તેને ભોરીગણીના ડોડવાનો, નગોડ અને આદુનો રસ જુદો જુદો કાઢી તેની એક એક ભાવના આપી ઘુટી ગોળીક કરી સુકવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૩ થી ૬ રતીભાર. મધ અથવા પાણી સાથે દિવસ મા બે વખત સવાર સાજ લેવી.

ઉપયોગ—પાચ પ્રકારનો શ્વાસરોગ, છાતીના દરદ, હેડકી, ખાસી, દમ વગેરે મટે છે

---

# ૨૦૨ મનમથાભ્ર રસ.

બનાવટ—

| | |
|---|---|
| શુદ્ધ પારદ તોલા ૪ | શુદ્ધ ગધક તોલા ૪ |
| અભ્રક ભસ્મ તોલા ૨ | ભીમસેની કપુર તો, ૧ |
| બંગ ભસ્મ તો. ૦।। | તામ્રભસ્મ તો ૦।। |
| લોહ ભસ્મ તો ૧ | વિદારી કદ તો. ૦।= |
| વરધારો તો ૦।= | શતાવરી તો ૦।= |
| જીરો તો. ૦।= | એખરો તો ૦।= |

| | |
|---|---|
| કૌચબીજ તો. ૦= | અતિવિષ તો ૦= |
| જાયફળ તો. ૦= | લવગ તો. ૦= |
| ભાગના બીજ તો. ૦= | અજવાન તો. ૦= |
| સફેદરાળ તો. ૦= | બળબીજ તો ૦= |

રીત—પ્રથમ પારદ ગધકની કજ્જલી બનાવી તેમા ભસ્મો મેળવી પછી બાકીની ચીજ નાખી ઘુટી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૨થી ૩ રતીભાર સવાર સાજ બે વખત

અનુપાન—મધ સાથે ચાટી જઇ અને ઉપર દુધ પીવુ

ઉપયોગ—ધાતુ ક્ષીણતા, નબળાઇ, વીર્યશ્રાવ, નસોની કમજોરી, સ્ત્રી પ્રસગમા મદ ઉત્સાહ, અને શુક્રનુ પાતળા પણુ મટાડી અજબ શકિત લાવે છે,

---

## ૨૦૩ વાતરાક્ષસ રસ.

બનાવટ—પારદ શુધ્ધ, ગધક શુધ્ધ, રસસિદુર, અભ્રક ભસ્મ, તામ્રભસ્મ, લોહભસ્મ, નાગભસ્મ, દરેક તોલો એક એક લેવી. શુદ્ધ રસકપુર તો. ૦ા શુઠ, મરી, પીપર, લવગ, સુખડ, હરડે છાલ, ચણોઠીનુ મુળ લીબડાનો ગુદ, ગોરડનો ગુદ, એ દરેક તોલો અર્ધ અર્ધ લેવા અને શીલાજીત તો. ૧ લેવી.

રીત—ઉપરની દવાઓનુ બારીક ચુર્ણ લઇ તેમા માત્રાઓ મેળવી ખરલમા નાખી પછી તેને ચિત્રક, આદુનો રસ, એરડાના મુળ, અને ગરનાના ઉકાળાની અકેક ભાવના આપી ઘુટી રતીભારની ગોળી કરી સુકવી રાખવી અથવા ભુકો રાખવો

પ્રમાણ—૩ થી ૬ રતીભાર સવાર સાજ બે વખત.

અનુપાન—ઘી સાથે દવા ચાટી ઉપર મહારાસ્નાદિ કવાથ પીવો

ઉપયોગ—તમોમ જાતના વાતરોગ જેવાકે, પક્ષાઘાત, સધીવા લકવો, ઉરૂસ્તભ, ગાઠીયો વાયુ, અડદીયો વાયુ, ટચકયુ, વગેરેમા, ખાસ સભાળ પુર્વક વાપરતા સારો ફાયદો આપે છે. નવા અને જુના દરેક વાના દરદ માટે સારો ઉપાય છે.

## ૨૦૪ સુધાનીધી રસ.

બનાવટ—સુવર્ણ માક્ષિક ભસ્મ, મંડુર ભસ્મ, ફુલાવેલ ટંકણખાર એ દરેક એક એક તોલો, કચુરો, જીરૂં, નાગકેશર, કપુર, ચણકબાબ, મોથ, હરડેછાલ, કટકડી એ દરેક તોલા ૦।। અરધ લેવા તેને સર્વને ઘુંટી કપડે ચાળી ખરલમા નાખી પછી તેને વાળો, દ્રાક્ષ, કમળના ફુલનો કવાથ પ્રથક પ્રથક બનાવી તેની એકેક ભાવના આપી ઘુંટી રતીભારની ગોળી બનાવી સુકવી રાખવી.

પ્રમાણ—૬થી ૧૨ ગોળી સવાર સાંજ બે વખત.

અનુપાન—પાણી સાથે લેવી

ઉપયોગ—શરીરના કોઇપણ ભાગમાથી પડતું લોહી બંધ કરવા માટે આ દવા વાપરવાથી ઠીક ફાયદો આપે છે

---

## ૨૦૫ શ્રીનીલકંઠ રસ.

| | |
|---|---|
| બનાવટ—ચંદ્રોદય તોલો ૧ | શુધ્ધ પારદ તો, ૦।। |
| સુવર્ણ તોલો ૦। (વરક લેવા) | ગંધક તોલો ૦।। |
| અભ્રક ભસ્મ તો ૦।≈ | લોહ ભસ્મ તો ૦।≈ |
| બંગભસ્મ તો ૦।≈ | છીપભસ્મ તો. ૦।≈ |
| રૌપ્ય ભસ્મ તો ૦।≈ | પ્રવાલ ભસ્મ તો ૦।≈ |
| સુવર્ણ માક્ષિકભસ્મ તો ૦।≈ | મોચરસ તો ૦।≈ |
| શીંગડાનો ગુદ તો ૦।≈ | એલચી તો. ૦।≈ |
| જાવત્રી તો ૦।≈ | હરડે છાલ તો ૦।≈ |
| આમળાની છાલ તો ૦।≈ | ત્રીકટુ ચર્ણ તો, ૧ |

રીત—ઉપરની દવાઓમાથી પ્રથમ રસ જેવા પદાર્થ લઇ તેને ખરલમા ઘુંટી તેમા બીજી દવાઓનુ બારીક ચુર્ણ મેળવી તેને શતાવરી, આસુદ, નગબીજ, ગેમળાની છાલ, ખરખોડી (જીવંતી) એના

રમની કે ક્વાથની એકેક ભાવના આપી દવા ઘુંટી તેની ત્રીજાગની ગોળી બનાવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—એક ગોળી સવાર સાંજ, બીજે માસે બબે ગોળી એમ અનુક્રમે દરમાસે એકેક ગોળી વધારતા જવી અને ઉપર દુધ પીવુ.

ઉપયોગ—યુવાની ટકાવી રાખવા અને વૃધ્ધાવસ્થા આવતી અટકાવવા માટે તેમજ દિર્ઘ જીવન પ્રાપ્ત કરવા માટે આ પ્રયોગ ઠીક છે. શક્તિ વર્ધક તરીકે પણ સારો છે અનુપાન ભેદથી આ એકજ દવા તમામ રોગમા વાપરી ફાયદો બતાવે તેવી બનાવટ છે.

---

# ૨૦૬ મહાલક્ષ્મીનારાયણ રસ.

બનાવટ—શુદ્ધ ગંધક, ટકણખાર, શુધ્ધ ઝેરકુચલા, શુધ્ધ હિંગુળ, નગોડનાબીજ, અતિવિષ, પીપર, કડાછાલ, સિંધાલુણ, વછનાગ, અભ્રકભસ્મ એ દરેક એક એક તોલો લેવા

રીત—ઉપરના ચુર્ણને દતીમુળના ઉકાળાની તથા ત્રીફળાના ઉકાળાની અંદર ત્રણ ત્રણ દિવસ ખરલ કરવુ પછી સુકાય ત્યારે ગોળા બનાવી કે ઘુટીને બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૬ થી ૧૨ ગ્રેન,

અનુપાન—મધ સાથે ચાટવુ.

ઉપયોગ—તાવ, કફ ન્યુમોનીઆ, આચકી, શરદી, છાતીમા કફ કે શરદીથી નીકળતું શુળ, (પાર્શ્વશૂળ) વગેરે મટે છે, બાળકોની આચકી માટે ખાસ વખણાયલી દવા છે,

સૂચનાં—બાળક માટે એકથી બે ગ્રેન દર બબે કલાકે દેવી કે જેથી તુરતમા આચકી માટે ફાયદો થાય છે

---

## ૨૦૭ ગર્ભવિનોદ રસ.

બનાવટ--ત્રિકટુ તોલા ૩, શુધ્ધ હિગળો તો. ૪,
જાવત્રી તો ૩ લવગ તો ૩
સુવર્ણ માક્ષિક ભસ્મ તો. ૨

રીત—દરેકને બારીક વાટી પાણીમા ઘુંટી ચણા પ્રમાણે ગોળી બનાવી સુકવી બાટલી ભરી રાખવી

પ્રમાણ—એક એક ગોળી સવાર બપોર અને સાંજ

અનુપાન—રોગ પ્રમાણે સાદી વસ્તુઓનો ક્વાથ કરી તેની સાથે અથવા પાણી સાથે

ઉપયોગ—ગર્ભિણી સ્ત્રીના તમામ દરદોમા વપરાય છે.

---

## ૨૦૮ ભૂતભૈરવ રસ.

બનાવટ--શુધ્ધ પારદ, શુધ્ધ હરતાલ, શુધ્ધ મનશીલ, લોહ ભસ્મ, શુધ્ધ સુરમો, તામ્રભસ્મ, એ દરેક એકેક તોલો શુદ્ધ ગંધક તોલા ૧૨

રીત—ઉપરની દવાને ખરલમા ઘુંટી તેને બાળકના મુત્ર વડે ભાવના દઇ સુકાવી પછી તેને લોઢાની કડાઇમા જરા જરા તાપથી શેકી લેવુ અને પછી ઘુટી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૨ થી ૪ રતીભાર

અનુપાન--ગાયનુ ઘી લઇ દવા તેમા મેળવી ચટાડી ઉપર ત્રીકટુનો ઉકાળો કરી તેમા ઘી તથા હીંગ નાખીને પાવો.

ઉપયોગ--ઉન્માદ, ગાડપણ, વાઇ, હીસ્ટીરીયા, સૂતીકાઉન્માદ વગેરે મગજના વાયુ સબધી દરદોમાં આ દવા ઠીક ગણાય છે.

---

## ૨૦૯ કામધેનુ રસ.

બનાવટ—રસસિંદુર, અભ્રકભસ્મ, નાગભસ્મ સુવર્ણમાક્ષિકભસ્મ, જસતભસ્મ, રૌપ્યભસ્મ, દરેક એકેક તોલો લઇ તેને ઘુંટી ખરલમા રાખી તેમા કેળના કંદનો રસ નાખી એક ભાવના આપી ઘુંટી સુકાવા દેવુ પછી તેમા ભીમસેની કપુર તો. ૧ નાખી દઇ ઘુંટી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૨ થી ૪ રતીભાર.

અનુપાન—પાણી કે દુધ સાથે સવાર સાજ બે વખત લેવાય.

ઉપયોગ—બધી જાતના પ્રમેહ, પ્રદર, શુક્રમેહ, મધુમેહ, જીર્ણજ્વર, ક્ષય, નબળાઇ વગેરે મટી શક્તિ આપે છે.

---

## ૨૧૦ કનકસુંદર રસ.

બનાવટ—મરી, શુદ્ધ ગંધક, હીંગળો શુધ્ધ, વછનાગ, શુધ્ધ પીપર, ટંકણખાર ફુલાવેલ, શુધ્ધ ધતુરના બીજ, એ સર્વ સમભાગે લઇ વાટી ભુકો તૈયાર કરી તેને ભાગના રસમા કે ઉકાળામા ઘુંટીને રતીભારની ગોળી બનાવી સુકવી રાખવી.

પ્રમાણ—૨થી ૪ગોળી.

અનુપાન—મધ સાથે અથવા કડાછાલના ઉકાળા સાથે

સમય—દર ચાર ચાર કલાકે અપાય

ઉપયોગ—ઝાડા, મરડા અને સંગ્રહણીમા વપરાય છે અને તે માટે ઉતમ ગણાય છે

---

## ૨૧૧ ચૈતન્ય રસ.

બનાવટ—ધોળામરી, પીપર, કાયફળની છાલ, પારો અને ગંધક એ ચીજો સમભાગે લેવી.

રીત—પારા, ગધકની કજળી કરી તેમા બીજી દવાઓનું ચૂર્ણ મેળવી ખરલમા ઘુંટી બાટલીમા ભરી રાખવુ.

ઉપયોગ—આ દવાની એક ચપટી ભરી દરદીના નાકમા સુધાડવાથી મુર્છા મટી જાગ્રતી આવે છે

## ૨૧૨ અગ્નિ રસ.

બનાવટ—શુદ્ધ પારદ ૧ ભાગ. શુદ્ધ ગધક ૨ ભાગ,
પીપર ત્રણ ભાગ, મોટીહરડેની છાલ ૪ ભાગ
બહેડાની છાલ ૫ ભાગ, અરડુસીના પાન સુકેલા ૬ ભાગ

રીત—બધાને બારીક વાટી પારદ ગધકની કજ્જલીમા મેળવી ઘુટી તેને બાવળની છાલના ક્વાથની ૨૧ ભાવના આપી ઘુટી બાટલી ભરી રાખવી

અનુપાન—મધ સાથે ચાટી ઉપર દુધ પીવું

સમય—સવાર સાજ બે વખત અથવા ચાર ચાર કલાકે,

પ્રમાણુ—૬ થી ૧૨ રતીભાર

ઉપયોગ—ગમે તે પ્રકારની ખાસી, સ્વરભંગ, શ્વાસ અને ગળાના દરદો મટી કફ છુટો પડે છે, લોહી પડતુ હોયતો બધ કરી ક્ષયની ખાસીને ફાયદો આપે છે

## ૨૧૩ બત્રીશું કાટલું.

બનાવટ—શુઠ તોલા ૫ ગુંદ બાવળનો તો, ૨૦
મેથી તો, ૧ જાયફલ તો. ૦ાા
જાવંત્રી તો, ૦ાા શતાવરી તો. ૦ાા
ચીમેડ તો. ૧ નાગકેશર તો ૦ાા
તજ તો ૦ાા ખસખસ તો, ૧
પીપરી મુલ તો. ૦ાા વરેઆરી તો, ૧

| | |
|---|---|
| તમાલ પત્ર તો ।। | પીપર તો. ૧ |
| સુવા તો ૧ | વાવડીંગ તો ।। |
| ગોખરૂ તો ૧ | મુશલી સફેદ તો. ૧ |
| મુશલી કાળી તો ૧ | કૌંચબીજ તો ૧ |
| બલબીજ તો. ૨ | મરી તો. ૧ |
| વાપુ બા તો. ૧ | કણીજડો તો. ।। |
| ધાણા તો. ૧ | જીરૂ તો. ।। |
| એખરો તો. ૧ | હળદર તો. ।। |
| અશેરીઓ તો, ૧ | ટોપરૂ તો, ૧૦ |
| બદામબીજ તો. ૫ | પીસ્તા તો. ૫ |

રીત—ઉપરની દવાઓ સાફ કરી ખાંડી રવાદાર જાડો ભૂકો કરી લેવો, અને તેને ઘી તોલા ૧૦મા ભૂકો તો. ૪ નાખી તળી લાલ કરી તેમા ગોળ તો ૧૦ તથા ઘઉંનો સેકેલો લોટ તો ૬ નાખી કાટી બનાવી લઇ ઠંડુ કરી ખાઇ જવી, આ કાટી દરરોજ સવારે ખાઇ ઉપર દુધ પીવુ. અને પચે ત્યારે સાદો અને પૌષ્ટિક ખોરાક ખાવો,

ઉપયોગ—આ દવા સુવાવડી સ્ત્રીને માટે બહુજ અકસીર છે. અને તેથી શરીર મજબુત થાય છે નબળાઇ મટી જઠરાગ્નિ તેજ થાય છે શિવાય વાયુ, શરદી મટે છે. નબળા માણસો માટે પણ પૌષ્ટિક તરીકે સારી છે. આ દવા પાકના રૂપમા બનાવીને પણ ખાઇ શકાય છે અને ખપે તો ગુદ વધારે નાખી બનાવાય છે

---

# ૨૧૪ હરિતકી અવલેહ.

બનાવટ—જવ તોલા ૨૫૬ દશમુળ તોલા ૮૦ હરડે સારી નગ ૧૦૦ તથા ચિત્રક મુળ, પીપરીમુળ, અઘેડો, કચુરો, કૌંચબીજ, શંખાવળી, ભારંગમુળ, ગજપીપર, બળદાણાના મુળ, પુષ્કરમુળ, એ દરેક આઠ આઠ તોલા લેવા.

રીત—ઉપરની વસ્તુઓને અધકચરી કરી ખાડી તેનાથી પાણી આઠગણું નાખી કવાથ કરવો. ફકત હરડે ખાડયા શિવાય આખીજ ગણી નાખી દેવી. અને ચતુર્થાંશ પાણી બાકી રહે ઉતારી ગાળી લેવું પછી જે હરડે રહી હોય તેને ભાગી માવો કાઢી લેવો અને ઠળીયા ફેકી દેવા, માવાને કપડામાંથી દાબી લઇ છાણી લેવુ તેને ઘી તોલા ૩૨ તથા તેલ તલનુ તોલા ૩૨ લઇ તેમા સેકી લેવુ અને ક્વાથમા ગોળ તોલા ૪૦૦ નાખી પાક કરવો, તેમા ઉપરનો માવો નાખી પાક કરવો. જ્યારે બરાબર અવલેહ થાય ત્યારે તેમાં પીપર તો. ૧૬ નું ચુર્ણ તથા મધ તોલા ૫૦ નાખી ઠંડુ થયે બરણી ભરી લેવી

પ્રમાણ—૧ થી ૨ાા તોલા સવાર સાજ બે વખત ચાટી ઉપર દૂધ પીવું

ઉપયોગ—ક્ષય, ખાસી, તાવ, દમ, હેડકી, હરસ, અરૂચી, પીનૈસરોગ, સંગ્રહણી, વગેરે મટે છે અને દસ્ત માફ આવે છે

---

## ૨૧૫ કુટજાવલેહ.

બનાવટ—કડાછાલ તોલા ૪૦૦ લઇ ખાડી તેનો પાણી તોલા ૧૦૦૦મા ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી લઇ ગાળી તેમા ગોળ તોલા ૧૨૦ નાખી અવલેહ બનાવવો, અને તેમા રસવતી, મોચરસ, શુઠ, પીપર, મરી, હરડા, બહેડા, આમળા, રીસામણી, ચિત્રકમુળ, પહાડમુળ, બીલીફળ, ઈંદ્રયવ, વજ, શુધ્ધ ભીલામ. વાળો, અતિવિષ, વાવડીંગ, એ દરેકનુ ચુર્ણ તોલા ચાર ચાર લઇ નાખવુ ને તેમા ઘી તોલા ૧૬ તથા મધ તોલા ૩૨ નાખી બરાબર અવલેહ બનાવી રાખવો.

પ્રમાણ—૧થી ૨ તોલા, સવાર સાંજ બે વખત.

અનુપાન—છાશ, દૂધ, દહીં, પાણી ઘી એમાથી ગોઠ્ય લાગે તે.

ઉપયોગ—હરસરોગ, અતિસાર, અરૂચી, સંગ્રહણી, મરડો, પાંડુ, રક્તપિત, કમળો અમ્લપિત, સોજા, કૃશાના જ્વરાદીમા સારો ફાયદો આપે છે.

## ૨૧૬ કંટકાર્યાવલેહ.

બનાવટ—ભોરી ગણીનું પચાગ તોલા ૪૦૦ થોડુ કચરી તેમા પાણી તોલા ૧૦૦૦ નાખી ઉકાળો કરવો ચોથા ભાગ પુરતું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું અને તેમા સાકર તોલા ૧૦૦ નાખી તથા ઘી તોલા ૩૨ તલનુ તેલ તોલા ૩૨ મેળવી ચૂલે ચડાવી પાક કરવો. અને અવલેહ જેવું થાય ત્યારે તેમા ગળો, ચવક, ચિત્રક, મોથ, કાકડાસીંગી, શુઠ મરી, પીપર ધમાસો, રાસ્ના, ભારગમુળ કચુરો, એ દરેકનુ ચુર્ણ તોલા ચાર ચાર લઇ નાખી બરાબર પાક થએ ઉતારી નાખવુ અને તેમા મધ તોલા ૩૨, વસલોચન તોલા ૧૬ પીપર તોલા ૧૬ ચુર્ણકરી મેળવી બરણી ભરી ગણી મુકવુ,

પ્રમાણ—૧ થી ૨ તોલા

અનુપાન—દુધસાથે સવાર સાજ બે વખત

ઉપયોગ—ક્ષય, ખાસી, દમ, હેડકી, શ્વાસ, ફેફસાના દરદો, કફરોગ વગેરેમા સારો ફાયદો આપે છે.

## ૨૧૭ ઈત્રીફલ કસનીજી.

બનાવટ—પીળી હરડેની છાલ તો. ૧ાા કાબુલી હરડેનીછાલ તો ૧ાા

હીમજ હરડે તો. ૧ાા બહેડાની છાલ તો ૧ાા

આમડાનુ ચુર્ણ તો. ૪ાા ધાણાનુ ચુર્ણ તો. ૫

બદામનુ તેલ તો. ૫ સાકર તો ૨૦

મધ તો, ૪૦

રીત—પ્રથમ દરેક ચીજનુ જુદુ જુદુ ચૂર્ણ લઇ તેમા બદામનુ તેલ મેળવી પછી મધ મેળવી દઇ તેનુ ચાટણ બનાવી બરણી ભરી રાખવી,

પ્રમાણ—ાા થી ૧ તોલો

અનુપાન—દુધ અથવા સ્હેજ ગરમ પાણી.

સમય—સવાર સાજ બે વખત

ઉપયોગ—મગજનો દુખાવા, કબજીઆત, નજલો, ખોટી ગરમી, લોહી વિકાર, નેત્રરોગ આંખની રોશનીમા ખામી થવી, રતાધળા પણું માથાનુ દર્દ વગેરે મટી પાચન શક્તિ સુધારે છે

---

# ૨૧૮ દ્રાક્ષાદિ અવલેહ.

બનાવટ—કાળી દરાખ, જરદાલુ, મરી, સિધાલુણ, સેકેલી ભાગ, છરૂં શુંઠ, સગળ, લસણની કળી, એ દરેક એકેક તાલો લેવા ખજુર ઠડીયા વીનાના તોલા ૫, હીગ તોલો ૧, ગુલાબના ફુલ તોલો ૧ પીપર તોલો ૧, લીંબુનો રસ તો ૨૦, ગોળ તો. ૨૦

રીત—પ્રથમ સુકી દવાઓ ખાડી જુદી રાખવી પછી દરાખ, ખજુર, જરદાલુ વગેરેના ઠડીયા કાઢી નાખી તેને વાટવા અને તેમા ગોળ તથા લીંબુનો રસ નાખી લોદા જેવું થાય ત્યારે ઉપરનું ચુર્ણ તેમા નાખી ચાટણ જેવુ બનાવી બરણી ભરી રાખવી.

સુચના—આ દવા બનાવતા વાસણ ચીનીનુ લેવું ઠીક પડે છે ધાતુમા કાટ લાગે છે માટે તે લેવુ નહિ.

ઉપયોગ—આ ચાટણ ભૂખ લગાડે, રૂચી પેદા કરે, દસ્ત સાફ લાવે તથા ખાધુ પચાવે છે.

પ્રમાણ—ાા થી ૧ તોલો લેવાય.

---

## ૨૧૯ નારસિંહ રસાયન.

બનાવટ—સતાવરી તો. ૬૪ ગોખરૂ તો ૬૪
વારાહી કંદ તો. ૮૦ ગળો તો. ૧૦૦
ભીલામ શુધ્ધ તો, ૧૨૮ ચિત્રક છાલ તો, ૪૦
તલનુ ચુર્ણ ૬૪ ત્રિકટુ તોલા ૩૨
સાકર તોલા ૨૮૦ મધ તોલા ૧૪૦
ઘૃત તોલા ૭૦

રીત—ઉપરની દવાઓનું બારીક ચૂર્ણ તેમા શુધ્ધ ભીલામનું ચુર્ણ તથા સાકરનો ભુકો મેળવી પછી તેમા ઘીનું તમામ મોણ આપી પછી મધ નાખી લેહ જેવો કરી બરણી ભરી રાખવી.

પ્રમાણ—ાા તોલાથી ૧ તોલો.

અનુપાન—દુધ

સમય—સવાર સાજ બે વખત.

ઉપયોગ—વાયુ, પિત અને કફના સપુર્ણ રોગ, ભગદર, હરસ, પ્રમેહ, નબળાઇ, કરચલી વળવી, પાડુ, પીનસ, કુષ્ટરોગ, હલીમક, ક્ષય, મુત્રકૃચ્છ વગેરે તમામ વ્યાધિ મટાડી રસાયન વાજીકરણ ગુણ આપી નવયૌવન આપે છે.

સૂચના—આ દવામા ભીલામ આવે છે. માટે તેનું સેવન કરનારે ગરમ મસાલા વાળો ખોરાક ન ખાવો અને રસાયન ઔષધી મુજબ લાંબો વખત પથ્ય રાખી દવા લેવી કે જેથી સારો ફાયદો થાય.

---

## ૨૨૦ સિતોપલાદિ અવલેહ.

બનાવટ—શુધ્ધ હિંગળો તો૦ ૨ લવંગ તો૦ ૧
અભ્રક ભસ્મ તો૦ ાા સાબર શૃંગ ભસ્મ તો૦ ૧
સીતોપલાદી ચુર્ણ તો૦ ૪ાા ગળો સત્વ તો૦ ૧

ઉપરની દવાઓને ખરલમા વાટી તેમા મધ તો ૧૦ નાંખી ઘુંટી ચાટણ જેવુ બનાવી બાટલી ભરી રાખવી

પ્રમાણુ—૨ થી ૪ આનીભાર.

અનુપાન—ચાટણ ચાટી ઉપર અરડુસીનો ક્વાથ પીવો.

સમય—દિવસમા ત્રણ વખત ચાટવો અને દવા ચાટી ઉપર ક્વાથ પીધા બાદ થોડુ દુધ પીવુ

ઉપયોગ—ક્ષય, જ્વર, ખાંસી, હૃદયશુળ, મન્દી, શળેખમ. જુના દરદોને લીધે થએલી ક્ષીણુતા મટાડી થનો ક્ષય અટકાવે છે ભુખ લગાડી ક્ષયમા સારો ફાયદો આપે છે

---

# ૨૨૧ લાક્ષાદિ તૈલ.

બનાવટ—પીપળાની અથવા બોરડીની લાખ તોલા ૨૫૬, પાણી તોલા ૧૦૦૦મા નાખી ક્વાથ કરવો. ચોથા ભાગનુ પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવુ અને તેમા તલનુ તેલ શેર ૧ ગાયની છાશ તોલા ૨૫૦, વરઆરી, આસુંઠ, હળદર, દેવદાર, કડુ, રેણુંકબીજ, મોરવેલ, કુષ્ટ જેઠીમધ, સુખડ, નાગરમોથ, રાસ્ના, એ દરેકનું ચુર્ણ અકેક તોલો, નાખી દઇ ધીમે તાપે પાણી બળતા સુધી તેલનો પાક કરી લઇ ઠડુ કરી કપડેગાળી બાટલી ભરી રાખવી,

ઉપયોગ—વિષમજ્વર, શ્વાસ, કાસ, શળેખમ, કમર અને પીઠનુ શૂળ વાયુ પિતનો કોપ, વાઇ, ઉન્માદ, ક્ષયરોગ, ભુતબાધા, ખરજ, પસીનાથી શરીરમાં વાસ નીકળવી, વગેરે દરદો આ તેલ શરીરે માલીશ કરવાથી મટે છે ગર્ભિણી સ્ત્રી જો આ તેલનું માલીશ કરે તો ગર્ભને પુષ્ટિ મળે છે, અને બાળક નિરોગી અવતરે છે.

સૂચના—ક્ષયના તાવમા આ તેલ સારો ફાયદો આપે છે માટે થોડો વખત શ્રધ્ધા રાખી માલીસકરાવવુ,

---

# ૨૨૨ નારાયણ તેલ.

બનાવટ—આસુંદ, બળબીજના મુળ, બીલીની છાલ, કાંટચ મોટી રીંગણી, ગોખરૂ, ખપાટના મુળ, લીબડાની છાલ અગ્નીની છાલ, મારોળીના મુળ અને અગણી એ દરેક દવા તોલા ૪૦ ચાલીસ લેવી તેને અધ કચરી કરી તેમા પાણી તોલા ૪૧૦૦ નાખી ચોથા ભાગનો કવાથ કરી ગાળી લેવો તેમજ શતાવરી તોલા ૧૨૫ લઇ તેનો ૧૦૦૦ તોલા પાણીમા કવાથ કરી તેનો ચતુર્થાંસ કવાથ રહે ઉતારી ગાળી લેવુ પછી તેમા ગાયનુ દુધ તોલા ૧૦૦૦ તથા તલનુ તેલ તોલા ૩૨૦ નાખી સર્વ એક વાસણમા નાખી પકાવવુ અને તેમા નીચેની દવાઓનુ ચુર્ણ કરી તેને પાણીમા વાટી કલ્ક(ચટણી) કરી તે કવાથમા નાખી પચન કરવુ. વજ, રક્તચંદન, કુષ્ટ, એલચી, જટામાસી, દગડ ફુલ, સિધાલુણ, આસુંદ, ખપાટ, રાસ્ના, મુરા, દેવદાર, સમેરવો, ગધી સમેરવો, જગદી અડદનો છોડ, તગર, એ દરેક ચીજ ચાર ચાર તોલા લેવી અને તેલમા નાખી તેલનો પાક સિદ્ધ થાય ત્યારે ઉતારી રાખવુ આ તેલને ગાળી સારા વાસણમા ભરી લેવુ

ઉપયોગ—આ તેલ લગાડવા, પીવા અને પીચકારીના કામ માટે બહુ વખણાય છે. સર્વ પ્રકારના વાતરોગ જેવા કે—પક્ષઘાત, હનુસ્થભ, ગલગ્રહ, કુબડાપણુ, બહેરાપણુ, કેડઝલાવા, ઉરૂસ્થંભ, શોષ જવર, ક્ષય, વધરાવલ, પડખાનુ શુળ અશ્મરી, શુક્રક્ષય, વાથીઝલાઇ જવુ એવા તમામ દરદોમા માલીશ કરવાથી સારો ફાયદો આપે છે

# ૨૨૩ દશમૂલારિષ્ટ.

બનાવટ—દશમુલ તોલા ૮૦, ચિત્રકછાલ તો ૪ પુષ્કર મુલ તોલા ૪ લોદર તો. ૪ ગળો તોલા ૪ આંબળા તોલા ૪ ધમાસો તો. ૪ એરની છાલ તો. ૪ હરડેછાલ તો ૪ કુષ્ટ, મજીઠ, દેવદાર, વાવડીંગ, જેઠીમધ, ભારંગી, કોંઠ, બહેડા, સાટોડી, ચવક, બાલછડ,

ધહુલા, શતાવરી, શાહજીરૂ, સારીવા, નસોતર રણુકબીજ, રાસ્ના, પીપર, ગોપારી, કચુરો હળદર, સુવા, પદ્મક, નાગકેશર નાગરમોથ, ઇંદ્રયવ, કાકડાશીંગ, વિદારી કંદ, આસુંદ, વાગહીકંદ, એક એકત્રીશ ચીજ દરેક બે બે તોલાલેવી તથા કાળી દ્રાખ તોલા ૧૦૦ લેવી. આ સર્વ દવાઓને કચરી તેમા પાણી તોલા ૨૫૦૦નાખી કવાથ કરી ચોથા ભાગનું બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઇ તેમા મધ તોલા ૧૦૦ તથા ગોળ તોલા ૨૦૦ નાખી પછી તેમા ધાવડીના ફુલ તો. ૩૦, કબાબચીની, વાળો, સુખડ, જાયફળ, લવગ, તજ, એલચી, તમાલ પત્ર, પીપર, નાગકેશર એ દરેકનુ ચુર્ણ તોલા ત્રણત્રણ નાખી બંધ કરી દોઢ માસ રાખી મુકવુ, બરાબર તૈયાર થાય ત્યારે ગાળી ઉપયોગમા લેવુ

પ્રમાણ—૧થી ૨તોલા સવાર સાજ બે વખત દવા જેટલુજ બીજુ પાણી લઇ તેની સાથે લેવુ આ દવા સ્ત્રીરોગ, સુવારોગ અને બીજા જુના દરદો માટે ઘણીજ ઉપયોગી અને ઉતમ છે.

---

## ૨૨૪ ખદિરારિષ્ટ.

બનાવટ—ખેરની છાલ તો૦ ૨૦૦ દેવદારનુ લાકડુ તો ૨૦૦
બાબચી તો૦ ૫૦ દારૂહરદર તો૦ ૮૦
ત્રીફલા તો૦ ૮૦ પાણી તો૦ ૮૧૯૨

રીત—ઉપરની દવાઓને અધકચરી બનાવી પાણીમા નાખી ક્વાથ કરવો જ્યારે અષ્ટમાંશ પાણી બાકી રહે ત્યારે ગાળી લઇ તેમા

ધાવડીના ફુલ તો૦ ૮૦ નાગ કેશર તો૦ ૪
જાયફળ તો૦ ૪ કબાબચીની તો૦ ૪
લવગ તો૦ ૪ એલચી તો૦ ૪
તજ તો૦ ૪ તમાલપત્ર તો૦ ૪
પીપર તોલા ૧૬ સાકર તોલા ૨૫૦
મધ તો૦ ૧૫૦

ઉપરની ચીજોનું ચુર્ણ તથા મધ સાકર મેળવી બરણી ભરી રાખી આસવ તૈયાર થાય ત્યારે ગાળી ઉપયોગમાં લેવુ.

પ્રમાણ—૧ા થી ૨ા તોલા સવાર સાંજ બે વખત પાણી સાથે.

ઉપયોગ—કુષ્ઠરોગ, વાતરક્ત, પાંડુરોગ, ઉદરરોગ, ગોળો, ગ્રન્થી, કૃમીરોગ, શ્વાસ, ખાંસી, ભગંદર, રક્તવિકાર, ખોટી ગરમી વગેરે મટી લોહી શુદ્ધ થાય છે. સારસાપરિલા તરીકે ઘણી જગ્યાએ વપરાય છે.

# ૨૨૫ કુટજારિષ્ટ.

બનાવટ—કડાછાલ તોલા ૪૦૦ મહુડાના ફુલ તો. ૪૦
દ્રાક્ષ તોલા ૨૦૦ શીવણના મુળ તો ૪૦

રીત—ઉપરની દવાઓને ૪૦૯૬ તોલા પાણીમાં ઉકાળો કરી ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી દવાને છુંદી કપડાથી ગાળી લેવું. અને તેમાં ધાવડીના ફુલ તોલા ૮૦, ગોળ તો. ૪૦૦ નાખી એક ઘી વાળા વાસણમાં અથવા બરણીમાં ભરી થોડા દિવસ ખુલ્લું રાખી ગેસ પેદા થતી બંધ થાય કે તેને બંધ કરી એક માસ રાખી મુકવુ અને પછી કપડેથી ગાળી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૧થી ૨ા તોલા.

સમય—બેથી ત્રણ વખત દિવસમાં

અનુપાન—પાણી

ઉપયોગ—અગ્નિમાંદ્ય, જ્વર, સંગ્રહણી મરડો, રક્તાતિસાર વગેરે મટે પેટના જુના દરદોમાં સારૂ કામ આપે છે.

# ૨૨૬ ચંદનાસવ.

બનાવટ—ચંદન, વાળો, નાગરમોથ, કમળના લીલાફુલ (નીલોફર) માલકાંગણી, પદમક, લોદર મજીઠ, રક્તચંદન, કાળીપાટ, કરીઆતુ, કડુ, પીપર, કચુરો. ખડમસીઓ, જેઠીમધ, રાસ્ના, પરવળ,

કાચનાગ, મોચરસ, આબાની છાલ, ગીવણુ, એ દરેક દવા ચાર ચાર તોલા, ધાવડીના ફુલ તોલા ૬૪, કાળી દ્રાખ તોલા ૮૦, પાણી તોલા ૨૦૪૮ સાકર તો ૪૦૦ અને ગોળ તો. ૨૦૦ નાખી દવાને કુટી એક મોટી બરણીમા ભરી બધ કરી દોઢ માસ રાખી દેવુ.

પ્રમાણ—૧થી ૧॥ તોલા સવાર સાંજ બે વખત પાણી સાથે

ઉપયોગ—શુક્રસ્રાવ, શુક્રમેહ, નબળાઇ, મંદાગ્નિ, પ્રમેહ, ઉનવા પેશાબમા કોઇપણ પદાર્થ જવો, મગજ ગરમ રહેવુ. સ્વપ્નસ્રાવ વગેરે ધાતુ સબધી દરેક ફરીયાદ માટે છે અને પૌષ્ટિક તરીકે ફાયદો આપે છે

---

# ૨૨૭ અર્જુનારિષ્ટ.

બનાવટ—અર્જુનવૃક્ષની છાલ તોલા ૪૦૦ દ્રાક્ષ તોલા ૨૦૦
મહુડાના ફુલ તોલા ૮૦ પાણી તોલા ૪૦૯૬

રીત—ઉપરની દવાઓને પાણીમા નાખી ક્વાથ કરી તેમાથી ચોથો ભાગ બાકી રહે ત્યારે તેને ગાળી તેમા ગોળ તોલા ૪૦૦ તથા ધાવડીના ફુલ તો, ૮૦ નાખી એક બરણીમા ભરી બધ કરી દોઢ માસ રાખી ઉપરાત ગાળી લેવુ

પ્રમાણ—૧થી ૨॥ તોલા દિવસમા બે વખત પાણી સાથે

ઉપયોગ—હૃદયરોગ તમામ પ્રકારના ફેફસાના દરદો માટે ખાસ વખણાય છે, બળ અને વીર્યને પણ વધારે છે

---

# ૨૨૮ કર્પૂરાસવ.

બનાવટ—બજારમા મળતો રેક્ટીફાઇડ દારૂ તો ૪૦ કપુર તો. ૪ એલચી તો ૧ તજ તો. ૧ સુઠ તો. ૧ અજમોદ તો ૧ મોથ તો ૧ મરી તો. ૧ એ દરેકને ખાડી દારૂમા મેળવી એક માસ બાટલીમા ભરી બધ કરી રાખી મુકવુ. અને ત્યાર બાદ ગાળી લઇ તેમા પાણી રતલ એક મેળવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૧૫ થી ૩૦ ટીપા સુધી

સમય—દર ત્રણ ત્રણ કલાકે

અનુપાન—પાણી સાથે

ઉપયોગ—કોલેરા, ઝાડો, ચૂક, મરડો, અજીર્ણ અને બીજા એવા પેટના દરદોમા તાત્કાળીક આરામ કરે છે.

---

## ૨૨૯ અમૃતારિષ્ટ.

બનાવટ—ગળોના વેલા ૪૦૦ તોલા દશમુળ ૪૦૦ તોલા,
પાણી તોલા ૪૦૯૬

રીત—પાણીમા નાખી ચતુર્થાસ ક્વાથ બાકી રહે ત્યારે તેમા ગોળ તોલા ૪૦૦ નાખી દેવુ અને
જીરૂ તોલા ૬૪, ખડસલીઓ તો, ૮ સાત્વીન તો ૪ સુંઠ તો, ૪ મરી તો, ૪ પીપર તો, ૪ નાગરમોથ તો. ૪ નાગકેશર તો, ૪ કડુ તોલા ૪ અતિવિષ તો ૪ ઇંદ્રયવ તો ૪ એ સર્વના ભૂકા કરી બરણીમાં પેક કરી દોઢ માસ રાખી ગાળી લેવું.

પ્રમાણ—૧ાથી ૨ાા તોલા દિવસમાં ત્રણ વખત પાણી સાથે.

ઉપયોગ—જુનો તાવ મુદતનો તાવ, જીર્ણજવર વગેરે માટે અકસીર છે શીવર મીકશ્ચર તરીકે સારૂ છે.

---

## ૨૩૦ અહિફેનાસવ.

બનાવટ—રેકટીફાઇડ દારૂ તો. ૨૦ અફીણ તો. એ મોથ જાયફળ ઈંદ્રયવ એલચી એ દરેક તો ૦ાા અરધ લઇ દારૂમા નાખી દેવા અને તેને એક બાટલીમા ભરી રાખી એક માસ બાદ ગાળી તેમા પાણી તો ૨૦ નાંખી બાટલીમા ભરી રાખવુ

પ્રમાણ— ૧૦ થી ૨૦ ટીપા સુધી

સમય—દર બબ્બે કલાકે

અનુપાન—પાણી તો ૧। મા દરેક વખતે નાખી આપવુ
ઉપયોગ—ઝાડો, કોલેગ, સુક, સગ્રહણી, વગેરે મટે છે
સૂચના—આ દવામા અફીણ આવે છે માટે નાના મોટા દરેક દરદીને રોગના પ્રમાણમા માત્રાનો વિચાર કરીને આપવી ત્રીશ ટીપા દવામા એક રતીભાર અફીણ આવે છે. માટે બાળકને આપતા પુરતો વિચાર કરીનેજ દવા આપવી

---

# ૨૩૧ અભયારિષ્ટ.

બનાવટ—હરડે છાલ તો ૪૦૦ દ્રાક્ષ તોલા ૨૦૦
વાવડીંગ તોલા ૪૦ મહુડાના ફુલે તો. ૪૦

રીત—પાણી તોલા ૪૦૯૬ મા ઉપરની દવાઓ અધકચરી કરી નાખી ઉકાળો કરવો ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી ઠંડુ કરી હાથથી ચોળી કપડેથી છાણી લેવું. તેમા ગોળ તો, ૪૦૦ તથા ગોખરૂ, નસોતર, ધાણા, ધાવડીના ફુલ, ઇંદ્રવારણીના મુળ, ચવક, વરીઆરી, શુઠ, દંતીમુળ, મોચરસ, એ દરેક દવા આઠ આઠ તોલા લઇ તેનુ ચુર્ણ કરી તેમા મેળવી દેવુ, અને તેને ઉપરની દવામા નાખી દઇ આસવની રીતે બરણીમા રાખી તૈયાર કરવો આસવ તૈયાર થએ ગાળી લઇ બરણી ભરી રાખવી.

પ્રમાણ—૧થી ૨॥ તોલા,
સમય—દિવસમાં બેથી ત્રણ વખત,
અનુપાન—પાણી સાથે
ઉપયોગ—અર્શ, સગ્રહણી, ઉદરરોગ, પાડુ, હૃદયરોગ, પ્લીહા, ગુલ્મ, સોજા, વગેરે મટાડી રક્ત શુદ્ધ કરે છે અને જુના હરસને માટે બહુજ સારો ફાયદો આપે છે

સુચના—આ દવા જુના હરસમા થોડી વધારે પ્રમાણમાં આપવી અને જરૂર જણાય તો ત્રણ ત્રણ કલાકે આપવી. જેથી સત્વર ફાયદો થસે.

# ૨૩૨ પિપલ્યાસવ.

બનાવટ—પીપર, મરી, ચવક, હળદર, ચિત્રક, નાગરમોથ, વાવડીંગ, શોપારી, લોદર, કાળીપાટ, આમળા, ચણકબાબ ચંદન, કડુ, લવંગ, તજ, તગર જટામાસી, એલચી, તમાલપત્ર, ધ્રહુલા. નાગકેશર આ દરેક ચીજો મરખે વજને એટલે બબે તોલા લઇ ખાંડી જાડો ભુકો કરી લઇ તેમા પાણી તો. ૧૦૦૦ તથા ગોળ તો ૪૦૦ ચારસોહ ધાવડીના ફુલ તો. ૪૦ તથા દ્રાક્ષ તો ૧૦૦ એ સર્વ મેળવી એક બરણીમા ભરી આસવની રીતે તૈયાર કરવુ, એક માસ બાદ કપડે ગાળી લઇ બાટલી ભરી રાખવી.

પ્રમાણુ—તોલા ૨ થી ૪ સુધી.

સમય—દીવસમા બે વખત

અનુપાન—પાણી સાથે.

ઉપયોગ—ક્ષય, ગુલ્મ, ઉદરરોગ કૃશતા, પાહુરોગ, સંગ્રહણી, અર્શ વગેરે મટી શરીર સાફ થાય છે.

---

# ૨૩૩ કનકાસવ.

બનાવટ—ધતુરાનુ પંચાગ તોલા ૧૬, અરડુસીના મુળની છાલ, જેઠીમધ, ભોરીગણી, કેશર, શુંઠ, ભારંગી, તાળીસપત્રએ દરેક એકેક તોલો, ધાવડીનાં ફુલ તોલા ૬૪ દ્રાક્ષ તોલા ૮૦ પાણી તોલા ૨૦૪૮ સાકર તો. ૨૫૦ મધ તોલા ૧૫૦ એ સર્વને સાથે મેળવી એક તપેલામાં નાખી ચુલે ચડાવી ગરમ થતાં એક જોશ આવે ત્યારે ઉતારી ઠંડું કરી તેને એક બરણીમાં ભરી મુકવું. અને આસવની રીતે બરાબર તૈયાર કરી પાકે ત્યાર બાદ ગાળી કામમાં લેવું.

પ્રમાણુ—૧થી ૨ તોલા તેટલાજ પાણી સાથે દર ૪ કલાકે.

ઉપયોગ—ખાસી, ક્ષય, શ્વાસનો રોગ, ઉરઃક્ષત, જીર્ણજ્વર, રકતપિત વગેરે મટાડે છે.

# ૨૩૪ ઉશીરાસવ.

બનાવટ—વાળો, નેત્રવાળો, રાતા કમળ, શિવણ મુળ, કાળાં કમળ, ધાહુંસા, પદ્મકાષ્ટ, લોદર, મજીઠ, ધમાસો, કાળીપાટ, કરીઆતુ, કડુ, વડની છાલ, ઉમરાની છાલ, કચુરો, ખડસલીઓ, સફેદ કમળ. પટોલપત્ર, કાચનારની છાલ. જાબુની છાલ, શેમળાની છાલ, એ દરેક વસ્તુનુ જાડુ ચુર્ણ તોલા ચાર ચાર લેવુ તથા દ્રાક્ષ તોલા ૮૦ ધાવડીના ફુલ તોલા ૬૪, પાણી તોલા ૨૦૪૮, સાકર તોલા ૨૫૦, મધ તોલા ૧૫૦ એ પ્રમાણે લઇ તેને એક તપેલામા નાખી ચુલે ચડાવી થોડુ ગરમ કરી ઉતારી ઠંડુ કરી બરણીમા ભરી રાખવું અને આસવની રીતે બરાબર પાક થાય ત્યારે કપડે ગાળી બાટલીઓ ભરી લેવી.

પ્રમાણ—૧ થી ૨ તોલા.

અનુપાન—તેટલાજ પાણી સાથે.

ઉપયોગ—રક્તપિત, પાંડુ, કુષ્ટરોગ, પ્રમેહ, દાહ, અર્શ, કૃમી ગોળરોગ, લોહીવિકાર, રકતશ્રાવ, વગેરે મટાડે છે.

---

# ૨૩૫ કુટજાદિકષાય.

બનાવટ—આંબાની ગોટલી, ઇદ્રયવ, કડાછાલ, દાડમની છાલ, ધાવડીના ફુલ, બીલીનો ગરભ, ભાગ, માયાફળ, મોચરસ, રાળ, લોદર, વાળો, ખસખસ એ સર્વ દવા એકેક તોલો લઇ વાટી જાડું ચુર્ણ કરી લેવુ.

રીત—તે કવાથ જેવા જાડા ઉપરના ચુર્ણમા પાણી તો. ૧૬૦ નાખી રાત્રે પલાળી મુકી સવારે ધીમે તાપે ઉકાળો કરી ચોથા ભાગનું બાકી રહે ત્યારે ઉતારી કપડે ગાળી ફરી પાછુ ધીમે તાપે ઉકાળો કરવો તે જ્યારે ૪૦ તોલામાથી ૧૦ તોલા રહે ત્યારે ઉતારી તેમાં ઠંડુ થયા બાદ મધ તો. ૧૦ મેળવી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૨૦થી ૬૦ ટીપા સુધી.

અનુપાન—પાણી સાથે અથવા ચોખાના ધોવણ સાથે.

સમય—દર ત્રણ ત્રણ કલાકે આપવુ.

ઉપયોગ—અતિસાર, રક્તાતિસાર, પ્રવાહીકા, આમ સગ્રહણી વગેરેમાં સારો ફાયદો આપે છે. અને જ્યા અફીણ વાળી દવા આપવા વિરૂદ્ધ જણાય ત્યાં આ દવા સારૂં કામ કરી આપે છે, બચ્ચાઓને પણ ઉપરના દરદોમા સારો ફાયદો આપે છે

---

# ૨૩૬ નાગરાદિ પાચન.

બનાવટ—શુંઠ, દેવદાર, ધાણા, ઉભીરીંગણી, બેઠીરીંગણી, સમ ભાગે લઇ કુટી જાડો ભુકો કરી તેમાથી બે તોલા દવાને ૪૦ તોલા પાણીમા નાંખી ક્વાથ કરી દશ તોલા બાકી રહે ત્યારે ઉતારી કપડે ગાળી તેના ચાર ભાગ કરવા.

ઉપયોગ—તાવમા આમનુ પાચન કરવા માટે પ્રથમ આ ક્વાથ દર ચાર ચાર કલાકે આપવાથી તાવ ઉતરી જાય છે અને આરામ થાય છે.

---

# ૨૩૭ પથ્યાદિ ક્વાથ.

બનાવટ—હરડા, બહેડા, આમળા, કરીઆતુ, હળદર, લીમડાની છાલ, ગળો એ સાતે દવા સમ ભાગે લઇ ક્વાથ જેવા જાડો ભુકો કરી તેમાંથી બે તોલા દવાનો ભુકો લઇ પાણી તોલા ૪૦ મા નાખી ઉકાળો કરવો દશ તોલા બાકી રહે ત્યારે ઉતારી કપડે ગાળી તેના ચાર ભાગ કરવા

ઉપયોગ—ઉપરનો ક્વાથ લઇ તમા થોડોક ગોળ નાખી તે દર ત્રણ ત્રણ કલાકે લેવાથી માથાનુ દરદ આખ કાન અને લમણાનું શુળ આધાશીશી અને સૂર્ય ઉગતાજ જે માથાનો દુખાવો થઇ બપોર

પછી વટી જાય તેસૂર્યાવર્ત રોગ, દંતપીડા, રતાંધળાપણુ આખનુ પડળ, ફુલુ તથા નેત્રની પીડા વગેરે દરદોમા ઠીક ફાયદો આપે છે

---

## ૨૩૮ વાસાદિ ક્વાથ.

બનાવટ—અરડુસીના પાન, ગળો ભોરીગણી, હીમજ, દ્રાક્ષ, દારુ હળદર, કરીઆતું, લીબડાની છાલ, સમભાગે લઇ ક્વાથ જેવો જાડો ભૂકો કરી ક્વાથનો ભૂકો તો બે તથા પાણી તો ૪૦મા ઉકાળો કરી દશ તોલા રહે ત્યારે ઉતારી ગાળી તેમા મધ નાખી તેના ચાર ભાગ કરવા.

ઉપયોગ—તે ઉકાળો દર ત્રણ ત્રણ કલાકે લેવાથી, ખાસી, તાવ, રક્તપિત, કફજ્વર, પિતજ્વર, વગેરે મટે છે

---

## ૨૩૯ બ્રાહ્મી ક્વાથ.

બનાવટ—બ્રાહ્મી, વજ, શતાવરી, ત્રીફલા, કડુ, બલા, ગરમાળો, કરીઆતું, લીબડો, પટોલપત્ર, દ્રાક્ષ, દશમુળ એ સર્વ દવા સમભાગે લઇ તેનો જાડો ભુકો કરવો તેમાથી બે તોલા દવા લઇ પાણી તો, ૪૦મા ક્વાથ કરી જ્યારે તેમા દશ તોલા બાકી રહે ત્યારે ઉતારી કપડે ગાળી તેના ચાર ભાગ કરવા,

ઉપયોગ—ઉપરનો ક્વાથ દર ત્રણ ત્રણ કલાકે આપવાથી ચિતવિભ્રમ અને શન્નિપાતજ્વરમા સારો ફાયદો બતાવે છે. મગજની ફરિયાદો માટે આ ઉપાય સારો છે,

---

## ૨૪૦ દ્વાત્રિશાંગ ક્વાથ.

બનાવટ—ભારંગમુળ, કરીઆતુ, નીમછાલ, મોથ, કડુ, વજ, શુઠ, મરી, પીપર, અરડુશી, ઇંદ્રવારૂણી, રાસ્ના, ધમાસો, પટોળ,

હળદર, દેવદાર, કાળીપાટ, બ્રાહ્મી, શુદ્ધકુચલા, દારૂહદર, ગળો, નસોતર, અતિવિષ, પુષ્કળ, મુળ, ત્રાયમાણ, ભોરીંગણી, ઉભીરીંગણી, ઇંદ્રયવ હરડા, બહેડા, આમળા, કચુરો દરેક વસ્તુ સમ ભાગે લેવી

રીત—દરેક ચીજને ખાંડી જાડો ક્વાથ લાયક ભુકો કરી લેવો અને તે ભુકો તોલા બે પાણી તોલા ૪૦માં નાખી ક્વાથ બનાવી બાકી તોલા ૫ રહે ત્યારે ઉતારી કપડે છાણી બાટલીમા ભરી લેવુ.

પ્રમાણ—તૈયાર થએલો પ્રવાહી ક્વાથ તોલા ૨ા સવાર સાંજ લેવો

ઉપયોગ—ત્રિદોષ, તેરજાતના, સન્નિપાત, શુળ, ખાસી, દમ, કફ, ઉરૂસ્થંભ, વગેરે ભયંકર દરદોને મટાડે છે

---

# ૨૪૧ આયુર્વેદિક ચહા.

બનાવટ—શુંઠ, મરી, પીપર, વરીઆરી જેઠીમધ, અકલકરો, તજ, લવંગ, એલચી, જાવત્રી, શતાવરી, આશુંઠ, અનંતમુળ, ગોકીડો, આમળા, તુલશીના પાન, ગુલાબના ફુલ, ચોપચીની, નાગકેશર નસોતર, વિદારી કંદ એ દરેક અકેક તોલો લેવા તથા દશમુળની દશ ચીજો, તોલા ૩૦ લેવી

રીત—ઉપરની ૩૧ ચીજો લઇ કુટી જાડો ભુકો કરી રાખવો. તેમાથી ાા તોલો ભુકો દુધ તોલા ૨૦મા નાખી ઉકાળો કરવો ને તેમા સાકર તોલા બે નાખી ઉભરો આવે ઉતારી લઇ કપડે ગાળી ટાઢુ થયે પી જવુ,

ઉપયોગ—શરીરમા ગરમી લાવે, વાયુ મટાડે, શરદી મટાડી કબજીઆતને તોડે તથા દસ્ત સાફ લાવી ભુખ લગાડે છે દરરોજ ચહા તરીકે વાપરવાથી સારો ફાયદો આપે છે. દરેક વ્યક્તિ વાપરી શકે છે ખપે તો અરધું પાણી અને દુધ નાખી બનાવવી

---

# ૨૪૨ રક્તસ્થંભકક્વાથ.

બનાવટ—લીંબડાની છાલ, વાળો, દારૂહળદર સમ ભાગે લઇ તેનો જાડો ભુકો કરીને બનાવી રાખવું.

રીત—ક્વાથની રીતે ૧ ભાગ દવા અને સોળભાગ પાણી નાખી જ્યારે ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવુ

પ્રમાણ—સુકો ક્વાથ તો. ૧। પાણી તો ૨૦ એને ઉકાળતા તો. ૫ બાકી રહે તેના બે ભાગ કરવા અને તે સવાર સાંજ પીજવા

ઉપયોગ—પેશાબ અથવા ઝાડા વાટે પડતુ લોહી, બંધ કરી પેશાબની તથા શરીરની ખોટી ગરમી (ઉનવા) ને મટાડે છે.

---

# ૨૪૩ જસતનો મલમ.

બનાવટ—જસતની ભસ્મ (ઝીંકઓકસાઇડ) કે જે બજારમા મળે છે તે તોલા ૨॥, તથા વેસેલાઇન તોલા ૨૦

રીત—પ્રથમ એક વાટકામા વેસેલાઇન ગરમ કરી તેમા જસતની ભસ્મ મેળવી ઠંડુ થાય ત્યારે બરાબર હલાવી ડબીમા ભરી રાખવુ.

ઉપયોગ—ગરમીના દિવસોમા અથવા ગરમીને લીધે છાલા અથવા ગુમડા થાય છે તે ઉપર આ ઠંડો મલમ બહુજ ઠીક જણાય છે, બળેલા પછી જે ચાઠા રહે છે ને માટે ઠંડો અને સારો છે મતલબ કે રૂઝવવાનું કામ ત્વરાથી કરે છે.

સુચના—મલમ લગાડયા બાદ જ્યારે સાફ કરવુ હોય ત્યારે બાવળની છાલના ઉકાળેના પાણીથી ધોવું.

ટીપા પીપરમેન્ટ તેલનાં નાખી દેવા, જેથી ભાગે ફાયદો થશે અને ખાવા માટે દસ્ત સાફ આવે તેવી દવા પણ સાથે લેવી જોઇએ જેથી તુરતમા ફાયદો થાય છે,

## ૨૪૮ કર્ણ બિન્દુ.

બનાવટ—ટીચર ઓપીઅમ ટીપા ૧૫ ટીંચર લવેન્ડુલા તો. ૧। ગ્લીસરાઇન તો ૧।

રીત--દરેકને સાથે મેળવી હલાવી કરી બાટલીમા ભરી રાખવું, અને તેના કાનમાં ટીપાં સવાર સાંજ નાખવા.

ઉપયોગ—કાનનુ શૂળ, ચમકો, રસી આવવી, સોજો વગેરે મટી આરામ આપે છે.

## ૨૪૯ નેત્રાંજન.

બનાવટ—હરડા, બહેડા અને આમડાની છાલ, તથા મધ અને ભીમસેની કપુર અને નાળીએરનુ પાણી,

રીત—પ્રથમની ત્રણે દવાઓની છાલનો જાડો ભુકો તોલા દશ લેવો, તેમા નાળીએરનુ પાણી તોલા ૮૦ નાખી રાત્રે પલાળી મુકવું સવારે કલઇ કરેલા વાસણમા તેનો સગડી પર ધીમી આંચે ઉકાળો કરવો જ્યારે માત્ર તો. ૧૦ પાણી રહે ત્યારે ઉતારી ઠંડુ થયે ગાળી લેવું અને તેને ફરી ધીમે તાપે ઉકાળી ઘન જેવું—શીરા જેવું થાય ત્યારે ઉતારી લેવું પછી તેમા મધ તો. ૧ નાખી ઘુંટી તેમાં ભીમસેની કપુર વાલ ૪ નાખી દેવું અને મેળવી એક બાટલીમા ભરી રાખવું.

ઉપયોગ—આ દવા શીરા જેવી પ્રવાહી અને ચીકાસ દાર થસે. તેની શળી ભરી આંખે સુરમાની માફક અંજન કરવાથી—આંજવાથી અનેક ફાયદા થાય છે. રોશની વધે છે, ગરમી મટે છે રતાશ

મટે છે ફુલુ મટે છે. ખીલ થતા અટકી જાય છે, પાપણના દરદો તથા પન્વાળા, ચીપડા, આંજણી, સોજો, રતાશ વગેરે મટી સારો ફાયદો આપે છે

સૂચના—આ દવા હમેશા સુરમાની માફક રાત્રે સુતી વખતે આંજવી જોઈએ. અને ખાસ આંખનું દરદ હોય તો જ્યારે પણ આંજી શકાય નિરોગી માણસ પણ વાપરે તેમા હરકત નથી ખાત્રી લાયક અનુભવી પ્રયોગ છે.

---

# ૨૫૦ નયનામૃત અંજન.

બનાવટ—શીશું (નાગ) શેર, ૧ લઇ તેને ગરમ રસ જેવો કરી ત્રીફળાનો ક્વાથ, ભાગરાનો રસ, કમળની ડાંડીનો રસ, બકરીનું દૂધ, ગાયનું ઘી, એ પાચ ચીજમા વારાફરતી સાત સાત વખત શુધ્ધ કરી લેવુ. શુદ્ધ થયા બાદ જે શીશુ રહે તેના સરખા વજને શુધ્ધ પારદ અને ગંધક અને તે સર્વના સરખે વજને શુધ્ધ કાળો સુરમો મેળવી એકદમ બારીક વાટી તેમા પારદના વજન પ્રમાણે ભીમસેની કપુર નાખી બારીક ઘુંટી કપડ છાણ કરી બાટલીમાં ભરી લેવુ.

ઉપયોગ—શુધ્ધ શીશાની શળી વડે આ અંજન આખમા આંજવાથી તમામ નેત્રરોગ મટી આંખની રોશની સાફ થાય છે દરેક વ્યક્તિને માટે આ અજન સારો ફાયદો આપે છે. બની શકે તો ઉપર બતાવેલ શુધ્ધ શીશાની એક શળી હોય તે વડેજ આ અજન આજવું કે જેથી ગુણમા બહુજ ફાયદો થશે

---

# ૨૫૧ શ્વેતાંજન.

| | |
|---|---|
| બનાવટ—ઝીંક સલફેટ વાલ ૨ | બોરીક એસીડ વાલ ૫ |
| બીમસની કપુર વાલ ૨ | ચીનાઇ માકર વાલ ૫ |

રીત—ઉપરની દરેક ચીજ બારીક વાટેલી લેવી. તેને ખરલમા મેળવી છુટી શીશી ભરી રાખવી

ઉપયોગ—આંખના તમામ દર્દો જેવા કે આખ આવવી, રતાશ, ફુલું, છારી, પડળ, પરવાળા, ઝાખ, રતાધળાપણુ, વગેરેમા આ અંજન શળી ભરી આજવાથી સારો ફાયદો આપેછે અને તાપોડીયા વગેરે મટાડી દ્રષ્ટિ સાફ બનાવે છે

---

## ૨૫૨ ફીવર મિક્શ્ચર.

બનાવટ—કુઇનાઇન સલ્ફ તો, ૫
એસીડ સલ્ફ્યુરિક ડીલ તો ૧૦
એસીડ એસેટીક તો ૫
એમોનીઆ કલોરાઇડ તો, ૧૦
લાઇકર આર્સેનીક તો ૨
ડીસ્ટીલ્ડ વૅાટર તો ૪૦૦
મેગનેસીઆ સલ્ફ તો ૧૦૦

રીત—પ્રથમ કુઇનાઇનમા એક પછી એક ચીજ નાખી દઇ મેળવી તેમાં થોડુ પાણી નાખી જુદુ રાખવુ. પછી છેલ્લી દવામા પાણી તો, ૨૦૦ નાખી મેળવી કપડે ગાળી ઉપરના મીક્શ્ચરમા નાખી દઇ જોઇએ તેટલા પ્રમાણમા રોઝકલર (લાલરંગ આવવા માટે) નાંખી બાટલી ભરી લેવી. દવા બનાવતા વાસણ કાચનુ લેવુ.

પ્રમાણ—ાાથી ૧ા તોલા સુધી. બાળકને ૫થી ૧૦ ટીપા.

ઉપયોગ—જવર વિષમજવર અને જુના નવા તાવ માટે બહુજ સારો ઉપાય મનાય છે. બજારમા વેચાતાં મીક્શ્ચરોની માફક આને પણ પેટટ બનાવી વેચી વાપરી શકાય તેમ છે

સૂચના—જોખમી તાવ વાળા કેસોમા ડૅાકટરની સલાહ મુજબ રહેવુ. આની દવાને ભરોસે બેસી ન રહેવુ

---

ભાગ બીજો સમાપ્ત.

# વૈદ્યક ચિકિત્સાસાર.

એટલે

વૈદ્યો, ચિકિત્સકો, અને આયુર્વેદ પ્રેમી ડૉક-
ટરો તથા સર્વ ગૃહસ્થોને બહુજ ઉપયોગી
થનાર અમુલ્ય ગ્રન્થ.

કે જેને અનેક વિદ્વાનોએ

## સરળ આયુર્વેદિક ફાર્માકોપીઆ

ની ઉપમા આપી તેના માટે બહુજ ઊતમ
અભિપ્રાય આપેલ છે

### તે ગ્રન્થના આ બીજા ભાગના

અનુસધાન માં ત્રીજો ભાગ લખાઈને તૈયાર થઈ રહયો છે.

તે થોડાજ વખતમાં છપાઈ પ્રગટ થશે. માટે તેમાંનું
સાહિત્ય વાંચવાનુ ચુકશો નહિ

કારણુ કે તેમાં પણુ આથી ઊતમ પ્રયોગોનો સંગ્રહ છે.

[ આ ગ્રન્થ જોયા પછી તમારો અભિપ્રાય
અમને ,લખશો કે ? ]

## ધી સિન્ધ આયુર્વેદિક ફાર્મસી, કરા

આ સંસ્થામાં સેંકડો જાતની દેશી દવાઓ- જેવી કે, ભસ્મ, રસાયન, ચૂર્ણ, ગોળી, ક્વાથ, તેલ, ઘૃત, મલમ, અરિષ્ટ, અવલેહ, શરબત, મુરબ્બા, ચટણી, અંજન, લેપ, અર્ક, માજુન વગેરે પાચસો દવાઓ તેમજ સુકી વનસ્પતિ શુદ્ધ ખનીજ દ્રવ્યો હમેશા મોટા જથ્થામાં તૈયાર રહે છે યત ભાવે આપવામાં આવે છે. દરેક પ્રકારનાં રોગની અકસીર વડે ચિકિત્સા કરવામાં આવે છે વૈદ્યકિય સલાહ મફત રૂબરૂ મળો અથવા સુચીપત્ર મંગાવી જુઓ—

---

દેશી વૈદક અને આરોગ્ય શાસ્ત્રના ઉપયોગી
સરળ ગુજરાતી ભાષામાં સ્વતંત્ર પણે ચર્ચનાર.

## " આરોગ્ય સિન્ધુ. "

ગુજરાતી ભાષાનું લોકપ્રિય વૈદક માસિક પત્ર વર્ષ થયા સિન્ધ જેવા શુષ્ક પ્રદેશમાંથી દરમાસે પ્રગટ થાય તે થોડાજ વખતમા સર્વ વર્ગમા લોકપ્રિય થઇ ચુકયુ છે. ગતુ ઉપચારો, રાગોની ઓળખાણ, તંદુરસ્તીના સાદા વૈદકના શાસ્ત્રિય લેખો હમેશાં આવે છે, ફકત બાર માસ રૂપીઆ લવાજમ લઇ એક ઉપયોગી અને કીંમતી ભેટનું ગ્રાહકાને મફતમા મળેછે. તમો પણ હમણાજ ગ્રાહક થઇ નામ નમુનો મફત મગાવી ખાત્રી કરી જુઓ, આ બે રૂપીઆ ખર્ચે બીજા સેંકડો રૂપીયા તમોને બચશે.

લખો—

**વૈદ્ય ગોપાલજી ઠકકુર, આરોગ્યા**

અનેક વૈદ્યક ગ્રન્થોના સત્વરૂપ સેંકડો વખત અનુભવમાં
સિદ્ધ થએલા ઉત્તમ પ્રયોગોનો સંગ્રહ

# વૈદ્યક ચિકિત્સાસાર.

(ભાગ ૩ જો)

લેખક અને પ્રકાશક—
વૈદ્ય ગોપાલજી કુંવરજી ઠક્કુર આયુર્વેદાચાર્ય.
તંત્રી "આરોગ્ય સિન્ધુ."
માલીક સિંધ આયુર્વેદિક ફાર્મસી, કરાચી.

સને ૧૯૨૬ ડીસેંબર    પ્રત ૧૦૦૦    સંવત ૧૯૮૩



મુલ્ય આના ૧૨

ત્રણે ભાગ સાથે લેનારને રૂા. ૨-૪-૦

પારેખ પ્રિન્ટીંગ પ્રેસમાં હરિલાલ એચ. પારેખે પ્રકાશકને
માટે છાપ્યું, કેમ્પબેલ સ્ટ્રીટ, કરાચી

# વૈદ્યક ચિકિત્સાસાર.

એટલે:=

વૈદ્યો ચિકિત્સકો અને આયુર્વેદ પ્રેમી ડૉકટરો
તથા સર્વ ગૃહસ્થોને માટે બહુજ ઉપયોગી
થનાર અમુલ્ય ગ્રન્થ !

બે ભાગ પ્રગટ થઈ ચુકયા જેને માટે સેકડો ઉતમ અભિ-
પ્રાયો અત્યાર પહેલા મળી ગયા છે તેના અનુસધાનમા
આ ત્રીજો ભાગ છે. અને છેવટનો ચોથો ભાગ લખાઇ
તૈયાર થઇ રહયો છે અને તે થોડાજ વખતમા
પ્રગટ થઇ જશે તે વાચવાને ચુકશો નહિ !

કારણ કે તેમાં

ભસ્મો, કુપીપકવ રસાયનો અને બીજા ઉતમ અનુભવી સિધ્ધ
પ્રયોગોજ તેમા દાખલ થયા છે માટે તે મેળવવાને
ચુકશો નહિ. હમણાથીજ તમારો
ઓરડર મોકલી આપો !

કારણકે આ ગ્રન્થ હવે આ ચોથા ભાગમાં
પુરો થાય છે.

શ્રીયુત માનનીય રાજ્યમાન રાજેશ્રી—

# ડાકટર ડી. એચ. ઝાલા.

નિવાસ સ્થાનઃ કરાચી.

આપને દેશી વેદક માટે અપુર્વ લાગણી છે સ્વદેશી વસ્તુઓના આપ પરમ ઉપાસક છો પોતે વિલાયતી દવાઓના ખાસ અભ્યાસી હોવાની સાથે અહિની સીવીલ ઇસ્પીતાલ જેવી મ્હોટી સંસ્થામાં અનેક વર્ષો સુધી કામ કરવા છતાં હજીપણ આપ દેશી વૈદકની દરેક દવાઓ માટે બહુજ ઉંચો મત ધરાવવાની સાથે અનેક પ્રકારના દરદો માટે દેશી દવાઓનો પ્રચાર આપ છુટથી કરો છો તે તેમજ આપને વેદક ધધાનો ઉંચો અભ્યાસ અને અનુભવ હોવાની સાથે દેશી વૈદક માટે આપને આટલુ માન છે અને તેની સાથે મ્હારી વેદક પ્રવૃત્તિઓને આપ સારી દ્રષ્ટિથી જે કંઇ માન આપો છો તે સર્વ સદ્ગુણોના સ્મરણમા મ્હારૂ આ નાનકડુ પુસ્તક "વેદક ચિકિત્સાસાર" ભાગ ૩જો આપના ચરણ કમળમા અર્પણ કરી કૃતાર્થ થાઉ છુ

લી. હુ છુ આપનો સ્નેહાભિલાષિ,

વૈદ્ય ગોપાલજી ઠક્કુર

ના વંદેમાતરમ્

એ શિવાય પરિશિષ્ટ ૨ જુ પૃષ્ટ ૨૨૩ થી તે પૃષ્ટ ૨૨૮ સુધીમા આવેલ છે

श्री धन्वन्तरये नमः

# વૈદ્યક ચિકિત્સાસાર.

(ભાગ ૩ જો.)

## ૨૫૩ અપુર્વ માલિની વસંત.

બનાવટ—વૈક્રાન્તભસ્મ, અભ્રકભસ્મ, તામ્રભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, રૌપ્યભસ્મ, બંગભસ્મ, પ્રવાલભસ્મ, લોહભસ્મ, રસસિંદુર, જસતભસ્મ, મુક્તાપિષ્ટી, શંખભસ્મ, શુધ્ધ ટંકણખાર એ દરેક ચીજ અર્ધો તોલો લેવી.

વિધી—બધી ચીજોને ખરલમા સગળર ઘુંટી લઇ તેને શતાવરીના રસની, ધોળી મુશલીના કવાથની, ગોખરૂની, બહુફલીની, હળદરની ત્રણ ત્રણ ભાવના આપી ચાળનીમા સુકવીને બાટલી ભરી રાખવી

પ્રમાણ—૧થી ૩ રતીભાર.

અનુપાન—મધ અને પીપર સાથે અથવા માત્ર ઘી સાથે, અથવા રોગાનુસાર જુદા જુદા અનુપાનથી આપી શકાય છે.

સમય—સવાર સાંજ બે વખત

ઉપયોગ—નબળાઇ, ધાતુક્ષીણતા, જીર્ણજ્વર, ખાસી, પ્રમેહ અને પરદેશનુ પાણી લાગવાથી થતા અનેક પ્રકારના દરદોમા વપરાય છે, ખાસ કરી પૌષ્ટિક છે.

---

## ૨૫૪ પૂર્ણચંદ્ર રસ.

બનાવટ—રસ સિંદુર, અભ્રકભસ્મ, લોહ ભસ્મ, શુધ્ધ-શિલાજીત, નારંગ, સુવર્ણમાક્ષિક ભસ્મ, એ દરેક દવા અકેક તોલો લેવા

વિધી—ખરલમા બરાબર ઉપરની દવાઓને ઘુટી તેને ઘીમા તથા મધમા થોડી થોડી વાર નાખી ઘુટી ચણા પ્રમાણે ગોળી કરી લેવી.

પ્રમાણ—૨ ગોળી સવાર સાંજ બે વખત.

અનુપાન—ભુકો કરી ઘીમા ચાટી જવી.

ઉપયોગ—નબળાઇ મટાડી શક્તિ વધારે છે ખાસ કરી વિર્ય વધારનાર તરીકે ઠીક છે.

---

## ૨૫૫ બ્રહત્ પૂર્ણચંદ્ર રસ.

બનાવટ—શુધ્ધપારો ૨ તોલા, શુધ્ધ ગંધક ૨ તોલા, લોહ-ભસ્મ ૪ તોલા, અભ્રકભસ્મ ૪ તોલા, રૌપ્યભસ્મ ૨ તોલા, બંગ ભસ્મ ૨ તોલા, સુવર્ણભસ્મ ૧ તોલો, તામ્ર ભસ્મ ૧ તોલો કાસ્ય ભસ્મ તોલા ૧, લવંગ જાયફલ, એલચી, તજ, જીરૂ, કપુર, ઘહુલા, નાગરમોથ એ દરેક અકેક તોલો લઇ વાટી લેવા

વિધી—પ્રથમ પારદ ગંધકની કજ્જલી કરી તેને કુવારના રસમા ઘુટી પછી સુકાવી ત્યાર બાદ તેને ત્રિફલાના ક્વાથની સાત ભાવના આપી દેવી. ત્યાર બાદ તેને ચીત્રાના ક્વાથની સાત ભાવના આપી સુકવી એરંડાના પાનમા લપેટી ગોળો કરી ધાનના ઢગલામા ૨૪ કલાક રાખી દેવુ, ત્યાર બાદ કાઢી લઇ વાટી તેની મધ સાથે ચણા પ્રમાણે ગોળી બનાવી લેવી.

પ્રમાણ—૨ થી ગોલી

અનુપાન—નાગરવેલના પાન સાથે ખાઇ જવી

ઉપયોગ—વાજીકરણ છે, બળ અને વીર્ય વધારનાર તથા નબળાઇ મટાડી ખાસી, શ્વાસ, મંદાગ્નિ, અજીર્ણ, કમરનુ દરદ આમવાત, સંગ્રહણી, ધાતુ ક્ષીણતા, કમળો, પાંડુ, પ્રમેહ વાતરકત, હૃદયશુળ વગેરે ને મટાડે છે, શકિત વર્ધક ઉપાય તરીકે ઠીક છે. ક્ષુધા વધારી કાતી સારી કરે છે.

પથ્ય—સાદો અને પૌષ્ટિક ખોરાક લેવો, તેલ, ખટાઇ, મરચા વગેરે ન ખાવુ

## ૨૫૬ બ્રહત્ શૃંગારાભ્રરસ.

બનાવટ—પારદ શુધ્ધ તો ૧ ગંધક તો ૧ ટંકણખાર ફુલાવેલ તો ૧ નાગ કેશર તો ૧ કપુર તો ૧ જાવંત્રી તો, ૧ લવંગ તો ૧ તમાલપત્ર તો ૧ સુવર્ણ ભસ્મ તો.૧ અભ્રક ભસ્મ તોલા ૪ તથા તાલીસપત્ર, નાગરમોથ, કુષ્ટ, છડીલો, લવંગ, તજ, એલચી, શુંઠ મરી, પીપર, હરડેછાલ બહેડાછાલ, આમળા, ગજપીપર એ દરેક ચીજ બે બે તોલા લેવી

વિધી—પારદ ગંધકની કજલી કરી તેમા ભસ્મ મેળવી પછી તેમા બાકીની ચીજોનુ બારીક ચુર્ણ મેળવી ખરલમા બરાબર ઘુંટી તેને પીપરના ક્વાથની સાત ભાવના આપવી, અને પછી ઘુંટી સુકવી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૪ થી ૮ વાલ સુધી

અનુપાન—થોડું તજનુ ચુર્ણ તથા દવા લઇ મધમા મેળવીને દેવુ

ઉપયોગ—ખાસી, હૃદયશુળ, પાર્શ્વશુળ, માથાનુ દરદ, સ્વરભંગ, ક્ષયરોગ, કફ, વાતરકત, કુષ્ટ, રકતપિત્ત, કામરોગ વગેરે મટે છે. આ દવા નબળાઇ અને ખાસી તથા શુળ માટે ઉત્તમ છે.

## ૨૫૭ શૂલવજ્રાણી.

બનાવટ—શુધ્ધ પારદ, શુધ્ધ ગધક, લોહભસ્મ, શોધેલ ટંકણખાર, શેકેલી હીંગ, શુંઠ, મરી, પીપર, હરડા, બહેડા, આમળા કચુરા, તજ, તમાલપત્ર, એલચી, તાલીસપત્ર, જાયફળ, લવંગ, અજમોદ, જીરૂં, ધાણા એ સર્વ એકેક તોલો લઇ બારીક વાટી પારદ ગધકની કજ્જલી કરી તેમા મેળવી બકરીના દુધમા ઘુટી બોર પ્રમાણે ગોળી બનાવી સુકવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૧ થી ૨ ગોળી.

સમય—સવાર સાજ બે વખત પાણી સાથે

ઉપયોગ—આઠ પ્રકારના શુળ, પરિણામ શુળ, આફરો, મદાગ્નિ, ગુલ્મ વગેરે માટે ઉત્તમ છે. પરિણામ શુળ માટે આ સારો ઉપાય છે

સુચના—શુળ રોગ વાળાએ મશાલા વાળુ કે તળેલુ કઇપણ ખાવું નહિ જેથી તરત ફાયદો થસે.

---

## ૨૫૮ મલ્લ ગુટીકા.

બનાવટ—શુધ્ધ સોમલ તો. ૧ એલચીના બીજ તો ૧ વંસલોચન તો. ૧ વાટી કપડછાણ કરી એક ખરલમા ઘુટી લઇ તેમા નાગરવેલના દેશી પાન એકેક પાન લઇ નાખતા જવુ અને ઘુટતા જવુ, આમ પચાસ પાન નાખી ઘુટી લેવુ પછી તેમા રમો પાનનો રસ નાખી એક બે દિવસ બરાબર ઘુટી લઇતેની બાજરીના દાણા જેવડી ગોળી કરી લેવી

પ્રમાણ—૧ એક ગોળી

સમય—સવાર સાજ

અનુપાન—પાણી સાથે.

ઉપયોગ—ખાસી, શ્વાસ, મંદાગ્નિ, વાયુના અને શરદીના જુના રોગો વગેરે માટે ઉત્તમ છે.

સુચના—ખોરાકમા ઘી, દુધ વધારે આપવુ, અને ગરમ ચીજો મરચા વગેરે ન ખાવા. તેમજ આ દવા એકાદ માસ લઇ વચ્ચે થોડાક દિવસ બંધ કરી આપવી

## ૨૫૯ મહામારી ગુટીકા.

બનાવટ—લસણ તો ૧ — જીરૂ તો ૧
શુધ્ધ ગધક તો, ૧ — શુઠ તો, ૧
મરી તો ૧ — પીપર તો ૧
હિગ શેકલી તો ૧ — શુધ્ધ હિગળો તો ૧
સરપુખાના મુળની છાલ તો ૨

વિધી—બધી ચીજોને બારીક વાટી ભુક્કો કરી કપડે ચાળી લીબુના રસમા ચણા જેવડી ગોળી બનાવી સુકવી રાખવી

પ્રમાણ—૨ ગોળી

સમય—દર એકથી બબે કલાકે

અનુપાન—પાણી અથવા પીપરમેન્ટના પાણી સાથે

ઉપયોગ—કોલેરાની રામબાણ દવા તરીકે આ ગોળીઓ વાપરવા લાયક છે. ઝાડા, ઉલટી નબળાઇ, પેટનો વાયુ વગેરે મટે છે.

## ૨૬૦ બ્રહત આનંદભૈરવવટી.

બનાવટ—શુધ્ધ સોમલ તો ૧ — શુધ્ધ હિગળો તો ૧
ફુલાવેલ ટકણખાર તો ૧ — શેકલી હીગ તો ૧
શુઠ તો ૧ — પીપર તો, ૧
મરી તો ૧ — એલચી તો, ૧
લવગ તો ૧ — કાયફલ તો ૧

# ૨૬૭ ભાગોત્તર વટી.

બનાવટ—શુધ્ધ પારદ ૧ તોલો, શુધ્ધ ગંધક ૨ તોલા, પીપર ૩ તોલા. હરડેછાલ ૪ તોલા, બહેડાછાલ ૫ તોલા, અરડુસીના પાન ૬ તોલા, ભારંગી ૭ તોલા,

વિધી—પારદગંધકની કજ્જલી કરી તેમા બીજી દવાઓનુ ચુર્ણ મેળવી તેને ખરલમાં નાખી અને પછી બાવળના ક્વાથની ૨૧ ભાવના આપી સુકાવી મધ સાથે ઘુટી બોર જેવડી ગોળી બનાવી રાખવી.

પ્રમાણ—સવાર સાંજ એક એક ગોળી લેવી

ઉપયોગ—ખાસી અથવા શ્વાસ, દમ માટે સારો ઉપાય છે એથી ખાસી દમ મટે છે.

---

# ૨૬૮ કફકેશરી રસ.

બનાવટ—કુંવારના રસમાં બનાવેલી ઘાપાણ (ગૌદંતી) ભસ્મ તો ૧૦ શુધ્ધ મનસીલ તો, ૨॥

વિધી—બન્ને દવાઓને ખરલમા નાખી બે પહોર ઘુટી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૩ થી ૬ રતીભાર.

અનુપાન—મધ સાથે,

સમય—સવાર, સાંજ બે વખત અથવા જરૂર પ્રમાણે

ઉપયોગ—ખાસી, શ્વાસ, દમ વગેરેમા કફ છુટો કરવા માટે આ ઉપાય સારો છે દમ અને ખસી મટે છે,

---

# ૨૬૯ લક્ષ્મી વિલાસ રસ.

બનાવટ--અભ્રક ભસ્મ તોલા ૪ શુધ્ધ પારદ શુધ્ધ ગંધક કપુર ભીમસેની, જાવંત્રી, જાયફલ, વરધારાના બીજ ધતુરાનાબીજ, (કનકબીજ) ભાંગનાબીજ, વિદારીકંદ, સતાવરી, ગગેરણ (નાગબલા) ખપાટના બીજ, ગોખરૂ બીજ, મમુદફલ, એ દરેક ચીજ એક એક તોલા લઇ બારીક વાટી લેવા.

વિધી--પ્રથમ પારદ, ગંધક તથા ભસ્મો મેળવી તેમા બીજી દવાઓનુ બારીક ચુર્ણ મેળવી ખાંડી ઘુટી તેમા નાગરવેલના પાનનુ રસ નાખી ઘુટી સુકવી ગોલી ચણા પ્રમાણે બનાવી રાખવી.

પ્રમાણ--૨ થી ૮ ગોલી

અનુપાન--મધ સાથે અથવા દુધ સાથે સવાર સાંજ બે વખત

ઉપયોગ--ત્રિદોષ વ્યાધિ, પ્રમેહ, વ્રણ, નાડીવ્રણ, ભગંદર અતિસાર, વધગલગ, ખાંસી, ક્ષય, દમ, મેદરોગ, સંધિવા અડદીઓ વા, માથાનુ શુળ, સ્ત્રી રોગ, ધાતુક્ષીણતા, વગેરે મટાડી શક્તિ લાવે છે

---

# ૨૭૦ અતિસારનાશક રસ.

બનાવટ--અફીણ શુધ્ધ તો ૧ પારદ અને ગંધકની કજ્જલી તોલા ૨ લેવી

વિધી--પ્રથમ કજ્જલીમા અફીણ મેળવી ઘુટી તેને ૧ભાવના ભાંગના રસની તથા એક ભાવના ધતુરાના પાનના રસની આપી ગાળીઓ બનાવવી ખુબ ઘુટી લઇ તેની રતીભારની ગોળી કરી સુકવી રાખવી

પ્રમાણ--૨ ગોળી મધ સાથે લેવી

સમય--દિવસમા બે થી ત્રણ વખત લેવી

ઉપયોગ--અતિસાર, મરડો, સંગ્રહણી વગેરેમા ખાસ ઉપયોગી છે અતિસાર માટે રામબાણ છે

---

# ૨૭૯ સિદ્ધ લક્ષ્મીવિલાસ રસ.

બનાવટ—સુવર્ણભસ્મ તો ૧ રૌપ્યભસ્મ તો ૧ તામ્રભસ્મ તો ૨ કાંત લોહભસ્મ તો ૩ ગજવેલ ભસ્મ તો. ૪ મંડુરભસ્મ તો ૫ અભ્રકભસ્મ તો ૬ બંગભસ્મ તો. ૭ નાગ ભસ્મ તો ૮ મોતી ભસ્મ તો ૧૦ પ્રવાલ ભસ્મ તો ૧૧ રસસિંદુર તો. ૫૮ નાખી ઘુંટી બારીક કરી લેવુ

વિધી—બારીક કરેલી દવાને જાવત્રી, ત્રીફલા, ત્રિકટુ, ચાતુર્જાત અને ભાંગનીત્રણ ત્રણ ભાવના આપી મુકવી પછી તેમા કસ્તુરી તોલો ૧ મેળવી ઘુંટી બાટલીમા ભરી રાખવુ

પ્રમાણ—૧થી ૨ રતીભાર

અનુપાન—સાકર અને મધ સાથે

ઉપયોગ—ક્ષય, ખાસી, પાંડુરોગ, શ્વાસ જીર્ણજ્વર, ગુલ્મ રોગ, પ્રમેહ, મંદાગ્નિ, નબળાઇ ઇત્યાદિ રોગમા સારૂ કામ આપે છે અને શરીરને પુષ્ટ કરી દરેક રોગ મટાડે છે.

પથ્ય—સાદો અને પૌષ્ટિક પચે તેવો ખોરાક લેવો.

---

# ૨૮૦ ચિન્તામણી રસ.

બનાવટ—રસ સિંદુર ૨ તોલા લોહ ભસ્મ ૧ તોલો.
અભ્રક ભસ્મ ૧ તોલો સુવર્ણ ભસ્મ તો ૦ાા

વિધી—કુંવારના રસમા સારી રીતે બે દિવસ ઘુંટી એક ટીકડી બનાવી સુકાવી લેવુ તેના પર આકડાના પાન દશ પંદર વીંટી ગોળો કરી તેને અનાજના ઢગલામા ત્રણ દિવસ દાટી રાખવુ. પછી દવા કાઢી બારીક વાટી શીશીમા ભરી રાખવી.

પ્રમાણ—બાળકો માટે ૧થી ૨ ચોખાભાર. માણસો માટે ૧ થી ૨ રતીભાર

અનુપાન—મધ સાથે લેવી

ઉપયોગ—વાત રોગ, આચકી, એટ્ય મૃગીવાયુ, હીસ્ટીરીઆ વાયુ, લકવાવાયુ, ઉન્માદ વાયુ વગેરે માટે સારો ઉપાય છે

---

## ૨૮૧ કસ્તુરીભૈરવ રસ.

બનાવટ—શુધ્ધ હિંગળો તો ૧ શુધ્ધ વચ્છનાગ તો ૧
જાયફળ તો ૧ કાળા મરી તો, ૧
પીપર તો ૧ ટંકણ ખાર તો ૧
કસ્તુરી સારી તો. ૧

વિધી—સર્વને ખરલમા વાટી કુટી પાણીમા મર્દન કરી મગ પ્રમાણે ગોળી બનાવી નાખવી.

પ્રમાણ—૨ થી ૪ ગોળી માણસ માટે. જ્યારે નાના બાળક માટે ાા થી ૧ ગોળી

અનુપાન—મધ અથવા આદુના રસ સાથે.

સમય—જરુર જણાય ત્યારે

ઉપયોગ—વાતરોગ, આચકી, ધનુરવાયુ, મોતીજરો તાવ મૃગીવાયુ, હીસ્ટીરીઆવાયુ, લકવા વગેરે માટે અને શરીરમા તુરત હુશીઆરી લાવે.

---

## ૨૮૨ ધન્વન્તરિ રસ.

બનાવટ—શુધ્ધ પારદ, શુધ્ધ ગંધક, તામ્રભસ્મ, ફુલાવેલ ટંકણખાર, રેવતચીની (પાળીઓ) જાવજલી, પીપર એ સર્વ એકેક તોલા લઇ ખરલમા બરાબર કુટી લેવા અને તેને બીજોરાના રસની એક ભાવના આપી સુકવી બાટલીમા ભરી રાખવુ.

પ્રમાણ—૧ થી ૨ ગોળી.

અનુપાન—આદુના રસ અથવા મધ સાથે.

ઉપયોગ—ખાસી, શ્વાસ, કફરોગ, દાતના દરદો. ત્રિદોષ, કર્ણરોગ, વગેરે મટે છે.

---

# ૨૮૭ ઉન્માદગજકેસરી રસ.

બનાવટ—શુદ્ધ પારદ, શુદ્ધ ગધક, શુદ્ધ મનશીલ, શુદ્ધ ધતુરબીજ સરખે ભાગે લઇ બારીક વાટી તેને ખુરાસાણીવજનો ક્વાથ કરી તેની સાત ભાવના આપવી પછી બીજી ૭ ભાવના બ્રાહ્મીના ક્વાથની કે સ્વરસની આપી સુકી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૩ થી ૬ રતીભાર

અનુપાન—માખણ સાથે

ઉપયોગ—ઉન્માદ, (ગાંડપણ) અપસ્માર, (વાઇ) મગજના દરદ વગેરે મટે છે.

---

# ૨૮૮ છર્દિહર રસ.

બનાવટ—શુદ્ધ પારદ. શુદ્ધ ગધક, લોહભસ્મ, બોરની બીજ, લવગ, સમુદ્રફળ, ધાહુલા, ચદન, જુવારની ધાણી (શેકેલી) પીપર, કપુરકાચલી, તજ, એલચી, તમાલ પત્ર, તમામનુ બારીક ચુર્ણ કરી તેને શ્વેતચદનની ૭ ભાવના આપી સુકવી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૨ થી ૪ રતીભાર,

અનુપાન—મધ અને મરીની સાથે.

ઉપયોગ—ગમે તે પ્રકારની ઉલટી આ પ્રયોગથી મટે છે

સમય—દર એક બે કલાકે અથવા જરૂરત પ્રમાણે

# ૨૮૯ હંસપોટલી રસ.

**બનાવટ**—પીડીકોડીની ભસ્મ, શુંઠ, મરી પીપર, ફુલાવેલ ટંકણખાર, વછનાગ, શુધ્ધ પારો, શુધ્ધ ગંધક એ દરેક દવા સમ ભાગે લઇ ખરલમા ઘુટી તેને બીજોરા લીંબુના રસની ૧ ભાવના આપી રતીભારની ગોળી કરી સુકવી રાખવી.

**પ્રમાણુ**—૩ થી ૬ ગોળી મરીનુ ચુર્ણ અને ઘી સાથે ચાટવી

**સમય**—સવાર સાંજ

**ઉપયોગ**—સંગ્રહણી, ઝાડા, પટનો વાયુ, મંદાગ્નિ અપચો વગેરે માટે છે

---

# ૨૯૦ રત્નગિરિરસ નંબર ૧.

**બનાવટ**—શુધ્ધ પારો તો. ૧  શુધ્ધ ગંધક તો ૧
અભ્રકભસ્મ તો ૧  તામ્ર ભસ્મ તો ૧
લોહભસ્મ તો ૨  વૈક્રાંત ભસ્મ તો ૧

**વિધી**—ઉપરની દવાઓને ખરલમા બારીક વાટી લેવું પછી તેને ભાંગરાના રસમા ત્રણ દિવસ ખરલ કરી સુકવી એક ત્રાંબાની વાટકીમા ભરી લેવું ઉપર તેવીજ બીજી વાટકી ઢાંકી બંધ કરી દેવુ અને તેની નીચે દીવા જેવો તાપ ત્રણ કલાક આપી ઉતારી ઠંડુ થયે બહાર કાઢી ખરલમા ઘુટી તેને સરગવો, અરડુસી, નગોડ, ગળો, ચિત્રક, ભાંગરો, બ્રાહ્મી, ભોરીંગણી, ગોરખમુંડી, અરણી, અગથીઓ કડુ, કુવાર વગેરેમાંથી જેનો રસ મળે તેના રસની અને સુકી હોય તેના ક્વાથની જુદી જુદી ત્રણ ત્રણ ભાવના આપી સુકવી એક નાના સંપુટમા પેક કરી એ ગેર છાણાનો પુટ આપી દેવા (ભઠી દઇ દેવી) ઠંડુ થયે કહાડી લઇ વાટી સંભાળી બાટલીમા ભરી લેવા

**પ્રમાણ**—૧॥ થી ૩ રતીભાર

અનુપાન—ધાણાનો ભુકો કરી તેના પાણી સાથે આપવું.

ઉપયોગ—દરેક પ્રકારના તાવને તુરત ઉતારી શરીર હલકું કરે અને કોઈપણ જાતની નબળાઈ કર્યા શિવાય તાવને શાંત કરવા આ એક ચમત્કારિક ઉપાય ગણાય છે.

પથ્ય—મગનું પાણી, ભાત વગેરે આપવું

---

# ૨૯૧ પિયુષવલ્લી રસ.

બનાવટ—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, અભ્રકભસ્મ, રૌપ્યભસ્મ લોહભસ્મ, ટંકણખાર, રસવતી સુવર્ણ માક્ષિકભસ્મ, એ દરેક અર્ધ અર્ધ તોલો લેવા લવંગ, ચંદન, મોથ, જીરૂ, ધાણા રીસામણી, અતિવિષ, કડાછાલ ઈંદ્રજવ, તજ, જાયફલ, શુંઠ, બીલાનોગરભ, લોધર, વાળો, દાડમની છાલ, મજીઠ, ધાવડી ફુલ અને કુટ એ દરેક ચીજ ૦। પા તોલો લઈ બારીક વાટી ખરલમમા ઘુંટીને ભાંગરાના રસની સાત ભાવના આપી મુકવી પછી બકરીના દુધની ૧ ભાવના આપી ચણા જેવડી ગોળી બનાવી મુકી લેવી

પ્રમાણ—૨ ગોળી સવાર સાંજ બે વખત

અનુપાન—સેકેલા બીલાનું ગરભ તથા ગોળ સાથે આ દવા ખાવી.

ઉપયોગ—અતિસાર, સંગ્રહણી, મરડો, રક્તાતિસાર વગેરે મટાડી અગ્નિ પ્રદિપ્ત કરે છે અને પેટના દરદો તથા જુની સંગ્રહણી મટાડી આપે છે

---

# ૨૯૨ નૃપતિવલ્લભ રસ.

બનાવટ—જાયફલ, લવંગ, મોથ, તજ, એલચી, ટંકણખાર, હીંગ જીરૂં, તમાલપત્ર અજમોદ, સિંધાલુણ, શુંઠ, લોહભસ્મ, અભ્રકભસ્મ, શુદ્ધપારો, શુદ્ધગંધક, તામ્રભસ્મ એ દરેક ચીજ એક

એક તોલો લેવો. અને ડાગા મરી ૩ તોલા લેવા બધાને બારીક વાટી કાળજલીમાં ઘુટી મેળવી તેને બકરીના દુધની ભાવના આપી ઘુટી અથવા આગળાના રસની ભાવના આપી ઘુટી બબે રતીભારની ગોળી કરી સુકવી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૨ થી ૪ ગોળી દિવસમાં ૨ થી ૩ વખત પાણી સાથે

અનુપાન—પાણી સાથે.

ઉપયોગ—મંદાગ્નિ, કલેજાનું દરદ, મરડો ઝાડા, અજીર્ણ, સંગ્રહણી, ગુલ્મ, બરસ, પાંડુ, કમળાનો રોગ વગેરે મટાડે છે. ખાસ કરી લીવર બગડવાથી થતા સંગ્રહણીના વ્યાધિ માટે ઉત્તમ દવા છે

---

# ૨૯૩ કફચિંતામણી રસ.

બનાવટ—શુધ્ધ હિંગળો, ઇંદ્રજવ ટંકણખાર, ભાગના બીજ, ડાબાનરી એ દરેક ચીજ અકેક તોલો. ગર્ભસિંદૂર ૩ તોલા, એ સર્વને ખરલમાં વાટી આદુના રસમાં ઘુટીને ચણા પ્રમાણે ગોળી કરવી

પ્રમાણ—૨ ગોળી

સમય—દર ચાર ચાર કલાકે લેવું.

અનુપાન—આદુના રસમાં અથવા ભારંગીના કવાથ સાથે

ઉપયોગ—ખાંસી, દમ, કફનો મુંઝારો, તેમજ ન્યુમોનીઆ અને ઇન્ફલ્યુએંઝામાં સારો ફાયદો કરી કફને છુટો કરે છે

---

# ૨૯૪ વિરેચન ગુટીકા.

બનાવટ—સોળીઓ ૪ તોલા, રેવતચીની (ડીકામારી અથવા પીળીઓ) તો. ૨ નકલીહીંગ તોલો ૧ ટંકણખાર તો. ૦॥

વિધી—પ્રથમ એ ચાર ચીજ બારીક વાટેલી લેવી, અને તેને ખરલમાં બરાબર ઘુટીને ગરમાળાનાગોળનું સ્વરસ(પાણી) બનાવી

તેનાથી મુરબ્બુ પાણી વાળવા જેવુ થાય છે તેની એક રતી ભારની ગોળી બનાવી તેના ઉપર રાખજીરાનો ભુકો છાંટી સુકવી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૧ થી ૪ ગોળી

સમય—જ્યારે જરૂર હોય ત્યારે અથવા રાત્રે સુતી વખતે

અનુપાન—પાણી સાથે

ઉપયોગ—આ ગોળીથી જુલાબ લાગી પેટ સાફ થાય છે અને ઉદર રોગ, ઉદરમ વગેરે મટે છે અને કબજીઅતમા જ્યારે જરૂર જણાય ત્યારે લેવાથી પેટ સાફ થાય છે એક જુલાબની ઇચ્છા હોયતો માત્ર એકજ ગોળી લેવી જોઇએ હીસ્ટરીઆમા પણ સારી જણાય છે

પથ્ય—આ ગોળીથી વધારે જુલાબ લેવા હોયતો ખોરાકમા ખીચડી ભાત અને છાશ લેવાય, અને જુલાબ બંધ કરવાની જરૂર જણાયતો સાકરનુ પાણી બનાવી પીવાથી શાંતિ થાય છે.

---

## ૨૯૫. વ્યોષાદી ગુટીકા.

બનાવટ—શુઠ, મરી, પીપર, આમલીનો રસ, ચવક, ચિત્રક અમલવેતસ, તાલીસપત્ર, જીરૂ એ સર્વ એકેક તાલો લેવા તથા તજ એલચી, તમાલ પત્ર એ ત્રણ ચીજો અરધ અરધ તોલો લેવી. સર્વને વાટીને ચુર્ણ કરી લેવુ.

વિધી—ઉપરના દવાઓનુ ચુર્ણ લઇ તેમા જુનો ગોળ તોના ૨૦ નાખી ઘુટી ચણા પ્રમાણે ગોળી બનાવી રાખવી.

પ્રમાણ—૨ ગોલી, દિવસમા ૧૨ ગોળી સુધી લેવાય.

સમય—દર ૩ થી ૪ કલાકે દિવસમા ૮ વખત લેવી

અનુપાન—સહેજ ગરમ પાણી સાથે દવાની ગોલી ઉતારવી.

ઉપયોગ—શળેખમ, ખાસી, શ્વાસ, અરૂચી, પીનસ રોગ, સ્વરભંગ વગેરે મટાડે છે, અવાજ બેસી ગયો હોય તો આ દવાની ગોલીઓ મોમા રાખીને ચુસવી જોઇએ

# ૨૯૬ અફીણુ છોડાવવાનો ઉપાય.

બનાવટ--શુધ્ધ અફીણ તોલા ૨ શુધ્ધ વછનાગ તો ાા
જાયફલ તો ાા જાવત્રી તો ાા
પીપર તો ાા કેશર તો. ાા
અકલકરો તો ાા ભાગ તો. ાા
શુધ્ધ હીંગળો તો. ાા

વિધી—બધી ચીજોને બારીક વાટી નાગરવેલના પાનના રસમા ગોળી મગ જેવડી બનાવી સુકાવી બાટલીમા ભરી રાખવી,

માત્રા—જેટલા પ્રમાણમા અફીણ ખાવાની ટેવ હોય તેટલા પ્રમાણથી શરૂ કરી રોજ જરા જરા ઓછુ પ્રમાણ કરતા જવુ

સમય—જયારે અફીણ ખાવાની ટેવ હોય ત્યારે લેવી

અનુપાન—મધ સાથે અથવા પાણી સાથે

ઉપયોગ—અફીણનુ બધાણ છોડાવવા માટે આ દવા આપવી. તેથી બે ત્રણ માસમા ટેવ મટી જઇ કોઇપણ ઉપદ્રવ થવા પામતો નથી

પથ્ય—પૌષ્ટિક અને દુધના બનાવેલા પદાર્થો વધારે પ્રમાણમા ખાવા જોઇએ

---

# ૨૯૭ શ્વાસારિ વટી.

બનાવટ—શુધ્ધ ધતુરાના બીજ તો ૧ શુધ્ધ વછનાગ તો ૧
કાળી તમાકુ ખાવાની તો ૧ અફીણ શુધ્ધ કરેલુ તો ૧

વિધી—બધી દવાઓને બારીક વાટી અફીણનો કસુબો બનાવી તેમા ઘુટીને તેની સરસવના દાણા પ્રમાણે ગોળી બનાવી સુકવી રાખવી

પ્રમાણ—૧ થી ૨ ગોળી દિવસમા ત્રણ વખત લેવી.

અનુપાન--પાન સાથે ગોળી મોમા રાખીને ચુસવી

ઉપયોગ—શ્વાસ રોગ, ખાસી, કફની જમાવટ વગેરે મટાડે, અને દમ રોગમા ફાયદો બતાવે કફ છુટો કરે. ઉંઘ લાવી આરામ આપે

સુચના—આ દવા સારી બનાવટની છે પણ સભાળથી વાપરવી જોઇએ, કારણ કે તેમા ઝેરી વસ્તુઓ આવે છે માટે ધ્યાનથી વાપરવી જોઇએ

---

## ૨૯૮ અહિફેન વટી.

બનાવટ—શુધ્ધ અફીણ તોલો, ૧ જાયફલ તો ૧
કપુર તોલો, ૦। કસ્તુરી તો ૦।

વિધી—દરેક ચીજોને ખરલમા વાટીને પાનના રસમા મગ જેવડી ગોળી બનાવી છાંયામા સુકવી રાખવી

પ્રમાણ—૧ થા ૨ ગોળી, સવાર સાંજ બે વખત.

અનુપાન—પાનમા નાખીને ખાવી

ઉપયોગ—બહુમુત્રનો રોગ, મધુ પ્રમેહ અને તેના વિકારો માટે ઠીક જણાય છે.

---

## ૨૯૯ કુટજાદિ વટી.

બનાવટ—કડા છાલ તોલા ૮૦ શુંઠ તો ૧
માયાફલ તો, ૧ જાયફલ તો ૧
લવ ગ તો. ૧ મરી તો ૧
કાકડા શીંગ તો. ૧ પીપર તો ૧
બહેડા છાલ તો ૧ જાવત્રી તો, ૧
વાવડીંગ તો ૧ બીલીનુ ગર તો ૧
નાગકેશર તો ૧

વિધી—પ્રથમ કડાછાલનો જાડો ભુકો કરી પાણી તોલા ૮૦૦મા ક્વાથ કરવો જ્યારે ૨૦૦ તોલા પાણી બાકી રહે ત્યારે

ઉતારી લેવું અને કપડ ગાળી તેને ફરી ચુલે ચડાવી ચાટુ થાય ત્યારે તેમા ઉપરની ચીજનું બારીક ચુર્ણ કરી મેળવી મુઠાની ગોળી વાળવા જેવું થતા ચણા પ્રમાણે ગોળી બનાવી લેવી.

પ્રમાણ—૧ થી ૪ ગોળી

સમય—સવાર, બપોર, સાજ ત્રણ વખત

અનુપાન—ગાય તાજી લઈ ને સાથે લેવી

ઉપયોગ—રક્તાતિસાર, મરડો, જ્વરાતિસાર અને હરસમાથી પડતું લોહી બધ કરે છે.

---

## ૩૦૦ પ્રદરાન્તક વટી.

બનાવટ—ગુલાબજળમા વાટેલ અફીણ તો ૧

ગુલાબજળમા વાટેલ રહેરવા તો ૧

હીંગળોખણ તો ૨

રસવતી તો ૩

વિધી—ખરલમા ઘુટીને જરૂર પડેતો જરા પાણી નાખીને ચણા પ્રમાણે ગોળી બનાવી લેવી

પ્રમાણ—૨ ગોળી

અનુપાન—ચોખાના ધોવણ સાથે

સમય—સવાર સાજ

ઉપયોગ—રક્તપ્રદર, રક્તાર્શ, રક્તાતિસાર વગેરેમા લોહી પડતું બધ કરે છે

---

## ૩૦૧ સારીવાદિ વટી.

બનાવટ—અનંતમુલ તો ૧ જેઠી મધ તો. ૧

કુષ્ટ તો ૧ તજ તો ૧

તમાલપત્ર તો ૧ એલચી તો. ૧

| | |
|---|---|
| નાગકેશર તો. ૧ | ઘહુલા તો ૧ |
| લીલોફર તો ૧ | ગળોસત્વ તો. ૧ |
| લવંગ તો ૧ | ત્રીફ્લા તો ૩ |
| અભ્રક ભસ્મ તો ૧૪ | લોહ ભસ્મ તો ૧૪ |

વિધી—ભસ્મો સિવાયની બીજી ચીજોનુ બારીક ચુર્ણ લઇ વાટી તેમા ભસ્મો મેળવી તેને ખરલમા ઘુટી તેને ભાગરાના રસની શતાવરીની, અર્જુનની છાલના ક્વાથની, જવના ક્વાથની ૧ ભાવના, ત્રિફલાના ક્વાથની ૧ ભાવના આ પ્રમાણે જુદી જુદી દરેકની ભાવના આપી ઘુટી તેની ચણા જેવડી ગોળી બનાવી સુકવી બાટલી ભરી લેવી.

પ્રમાણ—એકેક ગોળી સવાર સાંજ બે વખત

અનુપાન—તાજા દુધ સાથે.

ઉપયોગ—કર્ણશ્રાવ, કર્ણનાદ, બહેરાપણુ, અવાજ તથા જુના કાનના દર્દો માટે આ દવા ખાવાથી સારો ફાયદો થાય છે.

---

# ૩૦૨ ઉપદંશારિ વટી.

બનાવટ—હીમેજ તો ૪ લવગ તો ૧

કાથો તો. ૧ શુધ્ધ મોરથુથો તો ૧

વિધી—ઉપરની દવાનું બારીક ચુર્ણ કરી લોઢાની ખરલમા ૪૦ લીબુના રસમાં ખુબ ઘુટી લઇ તેની ૨૦૦ ગોળી થાય તે પ્રમાણની ગોળી બનાવી રાખવી.

પ્રમાણ—૧ ગોળી.

સમય—સવાર સાંજ બે વખત

અનુપાન—ઘી સાથે ચાટી જવી.

પથ્ય—ચોખા, ઘહુ, ઘી, સિવાય કઇપણ ખોરાક આપવો નહિ.

સુચના—ફક્ત સાત દિવસમા આ દવાની ચૌદ ગોળી આપી બંધ કરી દેવી પુરો ફાયદો થઇ જશે.

ઉપયોગ—ઉપદંશ, ગરમીનો રોગ, ગરમીથી થએલો મધીવા વગેરે ગરમીના રોગોને માફ કરે છે.

---

## ૩૦૩ ભગંદરારિ મોદક.

બનાવટ—ચોપચીનીનું બારીક કપડછાણુ કરેલુ ચુર્ણ તો ૧। દેશી ગનારમી સાકર તો. ૧। ને એને મેળવવી તેમા જીણીધારથી ઘી નાખતા જવુ અને મેળવતા જવુ લાડુ બનાવવા યોગ્ય થાય એટલે તના લાડુ બનાવી લેવો.

પ્રમાણુ—ઉપર લખેલ એક લાડુ એક વખતમા ખાવા

સમય—સવાર સાજ બે વખત લેવુ.

અનુપાન—લાડુ ખાઇ ઉપર દુધ પીવુ.

મુદત—આ દવા ફકત ૧૪ દીવસ કરવાથી ફાયદો થાય છે.

પરેજી—ઘી, રોટલી, દુધ, ખાવુ શિવાય તમામ પદાર્થ બધ કરી દેવા દુધમા સાકર નાખી લેવાય

ઉપયોગ—ભગદર નવા અથવા જુનો મટે છે. આ ઉપાય અત્યંત ખાત્રી યુકત અને એક ગૃહસ્થનો અનુભવી હોવાથી અમોએ દાખલ કરી આપ્યો છે અને તે જણાવે છે કે આ પ્રયોગથી એક મહાત્માએ અમારી રૂબરૂમા દરદ તદન મટાડી આપેલ હતો અને શકિત સારી આવી હતી

સુચના—દવા ગરમ જણાય તો ખોરાકમા ઘી દુધ વધારે લેવુ તે છતા પણ ગરમ જણાય તો દવાનુ પ્રમાણ ઓછુ કરી આપવુ.

---

## ૩૦૪ વિશુચિકાન્ત વટી.

| | |
|---|---|
| બનાવટ—તામ્ર ભસ્મ તો. ૧ | બીજોરૂ તો ૦।। |
| શુઠ તો ૦।। | મરી તો ૦।।। |
| પીપર તો ૧ | હળદર તો. ૦। |

અનુપાન—પાણી સાથે
સમય—સવાર, બપોર, સાંજ.
ઉપયોગ—શ્વાસ, ખાંસી, જુનો વિષમજ્વર વગેરે માટે.

## ૩૦૮ પ્રવાહીકા વટી.

બનાવટ—બીલીનુગર, મોચરસ, નાગરમોથ, ધાવડીના ફુલ, ગુંદ, જાયફલ, અફીણ, એ સર્વ એકેક તોલો લેવા.

વિધી—બધી દવાઓ ખાંડી ભુકો કરી અફીણનો કસુઓ બનાવી તેમા ઉપરની દવાઓનુ ચુર્ણ નાખી ઘુટી લઇ રતીભારની ગોળી કરવી

પ્રમાણ—૧ થી ૨ ગોળી
સમય—સવાર, બપોર અને સાંજ.
ઉપયોગ—ઝાડો, મરડો, અને આમાતિસાર માટે છે.

## ૩૦૯ નયનપ્રભા વટી

બનાવટ—જસતના ફુલ તો ૧ એલચીના બીજ તો. ૦ાા
મોરથુથુ ફુલાવેલ તો ૦ાા સાકર તો ૧
બાવળનો ગુંદ તો ૪

વિધી—દરેકને બારીક વાટી કપડછાણ ચુર્ણ કરી સાફ ખરલમા નાખી તેમા ગુલાબજળ નાખી ઘુટી બોર જેવડી ગોળી બનાવી સુકવી બાટલી ભરી રાખવી

ઉપયોગ—જરૂર જણાય ત્યારે આ દવાને તાંબાના વાસણ ઉપરજરા નાખી ગોળીને ઘસીલઇ તેમાથી શળી ભરી આંખમાઆંજવી.

ફાયદો—આંખ આવવી, રતાશ, ઝાંખ ખીલ, ચીપડા થવા વગેરે ચાલુ આંખના દરદો માટે છે

# ૩૧૦ વિશ્વનાથ વટી.

બનાવટ—શુદ્ધનો ભુકો તોલા ૫ કુવારનો રસ તો. ૧૦ ખરલમા નાખી સારી પેઠે ઘુટી નુકાના તેની વટાણા પ્રમાણે ગોળી બનાવી લેવી, અને તે સુકવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૨ ગોળી સહેજ ગરમ પાણી સાથે

સમય—જરુરત પ્રમાણે કલાકે કે બે કલાકે

ઉપયોગ—હેડકી મટાડે છે. વાયુ છુટો કરે છે.

---

# ૩૧૧. શ્વાસકાસારી વટી.

બનાવટ—બંગાલી પીપર તો ૨ાા સફેદ મરી તો ૨ાા
શુદ્ધ વછનાગ તો ૧ાા કાળી દ્રાક્ષ બી વગરની તો. ૨ાા
કાળી તમાકુના ડાખળાની બાળીને કરેલી રાખ તો. ૧
એલચી તો. ૦ાા જાયફલ તો. ૦ાા
લવંગ તો ૦ાા

વિધી—પ્રથમની ત્રણ દવાઓ ઘુટી તેમા કાળી દરાખ મેળવી પછી તેમા બાકીની દવાઓ મેળવી ઘુટી લઇ તેની મગના દાણા પ્રમાણે ગોળી બનાવી રાખવી

માત્રા—૧ થી ૨ ગોળી.

સમય—સવાર સાંજ બે વખત

અનુપાન—સહેજ ગરમ પાણી સાથે

ઉપયોગ—ખાસી, દમ, શ્વાસ મુંઝારો વગેરે આ દવાથી મટે છે, કફ છુટો થાય છે, લાંબો વખત લેવાથી દમનુ દરદ મટી જાય છે.

## ૩૧૨ શૂલહરી વટી.

બનાવટ—શેકેલી હીંગ તો ૧ શેકેલી કાકચણીજ તો ૧
છોલેલુ લસણ તો, ૧ ગુડ તો. ૧
યવક્ષાર તો, ૨ જીરૂ તો ૧

વિધી—બધી ચીજોને ખરલમા બારીક પીસી જરૂર પડે તો જરા પાણી નાખી ચણા પ્રમાણે ગોળી બનાવી સુકવી રાખવી

પ્રમાણ—૨ થી ૪ ગોળી દર એકેક કલાકે લેવી,

અનુપાન—સ્હેજ ગરમ પાણી સાથે

ઉપયોગ—શુળ, ચુક, ગુલ્મ, બરલ, વાયુની ગાઠ વગેરે મટે છે. પેટમા દુખતુ હોય કે શુળ થતુ હોય ત્યારે આ દવા ઠીક જણાય છે. જુના પેટના દરદમા સવાર સાંજ એ વખત દવા લાગો વખત લેવા જોઇએ

---

## ૩૧૩ અમ્લપિતાંતક વટી.

બનાવટ—સુરાખાર તો ૫ નવસાગર તો. ૦ા

વિધી—બને ચીજોને બારીક ખરલમા વાટી લઇ તેમા જરા પાણી નાખી ઘુટીને એકેક વાલની ગોળી બનાવી રાખવી

પ્રમાણ—૧ થી ૨ ગોળી ગરમ પાણી સાથે લેવી.

ઉપયોગ—આ ગોળી લેવાથી અમ્લપિત છાતીનો દાહ, ખાટા ઘચરકા વગેરે મટે છે,

---

## ૩૧૪ જવરઘ્ની વટી.

બનાવટ—કવીનાઇન તો. ૨ પીપરમેન્ટ ફુલ વાલ ૪
કપુર વાલ ૬ રસવતી તો ૨
હિંગળો શુધ્ધ તો ૦ા

રીત—આ દવામાંથી રસવંતી સિવાયની બધી દવાઓને ખરલમાં ઘુંટી તેમાં રસવંતી નાખી ઘુંટી ચણા પ્રમાણે ગોળી બનાવી મુકવી રાખવી.

પ્રમાણ—૨ ગોળી દિવસમાં ૩ વખત

ઉપયોગ—જુનો તાવ પેટના દરદનો સાથેનો તાવ, મલેરીયા તાવ. અને નવો કે ચાલુ કોઇપણ જાતના તાવ માટે આ દવા અપાય છે

સુચના—આ દવામાં મુખ્ય ક્વીનાઇન છે તેથી તે જયાં વાપરવાની ખાસ જરૂર જણાય ત્યાં વાપરવી

---

# ૩૧૫ હિસ્ટીરીયાનાશક વટી.

બનાવટ—ગાંજો તોલો ૧    કપુર તોલો ૧
ખુરાસાની અજમો તોલા ૪

રીત—દરેક દવાને બારીક વાટી ચુર્ણ કરી લેવુ, અને પાણીમાં ઘુંટી ચણા જેવડી ગોળી બનાવી લઇ મુકવી બાટલીમાં રાખવી

પ્રમાણ—૨ ગોળી સવારે અને ૨ ગોળી સાંજે,

અનુપાન—હીસ્ટીરીઆ નાશક ક્વાથ સાથે બે વખત દરરોજ આરોગી લાંબો વખત લેવી (ક્વાથનીબનાવટ જુઓ આભાગનાઅંતમાં)

ઉપયોગ—હીસ્ટીરીઆનો રોગ આથી મટે છે ને મગજને શાંત રાખે છે ખાસ કરી આ દવા સ્ત્રીઓ માટે વધુ ઉપયોગી છે

---

# ૩૧૬ અર્શોઘ્નિની વટી.

બનાવટ—ગુલાબજળમાં પીસેલા કેરબા તો ૧
ડીંગરખણુ તો ૨    રસવંતી તો ૩
લીબોડીનો મગજ તો ૨

રીત—ઉપરની ચાર ચીજોને ખરલમા નાખીને વાટી લઈ જરૂર જણાયતો જરા પાણી મેળવી ઘુટી ગોળી બનાવવા જેવૂ થતા ચણા પ્રમાને ગોળા કરી અને તે સુકવી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૨ ગોળી, રાત્રે સુતી વખતે અથવા સવારે અને રાત્રે બે વખત લેવી

અનુપાન—પાણી સાથે

ઉપયોગ—દરેક પ્રકારના હરસ રોગમા બોવા માટે આ દવા આપવાથી સારો ફાયદો થાય છે

---

# ૩૧૭ હિંગુકર્પુર વટી.

બનાવટ—કપુર તો ૧ હિંગ કાચી તો ૧ મધ જોઈએ તેટલુ લઈ ખરલમા ઘુટી ગોળી બનાવો લઈ સુકવી બાટલી ભરી રાખવી, ગોળી વટાણા જેવડી કરવી

પ્રમાણ—૧ થી ૨ ગોળી દિવસમા ૩ વખત

અનુપાન—પાણી અથવા આદૂનો રસ

ઉપયોગ—ખાંસી, ત્રિદોષજ્વર, ઇન્ફ્લુએન્ઝા અને હૃદયરોગ, ન્યુમોનીઆ માટે સારો ઉપાય છે આ દવા ફેફસા અને હૃદય ઉપર સારી અસર કરી આપે છે, અને દરદીને રાહત આપે છે.

સુચના—ત્રિદોષનુ બહુજ જોર હોય તેવા ન્યુમોનીઆમા કસ્તુરી અને આદુના રસ સાથે આપવાથી સારો ફાયદો થાય છે

---

# ૩૧૮ સરલ વટી.

બનાવટ—શેકેલી હીંગ ૧ તોલો, મરી કાળા તો. ૧ કપુર તો ૧ વાટી પાણીમા ઘુટી આશરે એક ચણા પ્રમાણે ગોળી કરી સુકવી રાખવી.

પ્રમાણ—૨ થી ૪ ગોળી

સમય—તાવ આવ્યા પહેલા બે કલાક પ્રથમ

ઉપયોગ—મલેરીઆ તાવ અટકાવે છે અને પેટનો દુખાવો, મટાડે છે.

---

# ૩૧૯ હિંગુલ વટી.

બનાવટ—શુધ્ધ હિંગળો તો. ૩ મરી તો. ૨
પીપર તો. ૨ અજમો તો ૨
જાયફલ તો. ૨ અકલકરો તો. ૨
તજ તો ૨ કેશર તો ળા
શુધ્ધ વચ્છનાગ તો ળા

વિધી—બારીક વાટેલી ચીજોને ખરલમાં નાખી નાગરવેલના પાનના રસમા ઘુંટી મગ જેવડી ગોલી બનાવી લેવી.

પ્રમાણ—૧ થી ૨ ગોલી, સવાર સાંજ બે વખત

ઉપયોગ—વાતરોગ, કુષ્ટ રોગ, શુળ, ઉરૂસ્થંભ, વાતરકત, કફ રોગ, શ્વાસ, ખાસી ક્ષય, પ્રમેહ, વગેરે મટી શકિત લાવે છે

અનુપાન—દુધ સાથે લેવી.

---

# ૩૨૦ લીલાવતી વટી.

બનાવટ—શુધ્ધ પારદ તો. ૧ શુધ્ધ ગધક તો. ૧
શુધ્ધ હિંગુલ તો ૧ અભ્રકભસ્મ તો. ૧
લોહ ભસ્મ તો ૧ જાયફલ તો. ૧
બીલીનો ગરભ તો ૧ મોચરસ તો ૧
વચ્છનાગ શુધ્ધ તો. ૧ ત્રિકટુ તો. ૩
ધાવડી ફુલ તો ૧ કડાછાલ તો ૧
શુધ્ધ કનકબીજ તો ૧ અફીણ તો ૧.

વિધી--પ્રથમ પારદ ગંધક, હીંગુલની કજળી કરી તેમા અનુક્રમ બીજી દવાઓનુ ચુર્ણ મેળવી તેને ભાંગના ઉકાળાના કવાથમા ઘુટી ત્રણ દીવસ ખરલ કરી રતીભારની ગોળી કરી સુકવી બાટલી ભરી રાખવી

પ્રમાણ--૨ થી ૪ ગોળી.

અનુપાન--ચોખાનુ ધોણ અથવા તાજુ પાણી

ઉપયોગ--ઝાડો, મરડો, સંગ્રહણી, રક્તાતિસાર અને વાયુ કફથી થનાર રોગ મટે.

---

## ૩૨૧ મહામારી ગુટીકા.

બનાવટ--લાલ મરચા તો ૨ હીંગ શેકેલી તો. ૨ કપુર તો ૨ ભાગ શેકેલી તો ૨ અફીણ તો ના લઇ વાટી અફીણનો કસુબો નાખી પછી તેને આદુના રસમા ઘુટી ચણા પ્રમાણે ગોળી બનાવી સુકવી લેવી.

પ્રમાણ--૨ ગોળી

સમય--દર એકેક કલાકે અથવા જરુરત પ્રમાણે

અનુપાન--ન્હેજ ગરમ પાણી સાથે

ઉપયોગ--કોલેરા વિષુચિકા, ઝાડા, ઉલટી, નબળાઇ, ગોટલા ચડવા વગેરે આ ભયંકર વ્યાધિમા સારૂ કામ કરે છે.

---

## ૩૨૨ પુનર્નવામંડુર.

બનાવટ--સાટોડી, નસોતર, શુંઠ, પીપર, મરી, વાવડીંગ, દેવદાર, ચિત્રક, પુષ્કરમુલ, હરડે, બહેડા, આમળા, હળદર, દારૂહળદર, ચવક, દંતીમુલ, કડુ, ઇંદ્રયવ, પીપરમુલ, નાગરમોથ એ સર્વ એક એક તોલો ચુર્ણ કરી લેવુ તેમા મંડુરભસ્મ તો ૪૦ નથ. તેમા ગૌમુત્ર તો ૧૦૦૦ એક હજાર નાખી ધીમે તાપ પાક કરવો. અને

જ્યારે ગોમુત્ર બળી જવા આવે ત્યારે ઉતારી ઠારી ગાળવું અને બગલમાં બુટી ગાળી અથવા ચુર્ણ કરી લેવું.

પ્રમાણ—૬થી ૧૨ રતીભાર

સમય—સવાર સાંજ બે વખત

અનુપાન—દુધ કે મધ સાથે લેવાય

ઉપયોગ—પાંડુરાગ, સોજા આફરો, ઉદરરાગ સુળ, હરસ, પ્લીહા, કૃમિ, ગુલ્મરાગ, નબળાઇ અને લીવર તથા બરલના રાગ મટાડી લોહી વધારે તેના લાલ રજકણ વધારે છે.

# ૩૨૩ વિજયા ચુર્ણ.

બનાવટ—ત્રિફલા તો. ૩ ત્રિકટુ તો ૩ તજ તો. ૧ એલચી તો ૧ તમાલ પત્ર તો ૧ વજ તો ૧ કાળીપાટ તો ૧ ચવચાર તો ૧ હિંગ તો ૧ સાજીખાર તો ૧ ટંકણ ખાર તો ૧ હળદર તો ૧ દારૂ હળદર તો. ૧ ચવક તો ૧ કડુ તો, ૧ ઇંદ્રયવ તો ૧ શુંઠ તો. ૧ પંચ લવણ તો ૫ બીજોરા ગરભ તો ૧ પીપરી મુળ તો ૧ અજમોદ તો, ૧ લાવી સાફ કરી ખાંડી ભુકો કરી કપડે ચાળી રાખવું

પ્રમાણ—૦ા થી ૦ાા તોલો

અનુપાન—સહેજ ગરમ પાણી સાથે અથવા એરંડતેલમાં ચાટી જવું ઉપર દુધ પીવું

ઉપયોગ—હરસ કુષ્ટરાગ ભગંદર, પાર્શ્વ શુળ, હૃદયરાગ, ઉદરરાગ, સંગ્રહણી, ઝાડા જ્વર, ઉન્માદરાગ, વધ્યારાગ વગેરે મટાડે છે

# ૩૨૪ શિરશાલહર યોગ.

બનાવટ—ગોકતી દન્તાલ જેને ગુજરાતમાં વાપાણ કહે છે તે લાવી તેને કુવારના લકરની વચ્ચે એક માટીના વાસણમાં મુકી બંધ કરી નાના ગજપુટમાં ફુકી દેવું ઉત્તમ સફેદ રંગની ભસ્મ બને તે બહાર કાઢી કપડે ચાળી રાખવું.

પ્રમાણ—બે આની ભાર દવા.

અનુપાન—સાકર તો ૦ા તથા ઘી તો. ૦ાા લઇ તેમાં દવા મેળવી ચાટી જવી

ઉપયોગ—માથાનો દુખાવો, ગમે તેવું માથાનું દર્દ આ પડીકીથી મટી જાય છે. નાનાં બચ્ચાઓને વળી પૌષ્ટીક ગુણ માટે આ દવા ઠીક પડે છે.

સમય—સવાર સાંજ બે વખત લેવું

---

## ૩૨૫ તાંડવારી ચુર્ણ.

બનાવટ—અજમો, વજ, જેઠીમધ, અનંતમુળ, શુદ્ધ કુચલા, ધતુરાના પાન, તજ, એલચી, ખસખસ, બગામકડુ, નસોતર, ગરણીના બીજ, ખુરાસાની અજમો, કડુ, પત્રજ, સુખડ, આમળા, હીંગ, પીપરીમુળ, ધમાસો એ વીસ ચીજ અકેક તોલો તથા લોહ-ભસ્મ(ત્રીફલાના પુટ જેને વધારે આપ્યા હોય તે) તોલા ૪ મેળવી કુટી બારીક ચાળી સાટલી ભરી લેવી

પ્રમાણ—૨ થી ૬ રતીભાર.

અનુપાન—પાણી સાથે

સમય—સવાર સાંજ બે વખત

ઉપયોગ—ઉન્માદ, અપસ્માર, હીસ્ટરીઆ, યોષાપસ્માર, આચકી તાંડવનૃત્ય વગેરેમાં સારૂં કામ કરે છે

સુચના—દર્દીને પેટ સાફ ન આવતું હોયતો પ્રથમ સારો જુલાબ આપી કોઠો સાફ કરી ત્યારબાદ આ દવા આપવી.

---

## ૩૨૬ દંતરક્ષક ચુર્ણ.

બનાવટ—ફુલાવેલી ફટકડી તો ૧ અકલકરો તો. ૧ કપુર તો. ૧ એલચીના બીજ તો. ૧ ફુલાવેલ ટંકણખાર તો ૧ તજ

પથ્ય—ખીચડી અને ઘી ખાવુ શિવાય તમામ બંધ રાખવુ.

ઉપયોગ—વાતરક્ત, (રકતપિત) લોહી બિગાડ વગેરે રક્ત અને ત્વચાના રોગને ઠીક મટાડી આપે છે.

---

# ૩૨૯ પ્રદરારિ યોગ.

બનાવટ—સમુદ્રશોષના બીજ તો. ૩ માયાફળ તો. ૪ સોનાગેરૂ તો. ૨ વાટી ચુર્ણ કરી કપડે ચાળી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૦। થી ૦॥ તોલો

અનુપાન—બકરીનુ દુધ દવા ઉપર લેવુ

ઉપયોગ—પ્રદર, શ્વેતપ્રદર, રક્તપ્રદર વગેરેનો શ્રાવ મટે છે

---

# ૩૩૦ નીમક સુલેમાની.

બનાવટ—ફુદીનો સુકો, અમરવેલ, શાહજીરૂ, જીરૂ, પીપર, મરી, શેકેલાહીંગ, એ દરેક બે બે તોલા, વરીઆરી ધોળા મરી, એક એક તોલો શુંઠ તો ૧॥ છડીલો તો ૩ અજમોદ તો ૩ શેકેલી રાઇ તો ૧૦ સિંધાલુણ તો ૯ સંચર તો ૫ સાજીખાર તો ૬૦ લઇ કપડછાણ ચુર્ણ કરી લેવુ

વિધી—ઉપરના બનાવેલા ચુર્ણને ખરલમા નાખી તેને અગુરના સુરકાની સાત ભાવના દેવી, અને પછી સુકાવી બાટલીમા ભરી રાખવુ

પ્રમાણ—૨ થી ૪ આનીભાર

ઉપયોગ—પેટના તમામ રોગમા પાચન દીપન દવા તરીકે છુટથી વપરાય તેવી દવા છે અને આજ કાલ બજારમા તૈયાર પણ તે પુષ્કળ મળે છે માટે બનાવી પેટના તમામ દરદોમા ખાસ વાપરવી જોઇએ

# ૩૩૧ અર્કલવણ ક્ષાર.

બનાવટ—આકડાના પીળા પાન નંગ ૧૦૦ સીંધાલુણ તો. ૭૦

વિધી—પ્રથમ એક માટીની નાની દાકલી લાની તેમા આકડાના પીળા પાન પાથરી તેના ઉપર સીંધાલુણના ભુકો છાંટી ફરી પણ તેના ઉપર પાન પાથરી પાછુ સીંધવ છાંટવુ એ પ્રમાણે બધા પાન ગોઠવી લાર ઉપર નીચે ગાઠવી તે વાસણને ઢાકણીથી બંધ કરી કપડ-માટી કરી તેને ગજપુટમા મુકી દેવુ એટલે ભસ્મરૂપ થઇ જશે

પ્રમાણ—૬ થી ૧૨ રતીભાર.

અનુપાન—મધ સાથે ચાટી જવુ

સમય—સવાર, બપોર અને સાંજ

ઉપયોગ—પેટના નવા અને જુના રોગોમા વપરાય છે તેમજ તે બરલ માટે ખાસ ઉપયોગી જણાય છે ભુખ લગાડી દસ્ત પચીને સાફ ઉતારે છે. પેટનો દુખાવો મટાડે છે

---

# ૩૩૨ વાળાની દવા.

બનાવટ—હિંગ કડુ, મરી, કાલવજીરૂ, કાંપીલો, ટંકણખાર ફુલાવેલ એ દરેક વસ્તુ સમભાગે લઇ વાટી ચુર્ણ કરી કાઢે બાટલીમા ભરી રાખવુ

પ્રમાણ—૦ા તોલો

સમય—દીવસમાં બે થી ત્રણ વખત.

અનુપાન—સહેજ ગરમ પાણી સાથે

ઉપયોગ—વાળાનો રોગ (સ્નાયુક) થતો અટકાવવા તથા થયા પછી તે તુરત બહાર નીકળી જવા ન માટે આ ચુર્ણ ઠીક છે

સુચના—વાળો બહાર નીકળે તેને સભાળથી બાંધી રાખવુ અને ધતુરાના પાનને વાળાની જગ્યાએ જરા ઘી ચોપડી ગરમ કરી બાંધી દેવુ કે જેથી બહારનુ દર્દ સોજા વગેરે તુરત મટી જશે

# ૩૩૩ અદ્દભૂત છીંકણી.

બનાવટ—ગાયના મુકેલા અડાયા છાણાને લાવી સાફ કરી તેને બાળી તેની રાખ તોલા ૫ લેવી અને તેને એક કપડે ચાળી માટીના એક વાટકામા નાખી તેમા આકડાનુ દુધ તો. બે આશરે નાખી ધુટી તડકે સુકવી બાટલીમા ભરી રાખવુ.

વાપરવાની વિધી—આ તૈયાર થએલ ચુર્ણ નસ્યમા વાપરવા માટે એક રતીભાર ચપટીમા લઇ નાક સુઘવુ કે જેથી પાચ મીનીટ બાદ ખુબ છીંક આવશે અને જો બરાબર છીંક ન આવે તો દશ મીનીટ પછી એક રતીભાર ફરી સુધી લેવુ, તેથી ખુબ છીંકો આવશે. કદાચ વધારે છીંકો આવે તો જરા ઘી સુંઘી લેવાથી બધ થઇ જશે

ઉપયોગ—માથાનુ ભારેપણું માથાનુ દરદ, અર્ધા માથાનું દુખવું શળેખમ વગેરેમા આનો ઉપયોગ થાય .છે. તેથી મગજ સાફ અને હલકુ થઇ જાય છે.

સુચના—અત્યત દુર્બળને, ગર્ભિણી સ્ત્રીને કે નાના બાળકને આ દવા ન સુઘાડવી કેમકે આ દવાથી પુષ્કળ છીંક આવે છે. અને તેથી તેને હાની થઇ જવા સભવ છે

---

# ૩૩૪ આમલક્યાદિ લોહ.

બનાવટ—આમળા તો. ૧ પીપર તો. ૧
સાકર તો ૨ લોહ ભસ્મ તો. ૪

વિધી—બારીક વાટેલી ચીજો લઇ કપડે ચાળી તેને ખરલમા નાખી લોહ ભસ્મ સાથે મેળવી ઘુટી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૨ થી ૪ રતીભાર.

અનુપાન—ઘી સાથે ચાટવી (ગાયનુ દુધ હોય તો વધારે સારૂ) ઉપર ગાયનું દુધ પીવુ

સમય—સવાર સાજ બે વખત

ઉપયોગ—ખામીમા પડતુ લોહી અથવા ઉલટીમા પડતું લોહી ઉરક્ષત અને નબળાઇની ખામીને મટાડે છે તથા લોહીના ગળફા કે લોહીની ઉલટીને મટાડે છે શકિત આપેછે

સુચના—આવા દરદમા ખોરાક તદન સાદો અને સાત્વીક લેવો જોઇએ.

---

## ૩૩૫ હેમરસાયન.

બનાવટ—લીલા પાકા આમળા લાવી તેમાથી ઠળીઆ કાઢી તેની મજ્જા કપડામા મુકી તડકે સુકવી તયાર કરી તેનુ ચુર્ણ કરવું આ ચુર્ણને આબળાના રસની સાત ભાવના આપી તૈયાર કરવુ. અને તેમાં તેના અરધાવજને સુવર્ણ ભસ્મ અથવા સોનાના વરખ નાખી ઘુંટી તેમા તે સર્વથી બમણ મધ નાખી ચાટણ જેવુ કરી ડબી ભરી રાખવી.

પ્રમાણ—તૈયાર ચાટણની માત્રા બે આનીભાર.

અનુપાન—દવા ચાટી ઉપર કઢેલું દુધ પીવુ.

સમય—સવારના અને રાતના સુતી વખતે.

ઉપયોગ—ધાતુ ક્ષીણતા, અત્યત નબળાઇ વૃધ્ધાવસ્થાની નબળાઇ, ક્ષીણતા વગેરે મટાડી નવજીવન આપે છે.

---

## ૩૩૬ ત્રિફલા રસાયન.

બનાવટ—ત્રિફલા ચુર્ણ તો. ૩ શુધ્ધ ગધક તો ૧
સાકર તોલા ૫

વિધી—પ્રથમ ત્રિફલા અને ગધક સાથે મેળવી તેનો જરા ઘીનો હાથ દઇ પછી તેમા સાકર મેળવી તેને ભાગરાના રસમા ઘુટી ચુર્ણ કરી બાટલી મા ભરી રાખવુ

પ્રમાણ—૨ થી ૪ આનીભાર

સમય—સવાર સાંજ બે વખત.

અનુપાન—દુધ સાથે.

ઉપયોગ—લોહી બિગાડ, ખોટી ગરમી, ઉપદંશ, ખસ, ખુજલી, દાદર વગેરેમા શોધક તરીકે સારો ઉપાય છે

---

## ૩૩૭ શોથનાશક ઉપાય.

બનાવટ—કરીઆતુ તો ૫ શુંઠ તો ૫ વાટી ચુર્ણ કરી બાટલીમા ભરી રાખવુ.

પ્રમાણ—॥ તોલો સવાર સાંજ

અનુપાન—સાટોડીના ક્વાથ સાથે દવા લેવી

ઉપયોગ—સોજા, આખા શરીરમાના સોજા આ દવાથી મટી જાય છે

---

## ૩૩૮ રક્તસ્થંભક યોગ.

બનાવટ—ફુલાવેલ ફટકડી તો. ૩ બાવળનો ગુંદ તો ૪ સાકર તો ૪ વાટી ભુકો કરી બાટલીમા રાખવુ

પ્રમાણ—૧૫ થી ૩૦ ગ્રેન (વ્રહુ ભાગ)

સમય—ચાર ચાર કલાકે એકેક પડીકુ.

અનુપાન—ઠંડા પાણી સાથે

ઉપયોગ—છાતીમાથી પડતુ લોહી રક્તપિત મટાડે.

---

## ૩૩૯ રક્તસ્થંભક યોગ.

બનાવટ—ફુલાવેલ ફટકડી તોલા ૫ ગેરૂ તોલો ॥ લેવુ.

વિધી—ખરલમા નાખી દવાને પીસીને બાટલી ભરી લેવી,

પ્રમાણ—૬ થી ૧૨ રતીભાર દિવસમા બે વખત

અનુપાન—બકરીના દુધ સાથે દવા લેવી (દવા લઇ ઉપર દુધ પીવુ)

ઉપયોગ—રક્તપ્રદર, અથવા બીજા દરદમા પડતુ લોહી પ્રવાહના રૂપમા હોય છતા બંધ થાય છે.

## ૩૪૦ જ્વરભાસ્કર ચુર્ણ.

બનાવટ—કરીઆતુ તો ૧૦ બહેડા છાલ તો ૧
દેવદાર તો ૧ સફેદ ચંદન તો ૧
લીમડાની અંતર છાલ તો ૧ સુંઠ તો ૧
મોટી હરડે છાલ તો ૧ પીપર તો. ૧
ગળો સત્વ તો ૧ કાથ તો. ૧
નાગરમોથ તો ૧

વિધી—દરેક ચીજનુ બારીક ચુર્ણ કરી કપડે ચાળી બાટલીમા ભરી રાખવુ

પ્રમાણ—૨ થી ૪ આનીભાર

સમય—દિવસમા બે થી ત્રણ વખત.

અનુપાન—તાજુ પાણી.

ઉપયોગ—ચાલુ તાવ, વિષમ જ્વર, નવીન જ્વર, ટાઢીઓ તાવ, જીર્ણ જ્વર, મુદતનો તાવ વગેરેમા સેવન કરવાથી સારો ફાયદો આપે છે.

## ૩૪૧ શીતલપર્પટી.

બનાવટ—સુરોખાર ૮ તોલા, શુધ્ધ ગંધક ૧ તોલા.

વિધી—એક માટીના કોડીયામા સુરોખાર મુકી તેને અગ્નિ ઉપર રાખી ગરમ કરવુ. રસ થાય ત્યારે તેમા ગંધકનુ બારીક ચુર્ણ

શુદ્ધ મરી, પીપર, હરડા, બહેડા આમળા, ગજપીપર, અજમો, જીરૂં, ચિત્રકછાલ એ દશદવાઓનું ચુર્ણ ઉપરના ભાગની ભસ્મના વજન જેટલુંજ બધુ થઇને લેવું જોઇએ.

પ્રમાણ--॥ તોલો અથવા ૮ વાલ.

અનુપાન--નવશેકું પાણી.

ઉપયોગ—ગુલ્મ, વાયુ, ઉદરરોગ શુળ, અજીર્ણ, મંદાગ્નિ, અરૂચી વગેરે માટે છે.

---

# ૩૪૬ લિંગવિરેચન.

બનાવટ—કબાબચીની તો. ૧ રેવતચીનીનું લાકડુ તો. ૧
સુરાખાર તો ૧ યવક્ષાર તો ૧
જીરૂ તો, ૧ મોનાગેરૂ તો. ૧

રીત—ઉપરની દવાઓનું બારીક ચુર્ણ કરી લેવું

પ્રમાણ--૧ તોલો અથવા ૨ તોલા જરૂર પ્રમાણે.

ઉપયોગ--મુત્ર નળી સાફ કરવા, ઇંદ્રિ જુલાબ લેવા, પ્રમેહમાં, પેશાબમાં દાહ હોય તેમાં તથા પેશાબ ખુલાસે લાવવાની જ્યાં જરૂર હોય ત્યાં તથા મુત્ર બંધ હોય ત્યાં આ દવા ઉપયોગી છે

અનુપાન--દવાનું ચુર્ણ તો ૧ તથા દુધ અને પાણી સમભાગે વીશ વીશ તોલા મેળવી હલાવીને પી જવું એથી પેશાબ સાફ આવી જશે

---

# ૩૪૭ છર્દિહર યોગ.

બનાવટ--વસલોચન, એલચી, કમળના ફુલ, મોરના પીછાની રાખ, નાળીએરની ચોટલીની રાખ, (ભસ્મ) મરી, પીપર, સમભાગે લઇ વાટી ચુર્ણ કરી રાખવું

પ્રમાણ--૩ થી ૬ રતીભાર
અનુપાન--મધ સાથે ચાટી જવુ.
ઉપયોગ--ગમે તે પ્રકારની ઉલટી માટે ચોકસ ઉપાય છે

# ૩૪૮ ગુલાબી ચુર્ણ.

બનાવટ--જાબુના સુકા ઠળીઆ તો ૫
આબાની ગોટલી તો ૫
વાળો તોલા ૫

રીત--દરેકને બારીક વાટી કપડ છાણ કરી બાટલીમા ભરી રાખવુ,

પ્રમાણ--૩થી ૬ માસા ભાર
અનુપાન--ચોખાનુ ધોણ અથવા છાસ સાથે.
ઉપયોગ--આમાતિસાર, રક્તાતિસાર મરડો, લોહીના ઝાડા, જુના અતિસાર અને બાળકોના ઝાડા તુરતમા મટે છે,

# ૩૪૯ મંજીષ્ઠાદિ ચુર્ણ.

બનાવટ--મજીઠ તો ૧॥ હીમેજ તો ૫
હરડે છાલ તો. ૩॥ ગુલાબના ફુલ તો, ૫
બહેડા છાલ તો. ૩॥ રેવતચીનીનું લાકડું તો ૨॥
આમળા તો. ૩॥ એલચી તો ૨॥
મીઠીઆવલ તો. ૧૦ કામની તો. ૧॥
વરીઆરી તો. ૨॥ સુરખાર તો ૨॥
ગોખરૂ તો ૨॥ સોનાગેરૂ તો. ૨॥

રીત--ઉપરની દવાઓને બારીક ખાડી કપડાથી ચાળી સાટલી ભરી રાખવી

પ્રમાણ--૦। તોલો, અથવા ௦॥ તોલો

સમય—દરરોજ રાત્રે સુતી વખતે અથવા સવાર સાંજ બે વખત

અનુપાન—સ્હેજ ગરમ પાણી સાથે

ઉપયોગ—પ્રમેહ. ઉનવા, મુત્રકચ્છૂ, રક્તવિકાર શીતપિત લોહી બગડવાથી થતા ગામડીના દરદો વગેરે મટી રક્ત શુધ્ધ થાય છે ગરમી, ફેફદરા વગેરે મટે છે.

---

# ૩૫૦ શતપત્ર્યાદિ ચુર્ણ.

બનાવટ—

| | |
|---|---|
| ગુલાબના ફુલ તો. ૧૬ | ઈસબગોળની તુષ તો. ૧ |
| સાકર તોલા ૩૨ | કપુર તો. ૦।. |
| જીરૂં તો. ૧ | સારીવા તો. ૧ |
| વંસલોચન તો. ૧ | તજ તો. ૧ |
| ગળોસત્વ તો. ૧ | તમાલપત્ર તો. ૧ |
| તવખીર તો. ૧ | નાગ કેશર તો. ૧ |
| એલચી તો. ૧ | ચંદન સફેદ તો. ૧ |
| નાગરમોથ તો. ૧ | રૂમીમસ્તકી તો. ૧ |
| આમળા તો. ૧ | |

રીત—ઉપરની દવાઓને બારીક વાટી કપડે ચાળી બાટલી ભરી લેવી.

પ્રમાણ—૨થી ૪ આનીભાર.

સમય—સવાર, બપોર, સાંજ

અનુપાન—દુધ અથવા પાણી સાથે,

ઉપયોગ—ખોટી ગરમી પેટના દરદો, દાહ, તરસ, જ્વર, રક્તપિત લીવરના દરદો, કબજીઆત, માથાનું દરદ, પિતવાયુ, મંદાગ્નિ, નબળાઈ, મુખપાક અને આતરડાની દરેક જુની વ્યાધિ મટાડી રક્તનું શોધન કરે છે.

## ૩૫૧ પંચસકાર ચૂર્ણ.

બનાવટ—શુંઠ તો. ૧૦ હર્ડાળી તો ૧૦
સિંધવ તો ૧૦ ફુદીનો તો ૧૦
મીંઢીઆવળ તો ૪૦ હિમજ તોલા ૨૦

વિધી—ઉપરની દવાઓને ખાંડી બારીક કુટી ચાળી બાટલીમા ભરી લેવુ

પ્રમાણ—૦। થી ૦।। તોલાભાર

સમય—સવારે અથવા રાત્રે સ્હેજ ગરમ પાણી સાથે.

ઉપયોગ—રક્તવિકાર, વાયુ રક્તવાત, ખુજલી વગેરેમા જ્યા પેટ સાફ કરવાની જરૂર જણાય ત્યા આ દવા બાળક જુલાબના રૂપમા વાપરવી સારી છે.

---

## ૩૫૨ બરોળનાશક યોગ.

બનાવટ—કુવારનો રસ તોલા ૪૦ નવસાર તો ૪૦ એક કાચની સ્ટોપર બાટલીમા બે દવા સાથે મેળવી હલાવી ભરી રાખવુ આઠ દહાડા પછી વાપરવુ

પ્રમાણ—૦। તોલો દવા.

ઉપયોગ—બરલ મટે છે. નવી અથવા જુની બરલ અને પેટના રોગને માટે ઉતમ છે

અનુપાન—દવા તોલો ૦। તથા તેમા પાણી તો.બે નાખીને પીવુ.

સમય—દિવસમા બે વખત સવાર સાંજ.

---

## ૩૫૩ મૃગમદાસવ.

બનાવટ—સ્પીરીટ રેક્ટીફાઇડ તોલા ૧૦ મધ તો ૫ કસ્તુરી તો ૦।। પાણી તો ૫ કાળા મરી, લવંગ, જાયફળ, પીપર, તજ એ

સુચના—પ્રથમ જુલાબ લઇ પછી આ દવા શરૂ કરવાથી તરતમાં સારો ફાયદો થાય છે.

---

# ૩૫૭ ગર્ભધારક યોગ.

વિધી—એક તોલો આસુંદ લાવી તેનુ જાડું ચુર્ણ કરી તેને ૨૦ તોલા પાણી તથા ૨૦ તોલા ગાયના દુધમા નાખી ધીમે ધીમે તાપે ઉકાળવું. પાણી બળી જાય ત્યારે દુધ ઉતારી લેવુ અને કપડે ગાળી લઇ તેમા ૧ા તોલા સાકર નાખી પછી તે દુધમા દરરોજ સવારના ૭ દાણા શીવલીંગીના બીજ મોમાં રાખી ને ઉપર દુધ પીજવુ

સુચના—આ પ્રયોગ રૂતુ આવ્યા બાદ ૫.વમા દીવસથી શરૂ કરવો જોઇએ અને તે ૧૧ દીવસ પ્રયોગ કરવો. આ પ્રયોગની સફલતા માટે સ્ત્રી અને પુરૂષના રજ તથા વીર્ય શુધ્ધ હોવા જોઇએ તો અવશ્ય ગર્ભ ધારણ થાય છે અને આ પ્રયોગ ત્રણ માસમા ત્રણ વખત કરવો જોઇએ

ઉપયોગ—ગર્ભ ધારણ કરવા માટે તેમજ ગર્ભાશયના દોષ ઓછા કરવા માટે ખાસ ઉપયોગી છે

---

# ૩૫૮ અર્કાદિ ક્વાથ.

| | |
|---|---|
| બનાવટ—આકડાના મુલની છાલ તો ૨ | જીરૂં તો. ૧ |
| કાકડાશીંગ તો ૧ | ભોરીંગણી તો. ૧ |
| ભારંગી તો. ૧ | કાયફલ છાલ તો. ૧ |
| શુંઠ તો ૧ | પુષ્કર મુલ તો ૧ |
| મરી તો. ૧ | પીપર, તો ૧ |

વિધી—ઉપરની ચીજોનુ ક્વાથ લાયક જાડો ભુકો કરી તેમાથી બે તોલા દવા લઇ પાણી તોલા ૪૦ મા ક્વાથ કરી બાકી જયારે ૫ તોલા રહે ત્યારે ઉતારી લઇ કપડે ગાળી લેવુ

સમય—સવાર સાંજ બે વખત અઢી અઢી તોલા લેવું

ઉપયોગ—શીતાંગ, કફ ત્રિદોષજ્વર, શ્વાસ, ખાંસી, ન્યુમોનીઆ વગેરેમાં આમ, કફ પચાવી શ્વાસ નળીને સુધારે છે

---

# ૩૫૯ પ્રદરનો સરળ ઉપાય.

બનાવટ—વડની છાલ, આમળા, ગળવેલ એ ત્રણે એકેક તોલો લેવા

વિધી—દરેક વસ્તુને બરાબર ભાંગીને વાટી તેમાં પાણી તો. ૧૦ નાખી ખુબ ઘુંટી રસ મેળવી કપડે ગાળી બાટલી ભરી લેવી અને તેના ચાર ભાગ કરવા

પ્રમાણ—ઉપરનું સ્વરસ દરેક વખતે ૨॥ તોલા લેવું અને તે દર ચાર ચાર કલાકે લેવું

ઉપયોગ—પ્રદરના સ્ત્રાવને બંધ કરે છે, અને ખોટી ગરમી મટાડી રક્ત સાફ લાવી પડતું લોહી બંધ કરે છે.

---

# ૩૬૦ હિસ્ટીરીઆ નાશક કવાથ.

બનાવટ—આસુદ તોલો ૧ જટામાસી તોલા ૪

ખુરાસાની અજમો તો ૧

રીત—દરેક દવાને ખાંડી જાડો ભુકો કરવો. તેમાંથી એક તોલો ભુકો લઇ ૨૦ તોલા પાણીમાં ઉકાળી તેમાંથી જ્યારે ૫ તોલા રહે ત્યારે ઉતારી કપડે ગાળી લેવું

પ્રમાણ—૨॥ તોલા કવાથ સવાર સાંજ બે વખત લેવો.

અનુપાન—હીસ્ટીરીઆનાશક વટી સાથે આ કવાથ લેવો.

ઉપયોગ—નવો અથવા જુનો હીસ્ટીરીઆનો વ્યાધિ આ દવાથી ખાત્રી પુર્વક મટી આરામ થાય છે.

| | |
|---|---|
| પીપર તો ૧ | વસલોચન તો ૧ |
| કાકડાશીંગ તો ૧ | જેઠી મધ તો ૨॥ |
| મરી તો ૧ | શુંઠ તો. ૧ |
| કાચ્ય તો ૦॥ | વાવડીંગ તો, ૧ |

વિધી—દરેક વસ્તુનું બારીક ચુર્ણ લઇ ખરલમા ઘુટી તેમા મધ તો. ૩૦ નાખી ઘુટી મેળવી બાટલીમા ભરી રાખવું.

પ્રમાણ— બે આનીભાર. અથવા ૧ થી ૪ વાલ સુધી.

સમય—સવાર સાંજ બે વખત.

ઉપયોગ—નબળાઇ, ખાંસી જીર્ણજ્વર, રતવા, ઝાડા, મદાગ્નિ. ઉલટી, રક્તપિત્ત શીકાશ, પેટનુ દરદ. સોજા કબજીઅત વગેરે બાળકોના દરદો મટાડે અને ખાસ કરી નબળાઇ મટાડી શરીર રૂષ્ટ પુષ્ટ બનાવે છે અમારે ત્યા પૌષ્ટિક તરીકે આ દવા વપરાય છે,

---

# ૩૭૨ યવાનીકા અવલેહ.

| | |
|---|---|
| બનાવટ—અજમો તો ૩ | બીમ્કાઇઝ તો. ૦।~ |
| ખારેકના બીજ તો ૩ | મધ તો ૩૦ |
| શુંઠ તો. ૩ | અજમોદનામુલ તો ૧॥ |
| કેશર તો ૦।~ | |

વિધી—બધી ચીજોને ખાંડી બારીક કરી તેમા મધ મેળવી બાટલી ભરી રાખવી. અવલેહ જેવુ ચાટણ થઇ જશે

પ્રમાણ—૦। થી ૦॥ તોલા

સમય—જમ્યા પછી ત્યા લેવા.

ઉપયોગ—હોજરીને શકિત આપે છે દીપન અને પાચન ગુણ હોવાની સાથે મોટામાથી જતી લાળ બધ કરી ગુરદાને તથા મુત્રપિંડને તાકાત આપે છે. ધાતુપુષ્ટ કરી શક્તિ આપે છે મોળ વાયુ, કૃમી, વગેરે મટાડી ખોરાક પચાવે છે

## ૩૭૩ અશ્વગંધાદિ અવલેહ.

બનાવટ—આસુંઠ તો. ૫, ગતાવરી તો. ૧, ગલબીજ તો. ૧ એખરો તો. ૧, શેમળાનું મુળ તો. ૧, જાયફલ તો. ૧, સમુદ્રશોષના બી તો ૧ જાવત્રી તો. ૧, તજ તો. ૧, વંસલોચન તો. ૧, એલચી બીજ તો. ૧, જેઠીમધ તો. ૧. વિદારીકંદ તો. ૧, મોટા ગોખરૂ તો. ૧, કૌચબીજ તો. ૧, લવંગ તો ૧, નાગકેશર તો. ૧, તમાલ પત્ર તો. ૧, ગળોસત્વ તો. ૧, મોટી એલચી તો. ૧, કેશર તો. ૧

વિધી—બધી દવાઓ ખાંડી બારીક ચુર્ણ કરી તેમા મધ તો. ૮૦ નાખી મેળવી બાટલીમા ભરી રાખવુ.

પ્રમાણ—તોલો ૧ એક

સમય—સવાર સાંજ બે વખત.

અનુપાન—દવા ખાઇ ઉપર દુધ પીવુ,

ઉપયોગ—મગજની નબળાઇ, કમરનો દુખાવો, વાયુ, નબળાઇ, ધાતુક્ષીણના સ્વપ્નશ્રાવ, પ્રમેહ નસોની શીથીલતા વગેરે મટી શક્તિ આપે છે

---

## ૩૭૪ માજુને બુકરાત.

બનાવટ—ગાજરના બીજ તો. ૨॥ અનીસુન તો. ૨॥
શોઆ તો. ૨॥ અજમોદ તો. ૨॥
અકલકરો તો ०। લવંગ તો. ०।
રૂમી મસ્તકી તો. ०। અગર સાચો તો. ०।
ગુલાબના ફુલની કલીના તંતુ (ઝરવર્દ) તો. ०॥

વિધી—ખાંડી બારીક ભુકો કરી તેમા મધ તો. ૩૫ નાખી મેળવી બરણી ભરી રાખવી.

પ્રમાણ—०। થી ०॥ તોલો

સમય—જમ્યા પછી બે વખત. દવા ખાઇ ઉપર જરૂર હોય તો પાન ખાવું.

ઉપયોગ—લીવરની કમજોરી, આમાશયની કમજોરી, મગજની નબળાઇ, પાચનશક્તિની ખામી, હૃદયની નબળાઇને મટાડી ખોરાકને પચાવે છે કાચો કબ્જ થતો અટકાવે છે અને શરીરને બળ આપે છે.

---

## ૩૭૫ માજુને નાનખાહ.

| | |
|---|---|
| બનાવટ—અજમોદ તો ૩ | ગાજરના બીજ તો ૩ |
| વરેઆરી તો. ૩ | ગધના તો. ૩ |
| સુઆ તો. ૩ | રૂમી મસ્તકી તો ૦।= |
| લવંગ તો. ૦।= | તજ તો ૦।= |
| અકલકરો તો, ૦।= | જાવત્રી તો ૦।= |
| અગરખાન વાલ ૫ | કસ્તુરી વાલ ૧ |
| કેશર વાલ ૬ | સાકર તો. ૪૦ |

વિધી—બધી વસ્તુઓનુ બારીક ચુર્ણ કરી લેવુ તેમા સાકરની મધ જેવી ચાસણી કરી તેમા દવાઓ નાખી મેળવી બરણીમા ભરી રાખવુ ચાટણુ જેવું થઇ જશે.

પ્રમાણ—૦। થી ૦।। તોલો

સમય—સવાર સાંજ જમ્યા પહેલા લેવી

ઉપયોગ—મગજ અને હોજરીને શક્તિ આપે છે ખોરાક પચાવે છે, મુખને સુગધ યુક્ત બનાવી દાતના મુળને મજબુત બનાવે છે મોળ. અરૂચી, પેટના કૃમી, વાયુ, ગુરદાની બીમારી, ઈંદ્રીની શીથીલતા, મુત્રકચ્છ વગેરે મટાડી શક્તિ આપેછે.

સુચના—આ દવા ખાવામા સ્વાદિષ્ટ હોવાથી તેના પર અનુપાન તરીકે કઇ પણ લેવાની જરૂર નથી.

---

# પરિશિષ્ટ ૨ જું.

દવાઓ તૈયાર કરવાની વિધી–પરિભાષા માત્ર ચાલુ ઉપયોગનીજ થોડી બાબતો અહિં લેવામા આવેલ છે.

ક્વાથ—આપણી ભાષામા ઉકાળો, કાઢો, ક્વાથ એ નામથી આ બનાવટ ઓળખાય છે રીત પ્રથમ લીલી અથવા સુકી દવાઓને જાડી ખાંડી તેને એક પહોળા તપેલા જેવા વાસણમા નાખી તે દવાનુ વજન ૧ શેર હોય તો દવા કરતા સોળગણુ એટલે ૧૬ શેર પાણી નાખી ક્વાથ કરવો અને જ્યારે તે બે શેર બાકી રહે ત્યારે ઉતારી ગાળીને પછી ઉપયોગમા લેવું કેટલીક જગાએ ક્વાથમા દવાઓ નાખીને લેવાય છે તોને દવાઓ આ તૈયાર થએલા ક્વાથમા મેળવી દેવી ક્વાથ બનાવતી વખતે વાસણ ખુલ્લુ મુકવું જોઇએ ક્વાથની માત્રા પ્રવાહીની ૨) થી ૩ તોલા ભુકો હોયતો ૧ તોલો.

ચુર્ણ—સુકી દવાઓને ખાંડી બારીક કપડાથી કે તેવી છણી ચાળણીથી ચાળી લેવુ તેનુ નામ ચુર્ણ છે તેની માત્રા ૨ થી ૮ આનીભાર મધ્યમ પ્રમાણ છે

ગોળી—ગોળીને ગુટી, વટી, વટક, પીલ્સ વગેરે નામથી ઓળખવામાં આવે છે તેને બનાવવાની રીત એવી છે કે સુકી ઔષધીનુ ચુર્ણ બનાવી તેમા પાણી, મધ, ગોળ, ક્વાથ વગેરે જે કંઇ નાખવા લખેલ હોય તે નાખી ખરલમાં ઘુટી બરાબર મેળવી પ્રમાણ બતાવેલ હોય તે પ્રમાણે ગોળી બનાવી સુકવી રાખવી. ગુગળની બનાવટ વાળી ગોળી બનાવતાં સહેજ ઘી વાળો હાથ હોય તો દવા હાથે ચોટતી નથી, ગોળી સુકાવવા માટે કેટલાક સફેદ પાઉડરના રૂપે ધાવાણુ ભસ્મ વાપરે છે તેથી ગોળી ચોટતી નથી, અને જલદી સુકાયલી જણાય છે

અવલેહ—લીલી અથવા સુકી દવાઓનો પાણીમાં ઉકાળો કરી પછી તેને ગાળી તે પાણી કરી ચુલે ચડાવી તેમાં સાકર, ગોળ વગેરે પદાર્થો નાંખી ઘાટુ પાક જેવું કરવું અને પાક મુજબ ઉપર કહેલ દવાઓ નાખવી હોય તોતે નાખી જાડો શીરા જેવો પાક થતાં હેઠે ઉતારી લેવો અને પછી તેમાં મધ વગેરે નાખવાનું લખેલ હોય તે નાખી વાસણમાં ભરી લેવું આ અવલેહ બરાબર જો ન થયો હોય તો મટી જાય છે માટે તેનો પાક કરી પાણીમા જરા નાખી જોતાં નળીએ બેસે અને છુટુ ન પડી જાય તો બરાબર પાક સમજી લેવો

આસવ—દવાઓને ખાંડી તેને લખેલા વજન પ્રમાણે પાણીમા મેળવી મધુર પદાર્થ નાખી બરણી, પીપ કે માટીના ઘડામાં ભરી બંધ કરી એક બે માસ રાખી મુકવું અને પછી ગાળી ઉપયોગમાં લેવુ તેને આસવ કહે છે

અરિષ્ટ—દવાના ઉકાળામાં મધુર પદાર્થ અને ઉપરની દવાઓનું ચુર્ણ મેળવી બંધ વાસણમાં ભરી પેક કરી બે માસ રાખી અને પછી ગાળી ઉપયોગમાં લેવુ તેને અરિષ્ટ કહે છે

શરબત—જે વસ્તુનું શરબત બનાવવું હોય તેનો અર્ક, રસ કવાથ વગેરે જે બને તે લાવી તેમા સાકર નાખી શરબતની જરા જાડી ચાસણી કરી ઉતારી ગાળી રાખવુ તેને શરબત કહે છે

તેલ—લીલી સુકી દવાઓનો રસ અથવા કવાથ અને તેમા તેલ, દવાઓનો કલ્ક વગેરે નાખી પાક કરવો અને બીજી ચીજો બળી જતા માત્ર તેલ રહે ત્યારે ઉતારી લેવુ તે તેલ કહેવાય છે. તેલ બનાવતા હમેશા બે ત્રણ દહાડા લગાડવા જેથી તેમા દવાઓનો બરાબર સત્વ આવે. તેલ બનાવવાનુ વાસણ હમેશા મોટું લેવુ જોઇએ અને તાપ બહુજ ધીમો રાખવો જોઇએ તેલનો પાક થઇ રહે એટલે તેની વાટ બનાવી બાળી જોતા તેમા તડ, તડ, અવાજ ન આવે તો બરાબર પાક થયો સમજવો.

ઘૃત—તેલ મુજબ બનાવટ કરવી પરંતુ તેમા તેલને બદલે ઘી નાખવામા આવે છે.

ક્વાટ—દવાના જાડા કે ઝીણા ચુર્ણને આઠ ગણા પાણીમા જરા ઉકાળી બે ત્રણ કલાક તેને રાખી પછી ગાળીને વાપરવુ તેનુ નામ ક્વાટ કહેવાય છે ક્વાટની માત્રા ૫ તોલાની સમજવી તેમા ચુર્ણ ૦॥ થી ૧ તોલો નાખવુ.

અર્ક—લીલી કે સુકી દવાઓ, ફુલ વગેરેમાથી નલીકા યંત્ર વડે જે દવા કાઢવામા આવે છે તેનુ નામ અર્ક છે. આવી દવાઓમા સુવાનું અર્ક ગુલાબનુ અર્ક પાણી વગેરે હોય છે એથી દવાનુ સત્વ ઉડયા શિવાય ગુણ વાસ બરાબર રહે છે અને સ્વાદ સારો રહે છે. કેટલીક સુદરસન જેવી કડવી દવાઓનો સ્વાદ આ રૂપમા સારો થઇ જાય છે યુનાની વૈદ્યો આ પ્રમાણે દરેક અર્ક બનાવી વાપરે છે

પુટપાક—લીલી સુકી વનસ્પતિ લાવી વાટી ગોળા જેવુ (સુકી હોય તો પાણી નાખીને) કરી તેના પર લીલુ પાણીથી કપડુ લપેટી ઉપર માટી ચોપડી ઝીણી ગરમી હોય તેવા અગારની રાખમાં તેને બાફી લેતા તે માટી ઉપરની રતાશવાળી દેખાય ત્યારે કાઢી ખોલી તરતજ તેને કપડામા દબાવી રસ કાઢી લેવો તેને પુટપાક કહે છે. તે પુટપાકના રસમા સમભાગે મધ નાખી રાખી મુકવાથી બગડતો નથી આ દવાની માત્રા ૦ાથી ૧ તોલો સમજવી.

રસક્રિયા—કોઇપણ વસ્તુનો બહોળા પાણીમા ઉકાળો કરી ગાળી ફરીને ઉકાળાને ધીમા તાપે પકવી શીરા જેવો લેહ કરી લેવો તેને રસક્રિયા કહે છે. કેટલાક તેને ઘન કહે છે જેમકે ગળોનુ ઘન રાશમની વગેરે.

સ્વરસ—લીલી વનસ્પતિને વાટીને દબાવીને રસ કાઢવો તથા સુકી હોય તો તેમા પાણી નાખી વાટીને દબાવીને રસ કાઢવો તેને સ્વરસ કહે છે આ સ્વરસની માત્રા ૧॥ થી ૨॥ તોલાની સમજવી.

ક્ષાર—જવ, અઘેડા, કેળ, વગેરે વનસ્પતિમાથી જેનો ક્ષાર બનાવવો હોય તેને લાવી સુકવી તેનુ પચાગ બાળી રાખ કરી લેવી આ રાખને ૨૫ ગણા પાણીમા નાખી ખુબ હલાવી હલાવી મુકી દેવું. જ્યારે દવાનો અશ તે પાણીમા બરાબર આવી ગયો જણાય ત્યારે તેને કપડે ગાળી ચુલે ચડાવી અર્ધુ બાળી જરૂર હોય તો ફરી કપડે ગાળી પાછુ ચુલે ચડાવી પાણી બાળી નાખવુ અને વાસણના તળીઆમા જે સફેદ રાખ, ક્ષાર જણાય તે લઇ ગ્લાસ-સ્ટોપર બાટલીમાં ભરી રાખવો તેને ક્ષાર કહે છે ક્ષારને બરાબર ગાળવામાં આવે તોતે વિલાયતિ ક્ષાર જેવો સફેદ દેખાવમા થઇ જાય છે.

લેપ—લીલી અથવા સુકી વનસ્પતિના ભુકાને વાટીને પાણી વગેરે યોગ્ય વસ્તુ સાથે લઢીને સોજા વગેરે માટે લેપ કરવામા આવે છે. સોજા માટે લેપ જાડો હોયતોજ સારો ફાયદો કરે છે. લેપ સુકાયા પછી વધુ વખત ન રાખવો જોઇએ

પંચાગ—કોઇપણ વનસ્પતિના મુળ, છાલ, ફળ, પાન અને ફુલ એ પાચે લેવાય તેને પચાગ કહે છે

મજન—દાતે ઘસવાની દવાના ચુર્ણને મજન કહેવામા આવે છે

અજન—આખમા આજવાની દવાને અજન કહે છે. આ અંજન ચુર્ણ રૂપે, રગડાયા રૂપે કે ઘસીતે આજી શકાય એવી ગોળી કે વાટના રૂપમા હોય છે.

નસ્ય—નાકમા સુઘવાની દવાને નસ્ય કહે છે. પછી તે તેલ ઘી ચુર્ણ ગમે તે વપરાય છે

પોટીશ—લોટ અથવા અલશીનો જાડો ભુકો કે બીજી કોઇ વનસ્પતિને બાફીને તેને કપડાના એવડમા મુકી શેકના રૂપમા અથવા પાટો બાધવાના રૂપમા વપરાય તેનું નામ પોટીશ કહેવાય છે.

ધુપ-ધુમાડી—અગ્નિ ઉપર દવા નાખી તેની ધુવાડી આખા શરીરને કે તેના કોઇ ભાગને કે રહેવાના મકાનને ધુમાડી આપવી તેને ધુમાડી કહે છે

ધુમ્રપાન—બીડી રૂપે અથવા અગાર પર દવા નાંખી તેનો ધુમાડો ગળામાં કે નાકમાં લેવો તેને ધુમ્રપાન કહે છે.

વાટ—યોની અથવા ગુદામાં કે વ્રણમાં રાખવા માટે કપાસની બનાવેલી અને તેના ઉપર દવાથી તર કરેલી વસ્તુને વાટ ફલવર્તી કહેવાય છે. તે નાની મોટી પ્રસંગાનુસાર થાય છે.

કોગળા—દવાના ચુર્ણને પ્રવાહી ક્વાથ રૂપે ગરમ કે ઠંડા રૂપમાં પાણી જેવું બનાવી મોમાં દવા થોડો વખત રાખી બહાર કાઢી નાખવું તેને કોગળા કહે છે

બસ્તી-પિચકારી—પિચકારીમા પ્રવાહી દવા ભરી તેને મુત્ર દ્વારમાં કે ગુદદ્વારમાં દાખલ કરી દેવું તેને બસ્તિ ક્રિયા કહે છે. આ બસ્તિવડે કેટલીક વખતે પોષણને માટે દુધ વગેરે પણ લેવાય છે.

સ્વેદ-બાફ—બાફ શરીરમાં પસીનો લાવવાની ક્રિયાને સ્વેદ કહે છે. વરાળથી અથવા મર્દનથી પસીનો કાઢવા ઉપરાંત શેકથી પણ પસીનો કાઢવામાં આવે છે.

બંધારણ—શરીરના કોઇપણ ભાગને તે પોસું કરવા માટે જે વસ્તુ બાંધવામાં આવે તેને બંધારણ કહે છે.

શેક—ઇંટનો, કપડાની પોટલીનો કે વરાળની ક્રિયાથી ગરમ કપડાનો ભીનો શેક અથવા બાટલીમા પાણી ભરીને તેનો શેક, મીઠાનો, ભુસાનો, રેતીનો વગેરેને ગરમ કરી તેનો શેક અપાય છે. આ શેકથી અંદરનું દરદ ઓછું થઇ સોજા મટે છે પસીનો આવે છે

ભાવના—દવાના ચુર્ણને દવાનો રસ મેળવી ઘુંટી દેવું તેને ભાવના કહે છે. આ ભાવના સુકાયા પછી ફરીવાર બીજી વખત અપાય તેને બીજી ભાવના કહે છે

ભસ્મ—ધાતુઓ ઉપધાતુઓને શુધ્ધ કરી તેને દવાના રસમાં મર્દન કરી ગજપુટમાં પકાવવામાં આવે ને પરિણામે જે દવા તૈયાર થાય તેને ભસ્મ કહે છે.

**ગજપુટ**—એક ગજ લાંબો અને એક ગજ ઉંડો ગોળ ખાડો કરી તેમાં છાણાં ભરી વચ્ચે દવાનું સંપુટ મુકી ઉપર બીજાં છાણાં મુકી સળગાવી દેવું સ્વાંગશીત (ટાઢું) થાય ત્યારે કાઢી લેવું એને એક ગજપુટ આપ્યો એમ કહે છે.

**સરાવસંપુટ**—માટીના બે વાટકા લાવી તેની અંદર દવા મુકી બંધ કરી તેના ઉપર માટીમાં પલાળેલ કપડું લપેટી સુકવી ભઠીમાં આંચ માટે જે દવા મુકવામાં આવે તે ક્રિયાને સરાવસંપુટ કહે છે.

**કપડમાટી**—કોઇ પણ વાસણ ઉપર માટી અને કપડું મેળવી તેના ઉપર લપેટી સુકવી લેવું તેને કપડમાટી કહે છે. આવી રીતે ફરસી એક કપડમાટી માફક ઉપરા ઉપરી વધારે પણ થઇ શકે છે

## ભાગ ત્રીજો સમાપ્ત.

અનેક વૈદક ગ્રન્થોના સત્વરૂપ સેંકડો વખત અનુભવમાં સિધ્ધ થયેલા ઉત્તમ પ્રયોગોનો સંગ્રહ

# વૈદ્યક ચિકિત્સાસાર.

( ભાગ ૪ થો )


લેખક અને પ્રકાશક—

વૈદ્ય ગોપાલજી કુંવરજી ઠક્કુર આયુર્વેદાચાર્ય.

તંત્રી "આરોગ્ય સિન્ધુ."

માલેક સિંધ આયુર્વેદિક ફાર્મસી, કરાચી.



સને ૧૯૨૭ ડીસેંબર  પ્રત ૧૦૦૦  સંવંત ૧૯૮૩




મુલ્ય આના ૧૨

ચારે ભાગ સાથે લેનારને રૂા ૩-૦-૦




પારેખ પ્રિન્ટીંગ પ્રેસમાં હરિલાલ એચ. પારેખે પ્રકાશકને માટે છાપ્યું, કેમ્પબેલ સ્ટ્રીટ, કરાચી




# વૈદ્યકચિકિત્સાસાર (પુર્વાર્ધ)

## (ભાગ ૧. ૨, ૩, ૪.)

આ ચારે ભાગ પુરા થયા, અને એના અનુસંધાનમા

# વૈદ્યકચિકિત્સાસાર (ઉત્તરાર્ધ)

## ભાગ ૫, ૬, ૭, માં પુરો થશે.

એ ત્રણે ભાગમા નિચેના વિષયો આપવામા આવશે

ભાગ ૫ મો રસાયન વિભાગ—આ ભાગમા રસાયન માર્ગને લગતુ તમામ ઉપયોગી સાહિત્ય આપવામા આવશે

ભાગ ૬ ઠો નિઘંટુવિભાગ—આ ભાગમા આ ગ્રન્થમા વપરાયેલી દરેક દવાઓનુ વૈદ્યક દ્રષ્ટિએ ટુંકામા ઉપયોગી નિવટ આપવામા આવશે

ભાગ ૭ મો નિદાનચિકિત્સાવિભાગ—આ ભાગમા અકારાદિ ક્રમથી દરેક દરદની ઓળખાણ, નિદાન, લક્ષણ વગેરે બતાવી તે સાથે દવાઓ વાપરવાની સમજણ પથ્યાપથ્ય સાથે આપવામાં આવશે

આ પ્રમાણે આ છેલ્લા ત્રણ ભાગ પ્રગટ થતા સાત ભાગમાં

# વૈદ્યકચિકિત્સાસાર.

એ વૈદ્યકનો ખરેખરો માર્ગદર્શક અનુભવી ગ્રન્થ બની રહેશે તમોને જો પસંદ હોય તો હમણાથીજ નામ નોંધાવજો અને અમારા આ કાર્યમાં ઉત્સાહ અપજો

પરમસ્નેહી

# શ્રીયુત કાનજી ભાણજી

નિવાસઃ કરાચી.

આપ દેશી વૈદ્યકને અત્યંત ચાહનારાછો અને તેમા પણ મારી કાર્યવાહીને માટે આપના હૃદયમા બહુજ માન છે, અને તેનો પ્રત્યક્ષ રીતે આપે મને પરિચય અનેક પ્રસગે કરાવ્યો છે. "આરોગ્યસિંધુ" અને તે સસ્થા તરફથી પ્રગટ થતુ વૈદક સાહિત્ય જો કંઈપણ લોકપ્રિયતા મેળવી શક્યું હોયતો તેનુ માન આપનેજ ઘટે છે કેમકે આપેજ મને આ દિશામા અત્યત ઉત્સાહ આપી માર્ગ બતાવેલ છે.

"વૈદ્યક ચિકિત્સાસાર" જેવું આ નાનકડુ પણ બહુજ માન મેળવનાર પુસ્તક આપનીજ સલાહ વડે હુ તૈયાર કરી તેમા ઉત્સાહિત થયો, એ સર્વ આપની લાગણી તથા સહૃદયતાનુ પરિણામ છે અને એ પરિણામની યાદગીરી કાયમ રાખવા હુ આ ચોથો ભાગ વૈદ્યક ચિકિત્સાસારનો આપને અર્પણ કરી આપનુ શુભનામ આ પુસ્તકમા જોડી કૃતાર્થ થાઉંછુ

લી હુ છુ આપનો સ્નેહાભિલાષિ,

વૈદ્ય ગોપાલજી ઠક્કુર

ના પ્રણામ.

# પ્રસ્તાવના.

વૈદ્યક ચિકિત્સાસાર ના ત્રણભાગ જેવીરીતે ઉત્સાહથી લખી પ્રગટ કરવામા આવ્યા તેવીજ રીતે અનેક કામોના દબાણ છતા શુભે-ચ્છક ગ્રાહકોની ઉપરા ઉપરી થતી માગણીથી વધારે ઉત્સાહીત બની આ ચોથોભાગ પણ લખીને આજે પુરો કરેલ છે

જેવીરીતે પ્રથમના ત્રણભાગ લખવામા મે મારૂ હૃદય ખુલ્લુ રાખેલ તેવીજ રીતે આ ચોથા ભાગમા પણ વિના સંકોચે મારા દફતરમા કે ખાનગી કાગળીઆઓમા જે કંઇ હતું તે લખી આ કામ મે અહિંજ પુરૂં કરેલ છે હવે મારા હૃદયમા કે ખાનગી દફ-તરમાં આના જેવુ કંઇપણ બાકી રહ્યુ નથી

ખરી રીતે જે જાણવું તે લખી આવીરીતે સમાજને ચરણે ધરી લેવું એવું મહાન કઠીન કાર્ય મારાથી પહેલા કેટલા વૈદ્યોએ કરી બતાવ્યું હશે તેનો મને અનુભવ થોડોજ છે. કદાચ બે પાંચ વૈદ્યોએ આવો યશ મારાથી પહેલાં લઇલીધો હશે એ કહેવા શિવાય ચાલે તેમનથી બાકીતો પોતાનો સ્વાર્થ સાધી છુપાવી રાખવાનો મંત્ર ચાલુ પધ્ધતિ મુજબ દરેક ઠેકાણે જોવાય છે તેમ ચાલુ છે

અનેક ગ્રાહકોએ, વૈદ્યક ચિકિત્સાસાર મગાવી પ્રેમથી વાંચી પોતાનો ઉતમ અભિપ્રાય આપી મને આકામમાં ઉત્સાહિત કર્યો છે તેમનું સ્મરણ આવખતે હું ભુલીશકું તેમ નથી, કેમકે તેશિવાય આ ચારભાગ પુરા થાતકે કેમ તેનીમને પ્રથમજ શંકાહતી અને તે ઇશ્વર કૃપાએ દૂર થઇગઇ છે.

વૈદ્યક ચિકિત્સાસાર—એ ઘરમા વાપરવા લાયક નાનાં ટુચકા-ઓનો સંગ્રહ અથવા મોટા અને ખરીદવા તથા વાંચવા ભારે પડે તેવા મહાન ગ્રન્થોથી નિરાળીજ વસ્તુ છે. એતો ચોવીસે કલાક વૈદ્યના ટેબલ પર રહી વારવાર માર્ગ દર્શક થઇ પડે તેવો સરળ અને ટુંકો ગ્રન્થ છે અનેતેવાજ ખુલ્લા હૃદયથી તેનુ લેખન કાર્ય થયુ છે અને આ લેખન કાર્યમા મેં મારૂ આપ્યુ છે તેના કરતાં તો અનેક ગણુ વધારે મારા મુરબ્બીઓ અથવા ગુરૂવર્ય યાદવજીભાઇ ત્રિકમજી આચાર્ય જેવોઓનુ જીંદગીમા હજારોના ખર્ચે મેળવેલ અનુભવ બધું મારી પાસે હતુ તે આમા આપી દીધેલ છે અનેક ગુરૂવર્યો પાસેથી

તથા સ્નેહી વૈદ્યો પાસેથી મેળવેલુ જીદગીનુ નાણુ આમા છે જેવી રીતે અનેક વૈદ્યો પોતાના અનુભવને જાહેરમા ન મુકતા છુપાવી રાખે છે તેમ મે સકોચ રાખેલ નથી મને જેવી રીતે ઇશ્વર કૃપાથી મળ્યુ તેવીજ ઉતમ ભાવનાથી મેં આમા અનુભવ કરી પ્રત્યક્ષ થયુ તે આપી દીધેલ છે એમા જો કઇ સત્ય હોયતો તેનો યશ તેવા મહાનુભાવોને છે જ્યારે ભૂલ ચુક કે કઇ ખામી હોય તો તે મારી છે એમ સમજી વાચક મને ક્ષમા કરશે.

કેટલાક ઉદાર વૃતિના વાચનારાએ મને અત્યત ઉત્સાહિત કરેલ છે ત્યારે સેકડે એકાદ સજ્જન એ પણ ફરિયાદ મુકે છે કે આની કિમત સારઆના વધાર ગણાય, અને તે માત્ર કમાવાની દ્રષ્ટિથીજ લખવામા આવે છે ! મારે આવા ગ્રાહક વર્ગને સતોષવા જુદો પત્ર તેજ વખતે લખવો પડે છે, પણ આ વખતે જરા ખુલાશો કરવાની જરૂર રહેછે કે આરોગ્યસિન્ધુ માસિકના ગ્રાહકોને આ પુસ્તક ભેટ અપાય છે. જ્યારે અરધી બુકો મફતમા આ પ્રમાણે જાય છે બાકીની બુકોનુ વેચાણ એ આરોગ્ય સિન્ધુની દર વર્ષે થતી ખોટમા જમા થાય છે. એમ ન કરવામા આવેતો એ પત્ર ચલાવવુ આ સિધ ભૂમીમા ભારે પડે ! અહિતો શુ પણ ખુદ ગુજરાતમા પણ ભારે પડે તેમછે. ત્યારે આ સાહિત્ય સુના મુલકમા એક વૈદક પત્ર છ વર્ષ પુરા કરે એપણ એક અજાયબી સમજવી જોઇએ ! આ સર્વ વાતનો સાર ગુણગ્રાહક વાચકથી છુપો રહે તેમ નથી

છેવટમા મારે આ ચાર ભાગમા ફાર્માકોપીઆનો વિષય પુરો કરી વૈદ્યક ચિકિત્સાસાર પૂર્વાર્ધ્ધ તરીકે પુર્ણ કરેલ છે અને એના ઉતરાર્ધ્ધ તરીકે બીજા ત્રણ ભાગ બહાર પાડવા ઇચ્છા છે તે જો ઇશ્વરકૃપાથી સાનુકુળતા થઇ તો તરતમા બ્હાર પાડી આ ગ્રન્થ ને વધારે ઉપયોગી બનાવવા યથા શકિત દરેક ગોઠવણ કરીશ

અતમા આ કાર્યમા હમેશાં ઉત્સાહિત કરનાર ગ્રાહકવર્ગનો તથા સ્નેહી વર્ગનો આભાર માનવાની સાથે પરમકૃપાળુ પરમાત્માનો ઉપકાર માની થોડાજ વખતમા ઉતરાર્ધ્ધ પ્રગટ કરવા ઇશ્વર દરેક સહાયતા કરે એવી આશા રાખતો. આપનો નમ્ર સેવક

**વૈદ્ય ગોપાલજી ઠક્કુર.**

# ૪થા ભાગની અનુક્રમણિકા.

श्री धन्वन्तरये नमः

# વૈદ્યક ચિકિત્સાસાર.

## (ભાગ ૪ થો.)

## ૩૭૬ વશિષ્ટ ચૂર્ણ.

બનાવટ—તમાલપત્ર ૧ભાગ તજ ૨ભાગ, એલચી ૩ભાગ, તગર ૪ભાગ, ચંદનશ્વેત ૫ભાગ, અનંતમૂળ, ૬ભાગ, સુંઠ ૭ભાગ, જેઠીમધ ૮ભાગ, કમળગટ્ટાની ૯ભાગ, આમળા ૧૦ભાગ, અરડુસી ૧૧ભાગ, સાકર ૬૬ભાગ

વીધી—બધી દવાઓ ખાંડી બારીક ચૂર્ણ કરી ચાળીલઇ બાટલામા ભરી રાખવુ.

પ્રમાણ—ા તોલો

સમય—દિવસમા ત્રણ વખત દર ચાર ચાર કલાકે.

અનુપાન—પાણી અથવા રોગાનુસાર

ઉપયોગ—રક્તપિત, લોહીની ઉધરસ ક્ષય, શ્વાસ, શોષ, ઉર ક્ષત, દાહ, જવર, ગમેતે માર્ગેથી પડતુ લોહી, હૃદયની કમજોરી, હૃદયમા કે ફેફસામા જખમ થઇ તેથી આવતો તાવ વગેરે મટે છે લોહી બંધ કરી શક્તિ આપે છે ધાતુશોષ અને મૂત્રકૃચ્છ્ર મટાડે છે.

---

## ૩૭૭ અષ્ટાંગ ચૂર્ણ.

બનાવટ—કાયફલ, પુષ્કરમૂળ, કાકડાશીંગ, શુંઠ, મરી, પીપર, જવાસો, શાહજીરૂ, એ દરેક ચીજ એકએક તોલો લઇ વાટી ચૂર્ણ કરી રાખવું

પ્રમાણ—૬થી ૧૨ રતીભાર

અનુપાન—મધસાથે, આદુનારસસાથે, તુળશીપત્રના રસમ સાથે ગમેતે સાથે લેવાય

સમય—ત્રણ ત્રણ કલાકે

ગુણ—કફઘ્ન, પાચન,

ઉપયોગ—હેડકી, સન્નિપાત, ખાસી, અને કફને મટાડે છે જુની ખાસીમાટે કે સખત ખાસી માટ બહુજ ઉતમ પ્રોગ છે,

સૂચના—બંગાળી વૈદ્યરાજો આ પ્રયોગમાં મધ મેળવી ચાટણ બનાવી તેને અષ્ટાંગઅવલેહ ના નામથી ખાંસીમટે વાપરે છે તથા આ પ્રયોગ ઘણોજ વખણાય છે

---

## ૩૭૮ મૂસલ્યાદિ ચૂર્ણ.

બનાવટ—સફેદ મુસલી, કાળી મુસલી, એખરો, ગોખરૂ, ગળો-સત્વ, કૌચબીજ, શેમળાનુમળ, આમળા અને સાકર એ બધી વસ્તુ સમભાગે લેવી.

વિધી—બધી ચીજો બારીક વાટેલી લઈ સાથે મેળવી કપડે ચાળી બાટલી ભરીરાખવી

પ્રમાણ—૧૨ થી ૨૪ રતીભાર.

અનુપાન—મધ. અથવા ઘી સાથે ચાટી ઉપર દૂધ પીવુ

સમય—સવારે તથા રાત્ર બે વખત.

ઉપયોગ—ધાતુનીનબળાઇ, ક્ષીણતા, નસોની કમજોરી તથા ધાતુક્ષીણતા મટાડી શક્તિ આપે છે

---

## ૩૭૯ ક્ષાર પર્પટી.

બનાવટ—સાફકરેલો શુદ્ધ સુરોખાર તો ૧૬ અને ફટકડી તો. ૪ બંને સાથે મેળવી એકત્ર વાટીઝીણુ ચૂર્ણ કરીલેવું.

વિધી—તૈયારકરેલા ચૂર્ણને એક લોઢાની સાફ કડાઇમા નાખી ધીમાતાપથી ગરમકરવુ જ્યારે એ દવારમરૂપપાણી જેવી થઇજાય ત્યારે નીચે ઉતારી સાફ અને સુકી કડછીથી તે દવાને કડાઇમા ફેલાવી દેવા. થોડીવારબાદ તે દવા સુકાઇ ગયેલી જણાય અને ઠંડી થયેલી કડાઇ દેખાય ત્યારે સાફ કડછીથી કે ચાકુથી ઉખેડી સંભાળી બાટલીમા ભરીરાખવી

સૂચના—આ દવા નીચે ઉતાર્યા પછી તે કડાઇમાં પાણી ન પડવુ જોઇએ કેમકે તેથી ભારે અવાજ થઇ કડાઇ ફાટીજવાની બીક રહેછે માટે દવા ઉતાર્યા પછી પાણીથી મભાળવુ

પ્રમાણ—૩ થી ૬ રતીભાર

સમય—જમ્યા પછી દિવસમા બે વખત

અનુપાન—દવા મોમા નાખી ચાવી ઉતારી ઉપર પાણીપીવુ જોઇએ.

ઉપયોગ—અમ્લપિત, બરલ યકૃત રોગ, શળ, અજીર્ણ, હોજરીનો વરમ ગુલ્મ, મદાગ્નિ, તાવ, જળોદર વગેરેને મટાડે છે તાવ તથા અમ્લપિત માટે ખાસ ઉતમ છે.

---

# ૩૮૦ ચંદ્રોદય મિશ્રણ.

બનાવટ—વાટેલો ચદ્રોદય રતી બે ભાંગ રતી બે કેશર રતી બે નવસાગર રતી બે વાટીને તેના ચાર ભાગ દરવા

પ્રમાણ—દરેક વખતે બે બે રતીભારનું એક પડીકુ,

સમય—ત્રણે કલાકે

અનુપાન—મધ સાથે

ઉપયોગ—શ્વાસની મુશ્કેલીમા અને કફ તથા ખાસીમા મંદાગ્નિ અને નબળાઇમા બહુજ ઉપયોગી દવાછે. કફ છુટો કરી ખાસી મટાડે છે

## ૩૮૧ સુરણક્ષાર.

બનાવટ—સુરણ પાચ શેરની એક ચકરી લાવી તેના વચ્ચે ખાડો કરી તેમા એક શેર લાલ ફટકડી ભુકો કરી રાખવી ઉપર સુરણ ઢાકી તેના પર કપડ માટી કરી મુકવી અને તેને ગજપુટની અગ્નિ આપવી તો તે શ્વેત ભસ્મ થઇ જશે. એટલે તે કાઢી વાટી ચાળી સંભાળી બાટલીમા ભરી રાખવી.

પ્રમાણ—૬ થી ૧૨ રતીભાર.

સમય—સવાર સાંજ બે વખત.

અનુપાન—મલાઇ અથવા માખણ સાથે

ઉપયોગ—હરસમા પડતુ લોહી આ દવાની ફક્ત બે ત્રણ માત્રા લેવાથી બંધ થઇ તુરત આરામ થાય છે.

---

## ૩૮૨ જીર્ણજ્વરારિ ચુર્ણ.

બનાવટ—ગળો સત્વ તો.૪ કાકચના સુકાવેલ પાનનું ચુર્ણ તો ૩
બનફસાના ફુલ તો ૩ મુદરસન ચુર્ણ તો ૩
જેઠીમધ તો. ૨ વંસલોચન તો ૨
જુણી પીપર તો ૧ પ્રવાલભસ્મ તો ૧
માચી છીપભસ્મ તો ૧ અભ્રકભસ્મ સારી તો.૧

વિધી—બધી દવા જુદી જુદી બારીક વાટેલી લઇ તેને તોલી એક ખરલમા નાખી બરાબર મેળવી ઘુટી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૬ રતીભાર

સમય—સવાર, બપોર અને સાંજ

અનુપાન—મધમા દવા ચાટી ઉપર દુધ પીવુ.

ઉપયોગ—જુનો તાવ, જીર્ણજ્વર, ખાસી, શ્વાસ, નવોતાવ, અને ક્ષયના તાવમા પણ સારો ફાયદો આપે છે.

---

# ૩૮૩ કનક ક્ષાર.

બનાવટ—ધતુરાનાં પાન તો ૨૦ આકડાના પાન તો ૨૦ અઘાડાનુ પંચાગ તો ૨૦ અરડુસીના પાન. તો.૨૦ ભોરીંગણી તો ૨૦

વિધી—ઉપરની દવાઓને લાની કાપી સુકવી લેવી. અને પછી તેને એક સાફ માટીના વાસણમા કે પથર ઉપર રાખી બાળીને તેના કોલસા કરી લેવા ભસ્મ જેવુ ન થઇ જાય તે ધ્યાનમા રાખવુ. એ કોલસાને બારીક વાટી કપડછાણ કરી લઇ તેનુ વજન જો તો ૫ થાય તો તેમા નીચેની ચીજો લખેલા વજને લઇ મેળવી ચુર્ણ કરી બાટલીમા રાખી દેવુ. કાકડાશીંગ, પીપર, કાથો, કાયફળ છાલ, બહેડા છાલ, જવરખાર, જેઠીમધ એ દરેકનુ ચુર્ણ બબે તોલા, લઇ ઉપરના ૫ તોલા ચુર્ણમા મેળવી દેવુ

પ્રમાણ—૬ રતીભાર.

અનુપાન—મધ સાથે.

સમય—દર બબે કલાકે અથવા ચાર ચાર કલાકે. રોગના બળ પ્રમાણે

ઉપયોગ—ખાસી, શ્વાસ, જુતીખાસી, ઉટાટીઓ, કુકડીઆ ખાસી વગેરે મટી આરામ આપે તથા કફને છુટો કરે છે

---

# ૩૮૪ ઉલટીનાશક ક્ષાર.

બનાવટ—ખાટા લીંબુને ચીરી છાંયે સુકવી લેવા પછી તે સુકાયલા લીંબુને એક માટીના વાસણમાં કે સાફ પથર પર મુકી બાળી રાખ કરી લઇ કપડે ચાળી બાટલીમા ભરી રાખવું.

પ્રમાણ—૩ થી ૬ રતીભાર.

અનુપાન—મધ સાથે

સમય—દર ત્રણ ત્રણ કલાકે અથવા જરૂરત પ્રમાણે

ઉપયોગ—ગમે તે પ્રકારે આવતી ઉલટી આ ક્ષારથી બંધ થાય છે. અને મોળ, વાયુ, ચુંક, ઉબકા, ઉલટી એ દરેકને મટાડી ઉલટી બંધ કરે છે.

સુચના—આ દવા નાના બાળકોને માટે તથા ગર્ભિણી સ્ત્રીની ઉલટીને માટે વાપરતા મારી ફાયદા કારક જણાય છે

---

# ૩૮૫ બદરી ચુર્ણ.

બનાવટ—બોરડીના ફલની છાલ, હરડેછાલ, બહેડાછાલ, આમળા, શુંઠ, મરી, પીપર, એ દરેક એક એક તોલો, કપુર તો ોા ફુરમગ (લાજા) તો ૪૮, તજ, તમાલ અને એલચી એ દરેક એક એક તોલો, વંશલોચન તો ૩૨ અમ્લવેતસ તો ૧૬ એ સર્વના વજનથી બમણી એટલે કે સાકર તો ૧૦૮ લઇ ચુર્ણ કરી રાખવુ.

પ્રમાણ—ો થી ોા તોલો

સમય—દર ત્રણ ત્રણ કલાકે

અનુપાન—પાણી સાથે.

ઉપયોગ—અરૂચી મટાડનાર, ઉલટી મટાડનાર, રાજયક્ષ્મા, રક્ત પિત, તાવ, ખાસી વગેરેને મટાડે છે ઉલટી માટે ઉતમ છે.

---

# ૩૮૬ પિપ્લાદ્ય ચુર્ણ.

બનાવટ—પીપર, ચંદનશ્વેત, મોથ, વાળો, કડુ, કાળીપાટ, ઈંદ્રયવ, નાની હરડે, મોટી હરડેછાલ શુંઠ, એ સર્વ અકેક તોલો લઇ ચુર્ણ કરી લેવુ.

પ્રમાણ—૦। તોલો.

સમય—દર ત્રણ ત્રણ કલાકે

અનુપાન—મ્હેજ ગરમ પાણી.

ઉપયોગ—આમાતિસાર, કફાતિસાર, અને પિતાતિસાર અથવા મરડા માટે ઉતમ છે અને ઝાડા મટાડે છે

---

# ૩૮૭ યવક્ષારાદિચૂર્ણ.

બનાવટ—અજમોદ. યવક્ષાર એ બે ચીજ સમભાગે લઇ વાટી બાટલીમા ભરી રાખવુ

પ્રમાણ—૧૨ થી ૨૪ રતીભાર

અનુપાન—ગરમ પાણી

સમય—દર ચાર ચાર કલાકે.

ઉપયોગ—વાયુ, ગુલ્મ, શુળ અને પેટના દરદ મટાડે છે.

---

# ૩૮૮ લઘુહરિતકી ચૂર્ણ

બનાવટ—હીમજ (નાની હરડે) તો. ૫ વરેઆરી તો ૫ શુઠ તોલા ૫

વિધી-હિમજને એરડીઆ તેલમા શેકી લેવી અને વરેઆરી તથા શુંઠને જરા કચરી તવા ઉપર થોડુક શેકી લેવુ. પછી ત્રણેને સાથે ખાંડી ચુર્ણ કરી રાખવુ.

પ્રમાણ—૬ થી ૧૨ રતીભાર ગરમ પાણી સાથે.

સમય-દર ત્રણ ત્રણ કલાકે.

ઉપયોગ—આમાતિસાર, (મરડો), રકતાતિસાર અને ચૂક તથા આમવાયુ મટાડી પેટને સાફકરી ખોરાક પચાવે છે. આ દવા નાના બાળકોને મરડામા આપવી બહુ સારી જણાય છે.

પથ્ય—છાશ ભાત અને દાડમનુ શરબત. અથવા દૂધ ચોખાની કાંજી અને બીલીનો મુરબ્બો

---

## ૩૮૯ બૃહતહરિતકી ચુર્ણ.

બનાવટ—મોટી હરેડે છાલ તો ૫ નાની હરડે (હીમેજ) એરંડીઆમા તળેલી તો ૫

કુલીંજન (કુળુજણ) તો ૫ શુંઠ તો ૫

વરીઆરી તો ૫ અતિવિષ તો. ૫

સિંધાલુણ તો ૫ હીંગ શેકેલી તો ૧

વિધી—દરેક દવાઓ લઇ મેળવી કુટી ચાળી બાટલી ભરી રાખવી

પ્રમાણ—ા તોલો

સમય—દર ત્રણ ત્રણ કલાકે

અનુપાન—ગરમ પાણી સાથે

ઉપયોગ—આમાતિસાર, ઝાડા, રકતાતિસાર અને પેટમા ચીટ આવી વાર વાર ઝાડાની ઇચ્છા થાય તેવો મરડાનો રોગ આ દવાથી સત્વર સારો થાય છે

પથ્ય—છાશ ભાત અને દાડમનુ શરબત તથા બીલીનો મુરબ્બો આપવો

---

## ૩૯૦ અર્કમુલત્વગાદિ ચુર્ણ

બનાવટ—આકડાના મુળની છાલનુ ચુર્ણ તો. ૨ યવક્ષાર તો ૪ અતિવિષ તો ૪ અભ્રક ભસ્મ તો. ૪ બધેને વાટી ચુર્ણ કરી રાખવુ,

પ્રમાણ—૬ રતીભાર

અનુપાન—દ્રાક્ષારિષ્ટ સાથે. દર ચાર ચાર કલાકે. અથવા મધસાથે

ઉપયોગ—આરવા, બળ આપનાર, કફ કહાડનાર, જ્વરનાશક, ખાસી, શ્વાસ, કફરોગ, આમાતિસાર અને ફેફસાનાં દરદોમા ઉપયોગી છે. કફ છુટો કરે છે

---

## ૩૯૧ અપામાર્ગ મિશ્રણ.

બનાવટ—અઘેડાના બીજ લાવી તેને તવા ઉપર શેકવા શેકતા ને બળેલા કોયલા જેવા થાય ત્યારે ઉતારી તેને વાટી રાખવુ. તેમાથી એક તોલો ચુર્ણ લઇ ને સાથે ફુલાવેલ ટંકણખાર તો ૧ તથા યવક્ષાર તો. ૧ સર્વને મેળવી બાટલીમાં ભરી રાખવુ.

પ્રમાણ—૨ થી ૬ રતીભાર

અનુપાન—મધ અથવા વાસાવલેહ સાથે

સમય—ચાર ચાર કલાકે

ગુણ—કફનાશક, અમ્લવિરુદ્ધ, દિપન,

ઉપયોગ—પિત્તજન્ય ખાસી, બાળકોની ખાસી, શ્વાસ, અજીર્ણ અને દરેક જાતની ખાંસી માટે સારો ઉપાય છે, કફ છુટો કરે છે.

---

## ૩૯૨ જ્વરનાશક ચૂર્ણ.

બનાવટ—ફુલાવેલી ફટકડી, નવસાગર, કાળા મરી, અતિવિષ શોનાગેરૂ સમભાગે લઇ વાટી ચુર્ણ કરી કપડે ચાળી બાટલીમા ભરી લેવુ

પ્રમાણ—૨થી ૬ રતીભાર

અનુપાન—મધ અથવા ગરમ પાણી સાથે.

સમય—દર ત્રણ ત્રણ કલાકે

ઉપયોગ—હરેક જાતના તાવ માટે ઉપયોગી છે. તાવને ઉતારે છે તથા ખરલ, રક્તપિત, કમળો, મંદાગ્નિ વગેરે સાથે તાવને મટાડે છે.

## ૩૯૩ યવાનિકા ચુર્ણ.

બનાવટ—બોગમાની અજમો માહુકર્ણી તો. ૪ ગેરેલી ભાગ તો ૨. લઇને વાટી રાખવુ.

પ્રમાણ—૪ રતીભાર થી ૮ રતીભાર

અનુપાન—મધ અથવા સહેજ ગરમ પાણી સાથે

ઉપયોગ—ઉધ લાવવા તથા દરદ ઓછુ કરવા માટે આ દવા ખાસ ઉપયોગી છે અને જરૂર જણાય ત્યારે એક પુડી દેવી

## ૩૯૪ યષ્ટયાદિ ચુર્ણ.

બનાવટ—જેઠીમધ, નવસાર, અરડુસીના પાન, વરેઆરી, લોબાન, સીપીસ્તાનનાં ફુલ, કપુર એને વાટી ચુર્ણ કરી રાખવુ

પ્રમાણ—૬થી ૧૨ રતીભાર

અનુપાન—મધ અથવા પાણી સાથે.

સમય—દર ચાર ચાર કલાકે

ઉપયોગ—સુકી ખાસી, કફનો જમાવ, શરદી, તાવ અને ન્યુમોનીઆની ખાસી તથા શ્વાસમા આ ચુર્ણ કફ છુટું કરી ખાસી મટાડે છે મર્દીમા પણ ખાસ ઉપયોગી છે

## ૩૯૫ હરિદ્રાદિ ચુર્ણ.

બનાવટ—હળદર, ફુલાવેલી ફટકડી, સાબરશૃંગ ભસ્મ એ ત્રણે સમભાગે લઇ વાટી ચુર્ણ કરીમેળવી બાટલીમાં ભરી રાખવુ.

પ્રમાણ—૪ થી ૮ રતીભાર.

અનુપાન—મધ અથવા ગરમ પાણી

ઉપયોગ—વિષમજ્વર, પિતની ખાસી, મળેખમ, જીર્ણ કફરોગ પીનસ રોગ વગેરે માટે તથા બરલ માટે ઉતમ છે કફ તોડે છે.

---

# ૩૯૬ સુર્યક્ષાર મિશ્રણ.

બનાવટ—સુરાખાર તો ૨ અતિવિષ તો. ૨ વાટી ચુર્ણ કરી રાખવું.

પ્રમાણ—૬ થી ૧૨ રતીભાર

સમય—દર ત્રણ ત્રણ કલાકે

અનુપાન—સ્હેજ ગરમ પાણી સાથે,

ઉપયોગ—તાવ, મુત્રકૃચ્છ, શીરદર્દ, કફ ઉનવા વગેરે માટે ઉતમ છે.

---

# ૩૯૭ રકતસ્થંભક યોગ.

બનાવટ—પીડી કોડીની ભસ્મ તો. ૧ શંખજીરૂ તો ૧
સોનાગેરૂ તો. ૧ ગોદંતી હરતાલ ભસ્મ તો. ૧

વિધી—બધી દવાઓને સાથે મેળવી ઘુંટી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૬ થી ૧૨ રતીભાર, અથવા ૧૨ થી ૨૪ રતીભાર

સમય—સવાર સાંજ બે વખત.

અનુપાન—નીચે બતાવેલ સરબત સાથે દવાની માત્રા લેવી

**સરબત બનાવવાની વિધી**

ધજેવાર તો. ૨૦ લાવી તેને સાફ કરી પાણી તો. ૨૦૦મા કવાથ કરવો. જયારે ૫૦ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવુ અને તેમા સાકર શેર ૧ નાખી સરબત બનાવી લેવુ. એ સરબત

આશરે બે બાટલી થસે તેમાથી ૨॥ તોલા સરબત સાથે ઉપરનીપુડી સવાર સાંજ લેવી,

ઇંજેવાર એ યુનાની દવા છે, અને તેના ફુળ આ બજારમા મળે છે ગતા રગના હોય છે તેનુ શરબત બનાવવુ

---

## ૩૯૮ પ્રદરારિ ચુર્ણ,

બનાવટ—બાવળનો ગુદ તો ૧ ખાખગનો ગુદ તો ૧

મોચરસ તો ૧ ગળોસત્વ તો ૦॥।

શીલાજીત તો ૦॥। વંસલોચન તો ૦॥।

રૂમી મસ્તકી તો ૦॥ જગ ભસ્મ તો ૦॥

એલચી બીજ તો ૦॥ આમલીના બીજ તો ૧

શખજીરો તો ૨ કબાબ ચીની તો ૧

વિધી—બધી દવાઓને સાથે બારીક કરી મેળવી વાટી કપડે ચાળી બાટલીમાં ભરી રાખવુ

પ્રમાણ—૦। તોલો

અનુપાન—દુધ સાથે અથવા સાકર સાથે ચુર્ણ લઇ ઉપર દુધ પીવુ

સમય—સવાર સાજ બે વખત

ઉપયોગ—સ્ત્રીઓને થતો શ્રાવ, શ્વેતપ્રદર, રક્તપ્રદર, અને યોનીની દુર્બળતા મટાડી શક્તિ આપે છે ખોટીગરમી મટાડી પેશાબ સાફ લાવે છે

---

## ૩૯૯ દંતમંજન.

બનાવટ--ફુલાવેલ ફટકડી શુદ્ધ, રૂમીમસ્તકી, અકલકરો, જાયફળ, જાવત્રી, કાળામરી, તજ, એલચીબીજ, માયાફલ, હીગદખણ એ દરેક ૦॥ અરધ તોલો કેશર તો ૦। કપુર તો ૦। કસ્તુરી રતી ૩

૩ દરેકને કુટી બારીક ચુર્ણ કરી કપડછાણ કરી બાટલીમા ભરી રાખવુ

ઉપયોગ—દાત મજબુત કરીકે હમેશા દાત ઘસવા માટે વાપરવાથી દાત મજબુત અને સ્વચ્છ રહે છે તથા દાતના દરદો મટી મુખ સુવાસીત રહે છે

---

# ૪૦૦ ચંદ્રપ્રભા ચુર્ણ.

બનાવટ—શ્વેતચદન, રકતચદન જેઠીમધ, કાળીદરાખ, નાગરમોથ, ધાણા, વાળો, કમળના ફુલ, મહુડાનાં ફુલ, આબળા, એલચી બીજ એ દરેક દવા બે બે તોલા તથા સાકર ૨૨ તોલા લઈ સાથે મેળવી ચૂર્ણ કરી કપડે ચાળી બાટલીમા ભરી લેવું,

પ્રમાણ—ા થી ાા તોલો.

સમય—સવાર બપોર સાજ ત્રણ વખત.

અનુપાન—ગાયના દુધ સાથે.

ઉપયોગ—ગળાની તથા હૃદયની અને હોજરીની અંદર થતો દાહ, મુખપાક, માથામાથી કે નાકમાથી લોહી પડવુ, શીરદર્દ, પીત્તનો કોપ, વગેરેને શાંતકરી મગજને પુષ્ટિઆપી ઠંડક આપે છે પ્રદર વગેરે માટે ઉપયોગી છે.

---

# ૪૦૧ કેશરાદિચુર્ણ.

બનાવટ—કેશર તો ૧ જાયફળ તો. ૧ તજ તો ૨ લવંગ તો ાા એલચીબીજ તો. ા ચાક પાઉડર તો ૫ તથા સાકર તો ૧૬ એ દરેકને વાટી ચુર્ણ કરી લેવુ. અને તેને બાટલીમા ભરી રાખવું.

પ્રમાણ—૨ થી ૪ રતીભાર

અનુપાન—મધસાથે દર ચાર ચાર કલાકે અથવા દુધ સાથે

ઉપયોગ—બાળકોના ઝાડા તથા મરડામાટે બહુજ ઉપયોગી છે. એ દવાથી સહેલાઇથી દસ્ત બંધ થઇ જાય છે.

---

## ૪૦૨ પ્લેગનાશક ચૂર્ણ.

બનાવટ—લીમડાના પાન તો ૨૦ બાફમા તો ૫
કલોંજી તો ૦।

પ્રમાણ—૦। તોલો

સમય—દર ત્રણ ત્રણ કલાકે.

અનુપાન—મીઠા (નીમક) વાળા પાણી સાથે

ઉપયોગ—પ્લેગના તાવમા દર્દ શાંત કરી તાવને ઉતારે છે તથા પીડામટાડી પ્લેગમા ફાયદો કરે છે.

---

## ૪૦૩ સર્જરસ ચૂર્ણ.

બનાવટ—રાળ સફેદ તો ૪ મોચરસ તો ૪
શેકેલી સોપારી તો ૪ ખસખસના ડોડવા તો, ૪

વિધી—એ હરેક ચીજ જુદી બારીક વાટી તેનુ ચૂર્ણ કપડ છાણ કરી બાટલીમા ભરી રાખવું

પ્રમાણ—તો. ૦। ભાગ.

અનુપાન—દહીં સાથે.

સમય—દર ત્રણ ત્રણ કલાકે

ઉપયોગ—મરડા માટે ઉતમ છે રક્તાતિસાર તથા આમાતિસાર મટાડે છે. અને દસ્ત બંધ કરે છે

---

# ૪૦૪ હેડકીનાશક પ્રયોગ.

બનાવટ—મોરપીછાની ભસ્મ, નાનીપીપર, કાકડાશીંગ એ ત્રણેને સમ ભાગે વાટી રાખવું

પ્રમાણ—૨ થી ૪ રતીભાર

અનુપાન—મધની સાથે દવા લેવી.

સમય—દર બે કે ત્રણ કલાકે

ઉપયોગ—હેડકી બંધ કરે છે

---

# ૪૦૫ ચિત્રકાદિવટી. (૧)

બનાવટ—ચિત્રક મૂળ, ચવક અજમો, શુંઠ, મરી, પીપર-કણી, સાજી અને શુધ્ધ કરેલી હીંગ, સીંધાલુણ, પીપરીમુળ, સંચલ વડાગરૂ મીઠુ, સમુદ્ર લવણ બીડલવણ, શુધ્ધ સાજીખાર (સોડા બાયકાર્બ) ઉત્તમ જવખાર, નવસાર, એકેક સમભાગે લઇ સાથે મેળવી ખાંડી બારીક ભુકો કરી લેવો.

વિધી—તયાર થએલા ભુકાને લીંબુના રસમાં ઘુંટી મર્દન કરી તેની ચણા જેવડી ગોળી બનાવી સુકાવી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૨ ગોળી થી ૪ ગોળી

અનુપાન—પાણી કે છાસ સાથે

ઉપયોગ—મંદાગ્નિ, વાયુ, અરૂચી, પેટનો દુખાવો, નળવાયુ, અજીર્ણ, કબજીઆત, કચાઆમ થવા વગેરેને મટાડી ભુખલગાડે છે તથા આહાર પચાવે છે.

# ૪૦૬ જ્વરભૈરવ વટી.

બનાવટ—રસસિંદુર, લોહભસ્મ, કુવીનાઇન, શુધ્ધ વચ્છનાગ, ફુલાવેલ ટંકણખાર, શંખભસ્મ, કોડીનીભસ્મ, કાળા મરી, એ બધી દવાઓ સમ ભાગે લેવી

વિધી—બધી દવાઓને ખરલમા વાટી તેમા લીબુનુ રસ નાખી ત્રણ દિવસ મર્દન કરી તે જ્યારે ગોળી બનાવવા જેવુ થાય ત્યારે તેની બજે રતીભારની ગોળી બનાવી મુકવી રાખવી

પ્રમાણ—૧ ગોળીથી ૨ ગોળી આખા દિવસમા ૪ ગોળી લેવી

સમય—દર ત્રણ કે ચાર કલાકે લેવી

અનુપાન—મધ અથવા બનફસાના શરબત સાથે

ઉપયોગ—લીવર, બરલ અને હોજરીના વિકારથી આવતો નવો અથવા જુનો તાવ, આ દવાના સેવનથી મટી જાય છે મલેરીઆ તાવ માટે ખાસ ઉપયોગી છે

## ૪૦૭ અંબરવિલાસ ગુટીકા.

| | |
|---|---|
| બનાવટ—અબર તો ના | કસ્તુરી તો. ાા |
| સોનાનો વરક તો ૧ | ચાદીના વરક તો ૨ |
| શિલાજીત તો ૨ | સફેદ મુસળી તો ૧ |
| કૌચબીજ તો ૧ | ગળોસત્વ તો ૧ |
| શુદ્ધ વચ્છનાગ તો ૧ | શુદ્ધ કનકબીજ તો ૧ |
| માચો અગર તો ૧ | જાયફળ તો ૧ |
| જાવત્રી તો ૧ | તજ તો ૧ |
| પીપર તો. ૧ | કેશર તો. ૧ |
| લવગ તો ૧ | અકલકરો તો ૧ |
| ઉપલેટ તો ૧ | ભીમસેની કપુર તો. ૧ |
| શુદ્ધ અફીણ તો ૧ | વરધારાનાં બીજ તો ૧ |
| અભ્રકભસ્મ તો ૧ | રસસિદુર તો ૬ |

વિધી—પ્રથમ ખરલમા રસસિદૂર વાટી તેમા સોના ચાદીના વરક મેળવી પછી તેમા ભસ્મો તથા શિલાજીત મેળવી ત્યાર બાદ

બીજી વસ્તુઓનું બારીક ચુર્ણ તેમાં મેળવી ખરલમાં ઘુટવું, અનેતેમાં અફીણનો કસુંબો બનાવી નાખી ઘુંટતા જવું ત્યાર બાદ તેને ધતુ-રાના પાનનો રસ, આદુનો રસ અને નાગરવેલના પાનનો રસ કાઢી તેની એકેક ભાવના આપી ઘુટી લઇ ગોળી જેવું થતાં એકેક રતીભાર ની ગોળી બનાવી છાંયે મુકી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૧થી ૨ ગોળી

સમય—સવારે તથા રાત્રે બે વખત

ઉપયોગ—શરીરનું ઝલાઇ જવું, નબળાઇ, ધાતુક્ષીણતા, મગજની કમજોરી, મંદાગ્નિ વાયુના દરદો, શરદી, ખાસી, બિમારી પછીની નબળાઇ, ક્ષયની નબળાઇ, નસોની કમજોરી નપુંસકતા વગેરે મટાડી શરીરમાં તાકાત લાવે છે અને દરેક પ્રકારની નબળાઇ મટાડે છે

---

# ૪૦૮ ગુડાદિ વટીકા.

બનાવટ—શુંઠ, હરડેછાલ, પીપર, દાડમબીજ, ને સમભાગે લઇ તેને વાટી તેમાં બમણો ગોળ નાખી ગોળી બનાવી રાખવી.

પ્રમાણ—ા તો. દિવસમાં બે વખત પાણી સાથે

ઉપયોગ—મંદાગ્નિ, અરૂચી, વાયુ, અર્શ, ગુલ્મ, શુળ વગેરે મટાડી ભુખ લગાડે છે.

---

# ૪૦૯ ચંદ્રપ્રિયા વટી.

બનાવટ—ગુલાબ ફુલ, જટામાંસી, વાળો, સુંઠ, મરી, પીપર, કડુ, કરીઆતુ, ભારંગી, જેઠીમધ, વરેઆરી વગેરે સમભાગે લાવી વાટી ચુર્ણ કરી તેને અરડુસીના પાનના રસમાં ગોળી વાળી સુકવી રાખવી.

કૌચબીજ, ઈંદ્રયવ લવગ, અકલકરો, અજમોદ, શતાવરી, સફેદમુશલી, પીપર, પીપરી મુલ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, એ દરેક એકેક તોલો લઇ વાટી ચુર્ણ કરી તેને મધમા ઘુટી ગોળી બનાવી ગખની ગોળી ૦। તોલાની કરવી

પ્રમાણ—૧ થી ૨ ગોળી.

સમય—જમ્યાપછી ખાવી એટલે કે ગોળી જમ્યાપછી ખાવા માટે મોમા ગખી ચુસવી. અને મુખવાસમા જાવત્રી વધારે વાપરવી

ઉપયોગ—વીર્યસ્રાવ, ધાતુક્ષીણતા, અલ્પ વીર્ય, પ્રમેહ, મદાગ્નિ, ક્ષય, નબળાઇ, આમવાત, મહાવાયુ પાડુરોગ, માથાનુ દર્દ, બરલ વગેરે નબળાઇને લગતા દરેક દરદમા ઉતમ છે સ્થભન કરનાર અને શકિત આપનાર છે

સૂચના—આદવા ખાનારે ખટાશ અને ક્ષારવાળી ચીજ મુદલ નખાવી કેમકે તેથી લાભ થતો અટકે છે.

---

## ૪૧૩ કસ્તુર્યાદિ વટી.

બનાવટ—કસ્તુરી તો ૦। ઉતમ હીંગ તો ૦। શુધ્ધ ઝેરકુચલા તો ૦। ભીમસેનીકપુર તો. ૦।

વિધી—દરેકને બરાબર વાટી ગુદના પાણી સાથે ગોળી બનાવી સુકવી ગખવી

પ્રમાણ—૧ થી ૨ ગોળી (આશરે ગોળી ૧ રતીભારની કરવી)

સમય—ચાર ચાર કલાકે અથવા જરૂરત પ્રમાણે

અનુપાન—દુધ અથવા મ્હેજ ગરમપાણી.

ઉપયોગ—વાયુરોગ, પાડુ, સગ્રહણી, શ્વાસ, ક્ષય, પ્રમેહ, મદાગ્નિ, શુળ, શીતાગ, હીસ્ટીરીઆ, લકવો, પ્રલાપ અને સ્વપ્નદોષ માટે સારી છે બળ વધારે છ અને મગજને શાત રાખે છે. ચાચકી મા પણ ઉપયોગી છે.

# ૪૧૪ રસાદિવટી.

બનાવટ—શુધ્ધપારદ તો. ૧ શુધ્ધગધક તો ૧ એ બેની કજલી કરીલેવી તેમા ભીમસેની કપુર તો ૧ નાખી ખરલમા પાણી નાખી બરાબર તેને ઘુટવુ. બરાબર મળી જાય ત્યારે તેમા બીજુ ૪ થી ૫ તોલા પાણીનાખી ઘુટીદેવુ અને તેમા ઘસેલું શ્વેતચદન, નાગરમોથ, વાળો જટામાસી, એલચીનાંબીજ અને નેત્રવાળો એ સર્વ ચીજોનુ ચુર્ણ અેકેક તોલો બારીક લાવી તેમા મેળવી ઘુંટી તેની ચણીબોર પ્રમાણે ગોળી બનાવી સુકવી બાટલીમા ભરીરાખવી

પ્રમાણ—૨ ગોળી.

અનુપાન—ગુલાબનુ શરબત અથવા પાણી

ઉપયોગ—તરસ, દાહ, પિતજવર, મગજની ગરમી, બેચેની. કોલેરા, ઉલટી ઝાડા વગેરે માટે બહુજ ઉતમ પ્રયોગ છે

---

# ૪૧૫ અતિસારવટી.

બનાવટ—મોચરસ, અફીણ, લવગ, જાયફલ, હિગુલ એ સમભાગે લઈ વાટી તેની રતીભારની ગોળી કરીલેવી

પ્રમાણ—૧ થી ૨ ગોળી પાણી કે મધ સાથે

સમય—ત્રણ ચાર ચાર કલાકે

ઉપયોગ—દરેક પ્રકારના અતિસાર તથા આમાતિસાર માટે રામબાણ ઉપાય છે.

---

# ૪૧૬ અજમોદી વટી.

બનાવટ—અજમો, હરડેછાલ, ખારેક, કેશર, એ દરેક તોલો એક એક જાયફલ, ગોચરસ, અફીણ એ દરેક અરધઅરધ તોલો

જાવંત્રી, લવગ એ બેબે તોલા એ સર્વને વાટી બારીક ચુર્ણકરી મધમા મેળવી બાજગના દાણા પ્રમાણે ગોળી બનાવી રાખવી

પ્રમાણ—૧ થી ૨ ગોળી

અનુપાન—દૂધ કે સુવાના પાણીસાથે.

સમય—સવાર સાજ બે વખત.

ઉપયોગ—બાળકોના ઝાડા, ઉલટી, અનિદ્રા, ખાસી, શરદી વગેરેને મટાડે છે.

---

# ૪૧૭ ચંદ્રોદય વર્તી.

બનાવટ—હરડેછાલ, વજ, કુષ્ટ, પીપર, મરી, બહેડાના ઠળીયાની મીજ. શખનીનાભી, શુધ્ધ મનશીન, એ સર્વ સમભાગે લઇ બારીક વાટી ચૂર્ણ કરી તેને બકરાના દુધમા વાટી ગોળી અથવા વાટ બનાવી સુકવી રાખવી

ઉપયોગ—આ ગોળીને ત્રાબાના સાફ વાસણ પર જરા પાણી નાખી ઘસીને આખમા આજવાથી નવું અથવા જુનુ ફુલું, માંસની વૃધ્ધિ, રતાધળાપણું વગેરે નેત્રરોગ મટી દ્રષ્ટિ સાફ થાય છે

---

# ૪૧૮ જાતિફલાદિવટી.

બનાવટ—જાયફલ, લવગ, પીપર, સિંધાલુણ, શુઠ, કનકબીજ શુધ્ધ, હિંગુલશુધ્ધ, ટંકણખાર એ સમભાગે લેવા.

વિધી—સઘળીચીજોને વાટી લીંબુના રસમા મર્દન કરી ચણા પ્રમાણે ગોળીવાળી સુકવીને રાખવી

પ્રમાણ—૧ ગોળી

સમય—દર ત્રણ ત્રણ કલાકે.

અનુપાન—પાણીસાથે.

ઉપયોગ—આમાતિસાર, પ્રગ્રહણી. મંદાગ્નિ, અને અજીર્ણ મટી પાચન શકિત સારી થાય છે

# ૪૧૯ જ્વરાંતક વટી.

બનાવટ—ગળોસત્વ તો. ૧ વમસોચન તો ાા
એલચીબીજ તો ૦ાા જહર મોહરા ખતાઇ તો ૦ાા
કવીનાઇન તો ૦ાા એન્ટી ફેબરીન તો ૦ાા

વિધી—દરેકચીજ બરાબર વાટેલી લાવો સાથે મેળવી ઘુટી શુદ્દના પાણી સાથે ગોળી ચણા પુરની બનાવી રાખવી.

સમય—સવાર, બપોર અને સાંજ

પ્રમાણ—૧ થી ૨ ગોળી

અનુપાન—નીચે જણાવેલ સરબત સાથે ગોળી લેવી

શરબત બનાવવાની રીત—ગુલેબન તો ૦ાા નાલોફર તો ૦ાા ગુલાબફુલ તો ૦ાા સવતી ફુલ તો. ગા ગાવઝબાન તો ૧ ખતમીનાબીજ તો ૧ અનીસુન તો ૧ અકતીનરમી તો. ૧ આલુબુખાર નગ ૧૫ ઉનાબદાણા ન. ૧૫ જેઠીમધ તો ૧ તુખ્મખ્યારીગ તો. ૨ તુખ્મબાલગ તો. ૨ લાવી તેને જગ કુટી તેમાં ૧૨૦ તોલા પાણી નાખી કવાથ કરવો. જ્યારે ૪૦ તોલા બાકી રહે ત્યારે ઉતારી ગાળી તેમા ગુલાબજળ તો ૧૦ નાખી ચુલે ચડાવવાં તથા તેમા સાકર તો ૬૦ નાખી શરબત બનાવી લેવુ. તૈયાર થયેલ શરબતમાથી તોલા ૨મા પાણી તો ૨ નાખી ગોળીસાથે લેવાથી તાવ ઉતરી જાય છે. તરસમટે છે પસીનો આવી ગરમી ઘટીજાય છે

# ૪૨૦ બાલરક્ષક સોગઠી.

બનાવટ—વાવડીંગ, વાપુબા, સચર, ઇંદ્રજવ, કરીયાતુ, શુંઠ, દરડેછાલ, ઢીકામાળી, વજ, જાયફળ, જાવત્રી, પીતપાપડો, કહુ, કાળી-

જીરી, કાકચ, ફુલઓ, અતિવિષ, એળીઓ, રેવતચીનીનો સીરો, મરડાશીંગ, એ સર્વ સમભાગે લઇ વાટી ચુર્ણ કરી લેવું. અને તેમા ગુલાબનુ પાણીનાખી ઘુટી સોપારી જેવડી મોટી સોગઠી બનાવી સુકાવી રાખવી.

ઉપયોગ—નાના બાળકોને તાવ, ખાંસી, કબજીઆત, પેટનું દરદ વગેરેમાં જયારે જરૂર જણાય ત્યારે આ સોગઠી ને સાફ પથર પર જરા પાણી સાથે ઘસીને એક બે રતીભાર દવા પાઈ દેવી. તેથી પેટ સાફ થઇ જવરાદિ ઉપદ્રવો તુરત મટી જાય છે હમેશા ઘરમા રાખવા લાયક છે પેટના ભારનેતોડીને દુધ પચાવે છે

---

## ૪૨૧ કાસઘ્ની વટી.

બનાવટ—આકડાના ફુલ તો ૧ યવક્ષાર તો, ૧
સિધાલુણ તો. ૧ કાળામરી તો ૧
પીપર તો ૧ લવગ તો. ૧

વિધી—આદુના રસમા ઉપરની દવાઓનુ ચુર્ણ નાખી ગોળી ચણા પુરની બનાવી સુકાવી રાખવી

પ્રમાણ—એકેક ગોળી મોઢામા રાખી ચુસવી.

ઉપયોગ—ખાસી માટે ઉતમ છે. કફને છુટોકરે છે.

---

## ૪૨૨ વાતનાશકવટી.

બનાવટ—સુઠ તોલા ૨, કાકચ તો. ૨ સિંધાલુણ તો. ૧ શેકલીહીંગ તો. ૧ દરેકને વાટી તેમાં લસણનોરસ નાખી ચણા જેવડી ગોળી બનાવી રાખવી.

પ્રમાણ—૨ ગોળી.

સમય—દર ત્રણ ત્રણ કલાકે.

અનુપાન—પાણી સાથે.

ઉપયોગ—પેટનોવાયુ, શૂળ, ઝાડા, અજીર્ણ, વારવાર ચુક આવવી વગેરે મટાડી ભૂખ લગાડે છે તથા દરદ મટાડી વાયુ છુટ કરે છે

---

## ૪૨૩ રજપ્રવર્તની વટી.

બનાવટ—એલીઓ તો. ૧ હીરાબોળ તો ૧
ટંકણખાર શુધ્ધ તો ૧ શુધ્ધ હીગ તો ૧
શુધ્ધ હિંગળોકી તો ૧ શુધ્ધ સોમલ રતી ૫ ભાગ
જટામાસી તો ૧

વિધી—ઉપરની દવાઓને બરાબર વાટી તેનુ ચુર્ણ કરી તેને એકસ્ટ્રેટ સરબલમા વાટી મટરના દાણા પ્રમાણે ગોળી બનાવી રાખવી

પ્રમાણ—૨ ગોળી સવાર સાજ, પાણી સાથે

ઉપયોગ—ઋતુલાવવા તથા મગજની અને જ્ઞાનતંતુઓના નબળાઇ મટાડી શરીરમા કઇપણ દરદ કર્યા શિવાય ઋતુ માફ લાવે છે અને નબળાઇ મટાડી શરીરમાનો વાયુ મટાડે છે

સમય—ઋતુ આવ્યા પહેલા આ દવા એક બે અઠવાડીયા અગાઉ શરૂકરવી જોઇએ

---

## ૪૨૪ ગુડુચ્યાદિ વટી.

બનાવટ—ગળોનુ એકસ્ટ્રેટ (ઘન) તો ૪૦ મકરધ્વજ તો ૫
શુધ્ધ ઝેરકુચલા તો ૫ ક્વીનાઇન તો ૫

વિધી—ગળોનુ ઘન લીલુ હોય (નરમ જેવુ હોય) તેમા બીજી ત્રણ ચીજ મેળવી ઘુંટી ચણા પ્રમાણે ગોળી બનાવી સુકવી રાખવી

પ્રમાણ—૧થી ૩ ગોલી.

સમય—સવાર સાજ બે વખત દુધ સાથે

ઉપયોગ—નબળાઇ, ફીકાશ, બગલ, લીવર, મંદાગ્નિ, હોજરીના વાયુ તથા પાંડુ અને સોજા વગેરે માટે ઉતમ છે. શક્તિ વધારે છે.

---

# ૪૨૫ શંશમની (સ્પેશીયલ.)

બનાવટ—ગળોનુ ઘન તો ૧૦ સુવર્ણમાક્ષિકભસ્મ તો ૦ાા
અભ્રકભસ્મ તો ૧ પ્રવાલ ભસ્મ તો. ૦ાા
લોહભસ્મ તો ૧

વિધી—ગળોનુ ઘન નરમ હોયતેવુ લાવી તેમા બીજી ભસ્મો મેળવી ઘુંટી ૨ રતીભારની ગોળી બનાવી સુકવી રાખવી

પ્રમાણ—૪ ગોળી.

સમય—સવાર, બપોર અને સાંજ.

અનુપાન—દુધ સાથે

ઉપયોગ—જીર્ણજવર, ક્ષય, નબળાઇ, પાંડુ, ખાસી, ફીકાસ, પ્રદર, સ્ત્રીઓની કમજોરી વગેરે માટે ઉતમ પૌષ્ટિક અને શીતવીર્ય દવા છે નાના બાળકોને માટે પણ સારી છે ધાતુક્ષીણના વીર્યસ્રાવ વગેરે માટે વપરાય તેવી છે.

---

# ૪૨૬ યોનીસંકોચન વટી.

બનાવટ—ફુલાવેલ ફટકડી તો ૪ માયાફલ ચુર્ણ તો ૪ બધાને સાથે વાટી લેવું સાકર તો. ૫ નુ ચુર્ણ લઇ એક વાટકામા નાખી તેમા ઘી નાખી સ્હેજ તાપ ઉપર ગરમ કરવુ જ્યારે સાકર રસ રૂપ થાય ત્યારે ઉપરની ચીજોનુ ચુર્ણ નાખી ઘુટી તેની તરતજ ગોળી ચણીબોર પ્રમાણેની બનાવી રાખવી ગોળી તરત બનાવી લેવી નહિ તો દવા સખત થઇ જશે

ઉપયોગ—આ ગોળી ઉપર જરા રૂ (કપાસ) લપેટી તેના ઉપર જરા ગાયનું ઘી લગાડી તેને યોનીમાં રાખવાથી યોની મજબુત થાય છે અને પ્રસુતિ પછી થનારા અનેક ઉપદ્રવો તથા નબળાઇ અને વાયુ મટી શરીર મજબુત થાય છે.

સૂચના—જ્યા સુધી જરૂર જણાય ત્યા સુધી આશરે ૮ થી ૧૫ દીવસ લગી આ દવા કરવી જોઇએ અને જો ગરમી જેવુ જણાયતો તરત દવાની ગોળી કાઢી લઇ ત્યા ઘીનુ પોતુ રાખવાથી તરત શાંતિ થઇ જશે.

---

## ૪૨૭ ભૃંગરાજ વટી.

બનાવટ—ભાંગરાના પાન તો. ૫ કાળામરી તો ૦ાા એને સાથે વાટી ઘુંટી તેની ગોળી ચણીબોર પ્રમાણે બનાવી સુકવી રાખવી.

પ્રમાણ—૨ ગોળી સવારે તથા સાંજે પાણી સાથે.

ઉપયોગ—દરેક જાતના સુકા તથા દુઝતા અર્શમા ફાયદો કરી અર્શ રોગ મટાડે છે.

---

## ૪૨૮ આકારકરભરાદિવટી.

| | |
|---|---|
| બનાવટ—અકલકરો તો ૧૦ | કેશર તો ૨ |
| લવંગ તો. ૩ | જાયફલ તો ૫ |
| રસસિંદુર તો. ૩ | અફીણ તો ૩ |

વિધી—બધી ચીજો બારીક વાટેલી લેવી ફક્ત અફીણનો કસુંબો બનાવી તેને જુદુ રાખવુ અને ખરલમા બીજી પાચ ચીજોનું ચૂર્ણ નાખી તેમા કસુંબો અફીણનો મેળવી બારીક વાટવું અને તેમા નાગર વેલના પાનનું રસ નાખી ઘુટી મટરના દાણા પ્રમાણે ગોળી વાળી સુકવી રાખવી.

પ્રમાણ--૨ ગોળીથી ૪ગોળી.

સમય—સવારે, સાંજ અથવા સુતાંથી પહેલા ત્રણ કલાક આગળથી લેવી ઉપર દૂધ પીવુ

ઉપયોગ--નબળાઇ, સ્થભનની ખામી, ધાતુનુ પાતળા પણુ, ખાંસી, કફ, શરદી, શળેખમ, ઝાડાથવા, અપચો કફ વધારે થવો વગેરે માટે ઉતમ પ્રયોગ છે સ્થભન માટે પણ ઠીક ફાયદો બતાવે છે,

---

# ૪૨૯ રજપુષ્પાદિ વટી

બનાવટ—રસ સિંદુર તો ૧ વાવડીંગ ચુર્ણ તો. ૧
એલીઓ તો. ૧ હીંગ તો ૧

એને કુંવારના રસમા વાટી ચણા પ્રમાણે ગોળી બનાવી રાખવી.

પ્રમાણ—૨ થી ૪ ગોળી

સમય—સવારે સાંજ બે વખત

અનુપાન--ઘી સાથે ચાટી ઉપર અશોકઘૃત અથવા અશોકનો કવાથ પીવા

ઉપયોગ—ઋતુ સાફ લાવે છે અને તે સબંધી થતી અનેક વ્યાધીઓ મટાડી ગર્ભાશય શુધ્ધ કરે છે. વાયુ પ્રકૃતિ માટે ઉતમ છે.

---

# ૪૩૦ ગોક્ષુરાદિ અવલેહ.

બનાવટ—ગોખરૂ, આસુંઠ, સતાવરી વિદારીકંદ, બલબીજ, જેઠીમધ, એખરો, કૌચબીજ, શ્વેતમુશલી, વરધારાનાં બીજ, લવંગ, મોટી એલચી, જાવંત્રી, કેશર જાયફલ, તજ, વંસલોચન, ગળો સત્વ, એલચી, નાગકેશર, એ દરેક ચીજ એક એક તોલો લઇ ચુર્ણ કરી લેવું. અને તેમા મધ તોલા ૪૮ નાખી મેળવી બરણીમા ભરી લેવું.

પ્રમાણ—oll થી ૧ તોલો.

સમય—સવારે તથા રાત્રે બે વખત.

અનુપાન—દુધ, ચાટણ ચાટી ઉપર પીવું.

ઉપયોગ—ધાતુક્ષય, નપુંશકતા, કમજોરી વગેરે મટી રસાયન ગુણ આપે છે અને બળ તથા આયુષ્યની વૃદ્ધિ કરે છે

---

## ૪૩૧ કુલીંજન અવલેહ

બનાવટ—કુળંજણ (પાનની જડ અથવા જેને કુલીંજન કહે છે) તો. ૮૦ લઇ ક્યરી તેને પાણી તો. ૮૦૦ માં ઉકાળી અર્ધું બાકી રહે ઉતારી ગાળી લેવુ કરી તેને ચુલે ચડાવી તેમાં કાયફલ, પુષ્કરમુળ, ભારંગી, શુંઠ, પીપર, ચવક, ચિત્રક અને પીપરીમુળ શુંઠ, મરી હરડે, બહેડા અને આમળા, વાવડીંગ, ધાણા, જીરૂં, શાહજીરૂ, કાકચ અધેડાના બીજ, અરડુસીના પાન, એ દરેક ચીજ ચાર ચાર તોલા લઇ તેનું ચુર્ણ કરી લેવુ અને ગોળ તોલા ૮૦ અને મધ તોલા ૮૦ લઇ તેમાંથી ગોળ ઉપરના ક્વાથમાં નાખી જાડો પાક કરવો જયારે ચાટણ જેવું થાય ત્યારે ઉપરની દવાઓનું ચુર્ણ નાખી ઠંડુ કરી તેમાં મધ મેળવી ચાટણ બનાવી ભરી રાખવુ

પ્રમાણ—oll થી ૧ તોલો

સમય—દિવસમાં ત્રણ વખત

અનુપાન—ચાટણ ચાટી ઉપર દુધ પીવુ

ઉપયોગ—દરેક જાતની ખાસી, હેડકી, સાદ બેસીજવો, ગળાના દરદ, મોઢાના દરદ, શળેખમ, અને ખાસ કરી અવાજ સુધારવા માટે ઉતમ છે ક્ષયમાં પણ વપરાય છે, જઠરાગ્નિ સુધારે છે

---

# ૪૩૨ કણાવલેહ.

બનાવટ—જુની પીપર લઇ વાટી તેનું ચુર્ણ કરી રાખવુ
પ્રમાણ—૨થી ૮ વાલ સુધી મધસાથે.
સમય—દર ચાર ચાર કલાકે
ઉપયોગ—શ્વાસ, ખાસી, પાંડુરોગ, બરલ, ઉદરરોગ, વાયુ અને અજીર્ણ તથા અરૂચી અને જ્વરને મટાડે છે. ખાસી શ્વાસ માટે ઉતમ છે

---

# ૪૩૩ પુનર્નવાહરિતકી અવલેહ.

બનાવટ—સાટોડી ૬૪ તોલા, ચિત્રક તો ૬૪ કાળીપાટ તો ૪૦ શુંઠ તો ૪૦ દતીમુલ તો ૪૦ દશમુલ તો. ૨૦૦ હરડે નગ ૧૦૦ આખી એ દરેક ચીજ સાથે લઇ તેને પાણી તોલા ૪૦૦૦માં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ઠરુ કરી તેમાંથી હરડે કાઢી તેનો માવો જુના કપડેથી છાણીને રાખવો. અને બાકીના ક્વાથમા ગોળ તો ૪૦૦ નાખી પાક કરવો અને તેમા હરડેનો માવો નાખી પાક કરવો. જ્યારે બરાબર અવલેહ, થાય ત્યારે ઉતારી તેમા નાગકેશર, શુંઠ, મરી, પીપર, તજ તમાલપત્ર, એલચી, એ દરેક એએ તોલા લઇ તેનુંચુર્ણકરી નાંખવું અને મધ તોલા૧૬ નાંખી મેળવી બરણીમા ભરી રાખવુ,

પ્રમાણ—૧થી ૨ તોલા.
સમય—સવાર અને સાંજ
અનુપાન—દુધ સાથે
ઉપયોગ—સોજાનો રોગ, અર્શરોગ, ગુલ્મરોગ વગેરે માટે ઉતમ ઉપાય છે, પેટ સાફ કરે છે.

**સુચના**—કેટલાક વૈદ્યો હરડે આખી રાખી માવો ન બનાવતા તે બાફેલા હરડે અવલેહ નરમ હોય તેમા નાખી આખી રહેવાદે છે અને પછી એક એક હરડે રોજ ખાવા માટે આપે છે

## ૪૩૪ બિભીતક અવલેહ.

**બનાવટ**—બહેડાની છાલનુ ચુર્ણ જાડુ લઈ તેને ૨૦ ગણા ગૌમુત્રમા નાખી ઉકાળો કરીલેવો અને ૪થા ભાગનો બાકી રહેત્યારે ઉતારી ગાળી તેનો ફરી પાક કરવો ઘાટુ થાય ત્યારે તેમા મધ બહેડાના વજનથી બમણુ નાખી ઉતારી રાખવુ

**પ્રમાણુ**—તોલો ૦ા

**સમય**—સવાર, બપોર અને સાજ

**અનુપાન**—દવા ચાટી ઉપર દુધ પીવુ.

**ઉપયોગ**—ખાસી, શ્વાસ

## ૪૩૫ કુષ્માંડઅવલેહ.

**બનાવટ**—શ્વેત કહોળુ લાવી તેને છોલી તેની નાની ચીરો બનાવી તેનુ વજન ૪૦૦ તોલા હોય તો તેમા પાણી તો ૫૦૦મા નાખી થોડુક બાફી લેવું જરા નરમ પડે કે ઉતારી કપડામા રાખી પાણી નીતરી જાય ત્યારે સુકાયા જેવુ કરી તેને એક ત્રાંબાના કલઈ વાળી કડાઇમા ઘી તો. ૬૦ નાખી સેકી લેવુ અને જ્યારે લાલ થાય ત્યારે તેમા સેકેલ કોહોળાનો માવો નાખવો પછી તેને બાફ આપી ઉતારી લેવો તેમા પીપર તો. ૮ નાગકેશર તો ૮ એલચી તજ તમાલપત્ર, ધાણા, મરી એ દરેક બે બે તોલાનુ ચુર્ણ નાખવુ અને અવલેહ જેવું થાય ત્યારે તેમા ૪૦ તોલા મધ મેળવી ભરી રાખવુ

પ્રમાણ—૨થી ૪ તોલા ખાઇ ઉપર દુધ પીવુ.

ઉપયોગ—રક્તપિત, ખાસી, ક્ષય, દમ શ્વાસ, તરસ, પિતજ્વર, દુર્બળતા, શોષ અને સ્વભંગ મટાડી દેહમા મજબુત બનાવે છે

---

## ૪૩૬ કસ્તુરીચંદ્રોદયમિશ્રણ.

બનાવટ—વાટેલો ચદ્રોદય ૧ તો કસ્તુરી ૦॥ તો બન્નેને ખરલમાં વાટી બરાબર બારીક કરી બાટલીમા ભરી રાખવુ.

પ્રમાણ—૦॥ થી ૧॥ રતીભાર. સવારે તથા રાત્રે

અનુપાન—મધ સાથે ચાટી ઉપર દ્રાક્ષાસવ આપવો

ઉપયોગ—હૃદય અને મગજની કમજોરી, ખાસી, નપુસકતા, ક્ષયરોગ, બહુમુત્ર, વાતવિકાર તેમજ દરેકરોગમા આ માત્રા સારૂ પરિણામ તરતમા બતાવે છે કેમકે તે ઉષ્ણ અને યોગવાહી તથા બલ્ય છે

સૂચના—પૌષ્ટિક ખોરાકઘૃત-દુધ વગેરે બરાબર આપવો

---

## ૪૩૭ કેશરાદિ અવલેહ.

બનાવટ—કેશરનુ ચુર્ણ તો ૫ કસ્તુરી તો. ૦॥ અભ્રકભસ્મ તો ૦॥ લોહભસ્મ તો ૦॥ સોનાના વર્ક તો ૦॥ ચાદીના વર્ક તો ૦॥ અબર તો ૦। બગભસ્મ તો ૦। એ સર્વ ચીજોને ૪૦ તોલા મધમા મેળવવી. પછી તેમા ભાગનુ ચુર્ણ તો ૫ સાકરનુ ચુર્ણ તો ૨ વસલોચન, એલચીબીજ, તજ, નાગકેશર, લવગ, પીપર, કાળોઅગર, મલેચદન, જાયફલ, જાવત્રી, કબાબચીની, આસુંદ, ગોખરૂ, વરધારાનાબીજ, બલબીજ, સેમળાનો ગુદ, (મોચરસ) કૌચબીજ, સુંઠ, મરી, હરડે, બહેડા, આમળા એ દરેકચીજનુ ચુર્ણ અરધ અરધ તોલો લઇ ઉપરના ચાટણમાં મેળવી કાચની બરણીમાં ભરીરાખવુ.

પ્રમાણ—૮ થી ૨૪ રતીભાર

**અનુપાન**—ગરમ દૂધ સાથે,

**સમય**—સવાર, સાંજ બે વખત

**ઉપયોગ**—અશક્તિ, નામરદાઇ, છાતીનું દર્દ, ખાસી, પ્રમેહ, બહુમુત્રતા, ક્ષયરોગ, શ્વાસ, પાંડુરોગ, મંદાગ્નિ, સંગ્રહણી વગેરેમા લાભદાયક છે.

---

## ૪૩૮ અંબરનું ચાટણ.

**બનાવટ**—

| | |
|---|---|
| ગાવઝબાનના ફુલ તો. ૧ | ગાવઝબાન તો. ૧ |
| ધાણા તો ૧ | આવરેશમ તો. ૧ |
| બહમન સફેદ તો, ૧ | તુખ્મ બાલંગા તો ૧ |
| ચંદન સફેદ તો ૦ | ફરીઝે ચુશ્ક તો. ૧ |
| અજખર તો ૧ | વસલોચન તો ૦॥ |
| ગુલાબજળ શેર ૧ | કેશર તો. ૧ |
| અંબર તો ૦। | |

**વિધી**—કેશર, વસલોચન અને અંબર શિવાયની બાકીની ચીજોને કચરીને ગુલાબ જળમાં એક રાત પલાળી મુકવી સવારે તેનો ઉકાળો કરવો જયારે ઉકાળતા ૩૦ તોલા રહે ત્યારે તેને ઉતારી ગાળી લેવું અને તેમા સાકર તો ૫૦ નાખી ચાસણી જલથી જેવી કરીલેવી અને તેમા કેશર, અંબર વંસલોચન જુદા જુદાં વાટી મેળવી દેવા તથા તેમા સોનાનાવર્ક ૦। તો ચાંદીનાવર્ક તો ૦॥ મોતી, માણેક, જહર, મહોરાખતાઇ અને જમર્રૂદ એ દરેકને પાપા તોલો ગુલાબજલમા અલગ અલગ વાટીને મેળવી દેવા પછી તેને ખરલમા વાટી મેળવી ચાટણ કરી બરણીમા ભરી રાખવું

**પ્રમાણ**—૦। થી ૦॥ તોલો

**અનુપાન**—ગરમ દુધ અથવા દ્રાક્ષાસવ સાથે.

ઉપયોગ—હૃદયની નબળાઇ, મગજની કમજોરી, ક્ષયરોગની પ્રથમ અવસ્થા, શીરદર્દ, ધાતુક્ષીણતા, નબળાઇ મટાડે છે. અને શરીરમા પણ તાકાત લાવી હૃદય મગજને ફાયદો પહોચાડે છે

# ૪૩૯ અષ્ટાંગાવલેહ

બનાવટ—કાયફલ, કુષ્ટ, કાકડાશીંગ, પીપર, મરી, ધમાસો, ભારંગી, સુંઠ એ આઠ ચીજ સમભાગે લેવી, અને તેમા જોઇતુ મધ મેળવી ચાટણ બનાવી બાટલીમા ભરી રાખવુ

પ્રમાણ—ા થી ાા તોલો

અનુપાન—ગરમ પાણી કે દુધ

સમય—દર ચાર ચાર કલાકે

ઉપયોગ—ભયંકર સન્નિપાત, ખાસી, ગળાનો રોગ, કંઠના રોગો તથા કફ માટે બહુજ ઉતમ પ્રયોગ છે.

# ૪૪૦ નિમગુલકંદ.

બનાવટ—લીમડાના ફુલનો ભોર તો ૨૦૦ ત્રિકટુ તો ૨

ત્રિફલા તો ૨ ઇંદ્રવારૂણીની જડ તો.૨

સરપુંખાનુ મુળ તો ૨ પિતપાપડો (ખડસલીઓ) તો ૨

કુણાના પાન તો ૨ લોહ ભસ્મ તો. ૨

સુવર્ણ માક્ષિક ભસ્મ તો. ૨ શુધ્ધ ખાપરીયુ તો ૧

મોડા બાઇ કાર્ય તો ૫ સાકર શેર ૨ (તો.૧૬૦)

વિધી—બધા ઓસડીઆ વાટી બારીક ભુકો કરી લેવો લીબડાનાં ફુલ સાફ કરી જુદા રાખવા અને સાકરનુ ચુર્ણ કરી જુદુ રાખવુ પછી સાકર અને લીબડાના ફુલને સાથે છુટી મેળવી લેવુ

અને તેમા ઉપરની દવાઓનું ચુર્ણ તથા ભસ્મ મેળવી લોહ જેવુ કરી લેતાં તેને બરણીમા ભરી એક માસ રાખી મુકવું અને દરરોજ તેને લાકડી વડે હલાવી દેવુ તડકામા રાખવાથી જલદી તયાર થશે.

પ્રમાણ—ા તોલો,

અનુપાન—પાણી અથવા દુધ

પથ્ય—તેલ ખટાઇ લાલમરચા અને ગરમ ચીજ નખાવી.

ગુણ—રકત શુધ્ધ કરે છે વાયુ રોગ મટાડે છે ઉરમ વાળાને માટે ઉતમ ઉપાયછે ખસ, ખુજલી. દાદર, ઉપદંશ વગેરે માટે રામબાણ ઉપાય છે

---

# ૪૪૧ યાકુતી.

બનાવટ—ભાગના પાન તો ૪૦ લઇ તેની પોટલી બાધી પાણીમા ખુબ ધોઇ લેવા પછી તેને ગાયનુ દુધ તો ૪૦૦ લઇ તેમા નાંખી ખુબ ઉકાળવી પછી તે દુધને જમાવી તેનુ દહી બનાવી તેમાથી માખણ કાઢી તેનુ ઘી બનાવી લેવુ ત્યાર બાદ તેમા બદામ તો. ૪૦ પીસ્તા તો ૪૦ દુધનો માવો તો ૪૦ કીસમીસ તો ૪૦ ચારોલી તો ૪૦ તજ મીઠી તો ૪૦ જાયફલ તો ૧ જાવત્રી તો ૧ એલચી તો ૧ વરધારાના બી તો ૧ અફીણ તો ૧ કેશર તો ૧ ફ્રીમસતકી તો, ૧ કબાલ તો ૧ માનપ તો ૧ મુસલી મીઠી તો ૨ એખરો તો ૨ ગોખરૂ તો ૨ મુપળી કાળી તો ૨ શતાવરી તો ૨ કોચ બીજ તો. ૨ અકલકરો તો ૧ શુંઠ તો ૧ મરી કાળા તો ૧ આસુઠ તો ૨ પીપર મુલ તો. ૧

વિધી—ભાગના તયાર થએલા ઘીમા આ સર્વ દવાઓનુ બારીક કરેલુ ચુર્ણ મેળવી દેવુ તથા બદામ, પીસ્તા વગેરે પ્રથમની ૭ ચીજોને જુદી જુદી રાખવી તે તથા ભાગ વધે તેને શેકી તેનું ચુર્ણ કરી લેવુ પછી એક વાસણમા સાકર તો ૫૦ની ચાસણી કરી

તેમા બધી ચીજો બરાબર મેળવી ગોળી અથવા પાકના રૂપે થાય તેમ તૈયાર કરી લેવું

પ્રમાણ—ગોળી ૧ તોલો

સમય—રાત્રે

અનુપાન—દુધ સાથે લેવી.

ઉપયોગ—દરેક જાતની નબળાઇ મટાડી કૌવત આપે છે નસોની ખીચીનતા તથા સ્થભનની ખામી મટાડી તાકાત તથા બળ વધારે છે, આમા મરજી પ્રમાણે ભસ્મો પણ નાખી શકાય છે

---

# ૪૪૨ પ્રદરારિઅવલેહ.

બનાવટ—અશોકની છાલ તો ૨ મોચરસ તો ૨
ધાવડીના ફુલ તો, ૧ ચોખા ગતા તો, ૧

વિધી—એ દરેક દવાઓને અધ કચરી કરી તેમા પાણી તો ૮૦ નાખી ઉકાળો કરવા જયારે તોલા ૨૦ બાકીરહે ત્યારે ઉતારી ગાળી લેવુ પછી તેમા નીચેના દવાઓનુ ચુર્ણ નાંખી ચાટણ જેવુ કરી લેવુ

આમળા તો ૦। રૂમી મસ્તકી તો. ૦। રકતચદન તો.૦। સાકર તો ૫ નાખી મેળવી તૈયાર થાય ત્યારે તેમા કપુર માસો ૧ મેળવી રાખી મુકવુ.

પ્રમાણ—૦। થી ૦॥ તોલો

સમય—સવાર સાંજ

અનુપાન—બકરીના દુધ સાથે.

ઉપયોગ—દરેક જાતના પ્રદર માટે ઉતમ યોગ છે

---

# ૪૪૩ યોગરાજ.

બનાવટ—ત્રિફલા તો ૧૨ ત્રિકટુ તો ૧૨
ચિત્રક તો ૪ વાવડીંગ તો. ૪

શિલાજીત તો. ૨૦ ગેરૂમાક્ષિકભસ્મ, તો ૨૦
સુવર્ણ માક્ષિક ભસ્મ તો ૨૦ લોહભસ્મ તો ૨૦
સાકર તો. ૩૨

વિધી—એ દરેકને ખરલમા ઘુંટી તેમા શિલાજીત મેળવી ચૂર્ણ કરી લેવુ. અને તેમા જોઇએ તેટલુ મધ મેળવી ચાટણ જેવું કરી વાસણમા ભરી રાખવુ.

પ્રમાણ—ા થી ાા તોલો,

અનુપાન—દુધ સાથે

સમય—સવાર સાંજ

ઉપયોગ—પાડુ, કમળો અને નબળાઇ માટે ઉતમ યોગ છે અને તેની પ્રશંશા ચરક સહિતામા બહુજ કરેલી છે અને અનુભવમા પણ ઉતમ જણાયલ છે

---

# ૪૪૪ જ્વરાંતક.

બનાવટ—રસસિંદુર તોલા ૧૨ અભ્રક ભસ્મ તો. ૨ એ બેને ખરલમા નાખી ઘુંટી તેમા તજનો ઉકાળો કરી નાખી બગબર ઘુટી સુકવી રાખવું પછી તેમા શુંઠ, મરી, પીપર, લીમડાની અંતર-છાલ, કાયફલ, કડુ, કુષ્ટ, સફેદ સરસવ, ઇંદ્રયવ, ફુલાવેલી ફટકડી, એ દરેક એકએક તોલાનુ ચુર્ણ લઇ નાખવું તથા આકડાના મુળની છાલ નુ ચુર્ણ તો ાા નાંખી ઘુંટીને ફરી ઉપરની દવામાં બરાબર મેળવી તેને તજના ઉકાળાની ભાવના આપી ઘુટીને રતીભારની ગોળી બનાવી રાખવી

પ્રમાણ—૨ થી ૪ ગોળી

અનુપાન—દ્રાક્ષાદિકવાથ અથવા મધ કે તુલસીના રસ સાથે

સમય—ચાર ચાર કલાકે

ઉપયોગ—ઇન્ફ્લ્યુએન્ઝા, દરેક જાતના તાવ, ખાસી, શળેખમ પીનસ, કફરોગ, શોજા, ઝાડા, અને નબળાઇમા ખાસ ઉપયોગી છે

---

# ૪૪૫ જ્વાલગુડા.

બનાવટ—શુંઠ, મરી, પીપર, કડુ, લીમડાની છાલ, કુટ, નાગરમોથ મહેદમરસવ, ટંકણખાર, ઇદ્રજવ, રક્તચંદન, શુદ્ધ હિંગુલ, રસસિંદુર એ દરેક ચીજ એએ તોલા લઇ વાટી લેવી અને તેને ખરલમા ઘુટી તેમા નાગર વેલના પાનનું રસ નાખી ઘુટી રતીભારની ગોળી કરી સુકવી બાટલીમા રાખવી

પ્રમાણ—૨ ગોળી.

સમય—દર ત્રણ ત્રણ કલાકે

અનુપાન—તુલસીનો રસ, ગોળ અથવા ગરમ પાણી.

ઉપયોગ—સામાન્ય તાવ, શરદી, ઇનફ્લ્યુએન્ઝા, ખાસી અને ચાલુ તાવ માટે ઉતમ છે આ દવા બંગાળામા બહુજ વપરાય છે

---

# ૪૪૬ કુલવધુ.

બનાવટ—રસસિંદુર, નાગભસ્મ, તામ્રભસ્મ, મનશીલ શુદ્ધ, સમભાગેલઇ વાટી તેને ઇદ્રવારૂણીના રસમા મર્દનકરી ચણાજેવડી ગોળી બનાવી રાખવી

ઉપયોગ—આ ગોળીને પાણીમા જરા ઘસીને અંજન કરવાથી સન્નિપાત જ્વરની તથા બીજી ગમેતેવી મુર્છા શાન્ત થાય છે અને જાગ્રતિ આવે છે જરૂરપડ્યે અંજન અથવા નસ્યરૂપે આપી શકાય છે

---

## ૪૪૭ વ્યાધિહરણરસ.

બનાવટ—શુધ્ધ પારદ તો. ૫ શુધ્ધ ગંધક તો ૫ શુધ્ધ હરતાલ તો ૫ શુધ્ધ મનશીલ તો. ૫ શુધ્ધ રસકપુર તો ૫ શુધ્ધ શોમલ તો ૫ બધા સાથે ઘુટી કજ્જલી કરવી તેને કુવારનારસમા મર્દનકરી સુકવી લઇ તેને કપડમાટી કરેલી શીશીમા ભરી વાલુકા યંત્રમા મુકી બારપ્રહર આંચ આપી વિધીસર (ચંદ્રોદયની માફક) પકાવી તૈયાર કરવુ. ગંધક બળી ગયા પછી શીશીના મોઢામાં બુચ (ઇંટનો) લગાડી બંધ કરી દેવુ એટલે મંદ મધ્ય અને તિવ્રઅગ્નિથી તૈયાર કરી ઠંડુ થયે ઉતારી લેવુ. અને શીશીફોડી અંદરથી રસની કટોરી લઇલેવી અને તેને વાટી શીશીમા રાખવુ

પ્રમાણ—૧ થી ૨ રતીભાર

અનુપાન—માખણ કે મધ સાથે.

સમય—સવાર સાંજ બે વખત

ઉપયોગ—ગરમીના દરદો, ઉપદંશ, રક્તવિકાર, ફીરંગરોગ સુજાક વગેરેમા ઉપયોગી છે

સૂચના—દવા ઘણીજ ઉતમ છે પણ સંભાળથી પરેજી રાખીને ખવરાવવી

પથ્ય—ગહું, સાકર, ઘી બીજુ બધુ બંધ રાખવુ

---

## ૪૪૮ અનંગકુસુમાકર રસ.

બનાવટ—સુવર્ણભસ્મ, મોતીભસ્મ, હરિતાલભસ્મ, કસ્તુરી એ દરેક એક એક તોલો લઇ ખરલમા બરાબર ઘુટી તેમા કુવારનો રસ નાખી ઘુંટીને રતી ભારની ગોળી કરી લેવી

પ્રમાણ—૧ થી ૨ ગોળી.

અનુપાન—મધ સાથે

ઉપયોગ—કફ જન્યતાવ, નપુંસકતા, નબળાઇ કફ,ખાસી, વગેરે માટે ઉતમ છે અને વાજીકરણ તરીકે સારી બનાવટ છે.

---

# ૪૪૯ ચંદ્રામૃતરસ.

બનાવટ—હરડેછાલ, બહેડાછાલ, આમળા, શુંઠ, મરી, પીપર, ધાણા, જીરૂ, સીધાલુણ એ દરેક એક એક તોલો, શુધ્ધ પારદ તો ૨ શુધ્ધ ગંધક તોલા ૨, ફુલાવેલ ટંકણખાર તો. ૮ મરી તો ૪ લોહ ભસ્મ તો ૨ એ સર્વ વાટેલા લઈ તેમા પ્રથમ પારદ ગંધકની કજ્જલી કરી તેમા ભસ્મ તથા બીજી ચીજો અનુક્રમે મેળવી દેવી અને તેને ખરલમા ઘુંટી બકરીના દુધમા ઘુંટીને રતી ભારની ગોળી બનાવી રાખવી

પ્રમાણ—૨થી ૪ ગોલી

અનુપાન—મધ અથવા ગળોનો રસ

ઉપયોગ—ખાસી, જવર સાથે ખાસી, ક્ષયની ખાસી, વગરે માટે ઉતમ છે

---

# ૪૫૦ ત્રૈલોકયચિંતામણી રસ

બનાવટ—સુવર્ણભસ્મ ૩ ભાગ, ગૈપ્યભસ્મ ૨ ભાગ,
અભ્રકભસ્મ ૨ ભાગ, લોહભસ્મ ૫ ભાગ.
પ્રવાલભસ્મ ૩ ભાગ, મોતીભસ્મ ૩ ભાગ
રસસિંદુર ૧ ભાગ

વિધી—દરેકને ખરલમાં વાટી બરાબર મેળવી તેને કુંવારના રસમા ખરલકરી રતીભારની ગોળી કરી લેવી અથવા ચૂર્ણ રાખી લેવુ.

પ્રમાણ—૧ થી ૨ રતીભાર.

સમય—સવાર સાંજ બે વખત.

અનુપાન—બકરીનુ દૂધ

ઉપયોગ—ક્ષયરોગ, જીર્ણજવર, ખાસી, તાવ, પ્રમેહ ઉન્માદ રોગ, વગેરે આના સેવનથી મટે છે અને શક્તિ લાવે છે

---

# ૪૫૧ નિદ્રોદય રસ

બનાવટ—અફીણ તો ૧ વંસલોચન તો ૧
રસસિંદુર તો ૧ આમળાનું ચુર્ણ તો ૨

વિધી—ચારે દવા સાથે ઘુંટી તેમા ભાગનો રસ અથવા કવાથ નાખી ઘુટી તેની બે રતીભારની ગોળી કરી લેવી

પ્રમાણ—૧ ગોળીથી ૨ ગોળી.

સમય—જરૂર જણાય ત્યારે

અનુપાન—પાણી કે દુધ સાથે.

ઉપયોગ—ઉન્માદ, પીડા થવી, અનિદ્રા વગેરેમા જ્યારે ઉંઘ લાવવા તથા દરદ મટાડવા જરૂર જણાય ત્યારે આપવાથી સારી ઉંઘ આવે છે ઉંઘ લાવવાનો ઉતમ યોગ છે.

---

# ૪૫૨ શોણિતાર્ગલ.

બનાવટ—લોહભસ્મ તો ના અભ્રકભસ્મ તો ના
રસાજન તો ના શુધ્ધ ખાપરીયુ તો ના
ફુલાવેલી ફટકડી તો ૦। રક્તચંદન તો ૧
સોનાગેરૂ તો. ૧ રસસિંદુર તો ૧
લાખપીપલની તો. ૧

વિધી—બધી ચીજોને ખરલમા ભરાબર વાટી રસવતીનુ પાણી બનાવી તેમા ઘુટીને બે રતીભારની ગોળી કરી સુકવી રાખવી.

પ્રમાણ—૧ થી ૨ ગોળી

અનુપાન—પાણી

સમય—સવાર સાંજ બે વખત

ઉપયોગ—રક્તાર્શ, રક્તપ્રદર, રક્તાતિસાર વગેરે માટે ઉતમ છે લોહી પડતુ બંધ કરે છે

## ૪૫૩ હેમનાથ રસ.

બનાવટ—શુધ્ધ પારદ, શુધ્ધ ગંધક, સુવર્ણભસ્મ સુવર્ણ માક્ષિક એ દરેક તોલો એક એક લોહભસ્મ તો. ાા બંગભસ્મ તો. ાા પ્રવાલ ભસ્મ તો ાા ભીમસેનો કપુર તો ાા એ દરેકને ખરલમા નાખી લેવુ અને તેને અરીઠાની ૭ ભાવના, મોચરસની ૭ ભાવના તથા ગુલરના રસની ૭ ભાવના આપી ત્રણ રતીભારની ગોળી બનાવી લેવી

પ્રમાણ—૧ ગોળી

સમય—સવાર સાંજ

અનુપાન—દુધ સાથે

ઉપયોગ—પ્રમેહ, શ્વેતપ્રદર, બહુમુત્ર, નબળાઇ, વગેરે મટાડી શક્તિ આપે છે

## ૪૫૪ સર્વાંગસુંદર રસ.

બનાવટ—શુધ્ધ પારદ, શુધ્ધ ગંધક, શુધ્ધ વચ્છનાગ, શુધ્ધ નેપાળાના બીજ, શુંઠ, મરી, પીપર આમળા, હરડેછાલ. બહેડાછાલ, ફુલાવેલ ટંકણખાર, સમભાગે લઇ ખરલમા બરાબર મેળવી, પાણીમાં ઘુટી રતીભારની ગોળીઓ બનાવી સુકવી રાખવી.

પ્રમાણ—૨થી ૪ ગોળી.

અનુપાન—પાણી અથવા આદુનો રસ

ઉપયોગ—જ્વર, શ્વાસ, ખાસી, આમવાયુ, મંદાગ્નિ, જીર્ણ-જ્વર વગેરે માટે છે

---

## ૪૫૫ યોગેન્દ્ર રસ.

બનાવટ—રસસિંદુર તો. ૨ સુવર્ણભસ્મ તો. ૧
લોહભસ્મ તો. ૧ મોતીભસ્મ તો. ૧
બંગભસ્મ તો ૧ અભ્રકભસ્મ તો ૧

વિધી—હરેકને ખરલમાં બરાબર ઘુટી તેને કુંવારના રસમા મર્દનકરી તેના ગોળો બનાવી એરંડાના પાનમા વીંટી તેને ધાનના ઢગલામાં ત્રણ દહાડા રાખવુ પછી કાઢી વાટી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૨ રતીભાર

અનુપાન—ત્રીફળાઘૃત અને સાકર સાથે

સમય—સવાર સાંજ બે વખત

ઉપયોગ—વાતવ્યાધિ, અનિદ્રા, ઉન્માદ મુર્છા, પ્રમેહ અને હિસ્ટીરીઆ માટે ઉતમ છે

---

## ૪૫૬ સુવર્ણભસ્મ.

બનાવટ—ચંદ્રોદય બનાવતા જે સુવર્ણનો ભુકો તળીઆમા કાળી ભસ્મ રૂપે મળે છે તે તોલા બે અથવા ચાર હોય તોને લાવીને તેને ખરલમા બરાબર બારીક ઘુટી તેમા તુલશીપત્રનો રસ તો ૨૦ નાખી બરાબર ઘુટી સુકાયા જેવુ થાય ત્યારે તેને એક કાચની પ્લેટ ઉપર નાખી પાતળું હોયતેમ પાથરી દેવુ અને તડકે રાખી સુકવી લેવુ સુકાય ત્યારે એમનેએમ પડરૂપે ઉખડી આવે તેમતેને સંભાળથી કાઢી લઇ એક સરાવમા મુકી ઉપર બીજું સરાવ ઢાકી કપડમાટી બરાબર કરી સુકવીલઇ અર્ધ ગજપુટ છાણાનો અગ્નિ આપવો.

આ પ્રમાણે ૪ થી ૮ સુધી હલકા ગજપુટ આપી છેવટે એક મોટો ગજપુટ આપવા સુરખા લાલરંગની ભસ્મબનની તૈયાર થસે તેને વાટી બાટલીમા ભરી રાખવી

પ્રમાણ—૧ થી ૩ ગ્રેન.

અનુપાન—મધ અથવા મલાઈ સાથે ચાટી ઉપર દુધ પીવું

સમય—સવાર સાંજ બે વખત

ઉપયોગ—ક્ષય, નમરાઈ, ધાતુ ક્ષીણતા, ખાસી, જીર્ણ જવર, મગજની કમજોરી તથા વિર્યવિકાર અને બીજા અનેક રોગોને તત્કાળ મટાડી શકે છે

---

# ૪૫૭ રૌપ્યભસ્મ.

બનાવટ—શુધ્ધ ચાંદીને એસીડના યોગથી બારીક ભુકો કરવો અથવા તેના બારીક પત્રા મશીનથી કરાવી લેવા અને પછી તેને શુધ્ધ પારો તો ૧૦ શુધ્ધ ગંધક તોલા ૨૦ તથા શુધ્ધ રૌપ્યના પતરા તો, ૫ સાથે ઘુંટી કપડમાટી કરેલી શીશીમા ભરી તેને વાલુકા યંત્રમા મુકી ત્રણ દિવસ રાત્રે ગરમ અગ્નિ આપી રસસિંદુર બનાવી લેવો આ પ્રમાણે રસસિંદુર બનાવતા ભસ્મ તળીએ તૈયાર થયેલી મળશે કદાચ એકજ વારમા બરાબર નહિં બની જાયતો તેવીજ રીતે બીજી વાર રસસિંદુર બનાવતા ભસ્મ સાથે નાખી રસસિંદુર બનાવી લેવો અને નીચે બચેલી ભસ્મ કાઢીલઈ તેને ખરલમા ઘુંટી તેમા ગુલાબના લીલા ફુલ લાવી વાટી રસ કાઢવો તે રસમા ભસ્મ ઘુંટવી અને પછી ટીકડી કરી મુકી અર્ધ ગજપુટ છાણાનો અગ્નિ આપવો આ પ્રમાણે ચારથી આઠ ગજપુટ આપવાથી ઉત્તમ રતા વર્ણની ભસ્મ થશે તે વાપરવી

પ્રમાણ—૩ થી ૬ ગ્રેન.

અનુપાન—માખણ સાથે.

સમય—સવાર સાંજ બે વખત.

ઉપયોગ—નબળાઇ, મગજની ક્ષીણતા, વાયુ પિત, પ્રમેહ, અજીર્ણ વગેરે મટાડી આયુષ્યને વધારે છે તથા બળ અને વીર્ય તેમજ કાંતિનો વધારો કરે છે.

---

# ૪૫૮ બંગભસ્મ.

બનાવટ—શુદ્ધ કરેલી કલાઇ લઇ તેને ચુલા ઉપર ચડાવેલ એક કડાઇમા નાખી ગરમ કરવી અને તેનો રસ થતાં પલાશપુષ્પ (કેસુડાના ફુલ) નાખતા જવુ અને લોઢાના તવેથાથી હલાવતા જવુ બરાબર ૪ થી ૬ કલાક આ પ્રમાણે ,સખત અગ્નિ પર હલાવતા અને પુષ્પનાખતા શ્વેત ભસ્મ થઇ જશે પછી તે કડાઇને ચુલા ઉપર રાખી દેવી અને આંચ એમજ છોડી દેવી, ઠંડુ થયા બાદ તે ભસ્મ કાઢી કપડે ચાળી તેમા કુવારનો રસ નાખી ઘુટી તેની બે બે તોલા ભારની ટીકડી 'બનાવી સુકવી રાખવી. અને સુકાયા બાદ દરેક દરેક ટીકડી ઉપર આકડાનુ પાન લપેટી દોરાથી બાંધી તેને એક તાવડીમાં મુકી અર્ધ ગજપુટ છાણાનો હલકો અગ્નિ આપી દેવો. ઠંડુ થયે કાઢી લઇ કપડે ચાળી કામમા લેવુ આ ભસ્મ ઉત્તમ શ્વેત બની જાયછે

પ્રમાણ—૩ રતીભાર

અનુપાન—માખણ સાથે અથવા મધ સાથે.

સમય—સવાર સાંજ બે વખત

પયોગ—પ્રમેહ પ્રદર, ધાતુક્ષીણતા, ખોટી ગરમી, વીર્યશ્રાવ અને નબળાઇ મટાડી શકિત આપે છે

---

## ૪૫૯ યશદભસ્મ.

બનાવટ—શુધ્ધ યશદ લાવી તેને કડાઈમાં નાખી ચુલે ચડાવી ગરમ કરી રસ જેવુ થાય ત્યારે તેમા ખસખસના ડોડવા તથા ભાગ થોડા થોડા નાખતા જવુ અને લોઢાના તવેથાથી ખુબ હલાવ્યા કરવુ આ પ્રમાણે ચાર છ કલાક સુધી સખ્ત અગ્નિના તાપ ઉપર હલાવ્યા કરવુ તથા ઉપર દવાઓ બે બતાવી તે નાખવાથી યશદની ભસ્મ થઇ જશે. તેને ચુલા ઉપર રહેવા દેવી અને જ્યારે બરાબર ઠરી જાય ત્યારે ઉતારી લઇ કપડે ચાળી લેવી આ તૈયાર થએલી ભસ્મને મલાઇ (દહીંનીતર)મા ઘુટી ટીકડી કરી સુકવી ગજપુટનો અગ્નિ આપવો. આ પ્રમાણે ત્રણગજપુટ આપવાથી ખુલતા પીળા રંગની ઉતમ માખણ જેવી ભસ્મ થશે તેને કપડે ચાળી રાખી મુકવી

પ્રમાણુ—૧।। થી ૩ રતીભાર

અનુપાન—માખણ કે મધ સાથે.

સમય—સવાર સાજ બે વખત.

ઉપયોગ—ખાસી, સંગ્રહણી, જીર્ણજ્વર, પ્રદર નબળાઇ, હાથપગનો દાહ ગરમી, મગજનુ દરદ, ક્ષય વગેરે મટાડી નબળાઇ મટાડે છે

---

## ૪૬૦ ત્રિબંગભસ્મ.

બનાવટ—શુધ્ધ કલાઇ તો ૧૦ શુધ્ધ યશદ તો ૧૦ શુધ્ધ શીશુ (નાગ) તો ૧૦ લાવી ચુલામા અગ્નિ કરી તે ઉપર કડાઇ મુકી તેમા એ ત્રણે નાખી ગરમ કરવા રસ થાય ત્યારે તેમાં ખાખરાના પુષ્પ (કેસુડાના ફુલ) નાખતા જવું અને વડના ડંડાથી ખુબ હલાવવુ જ્યારે બરાબર ભસ્મ થાય ત્યારે ઉતારી રાખવું અને પછી તેને કપડે ચાળી લેવું એ ચાળેલી ભસ્મને કુવારના રસમા ઘુટી તેને

ગજપુટ. અગ્નિ આપવો આ પ્રમાણે ઘુટી ઘુટી સાતેક ગજપુટ આપ-આપવાથી ઉતમ પીળા રંગની માખણ જેવી ભસ્મ થાય છે

પ્રમાણ—૩ થી ૬ ગ્રેન.

અનુપાન—માખણ સાથે.

સમય—સવાર સાંજ બે વખત

ઉપયોગ—પ્રમેહ, ધાતુક્ષીણતા, પ્રદર, નબળાઇ વગેરે માટે ઉતમ બનાવટ છે

---

# ૪૬૧ નાગભસ્મ.

બનાવટ—શુધ્ધ શીશુ લાવી તેને કડાઇમા નાખી ચુલે ચડાવી ગરમ કરી તેમા આકડાના ફુલ નાખતા જવુ અને લોઢાના તવેથાથી હલાવતા જવુ આ પ્રમાણે ચાર છ કલાક અગ્નિ પર હલાવવાથી ભસ્મ થઇ જાય ત્યારે ઉનારી ઠંડુ થયા બાદ કપડે ચાળી લેવુ અને જો ભસ્મ ૪૮ તોલા હોય તો તેમા શુધ્ધ મનશીલ તો ૪ નાખી અરડુસીના પાનના રસમા ઘુટી ટીકડી કરી સુકાવી હલકા (હલકો ગજપુટ) અગ્નિ આપવો આના દશથી બાર ગજપુટ આપવાથી પીળા રંગની ઉતમ ભસ્મ બને છે

પ્રમાણ—૨થી ૪ ગ્રેન

અનુપાન—માખણ સાથે.

સમય—સવાર સાંજ બે વખત

ઉપયોગ—પ્રમેહ, પ્રદર, દમ, શ્વાસ, ખાસી, વીર્યશ્રાવ, નબળાઇ વગેરે માટે ઉતમ છે. ધાતુ માટે ઉતમ છે.

સુચના—નાગ ભસ્મ બરાબર બનાવવી અને પથ્ય રાખી સેવન કરવુ કે જેથી કઇ વિકાર ન થાય

---

# ૪૬૨ ગૌદંતીભસ્મ.

બનાવટ—ગૌદંતી હરતાલ કે જે સફેદ રંગની અને કામ જેની મળે કે તે લાવી તેને ગૌમુત્રમા નાખી એક બે કલાક ચુલે ચડાવી શુધ્ધ થવા માટે ઉકાળી લઇ તેને પાણીથી ધોઇ સાફ કરી લેવ પછી તેને એક માટીના વાસણમા કુવારના રસ વચ્ચે મુકી સપુટ સધકરી હલકો ગજપૂટ આપી દેવા તેથી તેમા સફેદ રંગની સારી ભસ્મ બની જશે, તેને કાઢી કપડે ચાળી બાટલી ભરી લેવી

પ્રમાણ—૩ થી ૧૨ રતી ભાર

અનુપાન—પાણી અથવા મધ કે ઘી સાથે

સમય—સવાર સાંજ અથવા રોગાનુસાર

ઉપયોગ—બાળકોની કૃશતા, નબળાઇ, માથાનો દુખાવો અને જીર્ણજ્વર, તથા સ્ત્રીઓને થતો રક્તસ્ત્રાવ, રક્તપ્રદર, ખાસી વગેરે મટાડે છે મલેરીઆ તાવ માટે ઉતમ ગણાય છે

---

# ૪૬૩ મુક્તાપિષ્ટિ.

બનાવટ—મોતીનો ભુકો અથવા આખા મોતી (ખાખો) લાવી તેને ગરમ પાણીથી ધોઇ સુકવી કપડે સાફ કરી પછી તેને જરા ખાંડી ભુકા જેવુ કરી લેવું પછી તેને એક ચીનીની પ્યાલામા મુકી તે બરાબર બુડતો રહે તેટલો તેમા લીબુનો રસ નાખવો બીજે દિવસે તે પ્રમાણે રસ નાખવો. આ પ્રમાણે ત્રણ દિવસ રસ નાખી પછી જરા સુકાયા જેવુ જણાય ત્યારે તેને ખરલમા નાખી બરાબર ઘુંટવુ અને ઘુંટતા ઘુંટતા જ્યારે સુકાય ત્યારે તેમા ગુલાબ જળ નાખી ઘુટવુ. આ પ્રમાણે ગુલાબજળમા સાત દિવસ ઘુટી સુકવી બાટલીમા ભરી રાખવી

પ્રમાણ—૧થી ૨ રતીભાર

અનુપાન—માખણ, મલાઇ કે મધ સાથે સવાર સાંજ બે વખત.

ઉપયોગ—મગજની નબળાઇ, ખોટી ગરમી, માથાનો દુખાવો ક્ષય, જીર્ણજ્વર, હૃદયરોગ, ખાસી અને નબળાઇ મટાડી શક્તિ આપે છે

સુચના—આ પિષ્ટિને બદલે ભસ્મ કરવી હોય તો પિષ્ટિ કર્યા બાદ તેને આંબાના દુધમા ઘુટી એક નાનો ગજપુટ આપવાથી ઉતમ ભસ્મ બને છે.

---

# ૪૬૪ પ્રવા પિષ્ટિ.

બનાવટ—પ્રવાલ લાવી તેને શુધ્ધ કરી ગરમ પાણીથી ધોઇ સાફ કરી સુકવી લેવુ. અને તેને લોઢની ખરલમા ખાંડી બારીક ચુર્ણ કરી કપડછાણ કરી લેવુ આ ચુર્ણ ખરલમા નાખી તેમા ગુલાબ જળ નાખી દરરોજ દિવસે ઘુટી રાત્રે ચંદ્રમાનો પ્રકાશ હોયત્યા અગાસીમા રાખીમુકવુ આ પ્રમાણે ૫દર દિવસ ઘુટી સુકાવી પછી તેને કપડે ચાળી બાટલીમા ભરી રાખવુ

પ્રમાણ—૩ થી ૬ રતી ભાર

અનુપાન—માખણ, મધ કે દુધ સાથે

સમય—સવાર સાંજ બે વખત.

ઉપયોગ—નબળાઇ, ખાસી, રકતપિત, મગજનીગરમી, છાતીનો દુખાવો, જીર્ણજવર, હાથપગનો દાહ, પડતુ લોહી તથા પિત વિકારથી થતા દરદો મટાડી શક્તિ આપે છે સ્વભાવમા આ દવા ઠંડી અને પૌષ્ટિક છે

---

# ૪૬૫ પ્રવાલભસ્મ.

શોધન—પ્રવાલની ડાખળી લાવી ગરમ પાણીથી તેને ધોઇ સાફ કરી તેની પોટલી બાધી દોલાયત્રમા ગૌમુત્ર, લીબુનો રસ અને સિધાલુણ નાખી તેમા ત્રણ કલાક સુધી બાફી લેતાં શુધ્ધ થાય છે.

મારણ—શુદ્ધ કરેલ પ્રવાલને એક માટીના હાંડલામા કુવારના લકુગ ભરી તેના ઉપર મુકી તે ઉપર કુવારના લકુગં ગખી હાંડી કડમાટી કરી ગજપુટ આપવા આ પ્રમાણે ત્રણ ગજપૂટ આપવાથી શ્વેત રગની મુલાયમ જેવી પ્રવાલભસ્મ થશે તેને ખરલમા વાટી ઘુટી કપડછાણ કરી બાટલી ભરી ગખવી

પ્રમાણ—૩ થીરતી ભાર

અનુપાન—માખણ કે મધ સાથે ચાટી ઉપર દુધ પીવું

સમય—સવાર બપોર અને સાજ.

ઉપયોગ—ખાસી, ખોટીગરમી હાથ પગનો દાહ, નબળાઇ, કરી, માથાનો દુખાવો, હાડકાની નબળાઇ, ક્ષય, જીર્ણજ્વર, રક્તશ્રાવ વગેરે પિત અને કફના વ્યાધિમા સારો ફાયદો આપે છે

---

# ૪૬૬ શંખભસ્મ.

શોધન—શખ લાવી તેના કુટકા કરી અગ્નિ વચ્ચે મુકી ખુબ તપાવી તેને લીંબુના રસમા દાબવા આ પ્રમાણે બે ત્રણ વખત કરવાથી નરમ ભુકો થઇ જશે.

મારણ—આ શુદ્ધ કરેલ શખના ભુકાને ખરલમા નાખી લીંબુના રસમા અથવા કુવારના રસમા ઘુટીને ટીકડી બનાવી સુકાવી સપુટમા ભરી ગજપુટનો એક અગ્નિ આપવાથી ફુલીને શ્વેતરગની ભસ્મ થઇ જશે. તે વાટી કપડે ચાળી બાટલી ભરી ગખવી

પ્રમાણ—૩ વાલરતી ભાર

અનુપાન—મધ અથવા પાણી સાથે

સમય—સવાર સાજ બે વખત

ઉપયોગ—પેટનો વાયુ ચૂક, ગોળો, ઝાડા, અજીર્ણ, આફરો ગુલ્મ, ખાસી કફ વગેરે મટે છે અને પેટના જુના નવા દરદો ને મટાડે છે

---

# ૪૬૭ છીપ (શુક્તિ) ભસ્મ

શોધન—કોડી પ્રમાણે શોધન કરવું. (જુઓ નીચે પ્રમાણે)

મારણ—લીંબુના રસમા અથવા કુંવારના રસમા તેને મુકી બે ગજપુટ આપવાથી શ્વેતરંગની ઉત્તમ છીપ ભસ્મ થાય છે. પછી તેને વાટી કપડે ચાળી બાટલી ભરી રાખવી,

પ્રમાણ—૨થી ૪ રતીભાર

અનુપાન—માખણ કે મધ સાથે.

સમય—સવાર સાંજ બે વખત.

ઉપયોગ—પેટનો વાયુ, ગોળો, મગજની નબળાઇ. જીર્ણજ્વર ઉલટી, ખાંસી, તાવ ગુલ્મ વાયુ વગેરે મટાડી શક્તિ આપે છે અને મગજને પુષ્ટિ આપે છે

---

# ૪૬૮ કોડીભસ્મ.

શોધન—પીળા રંગની ખુબ વજનદાર કોડીઓ લાવી તેને ગરમ પાણીથી ધોઇ સાફ કરી ચુનામા મુકી તપાવી તપાવી તેને લીંબુના રસમા ઠરાવી જેથી તે શુધ્ધ થઇ જાય છે અને ભુક્કો પણ થઈ જાય છે.

મારણ—તૈયાર થએલા ભુકાને ખરલમા નાખી તેને કુંવારના રસમા ઘુટી ટીકડી બનાવી સુકવી સંપુટમા મુકી તેને ગજપુટનો અગ્નિ આપવો. તેવીજ રીતે ફરી લીંબુના રસમા ઘુટી બીજો અગ્નિ આપવો પછી વાટી કપડે ચાળી બાટલી ભરી રાખવી.

પ્રમાણ—૨થી ૮ રતીભાર

અનુપાન—નાગર વેલના પાન સાથે કે મધ અથવા પાણી સાથે.

સમય—સવાર, બપોર અને સાંજ ત્રણ વખત,

ઉપયોગ—આફરો સારણ ગાંઠ, ગોળો, શુળ, ગુલ્મરોગ, વાયુ, પેટનો દુખાવો અને મંદાગ્નિ, જીર્ણજ્વર તથા નબળાઇ મટાડી ખોરાક પચાવે છે.

## ૪૬૯ સાબર શૃંગભસ્મ.

શોધન—સાબર શૃંગ લાવી તેના ચાર ચાર ઇંચના આંગળી જેવા ટુકડા કરી કાઢી તેને ૨૪ કલાક આકડાના દુધમા ભીંજવી પછી સગડીમા મુકી બાળવા આ બાળવાની ક્રિયા ખુલ્લા જગામાં કરવી કારણ કે તેમા ખરાબ ગંધ નીકળે છે માટે ખુલ્લાશાવાળી જગામા બાળી કાળા કોલસા જેવા થયા પછી જરા સફેદ જેવા જણાય અને ધુમાડો બંધ પડે ત્યારે કાઢીલઇ ઠંડા થાય ત્યારે વાટી નાખવા.

મારણ— તયાર થયલા ભૂકાને આકડાના દુધમા વાટી બે બે રૂપીયા ભારની ટીકડી કરી સુકવી તેને માટીના હાંડલામા ભરી ઉપર ઢાંકણી મુકી (ને ઢાંકણીમા વચ્ચે આંગળી જાય તેવુ છીદ્ર કરી લેવુ) ગજપુટમાં રાખી અગ્નિ આપવુ ઠંડુ થએ કાઢી જોતા શ્વેતરંગની ઉત્તમ ભસ્મ થએ તેને વાટી કપડ ચાળી બાટલીમા ભરી રાખવુ. રંગ બરાબર સફેદ ના હોયતો બીજો પુટ આપી દેવો

પ્રમાણ—૨ થી ૪ રતી ભાર

અનુપાન—ઘી કે મધ સાથે ચાટવુ

સમય—દર ચાર ચાર કલાકે.

ઉપયોગ—પાર્શ્વશુળ, ખાસી, ન્યુમોનીઆ, ઇન્ફ્લુએન્ઝા, શરદી ગળાભંગ, શ્વાસ લેવાની મુશ્કેલી વગેરે દરદો માટે ઉત્તમ ગણાય છે

## ૪૭૦ અભ્રકભસ્મ.

શોધન—સારા કાળા રંગનો ચમકતો પથર જેવો ભારી વજનનો અભ્રક લાવી તેને મુસમા રાખી ખુબ તપાવવો જેથી તે લાલ

થઇ જશે તેને ગાયના દુધમા ડાગવા ફરી પાછું ગરમ કરી તેવી રીતે સાત વખત ડાગવાથી છુંણો ભુકો થઇ છુટો પડી જશે તેને ખાટી છાશમા કે ગૌમુત્રમા ૪૮ કલાક પલાળી નાખી પછી તેના સાથે ખારેકના ઠળીઆ કે બોરના ઠળીઆ નાખી એક ધાબળીના કપડામા નાખી ખુબ ચોળવાથી તેનો ઝીણો ભુકો વાસણમા ભેગો થશે એ ભેગો થએલ ભુકો ઉપરથી પાણી કાઢી નાખતાં ચોખ્ખા અભ્રક અથવા શુધ્ધ ધાન્યાભ્રક થયો ગણાય

મારણ—ધાન્યાભ્રકને નીચે બતાવેલ આપવમા દરેક રસ સાથે જુદા જુદા દશ દશ ગજપુટ આપવાથી ઉતમ ભસ્મ થાય છે.

ગૌમુત્ર, કુંવાર, આકડાનુ દુધ અરડુસી ભોંયરીંગણી, ડુંગળી આદુનો રસ, થોરનુ દુધ, મજીઠ અગથીઓ

વિધી—ધાન્યાભ્રકમા દવાનો રસ કે કવાથ નાખી બરાબર એક દીવસ ઘુટી ટીકડી બનાવી સુકવી સંપુટમા રાખી કપડમાટી કર્યા શિવાય ગજપુટમા મુકી ભઠી આપી દેવી, ઠંડુ થએ કાઢી ફરી તે પ્રમાણે કરવું આવી રીતે ૧૦૦ ગજપુટ આપવા અને તે નિશ્ચન્દ્ર થઇ જાય પછી ઘુટી ચાળી બાટલી ભરી રાખવી

પ્રમાણ—૩ થી ૬ ગ્રેન સુધી

સમય—સવાર સાંજ બે વખત

અનુપાન—મધ સાથે

ઉપયોગ—નબળાઇ, ક્ષીણતા, ધાતુસ્ત્રાવ, ખાંસી, ક્ષય, કફ, દમ પાંડુ વગેરે માટે છે.

---

## ૪૭૧ લોહભસ્મ.

શોધન—લોઢુ ગજવેલ રૂક પોલાદ એ જુદા જુદા પ્રકારના લોહમાથી ઉતમ લોઢુ લાવી તેનો ભુકો કરી તેને મુસમા મુકી તપાવી ખુબ લાલથાય ત્યારે તેને ગૌમુત્રમા, છાસમા, કુલથીના કવાથમ મ અનેત્રીફળનાકવાથમા જુદીજુદી ચીજનાઉકાળામા પાચપાચ વખતતપાવી

તપાવીને ઠારવાથી છભ્ભો જુદો થઈ જશે આ તૈયાર થએલ ભુકાને કેળના ઝાડનુ રસ કાઢી તેમાં બે દીવસ પલાળી રાખી મુકવું

સારણુ—કેળનારસના પ્રથમ ૩પુટ તથા ગામુત્રના ૧૦પુટ કુવારના રસના ૭પુટ તથા ત્રિફળાના કવાથના ૫ પુટ, એવી રીતે જુદા જુદા ૨૫ગજપુટ આપવા દરેકચીજમા એકએક દીવસ ઘુંટી એકેકપુટ આપવો. એવરી રોગ રગની ભસ્મ તૈયાર થાય ત્યારે તેને ૫ ગજપુટ જાણુના રસના આપવા અથવા એક ગજ પુટ ઘીગળાનો આપી તૈયાર કરી કપડે ચાળી બાટલી ભરી રાખવી. આટલા પુટ બરાબર આપવાથી નરમ ખુલતી અને સારા રંગવાળી ભસ્મ તયાર થઇ જશે

પ્રમાણુ—૨થી ૪ રતીભાર

અનુપાન—મધ સાથે ચાટી ઉપર દુધ પીવું.

સમય—સવારે અથવા રાત્રે અથવા બે વખત

ઉપયોગ—લોહીની ખીરાશ, પાંડુ, નબળાઇ, હરસ, રક્તવિકાર, મગજની નબળાઇ, વીર્યદોષ, ક્ષીણુતા વગેરે મટી શક્તિ આપે છે.

---

# ૪૭૨ તામ્રભસ્મ

બનાવટ—શુધ્ધ કરેલા તામ્રના પતરાલઇ તેનેબમણા વજનના શુધ્ધ હિંગુલમા નાખી ડમરૂ યંત્રમા રાખી ચૂલે ચડાવી પારોકાઢવાની વિધીથી પારો કાઢી લેવો અને નીચે તળીઆમા રહેલા ભૂકાને ફરી એનાજ રીતે બમણા શુધ્ધ હિંગુલમાં ડમરૂ યંત્રમા રાખી કરીને બીજીવાર પારોકાઢી લેવો. આ પ્રમાણે બે વખતમા ૪૦ ના હિંગુલ સાથે ડમરૂ યંત્રમા ચડાવવાથી શુધ્ધ પારો બરાબર મળી આવશે અને તળીઆમાં દશતોલા તામ્રભસ્મ મળી આવશે. આભસ્મને ઝીલના (નીલકંઠ, લોકો જેના દાતણુ કરેછે તેના) પાંદડાનો રસકાઢી તેમાં મદન કરી ગજપુટ આપવો, એવા વીશ ગજપુટ આપવાથી ઉતમ પ્રકારની

ઉપયોગ—એ ક્વાથને મસ્તી યંત્ર (એનીમા) મા ભરી તેવડે સ્ત્રીઓની યોનીમા પીચકારી દેવી. યાને તેથી યોનીને દરરોજ ધોવી. આપ્રમાણે થોડોજ વખત ધોવાથી પ્રદરરોગ, (પાણી પડવાનો) રોગ તરત મટી આરામ થાયછે અને યોની મજબુત થાય છે

---

## ૪૭૭ દુગ્ધશોધક ક્વાથ.

બનાવટ—અનંતમુલ, કાળીપાટ, દેવદાર, કરીઆતુ, મોરવેલ કડુ, ગળો, સુઠ, મોથ, ઇંદ્રયવ, સમભાગે લઇ જાડો ભુકો કરી લેવો

વિધી—૨ તોલા ભુકો લઇ તેમા પાણી તો. ૪૦મા નાખી ઉકાળો કરવો જ્યારે ૫ તોલા પાણી રહે ત્યારે ઉતારી ગાળી ઠંડુ થયે પી જવુ.

ઉપયોગ—ધાવણ શુધ્ધ કરવા, બાળકોને થતા અશુધ્ધ ધાવણથી અનેક રોગ આ ક્વાથ બાળકની માતાને આપવાથી ચોકસ મટી આરામ કરી આપે છે

---

## ૪૭૮ ચંદ્રહાસઅર્ક

બનાવટ—અજમોદ, ખુરાસાની અજમો, ભાંગ ધતુરા નાબીજ કપુર, ખસખસના ડોડવા, જાયફલ એ દરેકચીજ ચારચાર તોલા લઇ તેનુ જાડુ ચૂર્ણ કરી તેને એક વાસણમા નાખી તેમા ગાયનું દૂધ તોલા ૪૦૦ નાખી પલાળી રાખવુ સવારે તેને નલીકા યંત્રમા ચડાવી અને તેનું અર્ક કાઢી લેવું

પ્રમાણ—૧ થી ૨ તોલા

સમય—રાત્રે અથવા જરૂર જણાય ત્યારે.

અનુપાન—દવા પી ઉપર પાન ખાવું

ઉપયોગ—ઉતેજક અને પાચક તથા નિદ્રાલાવનાર અને પીડા શામક તરીકે વપરાય છેમકે. એના સેવનથી શ્વાસ, ખાસી, મંદાગ્નિ

મ ગ્રહણી, મધુપ્રમેહ અને કોલેગને માટે સારો ફાયદો આપેછે ઉધ લાવીં આગમ આપેછે

---

# ૪૭૯ રકત શુધ્ધિ શરબત.

બનાવટ—ઉન્નાબ શેર ૦ાા, અનતમુલ શેર ૦ાા, ચોપચીની શેર ૦ાા, મીઠો સુરજાન તો ૨, સફેદમુસળી તો. ૨, કાલીમુશળી તો ૨, કુલીંજન તો ૨, ચંદનસફેદ તો ૨, મિઝરીન તો ૨, ચંદન લાલ તો, ૨,જેઠીમધ તો. ૨, ગ્રાયાકમ તો ૨, તેજબલ તો. ૨, ગુલેબનફ્સા તો ૨, ગોખરૂ તો ૨, નાગકેશર તો. ૨, ઇલાયચી તો ૨, મોટીએલચી તો. ૨, ગોરખમુંડી તો. ૨, બહમનસફેદ તો. ૨, બહમનલાલ તો ૨, હરડેકાળી તો ૨, કમળનાં ફુલ તો. ૪, લવંગ તો ૨, જાવત્રી તો ૨, દ્રાક્ષ તો ૪. વાવડીંગ તો. ૪ અજમોદ તો ૨, અજમો તો ૨ ખડસલીઓ તો. ૪, સરપુંખો તો ૪ શુઠ તો. ૨, મજીઠ તો, ૧૦ ઉશબો ઇરાની તો ૧૦ ગુલાબ ફુલ તો ૧૦, મીઠી આવળ તો. ૧૦ ત્રિફલા તો. ૧૦ નાગરમોથ તો ૩ લીમડાના ફુલ તો ૧૦, અબનુસબુગ તો ૫ .

વિધી—દરેક ચીજ જાડી ખાડી કવાથ કરી લેવો દવાના વજનથી આઠ ગણું પાણી લેવુ અને જ્યારે ચોથા ભાગનુ પાણી રહે ત્યારે ઉતારી ઠંડુ થયે ગાળી લેવુ. પછી તેમાં સાકર નાંખીને શરબત કરી લેવુ

પ્રમાણ—૧ થી ૨ તોલા.

અનુપાન—પાણી

સમય—સવાર સાંજ

ઉપયોગ—રકતવિકારના તમામ દરદો મટાડી લોહી શુધ્ધ કરે છે તથા શરીરમાં શકિત લાવી નબળાઇ મટાડે છે અત્યંત ઉતમ અને અનુભવી પ્રયોગ છે

# ૪૮૦ દ્રદ્રુનાશકલેપ

બનાવટ—શુધ્ધગધક, માયાફલ, કાથો, ટકણખાગ્ફુલાવેલ, ફટકડી સમભાગે લઇ લીબુના રમમા વાટી ગોળી કરી ગખવી

ઉપયોગ—જરૂર પડે ત્યારે પાણીમા ધસીને દાદર ઉપર લગાડવાથી ત્રણ દીવસમાં દાદર મટી ચામડી સાફ થાયછે અને પીડાથતી નથી

---

# ૪૮૧ વ્રણનાશકમલમ.

| | |
|---|---|
| બનાવટ—કપુર તો ૨ | ઓનારમીંગ તો. ૧૪ |
| સફેદો તો. ૧૪ | મફેનરાલ તો. ૭ |
| સિંદુર તો ૬ | મીણમફેનદેશી તો ૧૮ |
| લીબળાની લીંઓળીનુ તેલ તો. ૪૦ | |
| કારબોલીક એસીડ તો ૨ | |

વિધી—પ્રથમ એક લોઢાની કડાઇમા તેલને ગરમ કરી તેમાં મીણ મેળવીદેવુ બરાબર મીણ જ્યારે અંદર ભળીજાય ત્યારે નીચે ઉતારી ઉપરની દવાઓનુ બારીક કપડછાણ કરેલું ચૂર્ણ થોડુ થોડુ મેળવતા જવું અને લાકડાના તવેથા વડે બરાબર હલાવતા જવું અને જ્યારે તે બરાબર મળી જાય ત્યારે તેમા કુકડાના ચાર ઈંડાનો રસનાખી બરાબર મેળવી ડબામાભરી રાખવું

ઉપયોગ—વ્રણને રૂઝાવવા માંસભરવા તથા સાફકરવા માટે આમલમ અત્યંત ઉપયોગી છે જખમ સાફકરવા માટે પ્રથમ લીંબડા ના પાનનો કવાથ કરી તેવડે ધોઇલેવુ પછી આમલમની પટી લગાડી દેવી. નાડીવ્રણમાં આમલમની વાટભરવાથી સારો ફાયદો આપેછે ગાઢ વ્રણ અને ફોડા માટે તથા પ્લેગની ગાંઠ માટેપણ ઉપયોગી છે.

---

# ૪૮૨ દાદરનોમલમ.[1]

બનાવટ—ફુલાવેલ ટંકણખાર તો. ૧ ગંધક તો ૧ ગલ તો. ૧ નવસાગર તો ૦ાા એોદાર તો ૦ાા કપુર તો ૦। એ સર્વને સાથે વાટી મેળવી તેમાં લીંબુનો રસ નાખી ઘુટી દાદર પર લગાડવાથી દાદર મટી ચામડી સાફ થાય છે. નવી અથવા જુની દરેક પ્રકારની દાદર મટે ?.

---

# ૪૮૩ દાદરનોમલમ.[2]

બનાવટ—ગંધક તો ૪ ગોઆપાઉડર તો. ૪
કારબોલીક એસીડ તો.૧ ટંકણખાર ફુલાવેલ તો ૩
કપુર તો. ૨ એસીડ સાલીસીલસ તો. ૩
વેસેલાઇન તો. ૪૦

વિધી—પ્રથમ એક વાસણમા વેસેલાઇનનું ગરમ કરી તેમા પ્રવાહી કારબોલીક એસીડનાખી નીચે ઉતારી લેવુ, પછી તેમા બાકીની ચીજો એક એક ચુર્ણ રૂપમા હોય તે હળવે હળવે મેળવી આપવી. અને મલમ જેવુ જરા જાડુ થાય કે તરત બાટલીઓમા ભરી રાખવુ

ઉપયોગ—ગમે તેવી દાદરને માટે આ મલમ લગાડવાથી સાફ કરી મગાડી આપે છે. અને ચામડી સાફ કરે છે. પેટંટ તરીકે વેચવા લાયક છે

સુચના—દવા વાળા હાથ સાબુથી બરાબર ધોઇ લેવા જોઇએ કેમકે આ મલમ ઝેરી છે

---

# ૪૮૪ ભૃંગરાજ આસવ.

બનાવટ—ભાંગરાનો રસ ૧૦૦૦ તોલા- ગોળ તોલા ૫૦૦ હરડે છાલનુ ચુર્ણ તો. ૩૨ તેને એક વાસણમા નાખી ખમીર આવે

ત્યાસુધી રાખી દેવું પછી તેને ગાળી તેમા પીપર તો ૧ જાયફલતો ૧, લવગ ૧ તો તજ ૧ તો એલચી ૧ તો તમાલપત્ર ૧ તો નાગકેશર ૧ તો ચુર્ણ કરી નાખી ગ ખકરી એકમાસ ખરણીમા ભરીરાખી તૈયાર થતા ગાળીને વાપરવું

પ્રમાણુ—૧ા થી ૨ા તોલા.

અનુપાન—પાણી.

સમય—સવાર સાંજ બે વખત

ઉપયોગ—ધાતુક્ષય, ખાસી, નમળાઇ, નપુંસકતા, અને રૂધ્યત્વ માટે આદવા વપરાય છે

---

# ૪૮૫ ચવિકાસવ.

બનાવટ—ચવક તો ૨૦૦ ચિત્રકમુલ તો ૧૦૦ તાંદલજાની ભાજી તો. ૨ા પુષ્કરમુલ તો. ૨ા, વજ તો ૨ા, હપુવા તો. ૨ા, કચુરો તો. ૨ા, પટોલ મુલ તો ૨ા, ત્રિફલા તો ૭ા, અજમોદ તો. ૨ા, કડાછાલ તો ૨ા, લાગુવી તો ૨ા, ધાણા તો ૨ા, ગસ્નો તો ૨ા, દતીમુલ તો. ૨ા વાવડીગ નાગરમોથ, મજીઠ દેવદાર, શુઠ, મરી, પીપર, એ ચીજ દરેક ત્રણ ત્રણ તોલા, પાણી તો ૪૦૦ મા ઉકાળોકરી જ્યારે ૧૦૦૦ તોલા પાણી રહે ઉતારી લેવું અને તેને ગાળ્યા શિવાય એમજ ગોળ તોલા, ૪૦૦ નાખવો. ધાવડી ફુલ તો. ૮૦ નાખવા, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, એ દરેક આઠ આઠ તોલા, લવગ, શુઠ, મરી, પીપર, ચણકબાબ એ દરેક એક એક તોલો, લાવી કુટી તેમાનાખી એકમાસ બરણીમા ભરી રાખવુ અને પછી ગાળી બાટલી ભરી રાખવી.

પ્રમાણુ—૧ા થી ૨ા તોલા

અનુપાન—પાણી સાથે.

સમય—સવાર બપોર અને સાજ ત્રણવખત

ઉપયોગ—ગુલ્મ, ક્ષય, પ્રમેહ, શ્લેષ્મ ખાસી, ગાઠ, વાતરક્ત, ઉદરરોગ, અંત્રવૃધ્ધિ, વાયુ વગેરે મટાડે છે

---

## ૪૮૬ ત્રિફલારિષ્ટ.

હરડેછાલ, બહેડાછાલ, આમળાનીછાલ, પીપર, ચિત્રક, ઝીરૂ, લોહભસ્મ, વાવડીંગ, એ દરેક મેળ સોળ તોલા, પાણી તોલા ૨૦૦૦ મા નાખી ઉકાળો કરવો અને તેમાથી જ્યારે પાણી તોલા ૫૦૦ બાકી રહે ત્યારે ઉતારી ગાળી તેમા ગોળ તો૨૦૦ તથા મધ તોલા ૩૨ નાંખી બરાબર મેળવી લેવુ અને તેમા લોહભસ્મ નાખી હલાવી બરણીમા પેક્કરી રાખી આસવ તૈયાર કરવો. તયાર થતા ગાળી બાટલી ભરી રાખવી

પ્રમાણુ—૧। થી ૨॥ તોલા

સમય—સવાર સાંજ બે વખત જમ્યા પછી

અનુપાન—પાણી સાથે.

ઉપયોગ—હૃદયરોગ, પાંડુરોગ, ગરલ, સોજો, પ્રમેહ, અરૂચી ગુલ્મ, અર્શ, ભગંદર, ખાસી, શ્વાસ, સંગ્રહણી વગેરે દરદોને મટાડે છે

સુચના—આ આસવમા લોહભસ્મ છે અને તે પ્રથમ ઉકાળા સાથે લખાયેલી છે પણ તેને ઉકાળો કરી ગાળી લીધા બાદ નાખવી જોઇએ ઉકાળામા પ્રથમ નાખવી નહિ

---

## ૪૮૭ વિડંગાસવ.

બનાવટ—વાવડીંગ પીપરીમુલ, કાળીપાટ, આમળા ધહુલા, કડાછાલ, ઇંદ્રયવ, રાસ્ના, ભારંગી, એ દરેક ચીજ ૨૦ વીશ તોલા લેવી. તેને પાણી તોલા ૪૦૦૦માં નાખી ઉકાળો કરવો જ્યારે હજાર તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવુ તેમા

લપત્ર, મરી, ચદન, એ દરેક ચીજ એક એક તોલો લેવા અને તેનુ ચુર્ણ જાડું કવાથ જેવુ કરી તેને ૨૦૦૦ તોલા પાણીમાં નાખી ઉકાળો કરી લેવો પછી જ્યારે ૫૦૦ તોલા પાણી રહે ત્યારે ઉતારી ગાળી લઇ તેમા ૨૦૦ તોલા મધ નાખી એક ગરણીમા ભરી રાખી આસવની રીતે તૈયાર કરી ગાળી રાખવુ

પ્રમાણ—૧। થી ૨। તોલા

સમય—સવાર સાંજ બે વખત.

અનુપાન—પાણી સાથે

ઉપયોગ—પાંડુ, અરૂચી, અર્શરોગ, સંગ્રહણી કફ અને પિતનો પ્રમેહરોગ, કુષ્ટ રોગ, વગેરે મા સારો ફાયદો આપે છે,

---

# ૪૯૧ લવંગારિષ્ટ.

**બનાવટ**—લવગ, પીપર, મરી ઘહુલા એ આઠ આઠ તોલા લઇ તેને પાણી તો ૨૦૦ મા ઉકાળી જયારે અરધુ પાણી બાકીરહે ત્યારે ઉતારી લેવુ. અને તેને ગાળી તેમા લોહભસ્મ તોલા ૮ નાખી ગોળ તો ૪૦૦ નાખવો તથા તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર એ દરેક બે બે તોલા નાખી આસવની રીતે તૈયાર કરી માટલી ભરી રાખવા.

**પ્રમાણ**—૧। થી ૨। તોલા

**અનુપાન**—પાણીસાથે

**સમય**—સવાર સાંજ બેવખત જમ્યા પછી

**ઉપયોગ**—અરૂચી, પાંડુરોગ, સંગ્રહણી હૃદયરોગ, બરલ, ગુલ્મરોગ, ઉદરરોગ, કુષ્ટ, સોજા, ક્ષય કમળો કૃમિ, ચિત્રી ગાંડ, અર્બુદરોગ, ખીલ મોઢાના, રાજયક્ષ્મા, જવર વગેરે મટેછે

---

# ૪૯૨ મંડુરારિષ્ટ.

બનાવટ—શુધ્ધ મંડુર ૨૦૦ તોલા, શુધ્ધ *લોહ ચુર્ણ ૨૦૦ તોલા, ગોળ તોલા ૬૦૦ બોર ખાટા તોલા ૧૯૪, દંતી મુલ, ચિત્રક-મુલ તો આઠ આઠ લેવા વાવડીંગ તો ૧૬, પીપર તો ૧૬ ત્રીફલા તો ૧૯૪, એને પાણી તોલા ૪૦૦૦ મા નાખી ઉકાળો કરવો જ્યારે બે હજાર તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી બરણીમા એમજ ભરી રાખી બંધ કરી મુકી દેવુ અને આસવની રીતે એક માસ રાખી પછી ગાળી લઇ બાટલી ભરી રાખવી.

પ્રમાણુ—૧થી ૨॥ તોલા

અનુપાન—પાણી સાથે

સમય—જમ્યા પછી બે વખત

ઉપયોગ—પાંડુરોગ, કૃમિ, અર્શરોગ. કુષ્ટરોગ, ખાસી, શ્વાસ સોજા, મંદાગ્નિ અને કફના રોગને મટાડી શકિત આપે છે

---

# ૪૯૩ મૃતસંજીવની સુરા.

બનાવટ—પાણી શેર ૬૫ મા ગોળ શેર ૫ નાખી મેળવી દેવું તેમા આદુ તો ૮, બાવળની છાલ તો ૬૪ બોરડીની છાલ તો ૬૪, શોપારી તો. ૩૪ લોધ્ર તો ૧૬ મેળવી એક વાસણમા ભરી બંધ કરી વીશ દીવશ રાખી મુકવુ. ત્યાર બાદ તેને ખોલી ચુલે ચડાવી તેને ગરમ કરવુ અને તેમા શોપારી એળીઓ, દેવદાર, લવંગ- પદ્મક વાળો, રક્તચંદન, વરેઆરી, અજમોદ, મરી, જીરૂ, કચુરો, જટામાસી, તજ, એલચી, જાયફલ, મોથ, શુંઠ, મેથી, મરડા-શીંગ ચંદન ગ્રન્થીપર્ણી એ દરેક ચીજ બે બે તોલા લઇ કુટી મેળવી આપવી પછી તેને જોગ આપી નીચે ઉતારી ૨૪ કલાક રાખી બાદ તેને નલીકા યંત્રમા ભરી તેનુ અર્ક કાઢી લેવુ અને તે તૈયાર થએલો અર્ક તે મૃતસંજીવની સુરા કહેવાય છે.

પ્રમાણ—૨ થી ૪ તોલા,

અનુપાન—પાણી સાથે.

સમય—જરૂર જણાય ત્યારે.

ઉપયોગ—નબળાઇ, ક્ષીણતા, પ્રસુતી પછીની નબળાઇ, ત્રિદોષ ક્ષયરોગ, મંદાગ્નિ, નાડીનું મંદપણું વગેરેમાં કસ્તુરી સાથે આપવાથી બહુજ સારો ફાયદો આપે છે

## ૪૯૪ તિવૃતારિષ્ટ.

બનાવટ—નસોતર તો, ૬૪, પાણી તો. ૧૨૦૦મા નાખી ઉકાળો કરવો જ્યારે ૩૦૦ તોલા પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું અને તેમા જેઠીમધ તો ૧૦ તથા ગોળ ગોળ તો ૨૦૦ નાંખી એક વાસણમા ભરી રાખી આસવ તૈયાર કરી લેવો એક માસ બાદ ગાળી કામમા લેવું.

પ્રમાણ—૨ થી ૪ તોલા

સમય—સવારના ખાલી પેટે પાણી સાથે લેવુ,

ઉપયોગ—એના પીવાથી જુલાબ લાગી ઉદરરોગ, સંગ્રહણી ગુલ્મરોગ, સોજા, પાંડુ વગેરે મટી કોઠો સાફ થાય છે

સૂચના—પ્રકૃતિ જોઇ બરાબર વિચારી દવા આપવી જોઇએ કેમકે આ જુલાબની દવા છે.

## ૪૯૫ પુનર્નવારિષ્ટ.

બનાવટ—રાતી તથા સફેદ સાટોડી. કાળીપાટ, દંતીમુલ, ગળો, ચિત્રકમુલ, ભોરીંગણી, હરડે, બહેડા, આમળા, એ દરેક ચાર ચાર તોલા લેવા, અને પાણી તોલા ૨૦૦૦મા ઉકાળી જ્યારે ૫૦૦ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી તેમાં ગોળ તો ૨૫૦

તથા મધ તો ૬૦ નાખી બરણીમા મધ કરી રાખવુ, અને ખમીર આવ્યા પછી ને જ્યારે બેસી જાય ત્યારે ગાળી પછી તેમા કારૂડીમુલ, એલચી મરી, કમળના ફુલ (લીલો કર) વાળો, એ દરેક તોલા બે બે, નાખી ભરી રાખવું પછી એક માસ બાદ વાપરવુ

પ્રમાણ—૧ાથી ૨ાા તોલા
સમય—સવાર સાજ,
અનુપાન—પાણી સાથે.

ઉપયોગ—પાડુરોગ, હૃદયરોગ, સોજા, બરલ, અરૂચી, ગુલ્મરોગ, પ્રમેહ, ભગંદર. ખાસી, શ્વાસ, સગ્રહણી, કમળો વગેરેને મટાડેછે



# ૪૯૬ અશ્વગંધારિષ્ટ.

બનાવટ—આસુદ તો ૨૦૦ શ્વેતમુશલી તો. ૮૦ સફેદ લગડેછાલ, હળદર, દારૂ હળદર, જેઠીમધ, રાસ્ના, (વદારીકંદ, અર્જુન છાલ, મોથ, નસોતર, એ દરેક ચીજ ચાલીસ ચાલીસ તોલા, સફેદ અને કાળી ઉપલસરી (અનંતમુલ) તોલા ૪૦, સુખડ, રક્તચંદન, વજ, ચિત્રકમુલ, એ દરેક બત્રીશ બત્રીશ તોલા લઇ સર્વ દવાઓને કુટી તેમા પાણી તોલા ૮૦૦૦નાખી ઉકાળો કરી જ્યારે પાણી તોલા ૧૦૦૦ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું પછી તેમા નીચેના દવાઓનુ ચુર્ણ નાખવુ ધાવડી ફુલ તો ૬૪ ત્રીકટુ તો ૮ ત્રિજાતક તો ૧૬ લહુલા તો ૧૬ નાગકેશર તો. ૮ મધ તો ૪૦૦ મેળવી રાખી સુકવુ બે માસ પછી ગાળી બાટલી ભરી રાખવી

પ્રમાણ—તોલા ૧ા ભાર
અનુપાન—પાણી સાથે.
સમય—સવાર સાજ બે વખત

ઉપયોગ—મુર્છા, અપસ્માર, શોષ, દાહ ઉન્માદ કૃષતા, અર્શ મંદાગ્નિ, વાતવ્યાધિ વગેરે મટાડી ધાતુઓને પુષ્ટ કરી દોષોને શાંત રાખે છે. મગજના ફાયદા માટે ઉતમ ને શકિત આપે છે

---

# ૪૯૭ સુધાંસુતૈલ.

બનાવટ—ટરપીટાઇનનું તેલ તો ૫ કપુર તો ૧ ઓઇલ કેજપુટી (એલચીનું તેલ) તો૦ ૨ ઓઇલ યુકલેપ્ટીસ તો. ૨ાા માલ-કગણીનુ તેલ તો ૫ સર્વને સાથે મેળવી બાટલીમાં ભરી રાખવુ.

ઉપયોગ—પાર્શ્વશુળ, વાયુના દરદ, ક્ષય, ન્યુમોનીઆનુ દરદ તથા સધિવા, પેટનુ દરદ વગેરેમા આ તેલ માલીસ કરવાથી તરત ફાયદો થાય છે

---

# ૪૯૮ કુષ્ટનાશકતૈલ.

બનાવટ—માલચી તો ૫, દારૂડીના બીજ તો ૫ હળદર તો. ૧. દારૂહળદર તો ૧, મિત્રાલુણ તો ૧, દતીમુલ તો ૧ ગધક તો. ૧, મનસીલ શુધ્ધ તો ૧, હરતાલ શુધ્ધ તો ૧ હીરાકસી તો ૧, કપુર તો ૧, વાવડીગ તો ૧ આકડાના મુળની છાલ તો. ૧ કણેરના મુળની છાલ તો. ૧ શુઠ તો ૧, મરી તો ૧ પીપર તો ૧ સરસવનુ તેલ તો ૮૦

વિધી—દરેક ચીજોનું બારીક ચુર્ણ કરી જુદુ જુદું રાખવુ અને તેમાથી ગધક, હરતાલ, મનસીલ હીરાકસી અને કપુર એ પાચ ચીજ જુદી જુદી રાખવી. પ્રથમ તેલ ગરમ કરવુ બરાબર ગરમ થાય ત્યારે તેમા બીજી ચીજોનુ ચુર્ણ નાખતા જવુ અને સારી રીતે પાક થાય ત્યારે ઉતારી ગાળી લઇ અને તેમા ઉપરની પાચ ચીજો નું બહુજ બારીક ચુર્ણ હોય તે મેળવી હલાવી રાખવુ.

ઉપયોગ—જરૂર જણાય ત્યારે તેલને બરાબર હલાવી થોડુક વાટકીમા કાઢી શરીરે માલીશ કરવું એના ઉપયોગથી ખસ ખુજલી ખરજવુ, દાદર, અને બીજા કુષ્ટના ઉપદ્રવો મટી ચામડી સાફ થાયછે

સુચના—દવા શરીરે લગાડયા બાદ ચાર છ કલાક રહી તાબુથીકે ભેસનાછાણથી શરીર ચોળીને નહાઇલેવુ એટલે ચામડી સાફ થઇજશે.

---

# ૪૯૯ કુમકુમાદ્ય તેલ.

બનાવટ—તલનુ તેલ શેર ૮ લાખનો કવાથ શેર ૮ બકરીનુ દૃધ શેર ૮ કેશર, ખાખરાના ફુલ (કેસુડા), લાખ, મજીઠ, અગર, પદ્મક, બીજોરાનીછાલ, નાગકેશર, ધાણા, જેઠીમધ, ઘહુલા, દારૂહળદર, હળદર, ગૌરોચન, કમળફુલ, નીલોફર, મણશીલ, વિદારીકદ, શતાવરી, આસુઠ, નાગહીકદ. એ દરેક ચીજ બેબે તોલા લઇ ચુર્ણ કરી તેને પાણીમા વાટીને કલ્ક બનાવો ઉપરની ત્રણે ચીજોને કડાઇમા ચડાવી તેમા કલ્ક મેળવી ધીમે પાકે તેલ સિધ્ધકરવો જ્યારે બરાબર તૈયાર થાય ત્યારે ઉતારી ગાળી રાખવુ.

ઉપયોગ—માથાનુ શુળ, મોઢાનીઝાખ, વધરાવળ વગેરેમા માલીસ કરવાથી સારો ફાયદો થાય છે મગજ માટે ઉતમ છે.

સુચના—લાખ શેર ૨ પાણી શેર ૧૬માં કવાથ કરી અરધું રહે ત્યારે ઉતારી ગાળીલેતા જે કવાથ રહેલો લાખનો કવાથ આઠશેર થાય તે આ કવાથમા નાંખવાનુ ઉપર બતાવેલછે તે સમજી લેવું.

---

# ૫૦૦ ખસવિનાશકતેલ.

બનાવટ—સિંદુર તો ૧ હરતાલચુર્ણ તો. ૧
મનશીલ તો ૧ હીરાકસી તો. ૧

ગુણમા બરાબર છે કઈપણ નુકશાન કારક તત્વ તેમા રહેતુ નથી માટે બધા વૈદ્યોએ જ્યા શુદ્ધ પારદ લેવાનુ જણાવેલ હોય ત્યા આ વિધી પ્રમાણે પારો કાઢીને વાપરવા એમ દરેક શાસ્ત્રકારની આજ્ઞા છે

પ્રથમ બજારમાથી સારો હીગળો ( સીંગરફ ) લાવી તેને ખરલમાં નાખી વાટી તેમા લીબુનો રસ નાખી ઘુટી સુકવી લેવું પછી તેના વાટેલા ભૂકાને એક સારી માટીની હાડલી ઉપર ત્રણ કપડ માટી તળીઆમા કરેલી હોય તેની સારી તેમા પાથરી દેવુ. અને તેને ચૂલા ઉપર ચડાવી નીચે ધીમો પણ સરખો અગ્નિ આપવો શરૂ કરવો આ પ્રમાણે હાડલુ ચૂલે મુકી તેના ઉપર એક માટીની તાવડી ( તવો ) ઉંધો ઢાકી દેવો આવા બે તવા તૈયાર રાખવા તવાનુ માપ હાડલીના મોઢાથી થોડુક મોટુ હોવું જોઇએ એ તવો ઢાકી તેના ઉપર પાણીમા ભીજાવેલો રૂમાલના ટુકડા જાડો કરી ભીજવી તવા ઉપર રાખવો કે જેથી ઉપરનો તવો વધારે ગરમ ન થાય આ પ્રમાણે કપડુ ફેરવવાનુ કામ દર પાચ દશ મીનીટે ચાલુ રાખવુ અને તવાને દર પાચ પાચ મીનીટે ઉતારી લઇ બીજો તવો હોય તે ઢાકતા જવું કે જેથી હાડલી જરાવાર પણ ખુલ્લી ન રહેવા પામે, આ પ્રમાણે કરતા તવાના તળીઆમાં પારો ઉડીને ચોટશે અને તેને હાથથી કે કાગળના ટુકડાથી ઘસીને ઉતારી એક થાળીમા એકઠો કરતા જવુ આ મુજબ સરખો ત્રણ કલાક તાપ આપીને પારો કાઢવાની ક્રિયા ચાલુ રાખતા ૨૦ તોલા હીગળામાથી ૧૫ તોલા પારદ હાથ આવશે અને ત્રણથી ચાર કલાકમા પારદ હાથ આવી જશે આ શુદ્ધ પારદને કપડામાથી ચાર છ વખત સાફ કરી પછી દવાના કામમા વાપરવો ( આ યત્રની વધુ સમજણ અમારા લખેલા રસાયન સાર સગ્રહમા અમોએ આપેલી છે. આવા અનુભવ સિદ્ધ અને સરલ યોજનાઓ વાળો રસાયન સાર સંગ્રહ થોડાજ વખતમા પ્રગટ થવાનો છે તેમા જોઇ લેવું )

ગધક—બજારમા મળતો આમળાસારો ગધક લાવી તેને કુટી ભુકો કરી લેવો આ ભુકાનુ વજન હોય તેનાથી અરધવજને

ઘી લાવી લોઢાની કડાઇમા નાખી તેને ચુલે ચડાવી ગરમ કરવુ ઘી ગરમ થાય ત્યારે તેમા ગધકનો ભુકો નાખતા જવું. થોડીજ વારમા રસ રૂપ ગધક થઇ જઇ ઘી સાથે તળીએ બેસી જાય ત્યારે તે સામે એક મોટું તપેલુ લાવી તમા ગધકથી ચાર ગણું દુધ નાખી ગખેલું હોય અને તે તપેલા ઉપર એક જીણુ વસ્ત્ર બાધી મુકેલ હોય તેમા ગધકનો રસ ઘી સાથે રેડી દેવો થોડીજ વાર પછી તે વાસણમાથી તળીએ ગધકની ચકી જેવું મળી આવે તે લઇ બહાર કાઢી તન બેચાર વાર ગરમ પાણીથી ધોઇ સાફ કરી સુકવી વાટી કપડછાણ કરી રાખવુ અને તેનો દવાના કામમા ઉપયોગ કરવો

હીગળો—બજારમાં મળતો સારો રૂમી હીગળો લાવી તેને ખરલમા વાટી તેમા લાબુનો રસ નાખી ઘુટી તડકે સુકવી ત્યાર બાદ તેવી રીતે ચોદ ભાવના આપી સુકવી દવાના કામમા વાપરવુ

મનશીલ—બાગે ગતા રગનો મનશીલ લાવી તેને વાટી જીણો ભુકો કરી કપડે ચાળી તેને ખરલમા નાખી ઘુટવો અને તેમા આદુનો રસ બરાબર નાખી ઘુટી તડકે મુકાવી દેવુ આ પ્રમાણે ચૌદભાવના આદુના રસની આપવાથી મનશીલની ઉતમ શુધ્ધિ થાય છે તે દવાના કામમા વાપરવા,

હરતાલ—ઉતમ સોનાના પત્રા જેવી હરતાલ લાવી તેના નાના ટુકડા ચોખાના દાણા જેવડા કરી તેની એક જીણા કપડામા પોટલી બાધી લઇ અને એકઠ કહોળાનો રસ કાઢી એક વાસણમા નાખી તેમા એ પોટલી લટકતી રહે તેવી રીતે બાધી દેવી (જુઓ ડોલા-યત્રની વિગત) આ પ્રમાણે બાર કલાક ધીમે તાપે બાફવાથી કહો-ળાના રસમા એની ઉતમ શુધ્ધિ થાય છે

સોમલ—ઉપર બતાવ્યા મુજબ ડોલાયત્રની રીત પ્રમાણે એક માટીનુ વાસણ લાવી તેમા દુધ ભરી તેમા સોમલના નાના ટુકડા કરી તેની પોટલી બાધી લટકતી રહે તેવી તેમા બાધી રાખવી આ પ્રમાણે દુધમા ધીમા તાપથી બાર કલાક અગ્નિ આપતા શોમલની શુધ્ધિ થાય છે પછી તે સુકવી સાફ કરી દવાના કામમા વાપરી શકાય છે

**વચ્છનાગ**—સાગે કાળા રંગનો વચ્છનાગ લાવી તેના નાના ટુકડા કરી તેને એક જીણા કપડાની પોટલીમા બાધી એક માટીના વાસણમા તાજુ ગૌમુત્ર નાખી તેમા એ પોટલી ડુબતી રાખવી, દરરોજ સવારે જુનુ ગૌમુત્ર કાઢી નાખવુ ત્રણ રોજ આ પ્રમાણે કરવાથી વચ્છનાગ શુધ્ધ થાય છે. એટલે પછી તેને સુકવી ફરી કપડે ચાળી બાટલીમા રાખવું એને દવામા વાપરી શકાય છે

**ખાપરીયુ**—ખાપરીયુ લાવી તેને વાટી ભૂકો કરી તેમા ગૌમુત્ર નાખી ખરલમા ઘુટી સુકવી દેવુ આ પ્રમાણે તેને દશ દીવસ રોજ એકેક ભાવના આપવાથી શુધ્ધ થાય છે તે દવામાં વાપરવુ (સાચું ખાપરીયુ બજારમાં મળતું નથી એટલે તે સ્થાને કેલેમેના પ્રેપ્રેટા નામની અગ્રેજી દવા આવે છે કે જે જસતની કાચી ધાતુ છે તે બરાબર છે એમ દરેક વિદ્વાન વૈદ્યોનો મત થાય છે તેથી તે વાપરવી જોઇએ )

**નેપાળાના બીજ**—બજારમા એરડીના બીજ જેવા નાના લબગોળ આકારના ફળ મળે છે ને લાવી તેની ઉપરની છાલ ફોડીને કાઢી નાખવી, પછી તે ફલની બીજ ફોડતા તેમાથી જીણી ચપટી બીજ (ફોતરી જેવી) નીકળશે તેકાઢી ફેકી દેવી અને બાકીની બે ફાડ હોય તે લાવી તેને બહુજ જીણા કપડામા પોટલી બાધી ભેસના છાણમા દાટી રાખવી. આ પ્રમાણે ૭૨ કલાક રાખી પછી કઢી તેને ખોલી ગરમ પાણીથી બારીકધોઇ શાફ કરી ખરલમા ઘુટવા. અને તેમા લીબુનો રસ નાખી ઘુટી તડકે સુકવો લેવુ આ પ્રમાણે ૩ ભાવના આપી સુકવી ખરલમા કાઢી લઇ કાગળમા રાખવુ. કે જેથી તેમા રહેલુ વધારાતું તેલ નીકળી સાફ થઇ જશે તેનેદવાના કામમા વાપરવુ અથવા શુધ્ધ નેપાળાના બીજને વાટીને એક કોરા માટીના વાસણમા લગાડી સુકવી લેવુ કે જેથી તેની ઉગ્રતા ઓછી થસે (તેમાનુ તેલ ઓછુ થઇ જશે) આ દવાની ઉગ્રતા બહુજ છે માટે શુધ્ધ કરતા દવા વાળા હાથ આખે ન લાગે તેની સાવધાની રાખવી. કેમ કે નહિ તો ત્યા સોજો આવશે દવાવાળા હાથ બરાબર ધોઇ ઘી લગાડી દેવાથી શાત થઇ જાય છે.

ધતુગના બીજ—ધતુગના બીજ લાવી તેને ગૌમુત્રમાં પોટલી બાધી ગત્રે ભીજવી ગખવા, સવારે તેને ચુલે ચડાવી ડોલાયત્રની રીતે ત્રણ કલાક બાફ આપી ઉતાગી લઇ પાણીથી ધોઇ સુકવી લેવા અને તેને વાટી કામમા લેવા બીજ ઉપગની છાલ હોય છે તે નરમ થઇ જાય ત્યારે હાથવતી કાઢી ફેકી દેવી અને અદગની મીજ સુકવી ને કામમા લેવી જોઇએ.

ઝેરકોચલાં—ગૌમુત્રમા ઝેરકોચલાને પલાળી રાખવા પછી તેને ગૌમુત્રમા નાખી ચુલે ચડાવી બગાબર બાફી લઇ ઠંડુ થાય ત્યારે ચપુવતી તેને કોલી ઉપગની છાલ કાઢી નાખવી અને બાકલા ઝેરકુચલાની ફાડ કરી અદગની જીભ હોય તે કાઢી ફેકી દેવી. અને પછીતેને ખગલમા નાખી ધુટી લેવા પછીતેને કડાઇમા ઘીનાંખી શેકી લેવા બરાબગ લાલથાય ત્યારે ઉતારી ગખી ઠંડાકરી બાટલીમા રાખવા અને તે દવાના કામમા વાપરવી

ભાગ—પ્રથમ ભાગના પાન લાવી તેને પાણીમા બાફી લઇ સૂકાવી લેવુ પછી તેને કડાઇમાં નાખી શેકી લેવુ અને પછી વાટી બાટલીમા ભરી ગખવુ ને દવાના કામમા વાપરી શકાય

અફીણ—અફીણને લાવી પાણીમા ઓગાળી રસ થાય ત્યારે કપડે ગાળી કસુંબો ચોખો કાઢી લેવો આ કસુબાને એક નાના વાસણમા ગખી સુકવી તેને આદુના ગમની ૮ થી૧૦ ભાવના આપી દવાના કામમા વાપગવુ ને શુધ્ધ ગણાય છે

શિલાજીત—ગાયના દુધની, ત્રિફળાના કવાથની તથા ગોમુત્રની બબે ભાવના આપી તડકામા સુકવી પછી કામમાં લેવુ

ટંકણખાર—બજારમા મનતો સાગે તેલીઓ ટંકણખાર લાવી તેને વાટી ચુર્ણ કરી પછી તેને માટીના તવામા ( નાવડીમા ) સેકી લેવુ એથી તે ફુલીને ધાણી જેવુ થઇ જશે તે વાટીને બાટલીમા ગખવુ અને તે દવાના કામમા વાપરવુ

સુરમો—સુરમાને બારીક વાટી ખરલમા નાખી લીંબુના રસમાં ઘુટી સુકવી લેવુ હીરાકસીની શુધ્ધી આ પ્રમાણે છે

શંખ, કોડી, છીપ, પ્રવાલ,–આમાંથીજેની શુધ્ધિ કરવીહોય તેને લાવી તેના ટુકડા કરી એક પોટલીમા બાંધી ડોલાયંત્રમા મુકવી અને તેના વાસણમા ગૌમુત્ર શેર ૫ સીધાલુણ શેર ૦ાા લીંબુનો રસ શેર ૦ા નાંખી ચુલે ચડાવી ત્રણ કલાક તાપ આપવો પછી ઉતારી લઇ ગરમ પાણીથી ધોઇ સાફકરી ભસ્મ બનાવવાના કામમા લેવું.

અભ્રક—મારો કાળો અભ્રક લાવી તેને તપાવી લાલ થાય ત્યારે ગૌમુત્રમા અથવા દુધમા ઠારવો આ પ્રમાણે સાત વખત ગમેતે એક પદાર્થમા ઠારવાથી શુધ્ધ થાય છે પછી તેનો ધાન્યાભ્રક કરવો

હીંગ—સારી હીંગ લાવી તેને ભાંગી તેના નાના ટુકડા કરી એક લોઢાની કડાઇમા થોડુક ઘી નાખી બરાબર ગરમ થાય ત્યારે હીંગના ટુકડા તેમા નાખી બરાબર સેકી લેવી હીંગ ફુલી જાય ત્યારે તેને ઉતારી ખાંડી બારીક કરી રાખવી અને દવાના કામમા વાપરવી

ગુગળ—ગુગળને ત્રિફળાના ક્વાથમાં એક રાત પલાળી રાખી સુવારે ઉકાળો કરવો રસ થાય ત્યારે ઉતારી કપડે ગાળી ચુલે ચડાવવુ અને તેનુ પાણી બળી જતા રબ જેવુ થાય ત્યારે ઉતારી મુકવી લેવુ અને દવાના કામમા વાપરવું.

મોરથુથો—લાવી તેને ખરલમા વાટી લીંબુના રસમાં ચોદ ભાવના આપી ઘુંટી સુકવી લેવુ અને તેને સમભાગે કબુતરની હગાર મેળવી વાટી સંપુટમા ભરી હલકો અગ્નિ આપી તેનેદહીમા ઘુટીનાનો અગ્નિકરી આપીવાટી રાખવુ અને કામમા લેવુ.

મંડુરભસ્મ—લોઢાના જુના કીટોડા (૧૦૦ વર્ષથી પ્રથમના લેવા) લાવી તેને તપાવી ગોમુત્રમા ઠારવા એમ કરતાં ૭ વખતમા શુધ્ધથઇ ભુકો થઇજશે પછી ખરલમા ગૌમુત્ર નાખી ઘુટી પુટ આપવો આપ્રમાણે કુવાર, ત્રીફળાનો ક્વાથ વગેરેના પુટ દશવીશ આપતા નરમ ભસ્મ થાય ત્યારે કપડે ચાળી કામમા લેવી આપ્રમાણે તેનું શોધન મારણ કરતા ઉતમ ભસ્મ બને છે

(સમાપ્ત.)

# પરિશિષ્ટ ૪ થું.

વૈદ્યક ચિકિત્સાસાર ભાગ ૧, ૨, ૩, ૪, મા આવેલ
ઓષધોની રોગાનુવાર અનુક્રમણીકા.